વિવિધ ગ્રંથમાળા. ગ્રંથાંક ૨૦૦ થી ૨૦૨. વર્ષ ૧૭ મું-સંવત ૧૯૮૩



# श्रीछोटमनी वाणी

## ग्रंथ बीजो

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी

સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ

સ્થળઃ અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૪૫૬, પ્રત ૫૩૦૦

મૂલ્ય ૧॥, માર્ગખર્ચ જૂદું

# खास सूचना अने माहिती

## १–हवेनुं पुस्तक वी. पी. थी मोकलाशे.

१–आ पुस्तक पछी १९८३ नी साल पैकी हवे एक पुस्तक बाकी रह्युं ते 'भारतना वीर पुरुषो' (पुनरावृत्तिरूपे) आवता आसो सुदमां वी. पी. थी मोकलीने संवत १९८४ नुं वार्षिक मूल्य सादां पूठां बदल रू. ४) अने पाकां पूंठानां ग्राहक पासे रू. ५) मंगावी लेवाशे. माटे ए विषे जेमने नीचलामांनुं के बीजुं कांइ लखवुं होय तेमणे ते आ पुस्तक पहोंचेथी पांच सात दिवस सुधीमां बने तेम पहेली तके लखी मोकलवा विनति छे.

क–जेमने नवा वर्षथी नवा ग्राहक थवुं होय.

ख–जेमने नवा वर्षथी ग्राहकमांथी नीकळी जवुं होय.

ग–जेमने सादां पूठांमांथी पाकां पूठांना वर्गमां जवुं होय.

घ–जेमने पोताना शिरनामामां फेरफार कराववो होय.

च–जेमने दरेक पुस्तक रजीस्टर बुकपोस्टथी मेळववा माटे रू. ०॥ वधारे भरवो होय.

२–उपर मुजब सूचना अपाया छतां जेओ तरतमां ए विषे नहि लखे अने वी. पी. आवेथी पाछुं वाळशे, तेओ १९८३ ना ए छेल्ला पुस्तक उपरनो सर्व हक्क खोशे.

३–अमदावादनां ग्राहकोने पण व्यवस्थानी सुगमता माटे उपलुं पुस्तक क्रमशः वी. पी. थीज मोकलाशे. रूबरू लवाजम भरीने थोडाक आना बचाववा जतां जे श्रम अने काळजी तेमने राखवां पडे छे, तेमज संस्थाने पण सळंग व्यवस्थामां जे अगवड आवे छे; तेना अनुभव पछी वी. पी. नोज रस्तो वधारे ठीक जणायो छे. आम छतां जेमने रूबरूमांज पैसा भरवा होय, तेओ भादरवानी आखर सुधीमां पोतानो रजीस्टर नंबर दर्शावीने तथा पावती लईने अमदावादना सस्तुं साहित्य वर्धक कार्यालयमां भरी शकशे. जोके एथी तेमने बचाव तो मात्र वी. पी. खर्चना बे आना जेटलोज थवानो छे.

४–वी. पी. थी कोने नहि मोकलाय? जे सज्जनोए नवा वर्षथी ग्राहकमां रहेवानी ना लखी हशे तेमने, तेमज वडोदरा-

ના "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ" દ્વારા જે લાયબ્રેરીઓ પૈસા ભરે છે તેમને તથા દેશાવરનાં ગ્રાહકોને ઉપલું પુસ્તક વી. પી. થી નહિ મોકલતાં સાદા બુક પોસ્ટથી મોકલાશે. અને નવા વર્ષનું લવાજમ તેમના તરફથી મળ્યા પછીજ નવા વર્ષનાં પુસ્તકો મોકલવાનું જારી થશે.

૫–આફ્રિકા તેમજ બીજાં દેશાવરનાં ગ્રાહકોને દરેક પુસ્તક (ત્રણ આનાના વધુ ખર્ચે) રજીસ્ટર કરાવીનેજ મોકલાતાં હોવાથી તથા ત્યાં માટેનું ટપાલખર્ચ પણ દરેક વીસ તોલા દીઠ અર્ધા આનાને બદલે બે આના જેટલું આવતું હોવાથી, તથા રજીષ્ટર્ડ કરાવીનેજ દરેક પુસ્તક દેશાવર મોકલાતું હોવાથી, અને શિલિંગના પોસ્ટલ ઑર્ડર બદલ અહીં શિલિંગ દીઠ દશથી સાડાદશ આના મળતા હોવાથી, દેશાવરના ગ્રાહક મહાશયોએ પાકાં પૂઠાં સાથેના વાર્ષિક લવાજમ બદલ રૂ.૮) અથવા શિલિંગ ૧૨ બને તેમ તરતમાં મોકલી આપવા.

૬–૧૯૮૪ નાં પુસ્તકો તરીકે નીચલામાંથી તેમજ નવાં પસંદ કરાશે તેમાંથી નીકળશેઃ–સ્વામી ભાસ્કરાનંદનું ચરિત્ર, સત્યાગ્રહ ને અસહકાર, ટુંકી વાર્તાઓનો નવો ભાગ, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, સુબોધ રત્નાકર, શુભસંગ્રહનો નવો ભાગ, ભારતીય નીતિકથાઓ, પઢિયારનાં અપ્રસિદ્ધ પુસ્તકો, વિજયકૃષ્ણ ગોસ્વામીનું ચરિત્ર, સુભાષિત રત્નભાંડાગાર, સંત મહાત્માઓની વાણીનાં પુસ્તકો, મહાન શીખ ગુરુઓ, ફાધર ડેમિયન, ભારતના સંતપુરુષો, બુકર ટી વૉશિંગ્ટન, જોન ઑફ આર્ક, કાર્લાઇલ, વિલિયમ વૉલેસ.

---

## ૨–દરેક ગ્રાહકને ખાસ સૂચના

૧–આ સંસ્થા તરફથી આજથી વીસ વર્ષપૂર્વે ભાગવતનો **એકાદશસ્કંધ** તથા સત્તરેક વર્ષપર **આર્યધર્મનીતિ,** આ બંને ખાસ ઉપયોગી પુસ્તકો મૂળ શ્લોક તથા ગુજરાતી ટીકા સાથે નીકળેલાં. એટલે જેમણે તે મેળવ્યાં હશે તે પણ અત્યારસુધીમાં ઘણે ભાગે બગડી કે ખોવાઈ ગયાં હશે; એમ ધારીને એ બંને પુસ્તકો એકાદ બે વર્ષમાં વિવિધ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ કરી સર્વ ગ્રાહકોને મોકલવા વિચાર છે. આ પ્રમાણે થવાથી કોઈ કોઈ ગ્રાહક બંધુઓ પાસે એ આગલાં પુસ્તકો હશે, તો તેઓ તે બીજા

કોઇ સજ્જનને આપવાનો લહાવો લેશે એવી આશા રાખી છે. છતાં જેમને એ વિચાર ન ગમવાથી કે બીજા કારણથી ઉપલાં બંને અથવા તેમાંનું એક પુસ્તક જેમને નજ જોઇતું હોય; તેઓ તે વાત આ ૧૯૮૪ ની દિવાળીસુધીમાં જરૂર આ સંસ્થા ઉપર લખી મોકલે, કે જેથી તેમના ઉપર તે પુસ્તક મોકલાય નહિ અને તેના ફાળા પુરતાં નાણાં વિવિધગ્રંથમાળાના તે પછીના વર્ષના લવાજમ વખતે મજરે આપી દેવાય.

---

## ૩–છોટમની વાણી–ગ્રંથ પહેલો

છોટમની વાણીના આ બીજા ગ્રંથ કરતાં પણ પહેલો ગ્રંથ (ભજનકીર્તનોના સંગ્રહરૂપ હોવાથી) ઘણા સજ્જનોને વધારે ગમે એવો છે. એ ગ્રંથ અઢી વર્ષપર નીકળેલો, પણ તે વિવિધ ગ્રંથમાળાના ચાલુ ભાગદ્વારા નીકળ્યો નહતો; તેથી જે જે સજ્જનો પાસે એ ભાગ ન હોય તેઓને તે પહેલી તકે ખરીદી લેવા ભલામણ છે. તેની પ્રતો પણ હવે હજારેકજ રહી હશે. એનું કદ આ બીજા ગ્રંથ જેવાં પૃષ્ઠ ૨૬૪ અને પાકાં પૂંઠાં સાથે મૂલ્ય રૂ. ૧), પરંતુ દિવાળી સુધી ૦ાાા છે. અને સાદા પૂંઠાના ૦ાાા ને બદલે ૦ાા≈ છે. પોસ્ટેજ ૦)≋ અને વી. પી. ખર્ચસાથે કુલ ૦ા≋ લાગે છે.

---

## ૪–આ બીજા ગ્રંથમાં પણ કિફાયત

છોટમની વાણીના આ બીજા ગ્રંથનું મૂલ્ય પાકાં પૂઠાં સાથે રૂ. ૧ાા છે; પરંતુ નજીક આવતી દિવાળી સુધી તેનું મૂલ્ય ચાર આના કમી લેવાશે. સાદાં પૂઠાંવાળી પ્રત શિલક નથી. પોસ્ટેજ ૦ા– અને વી. પી. ખર્ચ સાથે ૦ા– થશે.

'વ્યવસ્થાપક' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
ભદ્ર પાસે–અમદાવાદ

# ગીતાનો નિત્યપાઠ શામાટે કરવો?

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥**

ભાવાર્થ:--સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતા-શાસ્ત્રને ગાવા જેવું (પરમપદદાયક અને સરલ સુગમ) કર્તવ્ય હોવા છતાં (હે મનુષ્યો! તમારે) અન્ય શાસ્ત્રોની ગડમથલમાં પડવાનું શું પ્રયોજન છે? **"મહર્ષિ વ્યાસ"**

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કે:—"હે અર્જુન! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાન-યજ્ઞથી મારૂં-પરમાત્માનું પૂજન કર્યું છે એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કે:-"ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે. ભગવદ્ગીતા મૂર્તિમાન વેદ હોઇને ઔદાર્યમાં તો વેદ કરતાં પણ વિશેષ છે." × × × "જે કોઇ ગીતા ગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું." × × "ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો છૂટાં પડેલાં ભટકે છે; તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે."

"મહાન જ્ઞાની એમરસનના દોસ્તો કહે છે કે, તેના મનપર ગીતા અને ઉપનિષદોનીજ વધારે અસર થઇ હતી." **સ્વામી શ્રીરામતીર્થ**

"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે. અન્ય કોઇ ગ્રંથમાં આવું સામંજસ્ય નથી!" × × "આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિ-ગોચર થાય છે. આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઈ પણ દેશમાંને કોઇ પણ કાળે કોઇએ પણ કરી હોય એમ જણાતું નથી." × "આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી." **મહાત્મા બંકિમબાબુ**

"પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. * * ભગવદ્ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજીસુધી લખાયો નથી. * * ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધુંજ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઇ કોઇવાર તો એવોજ વિચાર થઇ આવે છે કે આ તત્ત્વજ્ઞાન કોઇ જૂદાજ યુગમાં લખાયલું હોવું જોઇએ * * હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું." **મહાત્મા થૉરો**

**મહાત્મા ગાંધીજી** કહે છે કે:-"એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી."

# अनुक्रमणिका

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૨ | પાળ | પાળે |
| ૨૩ | ૧૦ | જનીને | જનનીને |
| ૪૦ | ૧૬ | પુરાણો | પુરાણે |
| ૪૨ | ૨૫ | પળતો | પળનો |
| ૪૩ | ૧૪ | આધકાર | અધિકાર |
| ૪૬ | ૧૬ | મનુવા | મનુવા ૧ |
| ૪૭ | ૨૭ | અમૂલ્ય | અમોલક |
| ૫૨ | ૨ | એમે | એ મેં |
| ૬૨ | ૨૩ | **વિવેકવર્ણન** | **જીવની પાંચ ગતિ** |
| ૭૮ | ૫ | નાહ | નહિ |
| ૯૫ | ૧૪ | મંદ અંધે | મદઅંધે |
| ૯૯ | ૧૦ | પેઠે | પેઠો |
| ૧૦૨ | ૩૨નીચે ઉમેરોઃ-શંકર મુખથી ઓચર્યા સુણી કંબલનું ગાન; | | |
| ૧૧૨ | ૧૪ | નહ | નહિ |
| ૧૨૫ | ૧૯ | ધ્રાઇને | ધ્રાઇને |
| ૧૫૧ | ૧૯ | પ્રાણુ | પાણુ |
| ૧૬૬ | ૭ | નાદ | નાથ |
| ૨૦૬ | ૬ | જ્ઞાન | ગાન |
| ૨૧૦ | ૬ | નભીએ | નાભીએ |
| ૨૧૩ | ૧૦ | સોરઠા | સોરઠ |
| ૨૧૩ | ૨૬ | ગ્રંથ | ઘ્રત |
| ૨૩૮ | ૭ | ભટકી | ભટકે |
| ૨૪૮ | ૩ | અધમથી | અધર્મથી |
| ૨૪૮ | ૩ પછી એજ પૃષ્ઠની બારમી લીટી વાંચવી. | | |
| ૨૪૮ | ૧૫ પછી પૃષ્ઠ ૨૪૯ ની ૪ થી લીટી વાંચવી. | | |
| ૨૪૮ | ૨૧ પછી એજ પૃષ્ઠ (૨૪૮)ની ૨૯મી લીટી વાંચવી. | | |
| ૨૮૪ | ૯ | વિઘ્ન | વિદ્ધ |
| ૩૨૯ | ૧૨ | રૂડી રીત | પૂરી પ્રીત |
| ૩૪૨ | ૨૦ | પુરણુ અને | પુરાણુ ને |
| ૩૪૩ | ૧૯ | ચિદ્દસંદેહ | ચિદ્દસંદોહ |
| ૩૪૬ | ૩૧ | ઠાર | ઠામ |
| ૩૫૧ | ૨૫ | મુનિને | મુને |

# ग्रंथस्वीकार

નીચેનાં પુસ્તકો આ સંસ્થા તરફ મોકલનાર તે તે સંસ્થાઓ અને સજ્જનોને ધન્યવાદ ઘટે છે. વિશેષમાં એક વાત પુનઃ પણ જણાવવાની કે, આ પ્રકારે આવતાં પુસ્તકો વાંચી તે વિષે સમાલોચના લખવાનું ધોરણ આ સંસ્થાએ રાખેલું નથી; પરંતુ યોગાનુયોગ પુસ્તકોનાં નામઠામ, મૂલ્ય વગેરેજ જણાવાય છે.

**૧-સસ્તું સાહિત્ય પ્રકાશક મંડળ-અજમેર તરફથી હિંદી ભાષામાં, પ×૭ ઇંચના કદમાં, ગ્લેજ કાગળ તથા સાદાં પૂંઠાંમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો:-**

**યૂરોપ કા ઇતિહાસ-પહિલા ભાગ**-લેખક રામકિશોર શર્મા (બી. એ. વિશારદ.) પૃષ્ઠ ૩૬૪, મૂલ્ય ૦॥=

**યૂરોપ કા ઇતિહાસ-દૂસરા ભાગ**-લેખક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૩૨, મૂલ્ય ૦॥-

**યૂરોપ કા ઇતિહાસ-તીસરા ભાગ**—લેખક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૪૮, મૂલ્ય ૦॥-

**ક્યા કરેં ? પ્રથમ ભાગ**—અનુવાદક ક્ષેમાનંદ રાહત. પૃષ્ઠ ૨૭૨, મૂલ્ય ૦॥=

**દક્ષિણ આફ્રિકા કા સત્યાગ્રહ કા ઇતિહાસ-પ્રથમ ભાગ**—અનુવાદક વૈજનાથ જગન્નાથ મોયદે. પૃષ્ઠ ૨૭૬, મૂલ્ય ૦॥.

**જીવનસાહિત્ય**—અનુવાદક પંડિત શ્રીનિવાસ આચાર્ય દ્વિવેદી. પૃષ્ઠ ૨૨૪, મૂલ્ય ૦॥

**કલવાર કી કરતૂત**—અનુવાદક ક્ષેમાનંદ રાહત. પૃષ્ઠ ૪૮, મૂલ્ય ૦)-॥

**હમારે જમાને કી ગુલામી**-અનુવાદક સત્યેંદ્ર. પૃષ્ઠ ૧૦૪, રૂ. ૦।

**ચીન કી આવાજ**—અનુવાદક વૈજનાથ મહોદય બી. એ. પૃષ્ઠ ૧૪૦, મૂલ્ય ૦।-

**આત્મોપદેશ**—લેખક નરેંદ્ર નારાયણસિંહ. પૃષ્ઠ ૧૧૨, મૂલ્ય ૦।.

**ગોરોં કા પ્રભુત્વ**—લેખક રામચંદ્ર વર્મા. પૃષ્ઠ ૨૭૪, મૂલ્ય ૦॥=

**અનોખા**—અનુવાદક ઠાકુર લક્ષ્મણસિંહ બી. એ. એલ. પૃષ્ઠ ૪૭૪, મૂલ્ય ૧।=

**દક્ષિણ આફ્રિકા કા સત્યાગ્રહ કા ઇતિહાસ-દૂસરા ભાગ**-અનુવાદક વૈજનાથ મહોદય. પૃષ્ઠ ૨૨૬, મૂલ્ય ૦॥

**ભારત કે સ્ત્રી રત્ન-દૂસરા ભાગ**—અનુવાદક રામચંદ્ર વર્મા, તથા શંકરલાલ વર્મા. પૃષ્ઠ ૩૩૨, મૂલ્ય ૦॥-

**જીવનસાહિત્ય-દૂસરા ભાગ**—અનુવાદક પંડિત શ્રીનિવાસાચાર્ય દ્વિવેદી. પૃષ્ઠ ૨૦૪, મૂલ્ય ૦ાા

**૨–શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર તરફથી સાદાં પૂંઠાંમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો:—**

**જાતક કથાઓ**—લેખક હરભાઈ. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૪૪, કાગળ ગ્લેજ, મૂલ્ય ૦ાા.

**હિંદુધર્મની આખ્યાયિકાઓ**—લેખક નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૪૦, કાગળ ગ્લેજ, મૂલ્ય ૦ાા

**બાળ લોકગીત સંગ્રહ—ભાગ બીજો**—સંપાદક ગીજુભાઈ. કદ ૪ા×૫ાા, પૃષ્ઠ ૧૧૬, કાગળ ગ્લેજ, મૂલ્ય ૦)≡

**શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય માળાના બાર મણકા**-રૂપે નીચેનાં પુસ્તકો કદ ૪ા×૫ા, પૃષ્ઠ ૪૦ અને એન્ટીક કાગળમાં પ્રસિદ્ધ થયાં છે. આખી યોજનાના ગ્રાહકોને રૂ. ૭) ભરવાના હોય છે; અને તેમાં લગભગ પોણોસો પુસ્તકો નીકળનાર છે. **નીકળી** ચૂકેલા મણકાઓનાં નામ નીચે પ્રમાણે:—

ગણપતિબાપા, **ચેલૈયો**, ઉભું હતું ઉભું **હતું**, **હજામડી, કબાટ, બાળકોનો બીરબલ, ગોપીચંદ, બાળનાટકો, હંસ અને હંસા, તિરંદાજ, ગામડામાં મળજો, બાળપ્રવાસો.**

**૩–સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર–રાણપુર તરફથી શ્રીયુત અમૃતલાલ દલપતભાઈ શેઠે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોઃ—**

**સૌરાષ્ટ્રની રસધાર—ભાગ ૫ મો**—સંપાદક ઝવેરચંદ મેઘાણી. કદ ૫ા×૮, પૃષ્ઠ ૨૪૦, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય ૧ાા

**ચુંદડી**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૫ાા×૮ાા, પૃષ્ઠ ૧૨૮, કાગળ એન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૦ાા=

**હાલરડાં**—સંપાદક ઉપર પ્રમાણે. કદ ૪×૬ાા, પૃષ્ઠ ૧૦૮, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦ા.

**સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં**—લેખક ઉપર પ્રમાણે. કદ ૪×૬ાા, પૃષ્ઠ ૮૨, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય ૦)≡

**૪–શ્રીયુત સોરાબજી મંચેરજી દેશાઈ–મુ. નવસારી. એમણે રચી ૬ાા×૧૦ ના કદમાં, ગ્લેજ કાગળ અને પાકાં પૂઠાંમાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો:-**

**વિધવાદુઃખનિવારણ**—પૃષ્ઠ ૨૩૨, મૂલ્ય ૧ાા

**બેટી તું સાસરે કેમ સમાશે?** પૃષ્ઠ ૨૧૬, મૂલ્ય ૨)

**વહેમી દુનિયા**—પૃષ્ઠ ૧૬૦, મૂલ્ય ૨)

**બંદો અને બંદગી**—પૃષ્ઠ ૨૫૬, મૂલ્ય ૨)

**૫—શ્રીયુત દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર,સત્યાગ્રહ આશ્રમ–સાબરમતી. એમણે પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો:—**

 ૧૪૩૩૭

**ખાદીનિબંધ**—અનુવાદક છગનલાલ નથુભાઈ જોષી. કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૨૭૦, કાગળ ઍન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૧)

**આવું કેમ સૂઝયું?**—અનુવાદક વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૪૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦॥~

**૬—ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત તરફથી ૪॥×૭॥ ના કદમાં, ઍન્ટીક કાગળ અને સાદાં પૂઠાંમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો—**

**તોફાની ટીપુડો**—લેખક નટવરલાલ વીમાવાળા. પૃષ્ઠ ૫૨, મૂલ્ય ૦।=

**કચુંબર**—સંપાદક ગાંડિવ સાહિત્ય મંદિર—સુરત. પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦)॥

**૭—અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો:—**

**ગૃહસ્થ જીવન**—પ્રકાશક મંત્રી—વેદાંત સમાજ, બાકરોલ. કદ ૪॥×૬।, પૃષ્ઠ ૪૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**રામસંહિતા—પ્રથમ ભાગ**—અનુવાદક અને પ્રકાશક નાગોરી મનસુખલાલ મગનલાલ ઝવેરી—મુ. જામનગર. કદ ૫×૬॥, પૃષ્ઠ ૧૯૨, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૧।

**શ્રી. ધોંડો કેશવ કર્વેનું આત્મચરિત્ર**—અનુવાદક કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા. પ્રકાશક—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ વડોદરા. કદ ૬॥×૧૦, પૃષ્ઠ ૩૯૪, કાગળ ઍન્ટીક, પૂઠું પાકું, મૂલ્ય ૩)

**ભગવદ્‌ગીતાજ્યોતિ**—લેખક અને પ્રકાશક—મગનભાઇ ચતુરભાઇ પટેલ બાર—ઍટ—લૉ, અમદાવાદ. કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૩૭૦, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૩)

**દરદી**—લેખક અને પ્રકાશક—ગોપાળશંકર વેણીશંકર ભચેચ, અમદાવાદ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૫૨, કાગળ ગ્લેજ, પૂઠું પાકું, મૂલ્ય ૧।

**શ્રીદેવી ગીતા**—પ્રયોજક—જ્યોતિષશાસ્ત્રી વૃંદાવન માણેકલાલ, અમદાવાદ. પ્રકાશક—ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, અમદાવાદ. કદ ૪॥×૬॥, પૃષ્ઠ ૧૬૦, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય ०॥

**સંતતિનિયમન**—લેખક અને પ્રકાશક—ગ. ના. મોડક, રાવપુરા—વડોદરા. કદ ૪॥×૬॥, પૃષ્ઠ ૩૨, પૂઠું સાદું, મૂલ્ય ०॥.

**પરમામૃત**—સંપાદક—વિષ્ણુપ્રસાદ અમૃતલાલ ભટ્ટ. પ્રકાશક—ગિરિજાશંકર વજેરામ પાઠક, ઘોઘાનો દરવાજો—ભાવનગર. કદ ૪×૬॥, પૃષ્ઠ ૯૬, કાગળ ગ્લેજ, પૂંઠું સાદું, મૂલ્ય ०।

**અર્વાચીન હિંદ**—લેખક—પામદત્ત. પ્રકાશક—મિ. એસ. વી. ઘાટે—ઍડવાન્સ લિટરેચર બુકશૉપ, ગીરગામ—મુંબઇ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૪૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૧।

**યુગપલટો અને મહાસુદર્શન**—લેખક અને પ્રકાશક—ન્હાનાલાલ દલપતરામ કવિ, ભદ્ર—અમદાવાદ. કદ ૫×૭, પૃષ્ઠ ૯૬, કાગળ ઍન્ટીક, પૂઠું સાદું, મૂલ્ય ૧)

**અવ્યક્ત બોધ**—અનુવાદક-યતિ મુકુંદાશ્રમજી, ખંભાત. પ્રકાશક-નટવરલાલ ચુનીલાલ કાંટાવાળા, ખંભાત. કદ ૩॥×૪॥, પૃષ્ઠ ૧૪૪, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રી ભર્તૃહરિ રાજાનો વૈરાગ્ય**-કર્તા રામશંકર નારાયણજી રાજવૈદ્ય. પ્રકાશક-છગનલાલ રેવાશંકર પાઠક, આંકલાવ. કદ ૪॥×૬॥, પૃષ્ઠ ૧૬, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦)-

**શ્રીકૃષ્ણભક્તિ પંચરત્ન**—પ્રકાશક-ઠક્કર પુરુષોત્તમદાસ મકનદાસ, રાસ. (તા. બોરસદ) કદ ૩॥×૪॥, પૃષ્ઠ ૧૦૦, કાગળ ગ્લેજ, પૂઠું સાદું, મૂલ્ય ૦)=

**તજકેરતુલ અવલિયા**—પ્રકાશક નિજામુદ્દીન એ. કુરેશી. એડીટર 'દીન' અમદાવાદ. કદ ૫×૬॥, પૃષ્ઠ ૩૨૦, કાગળ રફ, પૂઠું પાકું, મૂલ્ય ૧॥

**પીર મોટામીયાં સાહેબની ગાયોની યોજના**—પ્રકાશક મોતીલાલ અમથાલાલ શાહ-કૃષ્ણ સ્વદેશી વસ્તુભંડાર, કડી. કદ ૫॥×૮॥, પૃષ્ઠ ૩૬, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**મહાન ચીશ્તી પીરો અને માંગરોળની ગાદી**—લેખક તથા પ્રકાશક-રતનશાહ કોયાજી વકીલ, નાનપુરા-સુરત. કદ ૫॥×૮॥ પૃષ્ઠ ૫૬, કાગળ રફ, પૂઠું સાદું, મૂલ્ય લખ્યું નથી.

**મધર ઇન્ડીઆ કા જવાબ (હિન્દી)**—લેખિકા શ્રીમતી ચંદ્રાવતી બી. એ. પ્રકાશક-પ્રૉ. સત્યવ્રત સિદ્ધાંતાલંકાર, ગુરુકુલ કાંગડી (બિજનૌર) કદ ૫×૭, પૃષ્ઠ ૧૪૫, પૂઠું સાદું, મૂલ્ય ૦॥

**કિરીટ અને બીજી વાતો**—પ્રકાશક-'કુમાર' કાર્યાલય-રાયપુર, અમદાવાદ. કદ ૫×૭, પૃષ્ઠ ૧૬૪, પૂઠું સાદું, મૂલ્ય ૧)

**નાથજી અવધૂત લીલા**—પ્રયોજકઃ મંગળદાસ ચતુર્ભુજ કવિ. મુ. વિજાપુર. કદ ૫×૬, પૃષ્ઠ ૫૨, સાદું પૂંઠું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રીકૈલાસમાર્ગ પ્રદીપિકા**—લેખક પંડિત ધર્મદત્ત શર્મા. પ્રકાશક શ્રી શેઠ ખુશીરામજી મુરાલીલાલ છારીઆ કલકત્તા. કદ ૫×૭, પૃષ્ઠ ૧૪૬, સાદું પૂંઠું, મૂલ્ય શિવભક્તિ.

**નીચેના અહેવાલો પણ મળ્યા છે:**—

**હિંદુ અનાથાશ્રમ-નડિયાદ**નો ૧૯૨૬-૨૭ નો રિપોર્ટ.

**ભીલ સેવા મંડળ-દાહોદ**નો સન ૧૯૨૬-૨૭નો અહેવાલ.

**શ્રીરામકૃષ્ણ મીશન સેવાશ્રમ, કનખલ, હરદ્વાર**નો ૨૭ મો વાર્ષિક રિપોર્ટ. જાન્યુઆરીથી ડીસેમ્બર ૧૯૨૭ સુધીનો.

# सारामाठा प्रसंगे ज्ञानलहाणी

પોતે પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ સહજ નથી; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વકોઈ બીજાને આપી શકે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમનેમાટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણનિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠપર છપાવીને કે રબર-સ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને આપી શકાય, કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાન જેવી સર્વોત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઈચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશકય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. માત્ર પાંચદશ રૂપિયા ખર્ચવા હોય તો ગીતાઓ કે ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

# निवेदन

વિવિધ ગ્રંથમાળાના ૧૭ મા વર્ષ પૈકી આ ત્રીજું પુસ્તક હોઈ ગ્રંથાંક ૨૦૦ થી ૨૦૨ છે. મહાત્મા છોટમની પ્રસાદીરૂપ આ "છોટમની વાણી"નો પહેલો ગ્રંથ અઢી વર્ષપર ગ્રંથાંક ૧૮૭–૮૮ તરીકે છપાયો હતો. એ પછી "છોટમ વાણી"નો આ બીજો ગ્રંથ છે. પહેલા ગ્રંથમાં મુખ્યત્વે તેમનાં ધોળ–ભજનાદિનો સંગ્રહ હતો. આ બીજા ગ્રંથમાં નવ આખ્યાન, ધર્મસિદ્ધિ ગ્રંથ અને શિવ–વિવાહ છે.

એમાંનો "ધર્મસિદ્ધિ" ગ્રંથ મહાત્મા છોટમ અને તેમના શિષ્ય બકોરભાઇના પ્રશ્નોત્તરરૂપે હોવાથી તેને "બકોરગ્રંથ" પણ કહે છે. ભક્ત બકોરભાઇ દ્વારકાંદાસ એજ ગામના (મલાતજના) રહેવાસી હોઇ હાલ તેમની ઉંમર ૮૩ વર્ષની છે. તેમણે પોતાની ૧૯ વર્ષની ઉંમરથી માંડીને મહાત્માશ્રીનો દેહાંત થયો ત્યાંસુધી–એટલે કે સંવત ૧૯૨૦ થી ૧૯૪૧ સુધી–તેમના સેવાસમાગમનો લાભ લીધો હતો.

કાવ્યરચનાની કળા અનેકોને અવગત હોય છે, પરંતુ યોગાત્માઓની ખુબી અને અસર જૂદીજ હોય છે. જ્યાં ત્યાં પામરતા અને અવદશા જોઇને એવાઓના વિશાળ હૃદયમાં લાગણી થયા કરવી; તેમની તલસ્પર્શી બુદ્ધિમાં તેનાં ઉંડાં ને સાચાં કારણો તથા આબાદ ઉપાયો રમ્યા કરવા અને તેના પરિણામે કલ્યાણકારી કાવ્ય ઉપજી આવવાં સ્વાભાવિકજ છે. આર્યાવર્તમાં અને જગતના સર્વ દેશોમાં એ પ્રકાર બનતો આવ્યો છે. સંસ્કૃતનો સમય ગયા પછી પ્રાકૃત ભાષાઓમાં પણ એવા પ્રકારનાં કવન કરનારા પાકતા આવી ગુજરાતને પણ એવા અનેક મહાપુરુષોનો લાભ મળ્યો છે. મહાત્મા છોટમ પણ એવાજ જીવનમુક્ત મહાપુરુષ હોવાથી તેમણે રંજોગુણી માનવો રાજી થાય એવી કાવ્યરચના નહિ કરતાં પ્રભુના અને પ્રભુપ્રેમીઓનાજ ગુણાનુવાદ ગાયા છે; સત્ય હિતને રસ્તે પ્રેરે એવા કલ્યાણકારી આચારવિચારો દર્શાવ્યા છે; અને પરમસિદ્ધ ઋષિમુનિઓનાજ આદેશ–ઉદ્દેશ અને સાધના–સંદેશ સુણાવ્યા છે. માણસ ગમે તે વર્ણ કે આશ્રમનો હોય, પરંતુ તેની પ્રકૃતિ સાત્ત્વિક, રાજસિક અને તામસિક પૈકી જે પણ પ્રકારની હોય; અને પામર, વિષયી, જિજ્ઞાસુ કે મુક્ત પૈકી જે પણ કોટીનો તે માનવી હોય; તેજ કોટીનાં વચન–વાચન, શ્રવણ–મનન, કથન–કવન, મિત્ર–પરિચય, સંગ–કુસંગ, આહાર–વિહાર અને આચાર–પ્રચાર કરવા–કરાવવાનું તેને ગમે છે. મહાત્મા છોટમ સાત્ત્વિક કોટીના અને પરમાત્મસાક્ષાત્કાર પામી કૃતકૃત્ય થયેલા સાચા મહાપુરુષ હતા; એટલે તેમની કવિતાઓ પણ તેવાજ પ્રકારની તથા શ્રોત્રીયતા અને બ્રહ્મનિષ્ઠાની પ્રદર્શક હોય એ સ્વાભાવિક છે.

મહાત્મા શ્રી છોટમની છપાયલી તેમજ નહિ છપાયલી વાણી આ સંસ્થાને પૂરી પાડવાનો યશ તેઓશ્રીના પરમ ભક્ત સ્વામીશ્રી વાસુ-

દેવાનંદ તીર્થ તથા મહાતજનિવાસી પટેલ મોતીભાઇ ભીખાભાઈ અને ઉપરોક્ત ભક્ત બકોરભાઇના પૌત્ર પ્રભુદાસ હરિભાઇને છે.

સ્વામીશ્રી વાસુદેવાનંદ તીર્થજી પૂર્વાશ્રમથીજ શ્રી છોટમ મહારાજના શિષ્ય હતા. સંવત ૧૯૮૩ માં તેઓશ્રીએ સંન્યસ્ત દીક્ષા લીધી ત્યારથી મોટે ભાગે કાંકરીઆ પાસે "છોટમ ગુફા"મા રહી સ્મરણ ચિંતન કરે છે. તેઓશ્રી સાદા, શાંત અને નિરાભિમાની છે. મહાત્માશ્રી છોટમ કવિના સેવાસમાગમ ઉપરાંત વાણીથી પણ જે લાભ મળેલો, તે ઉપરથી જનસમૂહને પણ તેનો લાભ મળે એવી ભાવના તેઓશ્રીને રહેતી આવી છે. થોડાં વર્ષપર નીચે જણાવેલાં બે પુસ્તક નીકળેલાં, તેનો પણ મુખ્ય યશ તેના પ્રકાશકોએ તેઓશ્રીનેજ આપ્યો છે. કેમકે છોટમ મહારાજના શિષ્યતરીકે તેઓશ્રીને જે ગ્રંથ પ્રાપ્ત થયેલા, તેને તેમણે કાળજીપૂર્વક જાળવી રાખ્યા તથા તેની પ્રસિદ્ધિ માટે બનતી પ્રેરણા અને સહાયતા કરી તેથીજ એ સદ્દગ્રંથો પ્રસિદ્ધ થયા હતા.

સંવત ૧૯૭૪ મા શ્રીયુત મણિલાલ મગનલાલ તરફથી મહાત્મા છોટમકૃત "શ્રી પ્રશ્નોત્તરમાળા" ગ્રંથ છપાયો હતો અને શ્રીયુત બન્સીલાલ મણિલાલ મહેતા, તથા સોમનાથ મનસુખરામ તરફથી સંવત ૧૯૭૮ માં ભગત જીવાજી કિશોરદાસના સ્મારક ટ્રસ્ટીઓ તરીકે "છોટમકૃત કાવ્યસંગ્રહ" નામે ગ્રંથ નીકળ્યો હતો.

ઉપરોક્ત **છોટમકૃત કાવ્યસંગ્રહની** પ્રસ્તાવનામાં, શ્રીયુત બન્સીલાલજીએ જે હકીકત આપી છે; તેમાંના કેટલાક વિશેષ જાણવા જેવા ભાગનો સારાંશ આ નીચે આપ્યો છે.

"પરમાત્માની અપાર દયામય સ્ફૂરણાથી સહજ રીતે જ્ઞાનવિજ્ઞાનના ભંડારરૂપ આ અનુભવવાણી પ્રકટ થવા પામી છે. અમદાવાદમાં કાંકરીઆ તળાવ તરફ ફરવા જતાં, સ્વામીશ્રી વાસુદેવાનંદ તીર્થના આશ્રમમાં જવાનું થયું. ત્યાં એકાંત આશ્રમમાં એક ગુફા બનાવેલી છે અને તેના દ્વાર ઉપર "શ્રીછોટમ ગુહા" લખેલું હતું. સ્વામીશ્રીની જોડે વાતચીત થતાં જાણવામાં આવ્યું કે, પોતે પૂર્વાશ્રમમાંથી ભક્તકવિ છોટમ મહારાજના શિષ્ય છે અને તેમનાં કેટલાક અપ્રસિદ્ધ કાવ્યો તેમની પાસે છે. ત્યારપછી કૈવલ્યસ્વરૂપ ભકત જીવાજી કિશોરના ટ્રસ્ટ ફંડમાંથી આ કાવ્યો છપાય તો ઠીક, એવી સહજ સ્ફૂરણા થતાં તે આ પુસ્તકરૂપે ફળીભૂત થાય છે. એ તો એક ઉત્તમ યોગ થયો છે કે, એક ભકતની સંપત્તિથી બીજા ભક્તની સંપત્તિ પ્રકટ થાય છે, કે જેથી હજારો આત્માને જ્ઞાનામૃત મળે."

"ભક્ત જીવાજી કિશોરનું જીવન બ્રહ્મજીવન હતું. જીવ્યા ત્યાંસુધી શાંત એકાકી જીવન, સાદો વ્યવહાર, અડગ નિઃસ્પૃહતા, કામનાઓ દગ્ધ અને વાસના મુક્ત હતી. તેમનો જન્મ અમદાવાદ-

માં સંવત ૧૯૦૦ ની જન્માષ્ટમીની રાત્રે થયો હતો. નાનપણથીજ તે સંતસાધુની સેવામાં તત્પર, સત્સમાગમમાં ઉત્સુક તથા સ્તોત્રો અને સદ્ગ્રંથોનું પઠન કરવામાં કુશળ હતા. તેઓ સદ્ગુરુની શોધમાં રહેતા; પણ સાચા ગુરુ કાંઇ એકદમ મળતા નથી. ”

“ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ નિર્લોભ, નિત્યતૃપ્ત, શાંત, ઉદાર, પરમ કારુણીક, સહજ સમાધિસ્થ ને અકળ કળાવાન હોય છે. એવા સદ્ગુરુ તેમને ખોજ કરતાં કરતાં મળ્યા. તેમની ન્યાતના તેમના પરમ મિત્ર મોહલાલભાઇએ મેળવી આપ્યા તે માટે તેમનો ઉપકાર કદી ભૂલતા નહોતા. મોહલાલભાઇ અને જીવાજી બંને પરમાર્થના પરમ મિત્ર હતા. રાત્રે દરરોજ જ્ઞાનચર્ચા કરે અને દિવસે વ્યવહારનાં કામ કરે. મોહલાલભાઇનો સ્વભાવ ઉગ્ર હતો. તે ખોટું સાંખી શકતા નહોતા. જેવો માણસ હોય તેને તેવું કહી સુધારવા પ્રયત્ન કરતા. તે કોઇ વાર ઉગ્ર થાય, તોપણ જીવાજી ભગત તેમનાપર ખોટું નહોતા લગાડતા. તે કહેતા કે, જેમણે આપણને જીવનમુક્ત સદ્ગુરની પ્રાપ્તિ કરાવી તેમનું ઋણ કદી પૂરૂં થાય એમ નથી. આ બંને ગુરુભાઇઓ નિત્ય સત્સમાગમ કરી પોતાનો અનુભવ ખીલવતા. જીવાજી ભગતના સદ્ગુરુ પાટીદાર કોમના શાંત-સાદું બ્રહ્મજીવન ગાળનારા જીજીભગત હતા. જીજીભગતને નાનપણથી શ્રીસંતરામ મહારાજ મળેલા, તેમની કૃપાથી તેઓ તર્યા હતા. શ્રીસંતરામ મહારાજની સમાધિ નડીઆદમાં છે. શ્રીસંતરામ મહારાજ ગુરુ દત્તાત્રેય જેવા મુક્તાત્મા હોઇને ગિરનાર તરફથી આત્મમોજે વિચરતા આવેલા. તે નામ બદલતા ચાલતા હતા. મહીસાગરના તટ ઉપર રહ્યા ત્યારે શ્રીસુખસાગર નામ રાખેલું, અને નડીઆદમા આવ્યા ત્યારે શ્રીસંતરામ એ નામ રાખ્યું. નડીઆદમાં પાછળથી તેમના શિષ્ય પ્રશિષ્યોએ તેમનું નામ આપીને 'સંતરામનું મંદિર' બંધાવ્યું છે; અને તે ક્રમે ક્રમે ઘણું વિશાળ બનેલું છે. આ મંદિર સાંપ્રદાયિક નથી. દક્ષિણમા જેમ શ્રીગુરુ દત્તાત્રેયના ગાણગાપુર ને નરસિંહવાડી સિદ્ધસ્થાનો હોઇને ત્યાં દર પૂર્ણિમા ઉપર યાત્રાઓ ભરાય છે; તેમ અહીં પણ શ્રીગુરુપાદુકાનું પૂજન થાય છે અને દર પૂર્ણિમાએ યાત્રા ભરાય છે. ”×

× શ્રી સંતરામ મહારાજને સો વર્ષ પૂરા થાય છે; તે નિમિત્ત આવતા વર્ષમા સારો જેવો સમારંભ કરવાનો ત્યાંના મહંતજીનો વિચાર સાંભળ્યો છે. એ સ્થાનના વર્તમાન મહંતજી અસંગ્રહવૃત્તિના હોવાથી આગલા મહંતજીના સમયમાં જે લાખ ઉપરાંતની રકમ ભેગી થઇ ગયેલી, તે પણ તેઓશ્રીએ પહેલી તકે લોકોપયોગ માટે એક વિશાળ ધર્મશાળા બંધાવવામા વાપરી દઇને સંતરામ મહારાજના મંદિરનો વિસ્તાર વધાર્યો હતો. જનોના ઉતારા ઉપરાંત સાર્વજનિક પરિષદો વગેરેમાં પણ મહંતજી એ સ્થાન ઘણી ખુશીથી આપે છે. અને સંતરા-

"ઉપરોક્ત શ્રીસંતરામ મહારાજની પૂર્ણ કૃપાના યોગે સિદ્ધ થયેલું જીવન શ્રીજીજીભગતનું હતું અને તે જીવન તેવાજ રૂપે જવાજી ભગતમાં ઉતર્યું હતું."

મ મહારાજની જગ્યા હજારો માણસોની મેદનીથી હળીમળી રહે છે.

વર્તમાન મહંતજીની એ સાધુતા અને નિર્લેપવૃત્તિ જોતાં તેઓશ્રીના હૃદયમાં એ સ્થાનના પ્રાતઃસ્મરણીય આદિપુરુષ શ્રીસંતરામ મહારાજની શતવર્ષી ઉજવવાનો વિચાર આવે એ સ્વાભાવિક છે. લોકહિતાર્થે હવે જે અનેકવિધ ઉપકારક પ્રવૃત્તિઓ અને સાધનાઓ દેશમાં શરૂ થઈ છે; તે જોતાં એ અસામાન્ય ધર્મસ્થાનના સમજુ અધિષ્ઠાતા ધારી બેસે, તો સંતરામ મહારાજના નામ પ્રમાણે કામ પણ કેવું અસામાન્ય સાધી શકે; તે વિષે નીચેની કલ્પના આવી હતી.

સંતરામ મહારાજની તિથિ હોય તે દિવસે મુહૂર્ત જેવું કરીને વિશાળ સમારંભ માટે સુંદર વસંતઋતુ પૈકી એક સપ્તાહ (યોગ્ય લાગે તો ચૈત્ર સુદ ૬ થી ૧૨ સુધીનો કે ૮ થી પૂર્ણિમા સુધીનો સમય કે જેમાં રામનવમી પણ સમાઇ જાય છે તે) મુકરર થાય; નડીયાદવાસી અને બીજા ઉત્સાહી તથા ધર્મપ્રેમી સજ્જનોને એ પ્રસંગના પ્રબંધ માટે મુકરર કરાય; દેશમાંના સારા સારા ધાર્મિક વક્તાઓ, કથાકારો, કીર્તનકારો, પંડિતો, ધર્માત્માઓ, ઉપદેશકો, વાર્તાકાર બારોટચારણો, લોકહિત પાછળ જીવન ગાળી રહેલા નરદેવતાઓ, ભવ્ય ભજનીકો વગેરે સેંકડો લોકહિતની ધગશવાળાઓને નોતરીને આ મહાન ધાર્મિક પ્રસંગ માટે એકત્ર કરાય; સંતરામ મહારાજના ગુણગાનથી શરૂઆત થયા પછીનો બાકીનો બધો સમય એવી સરસ રીતે ગળાય કે જે અસામાન્ય ઋષિમુનિઓ અને અવતારી દિવ્યાત્માઓદ્વારા અને વેદ–ઉપનિષદો, ધર્મશાસ્ત્રો, રામાયણ, મહાભારત ઇત્યાદિદ્વારા પરમ સનાતન ધર્મ યોજાયો–પોષાયો છે; અને જે મહાન ભક્ત વિરક્તોનાં ગુણચરિત્ર એ ધર્મને શોભાવી રહ્યાં છે; તેવાઓનાં ગુણ–ચરિત્ર અને આદેશ–ઉદ્દેશનાં કથા-કીર્તન થયા કરે; કે જેથી "સંતરામ"માં સમાયલા **સંત** અને **રામ** એ બે શબ્દોના અલૌકિક પ્રતાપ તથા વ્યાપક અને અસરકારક અર્થો પણ જનસમૂહની જાણમાં વિશેષ આવે. વળી રામકૃષ્ણાદિ મહાન અવતારો ઉપરાંત તેમના સાચા અનુયાયી વીર મહાવીરો, ભક્ત–વિરક્તો, સતી–સાધ્વીઓ, એવાં એવાં અસામાન્ય માનવીઓનાં જ્ઞાન–ચારિત્રપ્રેરક કથાકીર્તનો વગેરે સાત દિવસ સુધી ચાલ્યા કરે; સ્ત્રીવર્ગ અને પુરુષવર્ગનાં સભાસ્થાન અલગ રહે; સુજ્ઞ ધર્મપ્રેમી, કાળજીવાળા સદાચારી અને ઉત્સાહી વ્યવસ્થાપકોની પેટાકમિટિઓ જૂદી જૂદી કામગીરીઓ માટે યોજાય; ઉત્સાહી અને વિનયી યુવકોને સ્વયંસેવકતરીકે મોટી સંખ્યામાં યોજાય;

"જીવાજી ભગત ભાવસાર કોમના હતા અને કુંદીનો ધંધો કરતા હતા. તે જે કાંઇ મળે તેનાથી સંતોષ રાખતા. ૨૫ વર્ષની વયે તેમની ભાર્યા ગુજરી ગઇ ત્યારથી તેમણે બીજી સ્ત્રી કરી

---

માલખાઉ લડ્ડુધારીઓ, રજોગુણી મઠધારીઓ, ટોળાબંધ ભેખધારીઓ, ગુરુડમવાળા મદારીઓ, પૈસાશોધક વ્યાસ-પુરાણીઓ અને પગેલગાડુ રાગદ્વેષધારીઓ વગેરેથી દૂર રહેવાય; આપોઆપ સારા સંતસાધુ અને બ્રાહ્મણ-શ્રવણ આવે તેમને માટે અલગ વ્યવસ્થા રખાય; ખડીયાપલટન આવી અડે તો તેઓ પૈકી જેઓ રોજ અમુક સમય ધૂન-ભજનમાં આવી જોડાય તેમનેજ સાદો આહાર પ્રાપ્ત થાય; આ પ્રકારે એકત્ર થયેલા તમામ કોટીના સંતવિરક્તો, સાધુ બ્રાહ્મણો તેમજ નોતરેલા વ્યાખ્યાતા, સ્વયંસેવકો, કાર્યકર્તાઓ વગેરેના ભોજનાદિનો પ્રબંધ શાકપુરી, દાળરોટી, કઢીખીચડી, દાળભાત ઇત્યાદિ સાદા પ્રકારનો અને એથી ત્રીજો પદાર્થ મરચું મીઠુંજ મળે, એવો સાવ ગામઠી અને ઘરગતુ રીતનોજ થાય અને તે પ્રથમથીજ જાહેર કરી દેવાય, કે જેથી માત્ર માલતાલનાજ પ્રેમી હોય તે બિચારા ફોગટના આવી ભરાય નહિ. વળી ગામ-પરગામના જે સજ્જનોને એવો સાદો આહાર પસ થતો હોય, સર્વ કોઇ માટે પણ તેમને ટંકના ચાર આનાથી વધુ ખર્ચ ન આવે એવો પ્રબંધ થવા ઉપરાત મિષ્ટાન્નપ્રેમીઓ માટે પણ તેમના ખર્ચે તેમને તેવું મળી શકે એવો અલગ પ્રબંધ (પ્રથમથી ખબર આપનારાઓને માટે) થાય; કમમા કમ લાખેક માણસની ગણત્રી રાખીને તેમને માટે ધર્મશાળાઓ, તંબુઓ, રાવટીઓ વગેરેનો પૂરતો પ્રબંધ કરાય કે જેથી શંભુમેળા જેવો ગોટાળો થવા પામે નહિ; તેમ કોંગ્રેસાદિ રાજસ સભાઓના જેવા ભપકા-સપકા તથા ખર્ચાળુ પ્રબંધો પણ થવા પામે નહિ એવો; તથા દેશમાં બનેલી લોકોપયોગી વસ્તુઓ પ્રદર્શનરૂપે વેચવા માગે તેમને તેવી સગવડ અપાય. આ બાબતમાં ગુરુકુળોના અને આર્યસમાજી બંધુઓના વાર્ષિક જલસાઓ પ્રસંગે જેવી ઉત્તમ અને સાદીસીધી તથા શાંત સ્વચ્છ ગોઠવણ-સગવડ થાય છે; તે અનુસરવા માટે તે તે સ્થળોના અનુભવીઓને તથા ઉપદેશના કામમાં ઉપદેશકોને પણ મતભેદ કે ખંડનમંડન વગરના સાદા સીધા દૈવી સંપદાનાજ ઉપદેશમાં યોજાય તો તેઓની તે સહાયતા પણ બહુ ઉપયોગી અને અસરકારક નિવડે. આવા પ્રસંગપર ધર્મસંપ્રદાયોના કે શાસ્ત્રસિદ્ધાંતોના વાદવિવાદ, ઇત્યાદિ ગરબડ ન ચાલતાં **दशकं धर्मलक्षणम्** એ જગતમાન્ય ગુણોના અને તેને અનુસરનારા અસામાન્ય દેવમાનવોનાંજ કથાકીર્તન થયા કરે એમ કરવું જોઇએ. કાઠિયાવાડી ભજનોની અનેરી મઝા ચખાડી શકે એવા તે તરફ પણ હજી થોડાઘણા સાદા-સીધા અને

નહિ. પોતાના ગુરુશ્રીને વિનતિ કરી કે, મને સંસાર ગમતો નથી અને મારે સાધુ થઇ જવું છે. શ્રીગુરુ જીજીભગત કહે કે, ભાઇ ! સંસારમાં રહીને ભક્તિ કરવી તે સાધુઓની ભક્તિ કરતાં

---

નિર્લોભી ભજનીકો હોય તેમને તેડાવી સત્કારીને એક ઠેકાણે તેઓ પણ કીર્તન ચલાવ્યે જવાય; ધાર્મિક, સામાજિક અને ખાસ લોકહિતાવહ કથાકીર્તનો સિવાયનાં પ્રેમલા-પ્રેમલી વગેરેનાં રાજસ કથનકીર્તન કે ગરબા-ગરબીઓ નજ ચલવાય; ખાસ હિતાવહ કસરતો ઉપરાંત હમેશાં ધ્યાનમાં રાખવા જેવા સામાન્ય આચાર-વિચારો, ધર્મપદ્ધતિઓ, આરોગ્ય અને જ્ઞાનચારિત્રવર્ધક વિષયો, નિત્યનૈમિત્તિક કર્મો, સામાન્ય મરજો અને ફરજોનાં વિવેચનો, કર્મયોગ-ભક્તિયોગ ઈત્યાદિનાં રહસ્યો, ખરાબ રીતરિવાજનાં નુકસાનો, ગુરુકુળોના ફાયદા અને આગળ એ કેવી સાત્વિક રીતે જ્ઞાન-ચારિત્રની શિક્ષા આપીને દેશમાં સર્વ સુખસંપત્તિપ્રદાયક નિવડતાં; વગેરે વગેરે અનેકાનેક દેખીતી લોકહિતાવહ બાબતો સમજાવનારાં આખ્યાનો અનુભવીઓ પાસે કરાવાય; અને વસંતઋતુ હોવાથી પણ મિષ્ટાન્નથી દૂર રહેવાની જરૂર સમજવામાં આવે કે જેથી માલખાઉઓની ભીડ અને ખોટાં ખર્ચ વધવા ઉપરાત દુર્ગંધ પણ વધી જઇને રોગચાળો પણ મહેમાન બની બેસે નહિ.

એ તો બધું ઠીક; પણ ખર્ચખૂટણનું કેમ થાય ? આ વાત ગમે તેટલી અગત્યની હોય, છતા સંત અને રામના સાચા સંતમહંતને મુંઝાવાપણું હોયજ નહિ. કેમકે સર્વ ઐશ્વર્યોના પરમ ઉદાર સ્વામી પરમાત્મા ઉપર પ્રાપ્ત પદાર્થોને ઓવારી નાખનારા ભક્તજ્ઞાનીનો પ્રભુ પોતેજ સેવક બની રહે. જે પરમાત્માએ સંતરામ મહારાજનું ધામ આવું વિશાળ બનાવવાની અને સાધુતા શોભાવવાની પ્રેરણા અને સામગ્રી આપ્યા કરી છે; જે સર્વાન્તર્યામીની પ્રેરણાથી ( ટીપે ટીપે સરોવર ભરાય તેમ ) પૈ-પૈસાથી પણ હજારો એકત્ર થયા કરે છે; તે શ્રીહરિના બાળબચ્ચાંરૂપ જનસમૂહની ધાર્મિક સેવામાં જે દેવમાનવ સર્વ સામગ્રી સાથે, શ્રદ્ધાભક્તિપૂર્વક અને અહંતામમતારહિત થઇને યોજાઇ જાય; તેનું યોગક્ષેમ તે હજાર હાથવાળો કૃપાસિંધુ વહન કરે; અને એક યા બીજી રીતે પોતાનાં કામ પોતે નીવેડે, એમાં સવાલજ શો ? જ્યાં શ્રીરામના સાચા સંત સંતરામ મહારાજનું ધામ હોય; જ્યાં તેમનીજ જયંતિનું નામ હોય; જ્યા ધર્મપ્રચારનુંજ કામ હોય; જ્યાં લોકહિતનુંજ ધ્યાન હોય; જ્યાં નડીયાદ જેવું ખેડા જીલ્લાનું સર્વોપરિ ગામ હોય; અને જ્યાં ધર્મપ્રેમી ઉચ્ચવર્ણોનું અને ખાનદાની દેશાઇકુળનું વાસસ્થાન હોય; ત્યાં તે પરમસુંદરસ્યામ, સર્વવ્યાપક શ્રીરામ કે સચ્ચિદાનંદ પૂર્ણકામ (અથવા જે પણ નામ આપો તે નામવાળો) પરમાત્મા જય જયકારજ વર્તાવે.

પણ વધી જાય છે. તમે કશા તરફ રાગદ્વેષ નહિ રાખતાં વ્યવહારનાં કાર્યો નિર્લેપપણે કર્યે જાઓ, સત્યવચને રહો, બહારની પેઠે અંદરથી પણ પવિત્ર રહો અને કામ-ક્રોધાદિ શત્રુઓનો નાશ કરો, એજ

---

(પરમાત્મન્! આ સેવક અવગુણસાગર છતાંયે જો આવું-તેવું લખવામાં તારીજ ઇચ્છા ને પ્રેરણા કારણભૂત હોય; તો સીધેસીધો તું પોતેજ તે તે સર્વ સજ્જનોના હૃદયમાં આવું-તેવું પ્રેરી દઇને મુખ્ય આત્મા સાથે સુયોગ્ય ઉત્સાહપ્રેરકો અને કાર્યકર્તાઓનો મેળાપ અને નિર્ણય કરવો કરાવવો એ પણ તારે માટે સહજ વાત છે; અને વૃથા ડોઢડહાપણજ હોય તો તારીજ ઇચ્છા પ્રવર્તજો. લાખો કરોડોનાં કમનશીબ આગળ અવતારી આત્મા પણ લાચાર બને ત્યાં બીજાનું શું વળે? જો તારીજ મરજી હશે તો તો જે કોઇ નિમિત્તમાત્ર બનશે તેનું અહોભાગ્ય છે. આ સેવકને તો તેં પોતેજ એવી તેવી બાબતમાં કશીજ અંગત સામેલગીરીને માટે નાલાયક બનાવી રાખ્યો છે, તે પણ સર્વના ધ્યાનપર લાવવાને તું સમર્થજ છે. એ પણ બનવાજોગ છે કે, તે તે સ્થળનાજ સજ્જનોને આવી ચૂકેલા વિચારોના પડઘારૂપજ આ લખાણ હોય. અસ્તુ. જેમ હો તેમ હો; આપ સર્વજ્ઞ પ્રત્યે તો કહેવા-લખવાપણુંજ શું હોય! છતા પણ જ્યારે તેવું અહીં થયું છે તો તે એક પ્રકારની મૂર્ખતાનુંજ પરિણામ હોય તોપણ નવાઇ નથી. નવાણું ત્યા સો પૂરા!!)

જો એક વાર ઉપર જણાવ્યા જેવો પ્રસંગ સુવ્યવસ્થાથી ઉજવાય, તો પછી એ **સંતરામ સપ્તાહ** દરવર્ષે જારી રહીને નડિયાદના ભાગ્યમાં દરવર્ષે રાષ્ટ્રીય મહાસભાના જેટલો વિશાળ સમારંભ ઉજવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઇ વિશાળ ધર્મમેળો ભરાયા કરે; અને વર્તમાન મહંતશ્રીનું આ કાર્ય આખા દેશમા એવું યશપાત્ર, અનુકરણીય અને લોકહિતાવહ નિવડે; કે જેથી શ્રીસંતરામ મંદિરના હાલના મહંત તે એક બીજા સંતરામજ પાકચા હતા, એમ ગવાયા કરે તોપણ આશ્ચર્ય જેવું નથી. નર્મદાકિનારે માલસરના મહાપુરુષ શ્રીમાધવદાસજી કેટલાંયે વર્ષથી એક સુંદર સમાહ ભરતા, કે જયાંનો આંતરિક સ્વાદ હજી પણ આ સેવક ભૂલી શકતો નથી. સાભળ્યા પ્રમાણે તેમના શિષ્ય પણ હજી તે પ્રથા યથાશક્તિ ચલવ્યે જાય છે અને જનસંખ્યા આગળ જેટલી નહિ તોપણ બે પાંચ હજાર જેટલી ભેગી થાય છે. વળી સાંભળ્યા પ્રમાણે પેટલાદ તાબાના એક નાના ગામડામાં દરવર્ષે ફાગણની અમાસ પહેલા ત્રણ ચાર દિવસ સપ્તાહરૂપે વીસેક વર્ષથી એક સુયોગ્ય બ્રાહ્મણને ત્યાં કોઇ એક પ્રસંગ ઉજવાયા કરે છે; અને તે સમયે આસપાસના સમજુ વીસ પચીસ સંત ભક્તો આવે તેમાંના કોઇ કોઇ ગામઠી ભાષામા પણ એવી સચોટ વાતો કહે છે કે જેથી આખું ગામ અને આસપાસના પણ ઘણા લોકો તેનો લાભ લે છે.

પરમ ભક્તિ છે. આથી શ્રી ગુરુનું વચન માથે ચઢાવીને જીવાજી ભગતે વ્યવહારમાં રહીને ઠેઠસુધી શાંત, નિઃસ્પૃહી, આનંદી, પરોપકારી અને સાદું જીવન ગાળ્યું હતું. તેમને ઉપદેશ આપવાનો ડોળ નહોતો. કોઇપણ સ્વાદમાં આસક્તિ નહોતી. અંતરમાં મસ્ત રહેતા. પોતાને માટે પૈસા વાપરવામા કંજુસ રહે, પણ પરમાર્થમાં ખર્ચવામાં ઉદાર હતા. વૃદ્ધાવસ્થામાં પણ પોતાનું કામ પોતેજ કરતા. કોઇપણ પ્રાણીને કષ્ટ આપતા નહિ. જીવ્યા ત્યાંસુધી જાનવરથી ખેંચાતી ગાડીમાં બેઠા નથી. વૃદ્ધાવસ્થાથી ચલાય નહિ તોએ સત્સમાગમ અર્થે આનંદથી ચાલીને જતા. તેમની પાસે બેસતાં જે અધ્યાત્મજ્ઞાનની ચર્ચા ચાલતી તેની પાછળ રાતની રાત વહી જવા છતાં આનંદ ખૂટતો નહિ."

"તેમના પ્રસંગમાં જે જે માણસો આવતાં તે અમૃતબોધ પીને તૃપ્ત થતાં. પિત્રાઇ કાકા તરફથી મળેલું રહેવાનું ઘર વિદેહ થતા પહેલાં ફક્ત ત્રણ માસ અગાઉ તેમણે વેચી દેવડાવ્યું. ઘરના સાડાચાર હજાર રૂપિયા ઉપજ્યા; તે બધા સર્વ ભૂતાત્માની તૃપ્તિ અર્થે તેમણે પોતાને હાથે આપી દીધા. રૂ. ૧૦૦૦, સાધુસંતોના ભોજનમાં; રૂ.૧૫૦૦, પોતાની નાતના ભોજનમાં; રૂ.૫૦૦, પોળની પરબડીમા; રૂ. ૨૫૦, ઉમરેઠના શ્રીસંતરામ મહારાજના મંદિરમાં; રૂ. ૨૫૦, લૂલાં-લંગડાં, પતીયાં, નિરાધાર મનુષ્યોને; રૂ. ૨૫૦,

અફસોસની વાત છે કે વૌઠા, સિદ્ધપુર, શુકલતીર્થ, કાર્તિકેશ્વર ઇત્યાદિ સ્થળોના પ્રબંધરહિત મેળાઓ થાય છે તોપણ ત્યાં લાખો માનવી ભેગાં થાય છે; પણ તેના મૂળ પ્રચારકોનો આદેશ-ઉદ્દેશ તદ્દન ભૂલાઇ ગયેલા જેવો જણાય છે. એવાં સ્થળોમાં આજથી ૨૫-૫૦ વર્ષ ઉપર જે દાનપુણ્ય, ભજનકીર્તન અને ધર્મનીતિનું વાતાવરણ જામતું તે સ્થિતિ હવે છેક પલટાઇ ગયેલી છે. (કૃપાળુ પ્રભો! આવી મુદ્દામ બાબતો તરફ પણ કેમ કોઇ રાષ્ટ્રભક્તો અને ઉદારાત્માઓને પૂરેપૂરૂં ધ્યાન આપવાનું કેમ નહિ સ્ફુરતું હોય!)

શ્રીસંતરામ મહારાજની શતવર્ષી રૂડે પ્રકારે ઉજવાય તો તે ઉપરથી પણ અનેકાનેક સજ્જનોને એવાં તેવાં ખાસ હિતાવહ કામો તરફ રસવૃત્તિ અને ઉત્સાહ જાગી ઉઠે; પ્રથમની પેઠે લાખો અભણ સ્ત્રીપુરુષોને અને ગામડીઆ ભાઇબહેનો તથા ગરીબ-ગુરબાંઓને ધર્મનીતિનો પ્રવાહ મળવો ચાલુ થાય એમાં શક નથી. આવું તેવું લખવા ઉપરથી આ લખનાર પંડે એ બાબતમાં કશી કામગીરી સ્વીકારે, એવું ભૂલેચૂકે પણ કોઇ ધારી લે નહિ. હા, કાર્યકર્તાઓ તો આવા કામ માટે મળેજ મળે. પોતે જરાય તત્પર નહિ છતાં અહીં આવું ડાહ્યડાહ્યાપણું થઈ ગયું; તેમાં કાંઇપણ અનૌચિત્ય કે અવિનય હોય, તો ગુણી સજ્જનો અવગુણસાગર ભિક્ષુને ક્ષમા કરે, એવી યાચનાપૂર્વક ॐ तत्सत्

તેમની જ્ઞાતિની લાઇબ્રેરીમાં ધાર્મિક પુસ્તકો માટે; અને બાકીના રૂ. ૧૦૦૦, માંથી આ પુસ્તક છપાયું છે."

"તેમની જીહ્વાગ્રે સંતવાણીનો અખૂટ ભંડાર હતો. તેઓ શ્રીજ્ઞાનદેવ મહારાજ, શ્રીતુકારામ અને શ્રીએકનાથનાં અનુભવી જ્ઞાન-ભક્તિયોગનાં ભજનોનો ખુલાસો શ્રીસંતરામ મહારાજની વાણી સાથે અથવા શ્રીકબીરસાહેબ, ધીરા ભક્ત, ભોજા ભક્ત, પ્રીતમદાસ અખાજી, તુલસીદાસ, નરસિંહ મહેતા આદિ ભક્તોનાં ભજનોની સાથે એવી તો સરસ રીતે અનુભવથી મેળવતા કે કાંઇ પણ સંશય રહે નહિ. કેમકે તેમનો પોતાનો અનુભવ પણ અગાધ હતો; અને પોતે પણ રાજયોગી હતા."

"જેમ કોઈ માણુસ પરદેશ જતો હોય અને સઘળું કામ આટોપી લઇ ગાંસડાં-પોટલાં બાંધી તૈયાર થાય; તેમ પોતે ત્રણજ માસમાં બધું આટોપી લીધું અને દેહાંતની ઘડી અગાઉ 'શ્રીમહારાજની મંડળી તેડવા આવી છે, પ્રસાદ લ્યો' એમ કહી ત્રણ તાળીઓ વગાડી મૌન થઇ રહ્યા. સંવત ૧૯૭૭ના પોષ સુદી ૧૦ ને મધ્યાહ્નકાળે સિત્તોતેર વર્ષની વયે તેઓ વિદેહ થયા."

"શ્રી અવધૂત ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ-

**अहोज्ञानमहोज्ञानमहोसुखमहोसुखम् ।**
**अहोशास्त्रमहोशास्त्रमहोगुरुरहोगुरुः ॥**

અહો જ્ઞાન! અહો જ્ઞાન! અહો સુખ! અહો સુખ!
અહો શાસ્ત્ર! અહો શાસ્ત્ર! અહો ગુરુ! અહો ગુરુ!"

સસ્તા સાહિત્ય તરફના આ બીજા ગ્રંથમાં લેવાયલાં ચાર આખ્યાનો (મદાલસા આખ્યાન, જડમુનિ આખ્યાન, ચંદ્રચરિત્ર આખ્યાન, અને મતજી ભાઇનું આખ્યાન) ઉપરોક્ત "છોટમકૃત કાવ્યસંગ્રહ" ઉપરથી લેવાયાં છે; તથા બાકીનું હસ્તલિખિત ઉપરથી તથા ઘણાં વર્ષ-પર નાની ચોપડીરૂપ અને ચોપાનિયાંમાં છપાયલું તે ઉપરથી લેવાયું છે.

'છોટમ વાણી'ના પહેલા ગ્રંથની પેઠે આ બીજા ગ્રંથમાં પણ અશુદ્ધિઓ વગેરેની મુશ્કેલી આવી ત્યાં યથાશકય યત્ન થયો છે અને કોઇ ઠેકાણે ઉકેલ ન સુઝયાં ત્યાં જેમનું તેમ રખાયું છે.

અન્ય સ્થળેથી નીકળેલાં ઉપરોક્ત બન્ને પુસ્તકોમાં મહાત્મા શ્રીછોટમ કવિ અને તેઓશ્રીની વાણી વિષે જે હકીકત અપાઇ હતી; તેનાજ ઉપરથી અને ઘણે ભાગે તેમનાજ શબ્દોમાં આ પછીનો લેખ મોટે ભાગે યોજાયો છે.

શુદ્ધિપત્ર મુજબ સુધારીનેજ પુસ્તક વાંચવું ઘટે. ૐ **तत्सत्**

કૃષ્ણ જન્માષ્ટમી સંવત ૧૯૮૪ }
૭ સપ્ટેમ્બર-૧૯૨૮ } ભિક્ષુ-અખંડાનંદ

# મહાત્મા શ્રીછોટમ કવિનું વૃત્તાંત

મહાત્મા શ્રીછોટમ કવિનો જન્મ સંવત ૧૮૬૮ ના ચૈત્ર સુદ ૧૨ ને મંગળવારે પેટલાદ તાલુકાના સોજીત્રા ગામ પાસે મલાતજ ગામમાં થયો હતો. તેઓ જાતે સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાશ્રીનું નામ કાળીદાસ હતું. તેમને હીરાભાઇ, શંભુ-પ્રસાદ અને વ્રજલાલ નામના ત્રણ ભાઇ હતા. પોતે સર્વથી મોટા હતા. હીરાભાઇ જ્યોતિષવિદ્યામાં પ્રવીણ હતા અને વ્રજ-લાલ સર્વથી નાના તથા ષટ્શાસ્ત્રસંપન્ન વિદ્વાન હતા. આ બંને ભાઇઓ પાસે અનેક વિદ્યાર્થીઓએ જ્યોતિષવિદ્યાનો તેમજ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. શંભુપ્રસાદ કર્મમીમાંસા અને ધર્મશાસ્ત્રના જ્ઞાતા તથા વ્યવહારનિપુણ હોવાથી ઘરની બધી વ્યવસ્થા તેઓ રાખતા. વ્રજલાલ શાસ્ત્રીએ વિદ્વત્તાથી ભરેલા અનેક લેખો લખેલા છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિસંબંધી શોધક બુદ્ધિવાળા લેખો એમણે લખ્યા હતા. વળી ગુજરાત વર્નાકયુલર સોસાઈટીમાં સેક્રેટરી તરીકે થોડો વખત કામ કર્યું હતું.

શ્રીછોટમ કવિ પૂર્વના કોઇ યોગભ્રષ્ટ પુરુષ હશે, કે આ જન્મમાં કાંઇપણ બાહ્ય ઉપાધિ નહિ નડતાં બ્રહ્મપરાયણજ રહ્યા છે. અને વ્યવહારસંબંધી કોઇ સાથે વાત ન કરવી પડે એવું રાખ્યું હતું. આજીવિકા સંબંધી ચિંતા તો પ્રથમથીજ પ્રભુએ આપી નહોતી. આખું જીવન પૂર્ણ બ્રહ્મચર્ય ગળાયાથી ન્યાતજાત કે સગાંવહાલાંના વ્યવહાર સંભાળવાની જરૂર પડી નહિ અને તેમના ભાઇઓ પણ તેમને અધ્યાત્મજીવનમાં સહાયરૂપ હતા.

મહાત્મા છોટમને પૂર્વના કોઇ પુણ્યયોગે પ્રકૃતિ પણ એવી ઉત્તમ મળેલી કે થોડામાં ઘણું સમજી જઇ ઝટ ત્યાંથી આગળ વધવાનોજ ઉપાય કરે. જેમકે થોડો વખત તલાટીની નોકરી કરી જોઇને ત્યાંથી છુટા થવું; એક જગ્યાધારી સંત પાસે રહી સેવા-સમાગમ સાધવા ઉપરાંત કહ્યાં તેવાં કીર્તન રચી આપ્યાં, પરંતુ એકંદરે ત્યાં પણ સંતોષ વળ્યો નહિ; અને ગાદીપતિ તો તેમને બનવુંજ ન હતું, એટલે તેવા પ્રલોભનને નહિ ગણકારતાં ત્યાંથી પણ ખસી ગયા; અને કોઇ પૂરા ગુરુની કૃપા–સહાયતા મેળવવાની આતુરતા જાગી ઉઠી. "શોધો અને જડશે" અથવા **सकल पदारथ है जगमांही, कर्महीन जन पावत नाही ॥** એ આપ્તવાક્યાનુસાર સાચા સાધક શ્રીછોટમ મહારાજની એ ભાવના સફળ થઇ કૃતકૃત્ય થયા. તેઓશ્રીમાં એક જાણવા જેવી વિશેષતા એ હતી કે, અધિ-કાધિક ધનધામાદિની લોભ–લાલચવાળા સંસારીઓ વચ્ચે રહેવા

છતાં એવું તેવું જરાપણ તેમને ન વળગતાં અનેકોને તેઓશ્રીનીજ અસર પહોંચ્યા કરી છે.

શ્રીછોટમ મહારાજના સાંભળવામાં આવ્યું કે, પુરુષોત્તમ આચાર્ય નામના એક સિદ્ધયોગીનો મેળાપ નર્મદાકિનારે કાર્તિકેશ્વર મહાદેવની કાર્તિકી પૂર્ણિમાએ ભરાતી યાત્રાપ્રસંગે પુણ્યશાળી મનુષ્ય હોય તેને થાય છે. આથી શ્રીછોટમ મહારાજ તથા તેમના ભાઇ શ્રી વ્રજલાલે એ પ્રસંગ સાધ્યો. વ્રજલાલ ત્યાં જંગલમાં કેટલેક છેટે ગયા પછી તેમને એકાંતમાં એક મહાત્માને તાડપત્રપર લખાયલો એક આધ્યાત્મિક ગ્રંથ વાંચતા જોયા. તેમની તેજસ્વી કાંતિ અને સોનેરી બાબરી જોઇને શ્રી વ્રજલાલે હર્ષભેર શ્રીછોટમ મહારાજ પાસે જઇને તે વાત કહી. પછી તુરતજ બંને ભાઇ તેમની પાસે ગયા અને ભાવભકિતપૂર્વક અનેકાનેક પ્રણામ કરી આજ્ઞા થતાં બેઠા.

પછી તેમની આજ્ઞાથી જે જે પ્રશ્નો પૂછયા, તેના ઉત્તર સાંભળીને શ્રીછોટમ બહુજ રાજી થયા. છેવટે શ્રી પુરુષોત્તમ આચાર્ય પાસે ઉપદેશ માગતાં તેમણે કહ્યું કે, ઉપદેશ તો પ્રશ્નોત્તર ભેગો આપોઆપજ આવી ગયો. હવે તમે એ મુજબ વર્તીને કૃતકૃત્ય થજો. વિશેષમાં કહ્યું કે:—

છોટમ તુજમાં સત્ત્વગુણ, જાણી આપ્યું જ્ઞાન;
એકાંતે એકચિત્તથી, ધરજો તેનું ધ્યાન.
અનુભવ ઉરમાં વાધશે, રચજો રૂડા ગ્રંથ;
તેમાં ખંડી નાખજો, પાખંડીના પંથ.
પાખંડીને ખંડતાં, નીતિ ધર્મ સ્થપાય;
જે વાંચે જે સાંભળે, તે જન સુધરી જાય.

આ પ્રમાણે બ્રહ્મવિદ્યાના આદેશ ઉદ્દેશ સમજાવીને આશીર્વાદ આપ્યા પછી જવાની રજા મળી. શ્રીછોટમ તથા શ્રી વ્રજલાલ પુનઃ સાષ્ટાંગ પ્રણામ કરીને પછી પોતાને ગામ આવ્યા અને છોટમ મહારાજે ગુરુઆજ્ઞા પ્રમાણે વર્તીને યોગ સિદ્ધ કર્યો. એ પછી તેઓશ્રીએ જનકલ્યાણમાટે એક પછી એક પુસ્તકો રચવાં શરૂ કર્યાં. તેમણે રચેલાં પુસ્તકોનાં નામ નીચે પ્રમાણે છે:—

૧ પ્રશ્નોત્તરમાળા, ૨ ધર્મભક્તિ આખ્યાન, ૩ આચારીય ચરિત્ર, ૪ ધર્મબ્રહ્મ પ્રકાશ, ૫ બોધચિંતામણિ, ૬ સાંખ્યસાર, ૭ યોગસાર, ૮ હંસઉપનિષદ્ સાર, ૯ ષડઋષિપ્રશ્ન, ૧૦ વાદવિચાર, ૧૧ દેવબોધી આચારીયચરિત્ર, ૧૨ આર્યધર્મધન, ૧૩ ધર્મવિષે, ૧૪ ઉદ્યમવિષે, ૧૫ ધર્મ ધુંધુમારની કથા, ૧૬ પ્રહ્લાદજીની કથા, ૧૭ પુરુષોત્તમ યોગીનું આખ્યાન, ૧૮ બુદ્ધિધન આખ્યાન, ૧૯ ભાગ્ય ફળે છે તે ઉપર વાર્તા, ૨૦ સત્સંગવિષે

નરસિંહ-કુંવરનું આખ્યાન, ૨૧ વિદ્યા-અવિદ્યા વિષે, ૨૨ ભોળીની વાર્તા, ૨૩ બુદ્ધિ તથા લક્ષ્મીનો સંવાદ, ૨૪ જાનકીવિવાહ, ૨૫ ગુરુમહિમા, ૨૬ વિવેકમંજરી, ૨૭ શિવ-વિવાહ, ૨૮ કક્કો, ૨૯ શિવસ્વરોદય, ૩૦ ઉદ્ધવગીતા, ૩૧ કપીલગીતા, ૩૨ અંકાવલિ, ૩૩ કીર્તનમાળા, ૩૪ ભક્તિભાસ્કર, ૩૫ અક્ષરમાળા, ૩૬ વિવેકજ્ઞાન, ૩૭ પ્રબોધસૂર્યોદય, ૩૮ ભક્તિકલ્પતરુ, ૩૯ તારકમહિમા, ૪૦ જ્ઞાનની સપ્તભૂમિકા, ૪૧ વેદાંતવિચાર, ૪૨ જડમુનિ આખ્યાન, ૪૩ મદાલસા-અલર્ક આખ્યાન, વગેરે.

મહાત્માશ્રી છોટમ સ્વભાવે શાંત, પરમ ગંભીર, શરીરે તેજસ્વી, ખપ જેટલુંજ બોલનારા, અલ્પ આહાર કરનારા હતા. બહારગામથી તેડાવે તોપણ ત્યાં જઇને સામાન્ય લોકવર્ગનો સહવાસ સેવવા-વધારવાનું તેઓ પસંદ કરતા નહિ. ઘર આગળ એકાંત સેવી ધ્યાન-સ્મરણ કરવું; સ્ફૂર્તિ થઇ આવતાં લોકહિતાવહ ગ્રંથરચના કરવી; અને હાલીચાલીને જે જ્ઞાનાર્થી પોતાની પાસે આવ્યો હોય, તેને ઉદારતા અને વિનયપૂર્વક જ્ઞાનભિક્ષા આપવી; એવી તેમની પ્રકૃતિ પરમ સાત્વિક અને રાજસી બાહ્યાચાર તથા ઠાઠમાઠથી તદ્દન ઉપરામ હતી. તેમની મુખમુદ્રા શાંત, વચન અમૃતસમાન, હૃદય ઉદાર, દૃષ્ટિ વિશાળ, લાલ સુકોમલ ચરણ અને અંતઃકરણ પરમાત્મમગ્ન રહેતું.

ભક્ત બકોરભાઈ પાસેથી તેમજ બીજી રીતે મલાતજના શ્રી. મોતીભાઇ ભીખાભાઇ પટેલે કેટલીક હકીકત લખી મોકલેલી, તેમાંની શ્રીછોટમ મહારાજને લગતી જાણવા જેવી હકીકત નીચે પ્રમાણે છે.

મહાત્મા શ્રીછોટમ બચપણથીજ ઇશ્વિરસ્મરણ કર્યા કરતા. તેમનાં માતુશ્રી સાંજે સુવા વખતે તેમને બોલાવે ત્યારે બહાર ઓટલા ઉપર સ્મરણ કરતા હોય. માતુશ્રી તેમના શરીર ઉપર હાથ ફેરવીને કહે કે 'ભાઇ! તું બહાર બેઠો બેઠો ઉંઘે છે તો અંદર ઘરમાં સૂઇ જા' એમ કહીને ઘરમાં લઇ જાય.

છોટમ મહારાજના કેટલાય ગ્રંથો હજીસુધી મળતા નથી, તે વિષે તપાસ કરતાં નરસંડા ગામમાં ગોસાંઇ ગોવિંદગરને ત્યાં કેટલાક ગ્રંથ છે તેની પૂજા થાય છે, એવી ખબર મળી છે.

સુણાવ ગામમાં ત્રિકમદાસને ત્યાં ચંદ્રસેન આખ્યાન હતું.

બકોર ભક્ત કહે છે કે, મહારાજે છેલ્લી વખતે હિંદી ભાષામાં 'બોધસુધા' નામનો ગ્રંથ લખ્યો છે, તે મોટા રામાયણ જેવડો હતો, પણ તેનો પત્તો મળતો નથી. કેટલાક ગ્રંથો સોજીત્રા અને વસો ગયેલા તેનો પત્તો મળતો નથી.

શ્રીછોટમ મહારાજના પિતાશ્રી કાળીદાસ ગુજરી ગયા બાદ સર્વે ભાઈ નાની ઉંમરના હતા; જેથી માતુશ્રીએ છોટમલાલને કહ્યું કે 'ભાઇ! તમારા પિતાશ્રી ગુજરી ગયા, તમારા ભાઇ નાના

છે; માટે તમારા પિતાનો ધંધો ચાલતો હતો તે તમે ચલાવો.' કાળીદાસ કેટલાંક ગામોમાં વ્યાજવટાનો ધંધો કરતા હતા; પણ છોટમલાલે માતુશ્રીને કહ્યું કે 'હું જો એવા કામમાં પડું, તો પછી ભજન–સ્મરણનું કામ કયારે કરૂં? મને એમાંથી નવરાશજ મળતી નથી; માટે એ ઉપાધિમાં પડવાનું મને કહેશો નહિ.'

એક વખતે તેમના ભાઈ મોતીલાલ બારેક વર્ષની ઉંમરમાં તળાવમાં નહાવા ગયેલા, ત્યાં પાણીમાંથી શરવણ પગે કરડી ઝેર ચઢયું તે ઘેર આવી મોટાભાઈ છોટમને કહેતાં તેમણે નવીન મંત્ર ગોઠવી ફુંક મારી અને તુરત શરવણનું ઝેર ઉતરી ગયું.

મહારાજ શ્રીછોટમ કવિ પાસે ગામના સારા સારા વૃદ્ધ માણસો, આસપાસનાં ગામોના જિજ્ઞાસુઓ, સુરત્ પાસે મોતા ગામના બ્રાહ્મણો તથા રમતારામ સાધુ–સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓ વગેરે સત્સંગ માટે આવતા હતા. કેટલાક ભક્તો શ્રીછોટમને પોતાની ગાદી સ્થાપવાનું તથા ઉપદેશ આપી કંઠીઓ બાંધવાનું કહેતા હતા; પણ મહારાજ તે વિષે નાજ કહેતા અને માત્ર મુમુક્ષુનેજ ઉપદેશ આપતા હતા.

કાશી મથુરાં તરફનો એક ચોબો મલાતજમાં ટહેલ નાખવા આવેલો, તે મહારાજશ્રીનો શિષ્ય થઈ બ્રહ્મચારીતરીકે જીવતાંસુધી અહીંઆંજ રહ્યો. મહારાજશ્રીએ ગ્રંથોમાં કોઇ કોઇ જગાએ એ બ્રહ્મચારીનું સેવાદાસ નામ આપ્યું છે. મહારાજશ્રી પાસે ભકતો બેસતા તેમાં કોઈ જ્ઞાનસંબંધી વાતચીત પૂછે તેનો ખુલાસો પૂરેપૂરો સમજાવી આપતા હતા. એક વખતે એક માણસે મહારાજશ્રીને સાતમી ભૂમિકાનું જ્ઞાન પૂછયું, ત્યારે મહારાજશ્રી હસીને બોલ્યા કે 'ભાઇ! સાતમી ભૂમિકાની વાત્ત પૂછે છે, ત્યારે આ તરફની છ ભૂમિકા તો તેં અનુભવી હશે અને સાતમીમાંજ અટકયો હોઇશ; માટે એ છની વાત મને કહે એટલે સાતમી ભૂમિકાની વાત હું તને કહું.' છોટમ મહારાજ આવી રીતે સાધકને તપાસીને અધિકાર જણાય તોજ જ્ઞાન આપતા હતા. વાચાળ મનુષ્યો આગળ ઝટઝટ કહી નાખતા નહિ.

મલાતજના ભકતોમાં બકોરભાઇ ભકત તેમની સેવામાં વિશેષ રહેતા હતા. બકોરભાઇ મૂળથીજ વિચક્ષણ હતા; જેથી મહારાજશ્રીને ધર્મ–બ્રહ્મસંબંધી હરવખત પ્રશ્ન પૂછતા હતા. તે ઉપરથી મહારાજશ્રીએ ગુરુશિષ્ય–સંવાદરૂપે "ધર્મસિદ્ધિ ગ્રંથ" લખ્યો છે. બકોરભાઇએ મહારાજ શ્રીછોટમને એક વખતે પૂછયું કે 'મહારાજ! આપ ગ્રંથોમાં ગુરુભાગની બાબતો ઘણી વખત ઉઘાડી લખો છો. ગુરુભાગ તો ગુપ્ત હોય ને તમો ખુલ્લી રીતે લખો છો તેનું શું કારણ?' મહારાજશ્રીએ કહ્યું કે 'હા, એ વાત ખરી. લે આ હું તને સો રૂપીઆ આપું તે પોટલી બાંધીને આપણા ગામના

ચરામાં ભેંસો તલાવડીમાં પડે છે ત્યાં જઈ આ પોટલી મૂકીને જાળાની ઓથે ઉભો રહેજે કે કોઇ આદમી લઈ જાય નહિ. પછી ભેંસો પાણીમાંથી નીકળે ત્યારે જોજે કે, તે બિચારીઓ એ પોટલીને અડશે પણ નહિ અને માત્ર ઘાસજ ખાવું છે તે ખાશે; તેમ પામર જીવોને એ વાતની ગમ નથી, એટલે બોધ ખુલ્લો હશે તોપણ ગ્રહણ કરશે નહિ; અને જેને જેનો ખપ છે તે પાતાળમાંથી પણ શોધી કાઢશે.'

પછી બકોરભાઇએ પૂછયું કે 'મહારાજ! તમે આ લખો છો અને કલમ ખળતી નથી તે આવી વાણી અને દષ્ટાંતો તમને શી રીતે યાદ આવે છે?' ત્યારે મહારાજે હસીને કહ્યું કે 'બારી સામું જોઉં છું એટલે જેની જરૂર હોય તે ચાલ્યું આવે છે.'

મહારાજશ્રી દરરોજ સવારે આઠેકના સુમારે બહાર દિશા–જંગલ માટે તલાવ ઉપર જતા હતા. નેત્રની દૃષ્ટિ પાંચ કદમ આગળ સીધી રાખતા હતા અને આજુબાજુ જોતા નહિ. રસ્તામાં પાટીદારો મળે તે મહારાજશ્રીને નમસ્કાર કરતા. મહારાજશ્રી તળાવમાં દાતણ વગેરે કરી ઘેર આવી સ્નાનસંધ્યા વગેરે કરતા. એક હીરિયો નામે ઢેડ હતો તે મહારાજશ્રીનાં દર્શન કર્યા વગર ખાતો નહિ. રસ્તામાં દર્શન ન થાય તો ગામમાં આવી મહારાજશ્રીના ઘરની પછીતે ઉભો રહે. મહારાજશ્રીને કોઇ ખબર કહે, એટલે મહારાજ બારીએ આવે એટલે ઢેડ દર્શન કરી ચાલ્યો જાય. તેમના ભાઇ વ્રજલાલ શાસ્ત્રી પ્રાચીન ગ્રંથોમાંથી ટાંચણ કરી સંસ્કૃતમાંથી પ્રાકૃત લખીને મહારાજશ્રીને આપતા તે ઉપરથી શ્રી છોટમ મહારાજ પદ્યમાં લખતા હતા.

શ્રીછોટમ મહારાજના રચેલા ગ્રંથો જે જે મુમુક્ષુઓના વાંચવામાં આવે છે, તેઓ મોરલીના નાદથી સર્પ ડોલે તેમ ભાવભક્તિમાં ડોલવા માંડે છે. તેઓશ્રીમાં સાચા–એટલે કે બ્રહ્મવેત્તા બ્રાહ્મણના અનેક ગુણો હોઇને જાણે વેદમૂર્તિજ હોય તેમ તેમની વાણી સડસડાટ વહેવા લાગતી.

તપોનિષ્ઠ છોટમ મહારાજે ૭૩ વર્ષની ઉંમરે સંવત ૧૯૪૧ ના આસો વદી ૧૩ (ધનતેરસ) ને દિવસે સવારે સ્નાન સંધ્યા–વગેરે કર્યા પછી સમાધિમાં જોડાઇને શરીર છોડયું હતું.

ઉચ્ચકક્ષ સાચો જિજ્ઞાસુ જ્યાંસુધી પોતે કૃતકૃત્ય થાય નહિ ત્યાંસુધી બીજાઓનો પ્રેરક–દોરક બનવા ઇચ્છેજ નહિ. શ્રીછોટમ મહારાજ પણ એવા હોવાથી તેઓશ્રીએ પરિપકવ થયા પછીજ સ્વાનુભવથી ઉભરાતાં, શાંતરસથી ઝરતાં અને તત્ત્વજ્ઞાનથી પ્રકાશતાં અનેક કીર્તન–આખ્યાન સાદી સીધી લોકભાષામાં રચવા માંડયાં હતાં; અને તેથીજ તેમનો પરાપારનો અનુભવ પરાવાણીમાં ઉતરી તેવો ને તેવો તથા તેવાજ રૂપે વૈખરીમાં કલ્લોલ કરતોથકો શાંત કાવ્યરસરૂપે ઝરવા લાગ્યો. એમનું આ કવિત્વ છંદબંધ વહેવા છતાં

તેના નિયમોથી પર છે. એ દિવ્ય કવિત્વ સાધનસંપત્તિને સૂચવતું-થકું, ભાવભક્તિને પૂજતુંથકું અને જ્ઞાનામૃતનું પાન કરાવતુંથકું આપોઆપ વહ્યા કરતા અમૃતમય દિવ્ય ઝરણા જેવું છે. એવાં કવિત્વ સ્વેચ્છાપ્રેરિત નહિ પણ ઇષ્ટેચ્છાપ્રેરિત હોય છે; એટલે તેને અવ્યક્ત અક્ષર પરબ્રહ્મ પરમાત્માનું ક્ષરતું સ્વરૂપ, બાવન બહારના ચિદંબરના ખેલનું પ્રકટ નાટક, યોગેશ્વરોની જાગેલી મહાચિત્‌શક્તિની ગંભીર ગર્જના, અને સદ્‌ગુરુની આજ્ઞાધારી કૃપાલહરિ પણ કહી શકાય તેમ છે.

આવા ભક્તજ્ઞાનીઓની કવિતા અન્ય લૌકિક કવિઓ જેવી હોતી નથી. તેઓનું કવન છંદ, માત્રામેળ, હૃસ્વ–દીર્ઘ ઇત્યાદિ પિંગલશાસ્ત્રના નિયમોથી મુક્ત છતાં પણ એમાં અંતર્યામીનો એવો પ્રસાદ ઉતરેલો હોય છે કે જેને લઇને તે પ્રાસાદિક વાણી કહેવાય છે અને પવિત્રાત્માઓને અનુભવાય છે.

મહાત્મા છોટમ પ્રહ્‌લાદ આખ્યાનમાં કહે છે કેઃ—

ભૂચર ભૂમિ ઉપર ફરે, ઉડે ખેચર આકાશ;
કવિજન કહે દીઠી સાંભળી, કરી વાણીવિલાસ.
વિશ્વથકી આઘા વહે, એવા અનુભવી કોય;
ઉત્પત્તિ સ્થિતિ પ્રલયની, આપે સમજણ સોય.
અનુભવી કવિ સરખા ગણે, એ તો મૂઢ અજાણ;
આકાશ આધેરી વારતા, કહે કવિજન કોણ!

મહાત્મા છોટમની વાણી આવીજ અલૌકિક પ્રસાદથી ઝરતી અકળ કળાવાળી છે. તેઓશ્રીએ ઉપદેશ કરવા નીકળી પડવાની, જનસમૂહમાં પૂજાવાની, લૌકિક ધન કે કીર્તિ મેળવવાની, ગાદી સ્થાપવાની, વાદવિવાદ કરવાની કે પ્રસિદ્ધિમાં આવવાની ઇચ્છા કરી નથી.

શ્રી છોટમ કવિની કીર્તનમાળાઓ છપાઇ ગઇ છે. તેની આવૃત્તિ પર આવૃત્તિ બુકસેલરોદ્વારા છપાયા જાય છે, તે ઉપરથી પોતે ઘણા લોકપ્રિય થઇ પડયા છે એ તો નિર્વિવાદજ છે. આ ગ્રંથમાંથી તેમની સાદી અને સરળ ભાષાદ્વારા આપણને ઉપદેશપદ્ધતિથી બોધ મળે છે, એ વિશેષ લાભ છે. પોતે આખ્યાનની રોચક પદ્ધતિથી અને સર્વ કોઇ સહેજે સમજે એવી સરળ ભાષામાં ઉપનિષદ્‌ગમ્ય તત્ત્વો આપણી આગળ મૂક્યાં છે. સાહિત્યની દૃષ્ટિએ જોઇએ, કે યોગની કે તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોઇએ; પણ હીરાના પ્રકાશની પેઠે એનો જ્ઞાનપ્રકાશ સ્પષ્ટ જણાઇ રહેશે.

એક આધુનિક વિદ્વાન લેખક કહે છે કે "ઉત્તમ વાઙ્મય (સાહિત્ય) તેને કહેવું, કે જે વાંચવાથી સવિકલ્પ સમાધિ થાય." આ તેમની દૃષ્ટિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. એ રીતે શ્રીછોટમ કવિને ઉત્તમ ભક્ત કવિની પંક્તિમાં મૂકી શકાય. ઉત્તમ,

ચિરંજીવી, સચેત તથા અમૃતમય વાઙ્મય એનેજ કહી શકાય. **રસો વૈ સઃ** અર્થાત્ પરબ્રહ્મ પરમાત્મા રસરૂપ છે; એ ઉપનિષદ્સૂત્રનું પ્રકટ સ્વરૂપ આવા સત્પુરુષોની વાણીમાં સુસંસ્કારી સાત્વિક આત્માઓને ડગલે ડગલે અનુભવાય છે.* ખરેખર, સંતની વાણી અક્ષરે અક્ષરે અંતઃકરણને ઉપદેશ, આનંદ, તન્મયતા, પવિત્રતા, રસરૂપતા એકી વખતે આપતી વહે છે. મહાત્મા છોટમ મહારાજની વાઙ્મયતા આવાજ પ્રકારની છે; અને તેથીજ એવા રસસિદ્ધ કવીશ્વરો વિજયી અને અમર ગણાયા છે.

---

* રાજસ મનુષ્યોને આવાં તો શું પણ ગીતા–રામાયણાદિ જેવાં પરમ સાત્વિક કથન–કવનોમાં પણ સાહિત્ય કે ઉપકારકતા જેવું ન જણાય; અને રાજસ ભાવો કે હ્રસ્વ–દીર્ઘમાંજ સર્વસ્વ સમજાઇ "અહોરૂપં અહોધ્વનિ" થયા કરે એ પણ સ્વાભાવિકજ છે; એટલે કહેવાપણું તો માત્ર તેમનેજ છે કે જેમને આ સંસ્થાના કાર્યમાં કાંઇપણ સારૂં અને હિતકારક જણાતું હોય તેઓ, તેમાં ઇશ્વરનીજ વડાઇ રહેલી છતાં અત્ર તરફજ વખાણના પત્રો લખે છે. આ સેવક તો તે વાંચી શરમાઇને એનો નિકાલ સત્ય–સ્તુત્ય પ્રભુની સેવામાં અર્પણ દઇને કરે છે; પણ જેઓ શાળામાં ગુજરાતી પણ પૂરૂં નહિ ભણેલા અને હ્રસ્વ–દીર્ઘના ઠેકાણા વગરના આ નાલાયક ભિખારીનાં બીજાઓ આગળ વખાણ કરે; તેમના ઉપર આ સેવકનું કશું ચાલતું નથી. એવાં વખાણ શાળાનું સારૂં જેવું શિક્ષણ પામેલા અનેક સાક્ષર-શિક્ષક વગેરેને ન ગમે અને હૃદય બળે, એ પણ સ્વાભાવિક છે. પરંતુ તે બદલ પણ તેઓપ્રત્યે ક્ષમા યાચવા સિવાય આ અવ-ગુણસાગરથી બીજું બને તેમ નથી. એવા કોઇ કોઇ શિક્ષિત સજ્જનો આપોઆપજ એનો યથાશકય ઉપાય કરી લે છે, તેને માટે આ સેવક તેમનો ઉપકાર માને છે. તે એ કે ટાગોરજીના શાંતિનિકેતન સુધી એવી મતલબના વિચારો પહોંચાડી દેવાયા છે કે જુઓ, એ સંસ્થાના કામમાં સસ્તાપણું હશે પણ સાહિત્ય જેવું છે કશું ? એક સજ્જનને તો એક છાપામાં એવા ભાવનું છાપવું પડેલું કે આ બાવો માત્ર સસ્તાપણા તરફ ધ્યાન આપે છે, તે 'સાહિત્ય' શબ્દ તરફ ધ્યાન આપે તો સારૂં. કેવા કેવા સજ્જનો આવું તેવું કહે–લખે; છતાં આ સેવક અક્કલનો એવો ઓથમીર કે, તેઓ કહે તેનેજ સાહિત્ય માનવા–અનુસરવાનું તેનાથી બનતું નથી. એક વિશેષ પ્રતિષ્ઠિત મહોદયે એવા ભાવનું પણ કહેલું કે, એમ તો ફ્રાન્સમાં ગાડીવાનો પણ (હલકાં ટાયલાંની) ચોપડીઓ વાંચે છે, પણ તેથી શું વળ્યું? એક વાર એમ પણ કહેલું કે "તેં આવી ( ખરાબ ) જ્ઞાનેશ્વરી કાઢી છે; તે પાપમાંથી ક્યારે

## શ્રીછોટમ કવિની કવિતાની ખુબી

'છોટમકૃત કાવ્યસંગ્રહ' માં તેના ઉપરોક્ત પ્રકાશક સજ્જનોએ મહાત્મા છોટમની વાણીવિષે જે સુંદર લેખ યોજ્યો છે, તેમાંથી પણ કેટલોક સારાંશ નીચે આપીએ છીએ.

મહાત્મા છોટમનું જીવન તેમના ગ્રંથથીજ અમર છે. તેમની જ્ઞાનવિજ્ઞાન અને ભક્તિરસથી રસબસ થયેલી વાણી ગહન, પ્રૌઢ અને ગંભીર છતાં અત્યંત સરળ, સાદી અને સહજ વેગવાળી છે; અને મંદ બુદ્ધિવાળાને પણ તે ગાવી અને સમજવી સુગમ પડે એવી છે.

દાખલાતરીકે:—(જુઓ "છોટમની વાણી–ગ્રંથ ૧ લાના પદ ૩૩૯ ની ૭ મી કડીથી ) સમાધિની સાત ભૂમિકાના વર્ણનમાં સંસ્કૃતના અઘરા શબ્દનું અને અઘરા વિષયનું કેવું સરળ વર્ણન છે:–

---

છૂટીશ ? ફલાણો માણસ મને ખોટું કહે નહિ." એક સારા જેવા વિદ્વાન આ સંસ્થાની પ્રસિદ્ધિઓને રોટલા જેવી–અર્થાત્ માલપાણી વગરની કહેતા હતા. આવી તેવી આ સંસ્થાની અને આ સેવકની નાલાયકીઓ સારા સારા માણસોનાં નામ સાથે આપી હોય તો કદાચ અનેકોને તે ઉપર વિશ્વાસ બેસે; પરંતુ તે તે સજ્જનોને ખોટું લાગે, એ પંચાતી ! એટલે હવે તો પાઠકબંધુઓને એજ કહેવાનું કે, હવે જ્યારે આ સેવકશરીર પોતેજ પોતાને અવગુણસાગર, ખરાબ ભિક્ષુ, જુઠ્ઠોસાધુ, ખાઉધરો, વ્યભિચારી, મેલોઘેલો, અનુવાદકોનાં લખાણ બગાડી નાખનારો, અશુદ્ધ વાંચન પીરસનારો ઇત્યાદિ કહે છે; તો પછી એથી વધારે પ્રમાણ શું જોઇએ ? સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખમાં નામ નખાયું તેમાં પણ જરાય અત્ર તરફની પ્રેરણા કે સંમતિ ન હતી અને સંમત થવાય તેમ પણ નથી; એટલે તે વિષે એક મુદ્દામ સજ્જનને ક્યારનુંય કહી રાખ્યું છે; છતાં આ સ્થળે સર્વ સજ્જનો એ વાત જાણે એ માટે લખ્યું છે. આ સેવકને તો ઉલટી હવે ગાળોજ ખાવાની ઇચ્છા એટલી બધી થઈ છે કે, જે બંધુઓની એવી તેવી વિશેષ કૃપા થશે, તેટલો તેમનો ઉપકૃત થશે. કેમકે એથી તેના પોતાના હકમાં અને જનસમાજના હકમાં (ઉપર ઉપરથી ગેરલાભ ભાસે તોપણ) ખરી રીતે ને ઉંડી દૃષ્ટિએ તો લાભજ થવાનો છે. આ સંસ્થા ચાલુ થઇ ત્યારથીજ આગલા અનુભવો ઉપરથી આશા બાંધી રાખી હતી કે, આવા સસ્તા સાહિત્યના જાહેર કાર્યમાંથી તો એ પરિણામ વહેલુંજ મળી જશે; છતાં આશ્ચર્ય એ છે કે, હજીસુધી એવું તેવું ખુલ્લી રીતે લખાતું–બોલાતું નથી.

તનુ માનસા છે ત્રીજી ભૂમિ, પ્રકટ કરી દેખાડું જોને;
ચંચળ મન બહુ વસ્તુમાં, થયું ભમીને જાડું જોને. ૭
જાડું મન તે બ્રહ્મલક્ષમાં, એકાગ્ર તો ના થાય જોને;
રાતદિવસ અભ્યાસ કર્યાથી, મન ઝીણું થઇ જાય જોને. ૮
તનુ નામ છે ઝીણા કેરૂં, મનસા મનનું નામ જોને;
ઝીણું હોય તે બ્રહ્મરૂપમાં, ઠરી રહે તે ઠામે જોને. ૯
જે જ્ઞાનીના ચિત્તની વૃત્તિ, ધ્યાને ઝીણી થાય જોને;
તનુ માનસા ભૂમિ કેરો, તે જ્ઞાની કહેવાય જોને. ૧૦

તેમની સૂક્ષ્મ અવલોકનશક્તિ નીચેની સરળ પંક્તિઓમાં જુઓઃ-

યોગી કેમ જણાય, પરીક્ષા કહું છું તેની;
સબળ હોય કૃશ દેહ, ચળકતી કાંતિ એની.
વદન સદાય પ્રસન્ન, નેત્ર નિર્મળ સુખકારી;
રણુકે ઘટમાં નાદ, વદે મુખ વાણી સારી.
વળી બિંદુ અચલ અરોગતા,જઠરાનલ જાગ્રત રહે;
લાગ્યું રહે મન લક્ષમાં, મહાયોગી તેને કહે.

આમ સરળ શાંત ગહન રસથી સ્રવતી તેમની વાણી ચાલે છે. પરમજ્ઞાની કવિ અખા ભક્તની વાણીનો પ્રવાહ દિવ્ય નાદથી સડસડાટ વહેતી ગંગા નદીના ખળભળાટવાળો છે. પરમ જ્ઞાની ધીરા ભક્તની વાણીનો પ્રવાહ ગહન જંગલના સિંહનાદ જેવો મહત્તા-વાળો છે. તે એકલો કોઇની પરવા કર્યા વગર નિડરપણે નિર્બંધ ગાજી રહ્યો છે; અને પરમ જ્ઞાની છોટમ કવિની વાણીનો પ્રવાહ રામરાજ્ય અયોધ્યા નગરી પાસે વિલસતી શાંત ગંભીર સરયૂનદી જેવો શાંત, અર્થસૂચક, ગંભીર અને ચિન્મય છે. આ સર્વે કવિઓ મહાન્ છે, કે જેમણે પ્રાકૃત ભાષામાં લોકકલ્યાણ અર્થે સંસ્કૃત વાઙમયની અને પરાપાર પરમાત્માની અમૃતમય સેર પ્રાકૃતમાં વહેવડાવી છે.

શ્રીઅખાજીની વાણી અને શ્રી છોટમની વાણીની ખુબી એકજ વિષયના વર્ણનની સરખામણીથી સમજાશે.

### પૂર્વછાયા

ભાઇ પરાપારથી શબ્દ ઉઠે, તે જુગતે જાડો થાય;
પાર છે પરમાતમા તે, સ્વેં ચૈતન્યઘનરાય.
ને મન દ્વારાયે મહાતમ ધરે, તે મનને ઉઠે કલ્પના;
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના.
પરાતીતશું હોય પોષણ, તે શબ્દરૂપ પરા કરે;
તે પશ્યંતિયે થાય જાડો, અરૂપ ફીટી રૂપ ધરે.
મધ્યમાયે ઘાટ ઘડાયે, અને વૈખરી થઇ વીખરે;
સંસૃત્ય વાધે શબ્દકેરી, અનંત પ્રકારે ઓચરે. (અખેગીતા)

## દોહા

શ્રીછોટમકવિ પ્રશ્નોત્તરમાળામાં કહે છે:–

પરા પશ્યંતી મધ્યમા, વૈખરી વાણી ચાર;
શ્રોતા જનને સમજવા, તેનો કહું પ્રકાર. ૧
ચેતન નિજ ઇચ્છા ધરે, શબ્દ બોલવા જેહ;
પ્રણવરૂપ એ પ્રથમ છે, પરા જાણવી તેહ. ૨
અર્થવાન બહુ શબ્દનો, જેમાં ઘાટ ઘડાય;
અક્ષર ગોઠવણી બને, તે પશ્યંતી થાય. ૩
સૂક્ષ્મ વાણી મનમાં બને, પુસ્તક વાચન થાય;
તેજ જાણવી મધ્યમા, બાહર તે ન જણાય. ૪
શ્રોતાજન શ્રવણે ધરે, એવો જે ઉચ્ચાર;
વાણી તે છે વૈખરી, તે બોલે તનુ ધરનાર. ૫
આદ્યાક્ષર ૐકાર એ, બ્રહ્મ તણું છે નામ;
આરાધન એનું કરે જે, તેનું સુધરે કામ. ૬
અઉમ એ ત્રૈણના, સંધિથી ઉચ્ચાર;
ૐ એવો એ થાય છે, મુનિ બોલે નિર્ધાર. ૭
અકારને બ્રહ્મ જાણીએ, ઉકાર વિષ્ણુરૂપ;
મકાર તે શિવરૂપ છે, ને અર્ધમાત્ર ચિદ્રૂપ. ૮
અર્ધ માત્ર અહીં જે ગણી, તેનો નહિ ઉચ્ચાર;
ગુરુગમથી એ તો જડે, શાસ્ત્ર કહે નિર્ધાર." ૯

ટુંકામાં શ્રીછોટમ કવિની વાણી અત્યંત બોધપ્રદ અને શાંતરસથી સ્રવતી સરિતા છે; અને આપણા આદ્ય વેદાંતકવિ અખાજીની વાણી અત્યંત બોધપ્રદ, ઉગ્ર તેજથી તપતી, સવિતાના પ્રકાશ જેવી તથા અજ્ઞાનરૂપી રાત્રિનો નાશ કરે એવી છે.

હવે ધીરા ભગતની સિંહગર્જનાની ખુબી જોવા જેવી છે:–

આત્મતત્ત્વ શોધો રે, જ્ઞાની જન ગોતો ઘરમાં;
બોલે તે નહિ બીજો રે, ઓળખી લેજો અંતરમાં. ટેક
વિશ્વંભર દરિયો સભર ભરીયો, માંહી રવિ શશિ તેજની જ્યોતિ;
શૂરા પૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઇ મરજીવા લાવે મોતિ.
કોઇ પહેરે પનોતિ રે, અખંડ ચૂડી કરમાં. આત્મ૦ ૧
કાગડાં બગલાં હોલાં કાંઠે, હરિયો તો જડે નહિ આરે,
માનસરોવર માંહી મુકતાફળ, કોઈ હંસ ચરે તેને ચારે;
ખીર ને નીર ભેળાં રે, જુજવાં કરી પીયે પળમાં. આત્મ૦ ૨
સદ્‌ગુરુ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ,
દર્પણ તન દર્શે પોતાનું, એમ માંહીથી મળે મહારાજ;
પોતાને પોતે પરખો રે, ભર્યો સભરાભરમાં. આત્મ૦ ૩

હરિ ગુરુ શિષ્ય સ્થિર રૂપ તે, જંત્ર વાજંત્ર બનાવે,
શબ્દ ઘટાવ લક્ષણી મધ્ય ડોલે, હરિનાદે નામ તે ઘેર આવે;
ધીરા સુખસાગર રે, નિરખો નિજ અંતરમાં. આત્મ૦ ૪

શ્રીછોટમ કવિના ગ્રંથોમાં મુખ્યત્વે કરીને સદ્ધર્મનું વિવરણ છે, અને શુદ્ધ સનાતન ધર્મ ઉપર તેમનો ખાસ આગ્રહ છે. જો કે મતમતાંતરનું ખંડન-મંડન એમને કરવું પડયું છે; તથાપિ તેમની દૃષ્ટિ સંકુચિત નથી. પ્રશ્નોત્તરમાળામાં તેઓશ્રી કહે છે કેઃ-

મૂરખવાદ કરીને વઢે, કુશ્કા કૂટે કણ ના જડે;
જ્ઞાની સાક્ષી રહીને જુએ, વૃથા વાદમાં શ્વાસ ન ખુએ.
જ્ઞાની મગ્ન શાંતરસ માંય, કોઇનો દ્વેષ કરે નહિ કાંય;
હોય વીર રસ જુદ્ધે જેમ, ચઢે વીર રસ વાદે તેમ;
જ્ઞાની રહે શાંત રસમાંય, વ્યાપે નહિ વીર રસ ત્યાંય.

અને આપણા આર્યાવર્તની અવનતિ મતમતાંતરના ઝગડાથી થઇ છે તે વિષે પોતે પ્રશ્નોત્તરમાળામાં કહે છે કેઃ—

મુસલમાનની જાતિમાં, સિયા સુની છે જેહ;
સામાસામી દ્વેષથી, લડી મરે છે તેહ.
એમજ હિંદુ લોકમાં, શિવ વિષ્ણુના ભેખ;
એક એકને મારતા, મરતા મૂઢ અલેખ.
એક બ્રહ્મ હોય જાણીતા, કરે ન એવાં કામ;
માટે કલ્પિત જીવના, જૂદા ધર્મ તમામ.
વાણી પ્રભુની વેદ છે, ખરો ધર્મ છે જેહ;
કરી કીતાબો માણસે, દ્વેષ ભરેલી તેહ.
ધર્મ પોતાનો પાળવો, પ્રભુપર કરવી પ્રીત;
આગ્રહ કરવો અન્યને, એ નહિ રૂડી રીત.

વળી કેટલાક વેદાંતના ગ્રંથો વાંચી 'અહંબ્રહ્માસ્મિ' મુખથી બકતા, જ્યાં ત્યાં વિધિમાર્ગનો લોપ કરતા ફરે છે; તેવા જ્ઞાનીઓ ઉપર પણ તેમનો કટાક્ષ ઓછો નથી.

મહાવાકય વચનો સુણી, વિન સાધનથી આપ;
જ્ઞાની નહિ તે પશુ થકી, અધમ જાણજો સાર.
બ્રહ્મ બને તો ભૂખ શી ? રંક ન હોયે રાય;
તૃષ્ણાનો તાણ્યો વહે, તેજ જીવ કહેવાય.
બ્રહ્મદશા દુર્લભ છે, દોષરહિતને હોય;
કોટિ જ્ઞાનીમાં કોયને, સમજે આવે સોય.

ઇષ્ટસાક્ષાત્કારની કેવી શ્રેષ્ઠ નિસરણી તેઓ દર્શાવે છેઃ-

ધર્મવિષે દૃઢતા ધરી, જીવ ભજે કર્તાર;
ઐશ્વર્યાદિક ગુણ સકળ, પ્રભુ આપે તે વાર.

પ્રભુ ભજવાથી પુણ્યફળ, ઉદય થાય છે જેહ;
એક એકથી કોટિ ગુણુ, ચઢીઆતાં છે તેહ.
પૂજાથી કોટિગણું, પુણ્ય સ્તોત્રથી હોય;
સ્તોત્રથકી કોટીગણું, મંત્ર જપે ફળ સોય.
જપ કરતાં કોટિગણું, ધ્યાન થકી ફળ સાર;
તેથી થાય સમાધિ તો, પુણ્ય તણો નહિ પાર.
પ્રકટે પુણ્ય સમાધિએ, તેહ તણો નહિ અંત;
એ અભ્યાસે જીવપર, કૃપા કરે ભગવંત.
અગ્નિમાં હુત હોમતાં, અગ્નિરૂપ થઈ જાય;
બુદ્ધિ અર્પે બ્રહ્મમાં, જીવ બ્રહ્મમય થાય.
સાધન છે બીજાં બહુ, અવનિ માંહી અપાર;
ધ્યાન સમાધિ યોગ સમ, નહિ ફળનાં દાતાર.
અપાર પુણ્ય પ્રતાપથી, કૃપા કરે કર્તાર;
તેને ગુરુ આવી મળે, યોગ કળા દાતાર.
સદા સમાધિ યોગથી, માયાના ગુણુ જાય;
ષટભગ જે ઈશ્વરતણા, પ્રકટ પછીથી થાય.

ચોપાઇ

ૐતતત્ત્વ સદ્‌ગુરુનું જ્ઞાન, પામી ધરે બ્રહ્મનું ધ્યાન;
શુદ્ધ સમાધિ જ્યારે થાય, પાપપંકથી અળગો થાય.

કઠોપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

**सर्वे वेदा यत्पदमामनन्ति । तपांसि च सर्वाणि यद्वदान्ति ॥**
**यदिच्छन्तो ब्रह्मचर्य्यं चरन्ति ।**
**तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥**

અર્થાત્ સર્વે વેદો જે પદનું નિરૂપણ કરે છે; સર્વ તપો જેને કહે છે અને જેને માટે બ્રહ્મચર્ય પાળવામાં આવે છે; તે પદ ટુંકામાં નિરૂપણ કરીએ છીએ કે, તે ૐકાર છે.

મહાત્મા છોટમ કવિ તે પ્રણુવનું ગુહ્ય સ્વરૂપ પ્રકટ કરે છે કેઃ—

સહુ શાસ્ત્રમાં ગોપ્ય છે, નથી વેદાંતે વિસ્તાર;
તે સાંભળજો સિદ્ધ સરવે, કહું સરવે નિરધાર.
સર્વ થકી જે તત્ત્વ મોટું, તે દૃષ્ટિગોચર થાય;
બાહ્ય ભીતર રહ્યો સ્વતંતર, પ્રત્યક્ષ રૂપ જણાય.
પ્રથમ મન જો નાદે વળગે, વળતી બિંદુ જણાય;
ત્યાર પછી તે કળા નિરખે, એમ જ્યોતિ પ્રગટ થાય.
અકાર તે નાદરૂપ જાણો, બિંદુરૂપ ઉકાર;
મકાર તે તો કળા કહીએ, એમ જ્યોતિર્મય ૐકાર.

આ નાદ, જ્યોતિ અને કળાના અનુભવની શી જરૂર છે ? શ્રીછોટમ તે ઉપર કપિલગીતામાં કહે છે કેઃ–

સર્પ મોહે નાદથી, જેમ ઘંટાનાદ કુરંગ;
પતંગ મોહે દીપથી, એમ મન વાદની સંગ.
જેમ લોક ચમકને દેખતાં, જઇ છમકને લપટાય;
તેમ નાદ સુણુતાં વિષય તજી, મન ઉન્મન થઇ જાય.

જ્યાંસુધી બ્રહ્મસ્વરૂપ પ્રકટ દીસતું નથી, ત્યાંસુધી મન લય પામતું નથી; અને જ્યાંસુધી મન લય પામતું નથી, ત્યાંસુધી ફક્ત બોલવાનું મિથ્યા જ્ઞાન (વાણીનાં વડાં) છે.

લવણુ જેમ જળમાં પડ્યું, તે એક સ્વરૂપે કહેવાય;
તેમ આતમને સંગે કરીને, મન ઉન્મુનિ હોય.
નેત્ર આગળ રૂપ દરશે, ત્યાં લય પામે તે સહી.

એ નેત્ર આગળનું રૂપ કેવું છે? એ વિષે કવિ કહે છેઃ—

નિત્ય રહ્યું જે નેત્ર આગળ, સ્ફાટિક મણિસમ રૂપ;
તે જોતાં ગુરુગમ થકું ભાઈ પડે નહિ ભવકૂપ.
ચક્ષુ મધ્યે રહ્યું છાનું, અંગુષ્ઠ માત્ર સમાન;
તે ઉપર પરવનું અરધ છે, તેની અગ્ર સૂક્ષ્મ ધ્યાન.
અંતર દષ્ટે તાર ના તૂટે, તો બ્રહ્મ પ્રગટ જણાય.

મહાત્મા છોટમ કવિએ સર્વ ઉપનિષદ્ના સિદ્ધાંતોનું દોહન પોતાના ગ્રંથોમાં કર્યું છેઃ—

યોગશિખા ઉપનિષદ્માં કહ્યું છે કેઃ—

**“मनसा मन आलोक्य वृत्ति शून्यं यदा भवेत् ।**
**ततः परं ब्रह्म दृश्यते च सुदुर्लभम् ॥**
**मनसा मन आलोक्य उन्मन्यन्तं सदा स्मरेत् ।**
**मनसा मन आलोक्य दृश्यन्ते प्रत्यया दश ॥**

અર્થાત્ મનથી મન જોઇને જયારે સકળ વૃત્તિથી રહિત થવાય, ત્યારેજ અત્યંત દુર્લભ પરબ્રહ્મ જણાય છે–પ્રત્યક્ષ થાય છે.માટે મનથી મનનું અવલોકન કરતા રહી ઉન્મની સુધી ધ્યાન કરવું. આમ શુદ્ધ મનથી મનને જોવા માંડે તેને દશ પ્રકારના પ્રત્યય–દેખાય છે.

**बिन्दु नादकला ज्योति रवीन्दु ध्रुव तारकम् ।**
**शान्तं च तदतीतं च परंब्रह्म तदोच्यते ॥ (योगशि०उ)**

“ બિંદુ, નાદ, કલા, જયોતિ, સૂર્ય, ચંદ્ર, ધ્રુવ, તારા, એ શાંત, સગુણુસ્વરૂપ અને એથી પર નિર્ગુણ બ્રહ્મ કહેવાય છે.”

એની કુંચી આ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ કવિ એક લીટીમાં જણાવે છેઃ–

અંતર દૃષ્ટે તાર ના તૂટે, તો બ્રહ્મ પ્રગટ જણાય.

આ અનુભવ સહજ યોગભક્તિનો છે. આમાં હઠયોગના ક્લેશની જરૂર નથી.

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ પણ એમજ કહે છે કેઃ—

**प्रणव जे गुह्य ऋषि योगीयांचे**
**सर्वावरिष्ठ साचें वेदआज्ञा ॥**

અર્થાત્ પ્રણવ જે પ્રણવ છે, તે ઋષિ યોગીઓની નિજગુહ્ય વસ્તુ છે અને સર્વથી શ્રેષ્ઠ વેદની આજ્ઞા છે.

**नयनाचें आंगणी तुर्येचा प्रकाश।**
**उन्मनि उल्हास तयावरी ॥**

અર્થાત્ નયનને આંગણે તુર્યાનો પ્રકાશ જણાય છે; અને ઉન્મનિનો ઉલ્લાસ પણ ત્યાંથીજ શરૂ થાય છે.

ભક્તકવિ નરસિંહ મહેતાનો પણ એજ અનુભવ છે કેઃ–

**પ્રભાતીઉં**

ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે, અખંડ ભાળને એક સુરતી;
દેહીમાં દરસશે, પ્રેમથી પરસશે, અજબ અનોપમ અધર મૂરતી.
મોરલીના નાદમાં, શ્રવણુના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમક વાજે;
તાલ મૃદંગ ને ચંગ ઉપણા ઘણી, ભેરીનો નાદ બ્રહ્માંડ ગાજે.
મન પરસન થશે, કર્યાં કર્મ નાસશે, ભાસશે બ્રહ્મ વ્રજવંન વેલી;
કુંજ લલિત માંહે શ્રીકૃષ્ણ લીલા કરે, નિરખની નૌતમ નિત્ય કેલી.
સુરત સંગ્રામમાં, વિલસે રંગમાં, દરસશે દેહીનું માન મરતાં;
નરસૈંયાના સ્વામી સર્વ સુખ આપશે, દુક્રીત કાપશે ધ્યાન ધરતાં.

ભોજા ભક્ત પણ એજ અનુભવ ગાય છે કેઃ—

"એ તો સંત નિર્મળ નિરખશે, શૂન્ય શિખરપર સ્યામ;
અદ્ભુત અવિનાશી ઓળખ્યા પછે, રોમે રોમે પ્રગટયા રામ.
વણુ વાદળ વીજ ચમકે, ઘનઘોરે ઘન આયો;
આપે પ્રગટયો આપમાં, નયણે નૂર વરસાયો.
નાદધુની વાગી રહી, પૂરણ પરચા પાયા;
ઉલટા ગુરુગમસે ખેલી, જઈશૂન્યમેં ડંક બજાયા.
વળગ્યા નહિ કોઇ વાતમેં, રામસેં રાજી રહ્યા;
ભોજે ભગત કહે ગુરુપ્રતાપે,એ નર અનભે થયા.

મહાત્મા પ્રીતમદાસજી કહે છે કેઃ—

દ્વાદશ અંગુલ દરસે રે, પરસે કોઇ પૂરા;
અણિ અગર પર ખેલે રે, સાચા સંત શૂરા.
મૂળ પ્રણુવ ધુન્ય સ્નેહ ધરી સાંભળીએ રે,
ભજન કરીને બ્રહ્માનંદમાં ભળીએ રે.

અખંડ સુરતી સ્હેજ સમાધિ લાગે રે,
પ્રીતમ પ્રભુને ભજતાં ભવદુઃખ ભાગે રે.

અખાજીના શિષ્ય શ્રી લાલદાસજી વર્ણવે છે કેઃ-

રાજના મુખલડામાં દીઠા મેં ચૌદે લોક,
જેણે તમારી ભકિત ન જાણી જીવિત તાકો ફોક. રાજના૦
બ્રહ્મા ઇંદ્ર મર્મ ન જાણે, જાણે જવલ્લા કોક;
કહે લાલદાસ વ્હાલે કૃપા કીધી,મટી ગઇ ચિંતા ને શોક. રાજના૦

અને સકળ તંત્રોનો પણ એજ અનુભવ છે.

**यत्र गत्वा तु मनसो मनस्त्वं नैव विद्यते ।**
**उन्मनी सा समाख्याता सर्व तंत्रेषु गोपिता ॥**
**सहस्रार कर्णिकायां चन्द्रमण्डलमध्यगा ।**
**सर्व संकल्परहिता कला सप्तदशी भवेत् ॥**
**उन्मनी नाम तस्याहि भव पाश निकृन्तनी ॥**

અર્થાત્ જ્યાં જવાથી મનનું મનપણું રહેતું નથી તેને ઉન્મની કહે છે. જે સર્વ તત્ત્વોમાં ગુહ્ય છે, હજાર પાંખડીમાં રહેલા ચંદ્રમંડલના મધ્યમાં જે સર્વ સંકલ્પોથી રહિત સત્તરમી કળા છે, તેનેજ ઉન્મની કહે છે; તે સંસારના પાશને કાપવાવાળી છે." (**કંકાલમાલિની તંત્ર**)

એજ તત્ત્વ શ્રી છોટમ કવિને આબેહૂબ મળતું આવે છે કેઃ-

તેમ આતમને સંગે કરી, મન ઉન્મનિ હોય;
માટે મનવડે સહુ પાપ, મન થયું જો ઉન્મની
તો ટળે પુણ્ય ને પાપ.

આ શેષ તત્ત્વ તમને કહ્યું, તે પ્રગટ હાથોહાથ,
ઉન્મની નિરંતર તેહને, જે પરાત્પર નિરખે ધામ;
આત્મા જ્ઞાને નિરખીયો, જે પ્રત્યક્ષ રમતો રામ.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, મધ્યે જેનો વાસ,
નખ થકી તે શિખા લગી, પૂરણ મૂરતિ જેહ;
અચળ દ્રષ્ટે જે કોઈ જોશે, તેને દરશે તેહ.

શ્રીછોટમ કવિનો શરૂ શરૂમાં સારસાવાળા મહાત્માશ્રી કુબેરદાસજી સાથે સંબંધ હતો, તથા થોડો કાળ આસપાસના એક ગામમાં તલાટીની નોકરી કરેલી.

મહાત્મા છોટમ કવિના એક શિષ્ય મરઘાભાઈ પટેલે નાનાં કાવ્યો લખ્યાં છે, તેમાંના એક કાવ્યમાં ગુરુસ્તુતિમાં તેઓ લખે છે કેઃ-

**સોરઠા**

" સંત શૂરા છે જેહ, તીવ્ર વૈરાગ મનમાં તપે;

કર્મ એક નહિ કાંય, ભસ્મ કરે બીજ વાસના.
અતિ સદ્‌ગુણ આગાર, બ્રહ્મનિષ્ઠ ગુરુ આસને;
નાગર કુલ પવિત્ર, વાસ મલાતજમાં વસે.
બેઠા માંડી હાટ, લક્ષરૂપી મહા ધનતણું;
આપે આણી મ્હેર, લેનાર હોય જો લાલચુ.
સકલ શાસ્ત્ર સંયુક્ત, સાર ચાર વેદો તણો;
શોભે જીભ્યા અગ્ર, અંતર અનુભવ અર્કસમ.
રચીયા ગ્રંથ રસાળ, પાવનકારી લોકને;
મહા ગૂઢારથ જ્ઞાન, પ્રેમ ભક્તિ પૂરણ ભર્યા.
દુષ્કૃત દૂર પળાય, સુબોધ સૂર્યોદય થતાં;
મહા મોટો મહિમાય, તપ તીરથ વ્રત ગંગથી.
ધર્યો ભૂમિપર દેહ, પરમારથને કારણે;
મહિમા કહ્યો ન જાય, અજ્ઞાન અવિદ્યા પાત્રથી.
ગુણાતીત ગુણેશ, છોટમ ગુરુ મુજને મળ્યા;
આપ્યો દૃઢ ઉપદેશ, કૃપા કરી મુજ રાંકને.
થાતાં ગુરુ સન્મુખ, પાપ તાપ સરવે ગયું;
ભાગી મનની ભૂખ, મોહનિશાથી જાગીયો.
મહાપદમાં મેળાપ, કર્યો કૃપાના સાગરે;
ટાળ્યા ત્રિવિધિ તાપ, જ્ઞાનધને વૃષ્ટિ કરી.
સુધી બતાવી સેર, લક્ષ્ય અનોપમ આપીયો;
મટયું સકળ અંધેર, ગુરુચરણુરજ પરસતાં.
ગુરુકૃપાથી શિષ્ય, ઈશ્વરની સત્તાવડે;
બોલે જયમત્યમ વાણુ, મંદ બુદ્ધિ અતિ મળભરી.

ચોપાઈ

શ્રી ગુરુચરણે શિર નામી, વંદુ વારંવાર ગુરુ સ્વામી;
ગુરુ કૃપાળુ દેવ દયાળ, સેવક તણા સદા પ્રતિપાળ. ૧
નિત્ય આનંદ સદા શીલવંત, ગુરુસ્વરૂપે સહેજ અનંત;
જડ બુદ્ધિ હું જીવ અચેત, તમ વિન મર્મ નહિ કછુ લેત. ૨
દુઃખભંજન ગુરુ અશરણ શરણ, ભવજળમાં ગુરુ તારણતરણ;
જનક સનક શુક નારદ જેવા, ચહાય નિરંતર ગુરુકી સેવા. ૩

દોહા

ગુરુસ્વરૂપે બ્રહ્મ છો, દેહ ગેહ વરજિત;
ઉલટ ધરી શરણે થતાં, હરો સકલ ભ્રમ ભીત. ૧
નિર્ગુણ નિર્મળ નિત્ય છો, સદ્‌ગુણના નિધાન;
સગુણ થઈ સ્થાપન કરો, ધર્મ ભક્તિ દૃઢ જ્ઞાન. ૨
પરમ ગુરુ પરમેશ છો, સેવકના પ્રતિપાળ;
જિજ્ઞાસુ જન તારવા, ધરીયો દેહ દયાળ. ૩

ગુરુ ઉપદેશ બરાબરી, નહિ કશુંયે ત્રણુ લોક;
ચૌદ લોક સુખ સંપતિ, તે આગળ સૌ ફોક. ૪
ગુરુમહિમા શું કહી શકું, અલ્પમતિ અજ્ઞાન;
જાકી ગતિ અગાધ હે, જળમાં કમળસમાન. ૫
સુબોધ સૂર્ય અર્પણુ કરી, કટચો સકલ અંધેર;
બલિહારી ગુરુદેવને, કર્યો તરણુનો મેર. ૬
સેવા સમરણુ નવ બને, ધરૂં નહિ દૃઢ ટેક;
શૌચસ્નાન વ્રત નવ કરૂં, સમજુ નહિ સુવિવેક. ૭
પુણ્ય. દાન પરમારથ, કરવા નહિ ગજુ કાંય;
દયા કરીને રાખશો, ચરણુકમળની છાંય. ૮
પરજન્ય સમા પરમારથી, જાણીને સ્વામીન;
દીન અપરાધી રાંક હું, આવ્યો તમ આધીન. ૯
મમ અવગુણુનો પાર નહિ, પણુ છો ગુરુજી દયાળ;
પોતાનો ગણી રાખજો, પડતાં માયા જાળ. ૧૦
સુમતિ રહે સતસંગમાં, હરિગુણુ ગાવા કાજ;
મન રહે નિજ લક્ષમાં, માગું શ્રીગુરુ રાજ. ૧૧

## રાગ ગોડીનું કીર્તન

ગુરુચરણે લ્હે લાગી, અહોનિશ ગુરુચરણે લ્હે લાગી;
મારીસકલ ભરમણુ ભાગી, અહોનિશ ગુરુચરણે લ્હે લાગી. ટેક
શબ્દ અલૌકિક સુનાયો મુજને, ત્રિલોક પાવનકારી;
સકળ સૃષ્ટિનું કારણુ દર્શાવ્યું, જન્મ-મરણુ-દુઃખ-હારી. ૧
કલ્પતરુ સમ પરઉપકારી, વેદ શ્રુતિ શાસ્ત્ર બોલે;
જન્મ ધર્યો જનનાં દુઃખ હરવા, નહિ કોઇ ગુરુજીને તોલે. ૨
જ્ઞાને કરી તિમિર સહુ ટાળ્યું, મોહનિશાથી જગાયો;
પૂરણુ બ્રહ્મ પ્રકાશિત સઘળે, સાન કરી સમજાવ્યો. ૩
સગપણુ સાચું ગુરુવિના નાંહી, અન્ય સ્વારથની ટોળી;
તત્ત્વ તપાસી નિશ્ચે કરી આપે, વેદપાર વસ્તુ ખોળી. ૪
સંચિત પુણ્ય આદર હોય જેને, જન્મ અનેકનાં જ્યારે;
સદ્દગુરુ નાવી મળે ભવજળમાં, સહેજે પાર ઉતારે. ૫
સહજ સમજ ધર મન લય પામ્યું, ત્રિવિધિ તાપ સમાયો;
છોટમ-શરણુ ગ્રહ્યું જબ મરઘે, વાસના પાશ કટાયો. ૬

સ્વામીશ્રી વાસુદેવાનંદ તીર્થજીએ પણુ ગુરુસ્તુતિ ગાઇ છે કેઃ-

કર્મ ઉપાસન જ્ઞાનના, ત્રણુ કાન્ડ છે જેહ;
વેદોએ વર્ણુન કર્યું, બોધ આપતા તેહ.
સર્વ શાસ્ત્રગ્રંથો તણો, શોધીને શુભ સાર;
પ્રાકૃતમાં વર્ણુન કરી, કર્યાં ગ્રંથ તૈયાર.

વેદ વ્યાસ મુનિરાજનો, જેહ ધર્મ સિદ્ધાંત;
ઉર ધારીને આચરે, રાખી પૂરણ પ્રેમ.
પરોપકારબુદ્ધિ વધે, ઉર માંહેજ અપાર;
છોટમ ગુરુ મહારાજનો, બોલો જયજયકાર.

ભગત જીવાજી કિશોરદાસ સ્મારકના ટ્રસ્ટીઓ, શ્રીયુત બન્સીલાલ મણિલાલ મહેતા અને સોમનાથ મનસુખરામ, કવિ છોટમ કાવ્યમાં આપેલા ચરિત્રની છેવટે પ્રાર્થે છે તેમાં અમે પણ શબ્દશઃ મળતા થઇશું કેઃ–

"શ્રી પુરુષોત્તમ યોગેન્દ્રથી પ્રેરાયેલી મહાત્મા શ્રી છોટમ કવિની પરાવાણી સર્વને અમૃતરૂપ કરો, એજ અમારી સર્વ પ્રાણીમાં રહેલા પરમાત્માપ્રત્યે નમ્ર પ્રાર્થના છે."

શ્રીકૃષ્ણજન્માષ્ટમી–સંવત ૧૯૮૪ ભિક્ષુ–અખંડાનંદ.



# શ્રીછોટમની વાણી

## ગ્રંથ બીજો

## ૧—ધર્મસિદ્ધિ ગ્રંથ

### અધ્યાય ૧ લો

॥ श्रीगणेशाय नमः ॥

प्रणम्य परया भक्त्या विश्वकर्तारमीश्वरं ।
धर्मसिद्धिं गदिष्यामि गुण्यां गूर्जरभाषया ।१।

દોહા

સુખમય સરજનહારને, પ્રેમે કરી પ્રણામ;
ધર્મસિદ્ધિ વળતી કથું, સહુનું સુધરે કામ. ૧
બેકોરદાસે પૂછિયા, પ્રશ્ન ધર્મના જેહ;
તેના ઉત્તર જે કર્યા, અહીં લખ્યા છે એહ. ૨
પ્રથમ પ્રશ્ન એ પૂછિયું, કહો ધર્મમહિમાય;
એનો જો ઉત્તર કહો, તો સુણતાં સુખ થાય. ૩
ઉત્તર કહું છું એહનો, સહુ સુખદાયક સાર;
મનવાંચ્છિત પામે સુજન, કરતાં ધર્મવિચાર. ૪

છપા

ઈશ્વર કર્તા એક, સૃજ્યા સહુ જીવો જાણે;
કરિયા માનવ કાજ, કાયદા વેદો તેણે.
પુણ્ય પાપ બે પંથ, પુણ્યથી સુખ બહુ પામે;
પાપે દુખિયો થાય, ભક્તિયે ભવભય વામે.
શુભ એ મત આસ્તિકતણું, નાસ્તિક નર અવળું ગણે;
કહે છોટમ ભવક્ષેત્રમાં, જન વાવે તેવું લણે. ૧
ઈશ્વર રાજા એક, પ્રજા સહુ જીવો જાણો;
બ્રહ્મા વિષ્ણુ મહેશ, શક્તિ પ્રધાન પ્રમાણો.

સ્વર્ગ ભલું સુખધામ, ઇંદ્ર સુખદાયક કહિયે;
કારાગૃહ છે નર્ક, દંડદાતા યમ લહિયે.
છે ખરો ન્યાય ઈશ્વર તણો, વેદ કાયદામાં વદે;
જન ભજે જેહ ભગવંતને, ચડે તેજ મોટે પદે. ૨
ધણિયે સરજ્યો ધર્મ, મનુષના બહુ હિત માટે;
ધારણકર્ત્તા ધીર, વળે તે રૂડે વાટે.
દિવ્યસરૂપી દેવ, ધર્મ છે જન સહુ જાણો;
ધર્મ પાળવા પ્રૌઢ, ઉલટ અંતરમાં આણો.
બહુ મોટો માનવ જાણિયે, ધર્મ ભલો ધારણ કરે;
જન ધર્મવંત સહુ લોકમાં, નિર્ભય થઇ સુખમાં ફરે. ૩
ધણિયે સર્જ્યો ધર્મ, મૂક્યો માનવના મનમાં;
સાચ ભર્યો સુવિચાર, સુજન સહુ કરે જતનમાં.
ઉત્તમ કર્મ અનેક કરે સતવાણી ભાખે;
સારા જનનો સંગ, કરે નિશ્ચલ મન રાખે.
બહુ વિદ્યા ભણે વિવેકથી, પુસ્તકમાં પ્રીતિ કરે;
લવ લોભ કુસંગતિ ના કરે, તો ધર્મી સુખથી તરે. ૪

દોહા

કર્ત્તા કેરા રૂપથી, ઉપજ્યો જનહિત જેહ;
ધારી રાખે સુજનને, ધર્મ કહાવે તેહ. ૧
પડવા ના દે પાપમાં, સઘળે કરે સહાય;
મહાદેવને મેળવે, તેજ ધર્મ કહેવાય. ૨
ધરથી તે પેદા કરો, વડો સર્વથી વીર;
એને આધારે રહે, સઘળાં જીવ શરીર. ૩
જે નર ધર્મ તજે નહી, તેને તજે ન ધર્મ;
મેળવી દે જગતાતને, કાપી કોટી કુકર્મ. ૪
જે નરની બુદ્ધિવિષે, હોય ધર્મનો વાસ;
તે નરને ત્રણ લોકમાં, કોઇ કરે નહિ ત્રાસ. ૫
સત્ય દયા ને શૌચ તપ, ચરણ ધર્મના ચાર;
ઉત્તમ બીજાં અંગ છે, જ્ઞાન વિવેક વિચાર. ૬
ધર્મ પ્રધાન સુજાણ છે, રહ્યો ધણીને દ્વાર;
મહેશને તે મેળવે, ભવસાગરને પાર. ૭
પંથે પંથે જુજવા, જીવે કલ્પ્યા ધર્મ;

તે ભવપાર કરે નહીં, બાળે નહીં કુકર્મ. ૮
સત્ય ધર્મ તે જાણવો, શ્રુતિ સ્મૃતીમાં હોય;
પાપ પુંજ બાળી કરી, બ્રહ્મ મેળવે સોય. ૯
પાપકર્મને પરહરી, ધરવું ધણિનું ધ્યાન;
એ તો માનવમાત્રનો, સાચો ધર્મ સમાન. ૧૦
વિશેષ બાંધ્યો વેદમાં, વર્ણાશ્રમ વ્યવહાર;
મ્લેછ ન માને તેહને, ખલ રાખે છે ખાર. ૧૧
જૈન બૌદ્ધ તો જીવની, પાળે દયા પ્રમાણ;
સ્નાન શૌચ સમજે નહીં, ઈશ્વરતણા અજાણ. ૧૨
જવન જીવને ના ગણે, કહે એક કર્ત્તાર;
એક એક અંગે રહ્યો, સહુમાં ધર્મવિચાર. ૧૩
સર્વાંગે છે વેદનો, ધર્મ સત્ય છે સાર;
દયા શીલ શૌચાદિયુત, ભજે એક કર્ત્તાર. ૧૪
સદાય સાચા ધર્મનું, જે ધારે અભિમાન;
છોટમ આ સંસારમાં, નહિ કોઈ તેહ સમાન. ૧૫

છપા

ધર્મે ધામ વિશાળ, મળે ધન ધર્મે રૂડું;
ધર્મે દેહ નિરોગ, ભોગવે નહિ દુઃખ ભુંડું.
ધર્મે નારિ સુશીલ, પ્રજા ઉપજે છે સારી;
ભલું હોય સૌભાગ્ય, અધિક પદના અધિકારી.
મહાલાભ ધર્મે મળે, વળી પાતક દૂર પલાય છે;
છોટમ કહે ધર્મે સુજન, સુખથી સ્વર્ગે જાય છે. ૧
ધર્મ થકી જસ મળે, ફળે સહુ ઉદ્યમ તેને;
ધર્મ થકી દુઃખ ટળે, જરા જોખમ નહિ જેને.
ધર્મ થકી જય હોય, પરાજય થાય રિપૂનો;
જેને પ્રિય નહિ ધર્મ, તેહ નર દેહ પશુનો.
છે ધર્મતણા ગુણ અતિ ઘણા, ચતુર પુરુષ ચૂકે નહીં;
જન છોટમ હોય સપૂત જે, તે મનથી મૂકે નહીં. ૨
ધર્મ તણો જે મર્મ, લહે તે પંડિત પૂરા;
ધર્મ તણો જે મર્મ, લહે તે સમરથ શૂરા.
ધર્મ તણો જે મર્મ, લહે તે ગુણિજન જ્ઞાની;
ધર્મ તણો જે મર્મ, લહે તે દીરઘ દાની,

છે ધર્મ મર્મ મોટો ઘણો, જે ઈશ્વર કેરો અંશ છે;
જન છોટમ ધર્મ જેમાં વસે, તે પ્રભુજીનો વંશ છે. ૩
ધર્મે ઈશ સહાય, ઉગારે અગ્નિ જલમાં;
ધર્મથકી જય થાય, જાય દુર્જનના દલમાં.
સિંહ સર્પ ને શ્વાન, વિષમ વિખથી તે વંચે;
જે રાખી વિશ્વાસ, ધર્મરૂપી ધન સંચે.
તે સરિતા સાગર ને ગિરી, વાસો જો વનમાં કરે;
જન છોટમ કહે એ પ્રાણિયો, અનેક વિઘ્નથી ઊગરે. ૪
પશૂ તણો તે પશૂ, ધર્મ જેને નહિ પ્યારો;
હોય વહેલ વિતંડ, હરામી નરહત્યારો.
નિર્દય નિંદાખોર, ચોર પરધનદારાનો;
જૂઠય તણુ બહુ જોર, સંગ ન ગમે સારાનો.
જન જાદુ મંત્ર ને જંત્રથી, ભૂતપ્રેતને જે ભજે;
કહે છોટમ નિજ કર્ત્તારની, તેવા નર ભક્તિ તજે. ૫
ધર્મ વદન વિધાય, જ્ઞાન તે નયન કહાવે;
સત્ય દયા તપ દાન, ચરણ એ ચાર રહાવે.
વપુ સુવિવેક વિચાર, ભક્તિ ઉર ભણિયે જેનું;
સદ્ગુણ સર્વે અંગ, સકળ સુખદાયક તેનું.
શુભ છે એ વિમાન સ્વર્ગનું, પુણ્યવંત નર પામશે;
જન છોટમ કહે નરનારિ સહુ, જગકર્ત્તાશરણે જશે. ૬
ધર્મધુરંધર ધીર, વીર તે પ્રભુને વહાલો;
જેને પ્રિય નહિ ધર્મ, વ્રથા તે જન્મ્યો ઠાલો.
અફળ ઊપજે જેમ, અન્ન માંહે અંગારો;
મિથ્યા જાએ મેઘ, ક્ષેત્ર જો હોયે ખારો.
જન એમ દેહ એળે ગયો, જો સત્ય ધર્મ નવ જાણિયો;
સત છોટમ કહે સુકૃત નહી, પાપરૂપ તે પ્રાણિયો. ૭

કુંડળિયા

છાંનો અધરમ આચરે, બાહર જણવે ધર્મ;
પાપરૂપ પ્રાણીતણા, મનનો એવો મર્મ.
મનનો એવો મર્મ, જગતનો કર્ત્તા જાણે;
વિષ વાવીને મિષ્ટ, કહો ફળ ખાધું કોણે.
કહે છોટમ એ રીતિ, વાંઝને ન ચડે પાનો;

બાહર જણવે ધર્મ, આચરે અધર્મ છાનો. ૧
સૂરજ છાનો ના રહે, સઘળે થાય સવાર;
સત્ય ધર્મ પ્રકાશથી, વાધે જશ વિસ્તાર.
વાધે જશ વિસ્તાર, કવિય બહુ કીર્તિ કરશે;
તે સુણતાં નરનારિ, તત્ત્વજ્ઞાની થઇ તરશે.
કહે છોટમ જગ માંહિ, નહિ કાંઇ તે નર નાનો;
સઘળે હોય સવાર, ના રહે સૂરજ છાનો. ૨
ધર્મે આવે નમ્રતા, ધર્મે ગર્વ ન થાય;
સત્ય શીલ હરદે વસે, કપટ કુટિલતા જાય.
કપટ કુટિલતા જાય, પાપથી પાછો નાસે;
દયા વધે દિલ માંહિ, દોષ દેખીને ત્રાસે.
છોટમ તન મન શુદ્ધ, અનીતિ નામ ન ભાવે;
ધર્મે ગર્વ ન થાય, નમ્રતા ધર્મે આવે. ૩
ધીરજ રાખી ધારિયે, ધર્મ તણું અભિમાન;
મન બળિયા માતંગને, એ અંકુશ ગુરુજ્ઞાન.
એ અંકુશ ગુરુજ્ઞાન, ધ્યાન તે ધર્મે સૂઝે;
કામધેનુ છે ધર્મ, મનોરથ સર્વે દૂઝે.
કહે છોટમ પરમાણ, પુરાણે જોજો સાખી;
ધરમ તણુ અભિમાન, ધારિયે ધીરજ રાખી. ૪
કાયા જેવા કોટમાં, અમલદાર મન એક;
કર્ત્તાનો છે કાયદો, ધર્માધર્મ વિવેક.
ધર્માધર્મ વિવેક, વેદ તે હુકમ ધણીનો;
સદ્ગુરુ શીખવનાર, ભેદ પરબ્રહ્મ ભણીનો.
કહે છોટમ સતધર્મ, આપશે ઇચ્છા મેવા;
અમલદાર મન એક, કોટમાં કાયા જેવા. ૫

ચોપાઈ ત્રિતાલ

ચાલો સુપંથે સઘળા જંન, કહ્યાં વેદમાં એવાં વચંન;
કહુ વેદવચનનો સાર, સુણી સજ્જન કરજો વિચાર. ૧
પ્રભુ કહે છે પાળો ધર્મસાર, તમે આળસ ન કરો લગાર;
તમને તારવા ઘોર સંસાર, ધર્મ સરજ્યો છે મેં નિર્ધાર. ૨
મૂક્યો બુદ્ધિ તમારી માંહ્ય, કરો વૃદ્ધિ જતન કરી તાંહ્ય;
તમે વિષયોને લોભે કરી, માંહે અધરમ ઘાલશો ફરી. ૩

ભાઇઓ અધર્મ છે દુઃખનું મૂળ,તેથી તમને થશે બહુ શૂળ;
ધર્મરૂપી રૂડું કલ્પવૃક્ષ, તે તો આપ્યું મેં તમને પ્રતક્ષ. ૪
સુખ જોયતું હોય તમારે, લેજો માગી ધર્મ કને ત્યારે;
જેને ધર્મ તણું બળ જેવું, તેને આપીશ હું સુખ તેવું. ૫
ધર્મ આચર્યા વિણ સુખ કહીં,કોઇ માગે તો આપીશ નહીં;
પાપી કરશે પ્રાર્થના વળી, સુખ આપીશ નહીં સાંભળી. ૬
આપું પાપિયોને સુખ જ્યારે, કોઈ ધર્મ ન આચરે ત્યારે;
તેથી સૃષ્ટિ ન ચાલે સારી, વધે દુર્મતિ અનર્થકારી. ૭
પછી વૃષ્ટિ કરે નહિ દેવ, સહુ પ્રલય કરે તતખેવ;
તમે સાચ પાળો સહુ જંન, રખે આળસ કરતા મંન. ૮
કોઇ કરશો નહીં વ્યભીચાર, રખે રમતા જાર જુગાર;
પ્રજા અર્થે પરણજો નારી, પછી રેજો સદા વ્રતધારી. ૯
જેવા સર્વે પદારથ સારા, વહાલા લાગે છે તમને તમારા;
દેહ દારા સુતા સુત દામ, તેવા વહાલા સર્વને તમામ. ૧૦
આપ જેવા દેખે જનમાત્ર, તેજ દેખતા છે ગુણપાત્ર;
કોઈ કરશો નહી મધુપાન, હોય માદક વસ્તુ અન્ય. ૧૧
કોઈ જીવની હિંસા ન કરશો,તેથી સુખમાં તમે ભવ તરશો;
સદા પરદુઃખભંજન થાજો, સારા સજ્જન પાસે જાજો. ૧૨
પ્રાણિમાત્ર ઉપર કરો પ્રીતિ, સારી શીખજો શાસ્ત્રની રીતિ;
બાહ્યાભ્યંતર રહેજો પવિત્ર, થજો માનવમાત્રનાં મિત્ર. ૧૩
દેજો દીન જનોને દાન, બ્રહ્મરૂપનું ધરજ્યો ધ્યાન;
માત તાત ગુરુજન જેહ, ભક્તિભાવથી પૂજજો તેહ. ૧૪
નિજ ઇંદ્રિય જીતશો જ્યારે, જીત્યું જાણો ત્રિલોકને ત્યારે;
રહેશે વિષયોમાં બૂડીને કોય,સહેશે નરકતણાં દુઃખ સોય. ૧૫
ભલા ભૂપતણું ભલું થાય, એવું અંતર ઇચ્છો સદાય;
કરજો રક્ષણ જુવતીયોતણું, પુત્રપુત્રી ભણાવજો ઘણું. ૧૬
તજી દુર્ગુણ દેજ્યો તમારા, સહુ લોકમાં કેહવાજો સારા;
કહ્યાં વચન પ્રભુએ એવાં, જનમાત્રને અમૃત જેવાં. ૧૭
કહ્યો ધર્મ સર્વને સમાન, પછી બ્રહ્મતણું કહ્યું જ્ઞાન;
હોય મોક્ષની કામના જેને, ગુરુશરણે જવું પછી તેને. ૧૮
વિપ્ર કુળના ઋષી ગુરુરાય, તેથી કારજ જનનાં થાય;
અર્થ સમજવો વેદનો એવો, જગકર્ત્તાને સમજી લેવો. ૧૯

કરવું શ્રવણ મનન નિદધ્યાસ, તેથી બ્રહ્મનો થાય પ્રકાશ;
એમ બ્રહ્મને ઓળખી કરી, પછી ભક્તિ આચરવી ખરી. ૨૦
નાશવંત પદારથ જેહ, મને માનવું મિથ્યા તેહ;
નિત્ય તત્ત્વનો કરવો વિચાર, ચિત્ત ચૈતનમાં એકતાર. ૨૧
વેદવાક્યને કંઠે કરિયે, નિત્ય પ્રાર્થના પ્રભુની કરિયે;
પ્રભુનામનાં કીર્તન કરજો, એમ ભક્તિ કરી ભવ તરજો. ૨૨
છેક છળ તજી કરવાં સુકર્મ, જાણી વેદવચનથી ધર્મ;
ચારે વર્ણ ને આશ્રમ ચાર, કહ્યો વેદમાં ધર્મવિચાર. ૨૩
ચાલે તે થકી ઉલટો જેહ, પાખંડી કહાવે તેહ;
જે કો વર્ણ ધર્મ તજી દે છે, મહાપતિત તેને કહે છે. ૨૪
નિંદી ધર્મ કથે બ્રહ્મજ્ઞાન, જાયે નર્કમાં તેજ નિદાન;
માટે ધર્મ સર્વના કહૂં, સ્નેહ સહિત સાંભળો સહૂ. ૨૫
આદિવર્ણ તે વિપ્ર ગણાય, સહુ વર્ણમાં શ્રેષ્ઠ કહેવાય;
વિપ્રે કરવું નહિ કાંઇ પાપ, મુખે કરવો વેદનો જાપ. ૨૬
વિદ્યા ભણવી ને ભણાવવી, કળા સર્વ તેણે શીખવી;
દાન આપવું ને વળી લેવું, વેદધર્મનું ભાષણ કહેવું. ૨૭
વળી યજ્ઞ કરે ને કરાવે, વિભુ ભજન ને ધ્યાન ધરાવે;
શુભ ધર્મ સદાય આચરવો, અન્ય વર્ણને ઉપદેશ કરવો. ૨૮
ધર્મ બ્રહ્મ બતાવે જેહ, વિપ્ર આચારજ છે તેહ;
મંત્રમોક્ષતણો હોય જેહ, લેવો બ્રાહ્મણ[1] ગુરુથી તેહ. ૨૯
ક્ષત્રી વિદ્યા ભણે કરે યાગ, આપે દાન ધરી અનુરાગ;
અસ્ત્ર શસ્ત્રનો કરવો અભ્યાસ, પ્રજા પાળવી બારે માસ. ૩૦
સાધુ બ્રાહ્મણ અબળા ગાય, તેની ક્ષત્રિયે કરવી સહાય;
વૈશે વિદ્યા ભણી દાન દેવું, કરી યજ્ઞતણું ફળ લેવું. ૩૧
ખેતી વણજ કરે પશુ પાળે, કોઇ દીન તણાં દુઃખ ટાળે;
શૂદ્રે શીલ્પનાં શીખવાં કર્મ, સેવે સહુને તે એનો ધર્મ. ૩૨
પાળી ધર્મ ભજે પરબ્રહ્મ, એ છે સહુનો સાધારણ ધર્મ;
હવે આશ્રમ ધર્મ છે જેહ, સંભળાવું છું તમને તેહ. ૩૩
બ્રાહ્મણક્ષત્રિય વૈશ્યના તંન, વિદ્યા ભણવાનું કરવું જતંન;
આપે ઉપવીતનો સંસ્કાર, ગુરુકુળમાં જવું તેણીવાર. ૩૪
રહેવું બ્રહ્મચર્યવ્રતધારી, આઠે અંગે તે તજવી નારી;

૧ બ્રહ્મવેત્તા

માગી ભિક્ષા ને કરવો આહાર, ભણવી વિદ્યા ને તજવા વિકાર. ૩૫
આવે ગૃહસ્થાશ્રમમાં જ્યારે, નિજ વૃત્તિ ચલાવે ત્યારે;
નારીવર્ગનું પાલન કરવું, સાચે ઉદ્યમે ઉદર ભરવું. ૩૬
ઋતુકાળે દેવું ઋતુદાન, થવું શુદ્ધ કરીને સ્નાન;
પ્રજાતંતુ ચલાવવો સહી, પરનારીને અડવું નહી. ૩૭
અભ્યાગત કે અતિથિ જો આવે, સેવા કરવી અતિ શુદ્ધ ભાવે;
દેવ પિત્રી અતિથિ ને ગાય, અગ્નિ અર્કને સેવે સદાય. ૩૮
માતતાત ગુરુજન જેહ, અતિપ્રેમથી પૂજવા તેહ;
દેવું શક્તિ પ્રમાણે દાન, નિત્ય ધરવું પ્રભુનું ધ્યાન. ૩૯
જે જે કર્મ કરે જે વાર, સત્ય ચૂકે નહિ તે લગાર;
કર્મમાત્ર બ્રહ્માર્પણ કરવું, પુણ્યમાર્ગે ધન વાવરવું. ૪૦
વાનપ્રસ્થ થાય જન જેહ, વાસ વનમાં કરે જઇ તેહ;
ફળમૂળતણો કરે આહાર, જીતે ઇંદ્રિય વિષયવિકાર. ૪૧
છૂટે કર્મતણા સહુ પાશ, પછી લેવો તેણે સંન્યાસ;
આવે પ્રહર પ્રણવનો જાપ, જપી બાળે પુરાતન પાપ. ૪૨
ધરે કેવળ બ્રહ્મનું ધ્યાન, ટળે દેહતણું અભિમાન;
જીવ બ્રહ્મથી એકતા હોય, એમ મોક્ષ પામે જન સોય. ૪૩
ધર્મ નારી તણો છે જેહ, તમે સાંભળજો સહુ તેહ;
પતિ તેહજ જાણવો દેવ, સાચે ભાવે કરવી સેવ. ૪૪
તેને વ્રત નવ કરવું કાંય, આવ્યું સર્વ પતિવ્રત માંય;
પતિનું વ્રત ધારે જે નાર, સર્વે તીરથ તેમાં ધાર. ૪૫
કરે અન્ય પુરષ શું રતી, સહે તે નરક તણાં દુઃખ અતી;
પ્રભુનો ભય મનમાં ધારી, પતિઆજ્ઞાયો પાળે નારી. ૪૬
પતિવિયોગ થાયે જ્યારે, ત્યારે બ્રહ્મચર્યવ્રત ધારે;
પામે સ્વર્ગતણું સુખ તેહ, એમાં રાખવો નહિ સંદેહ. ૪૭
સહુનો ધર્મ સાધારણ જેહ, પાળે પ્રાણી ધરીને નેહ;
કોઇ જીવની હિંસા ન કરવી, વાણી સાચી સદાય ઉચરવી. ૪૮
બાહ્યાભ્યંતર રહેવું પવિત્ર, સહુ માનવો જાણવા મિત્ર;
મન ઇંદ્રિથી રહેવું શુદ્ધ, નવ ચાલવું વેદવિરુદ્ધ. ૪૯
પાળી ધર્મ પોતાનો સાર, ભાવે ભજવો ખરો કર્ત્તાર;
ચોરી જારી અધર્મ અનેક, સહુ તજવા કરીને વિવેક. ૫૦
પાળે ધર્મ તે સ્વર્ગે જાય, કરે પાપ તે નરકે પળાય;

સારૂ મરવું સ્વધર્મે હોય, પરધર્મ ન પાળવો તોય. ૫૧
બૌદ્ધ જૈન યવનના ધર્મ, તેમાં જીવોએ કલ્પેલાં કર્મ;
પરધર્મ કહાવે સોય, આર્ય હોય તે પાળે ન કોય. ૫૨
સાચો વેદ ધર્મ કહેવાય, પાળે તેને મહાસુખ થાય;
કહે છોટમ સાચી વાત, વેદધર્મ વડો સાક્ષાત. ૫૩
ઈતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે પ્રથમોઽધ્યાય:

## અધ્યાય ૨ જો—ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા

દોહા

ભક્ત બકોર વાણી વદે, સુણજ્યો શ્રી ગુરુરાય;
વર્ણાશ્રમ વિધિયે કહ્યો, ધર્મતણો મહિમાય. ૧
વર્ણ તથા આશ્રમવિષે, સહુમાં હોયે શ્રેષ્ઠ;
તેનો માહમા વર્ણવો, આ જગમાં જે જ્યેષ્ઠ. ૨
હવે કહુ ઉત્તર ભલો, વેદશાસ્ત્રમત જોય;
વર્ણ વિપ્ર આશ્રમ ગૃહી, શ્રેષ્ઠ સર્વથી સોય. ૩
વેદ તણા મહિમાવિષે, વિપ્રતણો મહિમાય;
બેભેળા આગળ ભણું, અહિં કહુ ગૃહીમહિમાય. ૪
ગૃહી સર્વથી શ્રેષ્ઠ છે, વેદશાસ્ત્ર કહે સોય;
સહુ હિતકારી સર્વને, એવો અવર ન કોય. ૫
સારો ગૃહી જે હોય તે, પાળે રૂડો ધર્મ;
શ્રેષ્ઠ સર્વથી તે ગણો, જેનાં ઉત્તમ કર્મ. ૬
સૃષ્ટીના કર્ત્તાતણો, સાચો નિયમ સદાય;
પૂરણ પ્રીત્યે પાળતાં, ઈશ્વર રાજી થાય. ૭
રાજી કરવા રામને, એ માનવનો ધર્મ;
કૃપા હોય કર્ત્તારની, કરવાં એવાં કર્મ. ૮
પ્રભુ આજ્ઞા પાળે નહિ, તે પુરુષારથભ્રષ્ટ;
ઢોર બરાબર થઈ ફરે, કંઇ કંઈ પામે કષ્ટ. ૯
ચારે પુરુષારથતણી, સિદ્ધિ જ્યારે થાય;
જનની કેરા ઉદરથી, જન્મ્યો તે કહેવાય. ૧૦
પુરુષારથ સાધે નહી, તે જન્મ્યો નહિ જાણ્ય;
તે જન્મ્યો ના જાણિયે, પડયો નરકની ખાણ્ય. ૧૧

ગૃહસ્થાશ્રમ માંહે રહે, વેદવચન આધાર;
શૂરા નર સાધી શકે, જે પુરુષારથ ચાર. ૧૨
બ્રહ્મનિષ્ઠ થઇ ગૃહસ્થને, કરવાં ઉત્તમ કર્મ;
તે સહુ અર્પે બ્રહ્મને, એજ ગૃહસ્થનો ધર્મ. ૧૩
મોટો માતપિતા થકી, અન્ય ન ગણવો દેવ;
સર્વ યત્નથી સર્વદા, કરવી તેની સેવ. ૧૪
માતા ગુરુ પિતા ગુરુ, જ્યેષ્ઠ ભ્રાત ગુરુતુલ્ય;
આજ્ઞા તેની પાળવી, એ સત ધર્મ અમૂલ્ય. ૧૫
ભક્તી શાંતી સત્ય સુખ, ગુરુજનને નહિ માન;
પુણ્ય પવિત્રપણું નહિ, તે ઘર છે સમશાન. ૧૬
પત્ની હોય પતિવ્રતા, પુત્ર પરમ ગુણવાન;
સતસંગતિ ને સત્કથા, દયા ધર્મ ને દાન. ૧૭
વિદ્યા વિનય વિવેક ગુણ, સુખ સંપત્તિ સ્નેહ;
લેશ ક્લેશ જેમાં નહી, સ્વર્ગ બરાબર તેહ. ૧૮
ધર્મ અર્થ ને કામ ફળ, મોક્ષસહિત જે ચાય;
ચારે પુરુષારથ તણું, સાધન ગૃહીને થાય. ૧૯
વૈરાગી જોગી જતી, તપસી ત્યાગી જેહ;
રાખે આશા ગૃહસ્થની, ઉત્તમ સહુથી એહ. ૨૦
કષ્ટવડે ધન મેળવે, સેવે પંડિત સંત;
ઘર બેઠાં તે ગૃહસ્થને, આવે પુણ્ય અનંત. ૨૧
જેવો વર્ણ અઢારને, કૃષિ ઉપર આધાર;
એવો આશ્રમમાત્રને, ગૃહસ્થાશ્રમ છે સાર. ૨૨
ગૃહસ્થાશ્રમીને શીખવું, નીતિ ધર્મનું જ્ઞાન;
વિદ્યા વિનય વિવેક ગુણ, શીખી થવું ગુણવાન. ૨૩
શોધ પદારથ સર્વનો, તત્ત્વજ્ઞાન ભંડાર;
એવા ગુણ આરાધવા, આપે વિમલ વિચાર. ૨૪
તત્ત્વજ્ઞાન જેમાં નહી, તે નહિ ગુરુ નિર્ધાર;
કાજ સરે નહિ શિષ્યનું, જયમ વ્યંડળની નાર. ૨૫
આ સંસારસમુદ્રમાં, ધર્મરૂપિયું નાવ;
ગુરુ ખેવટિયા જો મળે, તોજ ઉતારે પાર. ૨૬
તરે તરેનાં થાય છે, સાગરમાં તોફાન;
ધીરજ આપે સદ્ગુરુ, જેને હાથ સુકાન. ૨૭

શોક મોહ સંતાપના, વાયુ મોટા વાય;
મરમી સદ્ગુરુ ના મળે, જીવ તણાયા જાય. ૨૮
ભવસાગરની પારના, હોય ભૂમિયા જેહ;
તુચ્છ ગણે તોફાનને, સદ્ગુરુ કરવા તેહ. ૨૯
જીવ ઈશની એકતા, કરિ આપે પરતક્ષ;
નિશ્ચય ન ડગે શિષ્યનો, જો હોય સાચો લક્ષ. ૩૦
લક્ષ લહી પરબ્રહ્મનો, રહે ગૃહસ્થાશ્રમ માંય;
નીતિ ધર્મે ચાલતાં, દોષ ન લાગે કાંય. ૩૧
લાભ જોઈ હરખે નહી, હાનિથી નહિ શોક;
જીતી જેણે વાસના, તો જીત્યા ત્રણ લોક. ૩૨
મંદ ભાગ્ય ના માનવું, જો નિર્ધનતા હોય;
કોડી એક મુવા પછી, લેઈ ન જાયે કોય. ૩૩
તૃષ્ણા રાખી ધનતણી, પરધન ન કરિશ હરણ;
પાપ થકી પીડા પડે, તજ તેવાં આચરણ. ૩૪
ઇંદ્રિવિષયને વશ થઈ, હોય ધર્મથી ભ્રષ્ટ;
તેની લક્ષ્મી આયુ બળ, થાય અતીશે નષ્ટ. ૩૫
સારી બુદ્ધિ સુધારવા, કરવાં સરસ ચરિત્ર;
સુશીલતા ને જ્ઞાનથી, પ્રાણી થાય પવિત્ર. ૩૬
આપ આપનો છે રિપુ, આપ આપનો મિત્ર;
આપે પાપી થાય છે, આપે થાય પવિત્ર. ૩૭
અસંતોષ દુઃખ મૂલ છે, સુખનું છે સંતોષ;
અસંતોષ હોય મૂઢને, પંડિત જનને તોષ. ૩૮
વિવેકહીન થવું નહી, જો હોય ધનનું કષ્ટ;
ધર્મત્યાગ કરવા થકી, થાય અતીશે ભ્રષ્ટ. ૩૯
નીતિથી ધન મેળવી, વિધિયે કરવું દાન;
દાનવિનાનું ધન સકળ, માનો ધૂળ સમાન. ૪૦
લૂલા અંધ અપંગ નર, દુઃખિયા દુર્બળ હોય;
અન્ન વસ્ત્ર ધન આપિયે, સફળ હોય ધન સોય. ૪૧
સહુ આશ્રમથી શ્રેષ્ઠ છે, ગૃહસ્થાશ્રમનો ધર્મ;
ઈશ્વરની આજ્ઞા થકી, કરવાં ઉત્તમ કર્મ. ૪૨
સહુએ ઊઠિ સવારમાં, કરવું શુદ્ધ શરીર;
સૃજનહાર સંભારવો, દૃઢ મન રાખી ધીર. ૪૩

પવિત્ર મન પ્રીત્યે કરી, ઈશ્વર ભજવો એક;
ભક્તિ સાચા ભાવથી, તે નવ તજવી ટેક. ૪૪
સદાચરણ જે શીખવે, ગુણ સારા શુભ જ્ઞાન;
એવા ગુરુને ગૃહીજને, મોટું દેવું માન. ૪૫
સ્મૃતિ રાખી સર્વની, કરવાં સર્વે કામ;
નીતિની રીતિ રતિ, તજવી નહિ કો ઠામ. ૪૬
કૂડ કપટ અન્યાયથી, ધન હરવું તે ધિક;
સર્વ કામમાં ગૃહીજને, પ્રભુની ધરવી બીક. ૪૭
ભોજન ભૂખ્યા પ્રાણિને, તૃષાવંતને તોય;
તન ધન સુખના તોરથી, દુઃખી ન કરવું કોય. ૪૮
પંડિતને સહુ પૂછિયે, મૂરખ આગળ મૂન્ય;
બોલ અજુક્ત ન બોલિયે, નાસ્તિક જેવા શૂન્ય. ૪૯
ક્રૂર સ્વભાવે કોયને, ના કરવો પરિતાપ;
પાપીને સંગે રહી, કશુ ન કરવું પાપ. ૫૦
લાંચ ન લેવી લોભથી, અવળો કહિ અન્યાય;
સાચા સજ્જનમાત્રની, સદાય કરવી સહાય. ૫૧
ભણવાં પૂરા ભાવથી, સાચાં પુસ્તક સર્વ;
સદ્ગ્રંથોને સાંભળી, ગુણ ગ્રહી તજવો ગર્વ. ૫૨
પુણ્યવંત પરમારથી, રહિયે તેની પાસ;
દુરાચરણ જોઈ દુષ્ટનાં, એથી થવું ઉદાસ. ૫૩
જીભે જૂઠ ન બોલવું, મિથ્યા ઈચ્છા મંન;
વ્યસને વધી જવું નહી, જુગતે કરી જતંન. ૫૪
પોતાની પત્ની વિના, ક્યાંય ન થવું સકામ;
જાર જૂઠ્ય ને જૂગટુ, હઇયે જાણ્ય હરામ. ૫૫
સારી રીતે સેંચવું, ધર્મરૂપિયું ધન;
પાપરૂપિયા પંકમાં, મલિન ન કરવું મંન. ૫૬
આળસ તજવું અંગથી, કરવાં ઉત્તમ કર્મ;
નિત્ય નિમિત્તિક ન છોડવું, ધીરજ થકી સુધર્મ. ૫૭
કાંને કોયનું સાંભળી, કરવો નહિ મન ક્રોધ;
સાચા ને જૂઠા તણો, સારો કરવો શોધ. ૫૮
આડું બોલી અન્યશું, રોશે ન કરવી રાઢ;
વેર ન કોઇથી વધારિયે, વાદ તજો વરવાઢ. ૫૯

ક્રોધ દ્વેષ શઠતા કપટ, ચાડી ચોરી ઘાત;
ત્યાગ રાખવો તેહનો, વહ અનાહુત વાત. ૬૦
અત્યાસક્ત થવું નહીં, વિષય થકી મન વારય;
સારૂં થાયે સર્વનું, એવું અંતર ધારય. ૬૧
પ્રીતે પર ઉપકાર કર, પ્રભુજી થાય પ્રસન્ન;
સર્વ જીવને સુખ થવા, ધર્મે ખર્ચો ધન. ૬૨
સારા જનના સંગથી, સમજી લેવો સાર;
વિવેકથી વશ રાખવું, મનને કરી વિચાર. ૬૩
પાપી પ્રાણી જોઇને, અંતર થવું ઉદાસ;
સદાચરણીના સંગમાં, કરવો નિત્ય નિવાસ. ૬૪
નિદ્રા નિયમે રાખવી, અતિ ન કરવો આહાર;
ક્રોધ અતી કરવો નહીં, અતિશ્રમમાં નહિ સાર. ૬૫
બહુ વાર ના બોલવું, અતિક્રીડા અતિહાસ;
અતિલોભ અતિગર્વથી, નરનો થાયે નાશ. ૬૬
નિત્ય નિત્ય રાખી નમ્રતા, ઈશ્વરને આરાધ્ય;
સદા રહે સંતોષમાં, સારાં સાધન સાધ્ય. ૬૭
આપે આપ વખાણવું, એ તજવો અવિવેક;
આચરણ હોયે ઊજલાં, કીર્તિ કરે અનેક. ૬૮
જસ જાહર હોય જગતમાં, સુધર્મ સૂર્યપ્રકાશ;
અધર્મ અંધારે પડ્યા, નર તે થયા નિરાશ. ૬૯
દેશકાળને અનુસરી, ધીરજ ધરવી મંન;
હાણુલાભ સુખદુઃખ સહુ, જાગ્રત જાણ સુપંન. ૭૦
સારા નરતા જીવના, કર્મે દેહ સ્વભાવ;
સમજીને રહેવું સદા, નરમાં કરી નભાવ. ૭૧
પ્રથમ સદ્‌ગુરુ પારખી, વળતી કર વિશ્વાસ;
દુર્ગુણ જેમાં દેખિયે, પળ નવ રહિયે પાસ. ૭૨
સંકટ આવે કો સમે, તોય ન તજવું સત્ય;
ઈશ્વરને આરાધિયે, વિરમે સર્વ વિપત્ય. ૭૩
સહાય કરે સાચા તણી, સદાય સરજનહાર;
કપટથી કોરે રહે, કલાવંત કર્ત્તાર. ૭૪
પ્રીત્ય કરીને પાળવો, સાચો સદા સુધર્મ;
આજ્ઞા છે ઈશ્વરતણી, માનવ જાણો મર્મ. ૭૫

ગૃહી ધર્મ સહુથી સરસ, પાળે થાય પવિત્ર;
વેશ ધરી વૈરાગિનો, થાય ઘણા અપવિત્ર. ૭૬
ત્યાગી જેવા થઈ ફરે, હોય પુરુષારથહીન;
મુંછ મુડાવે મશકરા, દીસે દુર્બલ દીન. ૭૭
કોઇ તો ઘરદારા તજી, ભેખ ધરીને જાય;
ધન સાંચે મંદિર ચણે, તે શ્વાન સમો કહેવાય. ૭૮
વેશ ધરી વૈરાગનો, ધન-દારાને ધાય;
ભોજન માગે ભાવતાં, તે વાંતાશી[1] કહેવાય. ૭૯
વમન કરી પાછું ગળે, સૂકર શ્વાન શિયાળ;
ત્યાગ કરી પાછું ગૃહે, તે ત્યાગીને ગાળ. ૮૦
માટે ગૃહસ્થાશ્રમ ભલો, જો પાળ સતધર્મ;
ભક્તિ તજે ન બ્રહ્મની, તે પામે પદ પરમ. ૮૧
મહામલિન કલિકાળમાં, કોઇથી ન સધે ત્યાગ;
જીભ અભાગી લાલચુ, ક્યમ પામે વૈરાગ. ૮૨
કહ્યો નથી કલિકાલમાં, બ્રહ્મચર્ય[2] સંન્યાસ;
અલ્પ મતિના જીવડા, તજે ન તૃષ્ણાપાશ. ૮૩
ધન આપે વૈરાગીને, ગૃહી તે નરકે જાય;
ખરચે ઇંદ્રિયકારણે, માટે પાપી થાય. ૮૪
ભોગ સાધવા કારણે, નથી કહ્યો વૈરાગ;
જોગ જુગતિ જાણે નહિ, તે ત્યાગી નિર્ભાગ. ૮૫
વૈરાગીના વેશધર, બહુ ઘી સાકર ખાય;
ઇંદ્રિયવશ વરતે નહિ, દાતા પાપી થાય. ૮૬
જો ના જીતે વાસના, ભેખ ધરે શું થાય;
ઉભય ભ્રષ્ટ તે પ્રાણિયો, બે પાસાથી જાય. ૮૭
ઇંદ્રિય ઈચ્છે જીતવા, સૂકું ભોજન ખાય;
જોગ તણાં સાધન કરે, ત્યાગી સ્વર્ગે જાય. ૮૮
એવા ત્યાગી કોક છે, ઝાઝા ભૂખ્યા ભેખ;
મમતા રાખે મુંડિયા, ત્યાગ ન દિસે રેખ. ૮૯
માટે ગૃહી આશ્રમ ભલો, એમાં સાધન થાય;
ઈશ્વરને આરાધતાં, સુખથી સ્વર્ગે જાય. ૯૦
મનથી ફળ આશા તજે, ભજે બ્રહ્મને એહ;

૧ ઓકી નાખેલું ખાનારો. ૨ અહીં ભૂલ જેવું છે.

તે ગૃહી પામે બ્રહ્મસુખ, કહે અખંડિત તેહ. ૯૧

કામિનીમોહના છંદ

સારમાં સાર છે એજ સંસારમાં, તાર લાગી રહે વિશ્વકર્ત્તારમાં;
વિશ્વકર્ત્તાવિષે ભાવ જેને વધે, ધર્મ ને કામના અર્થ મુક્તિ સધે.૧
દિવ્ય આચારથી થાય મોટી દશા, કામ ક્રોધાદિ ના થાય તેને કશા;
સાર શોધેજ તે સર્વ વિદ્યાતણો, ભાવશુદ્ધે કરી ભેદ જાણે ઘણો.૨
નિત્ય અભ્યાસથી જ્ઞાન વાધે નવું, વિશ્વમાં ધન્ય તે પ્રાણિનું જીવવું;
ધર્મ આચારથી ચાલતાં સુખ છે, દુષ્ટ આચારથી ચાલતાં દુઃખ છે.૩
લાભ મોટો મળે સાચથી લોકમાં, સભ્ય સાચો ફરે તેજ નિઃશોકમાં.૪
જન્મ ને મોતનો તાપ તેને ટળે, ભક્તિ જ્ઞાને કરી બ્રહ્મમાંહે ભળે;
ધર્મ સાચો સદા શ્રેષ્ઠ પાળે ગૃહી, છોટમ તેહ આનંદ પામે સહી.૫

ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે ગૃહસ્થાશ્રમશ્રેષ્ઠતા-
નિરૂપણં દ્વિતીયોઽધ્યાયઃ

# અધ્યાય ૩ જો—ભક્તિનિરૂપણ

દોહા

ભક્ત ભેંકાર અતિ વિનયથી, પૂછે પ્રશ્ન રસાળ;
ભક્તિનો મહિમા કહો, શ્રીગુરુ પરમ કૃપાળ. ૧
હવે ભક્તિમહિમા કહું, જેથી પ્રભુ વશ થાય;
ભક્ત તણે આધીન છે, દયાવંત જગરાય. ૨

કુંડળિયા છંદ

ભક્તિથી મુક્તિ મળે, ફળે જોગ જપ ધ્યાન;
ભક્તિ નહિ જે ભવનમાં, તે જેવું સમશાન.
તે જેવું સમશાન શોક સંતાપે દાઝે;
મદ મચ્છર બહુ માન પ્રભુગુણ ગાતાં લાજે.
કહે છોટમ જન કોય જથારથ જાણે જુક્તિ;
ફળે જોગ જપ ધ્યાન મળે ભક્તિથી મુક્તિ. ૧
ભક્તિ ભૂલે બ્રહ્મની કુકરમ કરે અપાર;
સરજનહાર ન સાંભરે તેને છે ધિક્કાર.
તેને છે ધિક્કાર માર બહુ પડશે માથે;
જરા ન ચાલે જોર જશે જો જમને હાથે.

કહે છોટમ જડ જીવ દુષ્ટ બુદ્ધીથી ડૂલે;
કુકરમ કરે અપાર બ્રહ્મની ભક્તિ ભૂલે. ૨
ભજવો તેને ભાવથી જેણે સરજ્યું સર્વ;
ગાંડા ગંદી દેહનો શીદ કરે છે ગર્વ.
શીદ કરે છે ગર્વ ચાલ નીતિને રાચે;
ક્યમ રીઝે કર્ત્તાર અશકનાં ગીતાં ગાયે.
કહે છોટમ અપરાધ થાય તે અવગુણ તજવો;
જેણે સરજ્યું સર્વ ભાવથી તેને ભજવો. ૩
પ્રથમ પ્રેમથી કીજીયે માતતાતની સેવ;
ગુરુની આજ્ઞા પાળિયે જે વિદ્યાના દેવ.
જે વિદ્યાના દેવ દયા દિલમાંહે ધરિયે;
નિયમ ધરીને નિત્ય બ્રહ્મનું કીર્ત્તન કરિયે.
કહે છોટમ પ્રભુવચન પાળિયે નિત્ય નિયમથી;
માત તાતની સેવ કીજીયે પ્રથમ પ્રેમથી. ૪
ઈશ્વર ભજીયે ઓળખી સદચિદ રૂપે સોય;
પરમ ચતુર પરમાત્મા એવો અવર ન કોય.
એવો અવર ન કોય વેદમાં કહે વખાણી;
સહુનો સરજનહાર જીવડા લેજે જાણી.
છોટમ કલ્પિત વાત સર્વ તનમનથી તજિયે;
સદચિદરૂપે સોય ઓળખી ઈશ્વર ભજિયે. ૫

ઝુલણા છંદ

ધર્મના નિયમ સહુ પાળતાં પ્રાણિયા, ભાવથી બ્રહ્મની ભક્તિ કરિયે;
મન પવન વશ કરી આસન દૃઢ કરી, બે ઘટી તેહનું ધ્યાન ધરિયે.
સુજનના સંગમાં ચાલ સતમારગે, પાપના પાશને કાઢ કાપી;
છોટમ સમરિ લે વિશ્વકર્ત્તારને, જેહ સહુમાં રહ્યો દેવ વ્યાપી. ૧
ભક્ત જે વિશ્વમાં બ્રહ્મભજને થયા, ચાલિ સહુ લોકમાં કીર્તિ સારી;
ધ્રુવ પ્રહલાદ ને નારદ વ્યાસજી, વિભીષણસહિત આનંદકારી.
ભીષ્મ અર્જુન બળી ધર્મ ઉદ્ધવ વળી, વિદુર જનકાદિ સનકાદિ સાચા;
છોટમ ભક્ત એ વિશ્વકર્ત્તાતણા, સત્ય સમજે સહુ વેદ વાચા. ૨

ચોપાઈ ત્રિતાલ

વેદ બોલે છે કર્ત્તા એક, તેના અંશ છે જીવ અનેક;
અંશ અંશીને ભજશે જ્યારે, મળે મોક્ષમાં જઈને ત્યારે. ૧

ભજવો ઈશ્વર સાચો જેહ, ભક્તિ નામ કહેવાય છે તેહ;
એવી ભક્તિ છે દશધા સાર, તેમાં મુખ્ય પરા નિર્ધાર. ૨
ઉપજે પ્રેમ બ્રહ્મપર બહુ, પરાભક્તિ તો તેને કહું;
પ્રેમ અંતરમાં છલકાય, તેથી વિશ્વપતિ વશ થાય. ૩
ચઢે પ્રેમ અમીરસ જ્યારે, ટળી જાય મનોમલ ત્યારે;
રોમે રોમે ઉઠે રંકાર, ચાલે પ્રેમની નેત્રે ધાર. ૪
દેહ ગેહનું ભૂલે ભાન, લાગે એક બ્રહ્મનું ધ્યાન;
ગાતાં ગદગદ કંઠે થાય, દિવ્ય રૂપ બધે દરસાય. ૫
ત્રણે લોકતણું સુખ જેહ, તરણા તુલ્ય ગણે સહુ તેહ;
હોય હૃદયકમળ અવકાશ, દેખે પૂરણ બ્રહ્મ પ્રકાશ. ૬
પરા ભક્તિ કેવાય છે એહ, ઉગ્ર ભાગ્યથી આવે તેહ;
પરા ભક્તિ વસે ઉર જ્યારે, શુભ કર્મ ફળે છે ત્યારે. ૭
પરા ભક્તિથી પ્રકટે જ્ઞાન, રહે નિત્ય બ્રહ્મનું ધ્યાન;
અતિ ઉત્તમ ભક્તિ છે એહ, મહામોક્ષનું સાધન એહ. ૮
એવી ભક્તિ પ્રકટ કરનાર, ક્રિયાભક્તિ છે નવધા પ્રકાર;
પહેલી શ્રવણ ને કીર્તન બીજી, વળી સમરણભક્તિ ત્રીજી. ૯
સેવાભક્તિ છે ચોથી સાર, પૂજા પંચમી છે નિર્ધાર;
છઠ્ઠી વંદનભક્તિ હોય, દાસભક્તિ છે સાતમી સોય. ૧૦
સખા આઠમી ભક્તિ જેહ, નવમી અર્પણ કરવો દેહ;
હવે તેનો કહું વિસ્તાર, કરતાં પ્રાણી પામે ભવપાર. ૧૧
સુણવો મહિમા પ્રભુનો જેહ, નામે શ્રવણભક્તિ છે તેહ;
ગુણ ગાવા પ્રભુના સાર, કરવાં કીર્ત્તન એજ પ્રકાર. ૧૨
બ્રહ્મરૂપનું ચિંતન થાય, તેજ સમરણભક્તિ ગણાય;
પ્રભુ રીઝે એવો આચાર, સેવાભક્તિ છે એ નિર્ધાર. ૧૩
જેમ નારી પતિવ્રત ગ્રહે, પતિ આજ્ઞા તણે વશ રહે;
ધરી ધ્યાન બ્રહ્મનું સાર, કરે અર્ચન મન ઉપચાર. ૧૪
વારંવાર કરે નમસ્કાર, ભક્તિવંદન એ નિર્ધાર;
હું છું દાસ પ્રભુ મમ સ્વામી, આજ્ઞાધીન રહે શિર નામી. ૧૫
પ્રભુ પૂર્વસ્નેહી છે મારો, સખા સર્વ થકી બહુ સારો;
મિત્ર મિત્રનો હોય ઉપકારી, આપે વસ્ત જે જે હોય સારી. ૧૬
એમ જાણીને સુકૃત સરે, સહુ બ્રહ્મને અર્પણ કરે;
પ્રભુ આપે અક્ષય સુખ એને, સખાભક્તિ વસે ઉર જેને. ૧૭

અર્પે આત્મા બ્રહ્મને જેહ, કહિયે આત્મનિવેદન તેહ;
દેહ ઇંદ્રિ આત્મા મન પ્રાણ, અર્પે બ્રહ્મને ભક્ત સુજાણ. ૧૮
એમ બ્રહ્મ સમર્પણ હોય, આપ અર્થે ન વાવરે કોય;
નવધા ભક્તિ કરે જે એમ, તેથી વાધે બ્રહ્મપર પ્રેમ. ૧૯
ક્રિયાભક્તિ તે માટે કહી, એ તો થાય છે બાહર રહી;
રહે અંતર પ્રેમનો તાર, પરા નામ તેનું નિર્ધાર. ૨૦
પરાભક્તિ ઉપજી નવ હોય, જીવ કૃતાર્થ ન બને કોય;
રહે અંતર પ્રભુપર રાગ, એવી ઉપજે જેનાં મહાભાગ. ૨૧
બાહ્ય ચિન્હ કશું ન જણાય, રહે અંતર પ્રેમ સદાય;
ક્રિયાભક્તિ છે નવધા જેહ, ઘણા દંભી કરે છે તેહ. ૨૨
પરાભક્તિ તો સાચથી થાય, તેમાં જૂઠ ન ચાલે જરાય;
જડ લોક અજાણ્યા જેહ, ભક્ત ઢુંગીને જાણે છે તેહ. ૨૩
માળા તિલકનો મહિમા કહી, પૂજા લે છે તે લોકની સહી;
માને લોક અજાણ્યા તેને, પણ માને નહી પ્રભુ એને. ૨૪
માટે સાચે રાચે છે રામ, પૂરે ભક્ત તણા મન કામ;
કહ્યું શાંડિલ્ય શાસ્ત્રે પ્રમાણ, જાણે આચરી કોય સુજાણ. ૨૫
પ્રભુ પામવા સાધન એહ, ભક્તિયોગ કહે છે તેહ;
ભક્તિયોગ ભક્તોને પ્યારો, સુખદાયક છે અતિ સારો. ૨૬

કુંડલિયા

ભક્તિ ભાવે બ્રહ્મ ભજ વેદધર્મનો સાર;
શોભા આપે સર્વમાં છે ભક્તિ શૃંગાર.
છે ભક્તિ શૃંગાર ઓપશે આઠે અંગે;
તનમન થાય પવિત્ર મિત્ર સજ્જનને સંગે.
કહે છોટમ ગુરુજ્ઞાન હૃદયમાં તારે આવે;
વેદધર્મનો સાર બ્રહ્મ ભજ ભક્તિભાવે. ૧

**ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે ભક્તિનિરૂપણે તૃતીયોઽધ્યાયઃ**



# અધ્યાય ૪ થો-ઈશ્વરમહિમા

**દોહા**

ઈશ્વરનો મહિમા કહો, બોલ્યા ભક્ત બંકોર;
ઈચ્છાથી ઉપજાવિયું, એનું મોટું જોર. ૧
હવે કહું મહિમા ભલો, જગકર્ત્તાનો શ્રેષ્ઠ;
આદિદેવ પ્રભુ એકલો, સર્વ થકી છે જયેષ્ઠ. ૨
માનવ તેને માનિયે, જો છે ઈશ્વરજ્ઞાન;
જાણ નહીં જગદીશની, તે નર ઢોર સમાન. ૩
પશુ તો પાલનહારને, આધિન રહે સદાય;
લૂણહરામી માનવી, ગુણ પ્રભુના નવ ગાય. ૪
પ્રસવ થતા પહેલું કર્યું, માના સ્તનમાં દૂધ;
એવા દેવ દયાળને, ભૂલે જીવ અબૂધ. ૫
દાંત જીભ બે સરજિયાં, મુખમાં જોઇયે તેમ;
ઘટતી ગોઠવણી કરે, એ જગકર્ત્તા એમ. ૬
પાચનશક્તિ પેટમાં, જઠરાનલ છે જેહ;
અન્ન પચાવે દેહિનો, કર્યો કૃપાળે તેહ. ૭
ખટરસ ખાવાને કર્યા, પાણી કરવા પાન.
નેત્ર કર્યાં છે નિરખવા, સાંભળવાને કાન. ૮
રસ લેવા રસના કરી, વદવા સરજી વાણ્ય;
ગંધ સુગંધિ જાણવા, નાક કર્યું નિર્માણ. ૯
શક્તિ મૂકી શરીરમાં, કારજ કરવા હાથ;
ચરણ કર્યા છે ચાલવા, ધન્ય ત્રિલોકી નાથ. ૧૦
સ્પર્શ જાણવા સર્વનો, ચર્મ રચ્યું ચોપાસ;
અધોદ્વાર ઇશે રચ્યું, કરવા મલનો નાશ. ૧૧
વિદ્યા-હુન્નર સાંચવા, કરવા વિવિધ વિચાર;
અંતઃકરણ રચ્યું ભલું, એ ઉપકાર અપાર. ૧૨
એવાં એવાં જીવને, આપ્યાં છે હથિયાર;
તે કર્ત્તાને ના ભજે, તે નરને ધિક્કાર. ૧૩
એ પ્રભુ કહિં અળગો નથી, છે હાજરાહજુર;

જ્ઞાની જન પાસે લહે, દુર્જનને મન દૂર. ૧૪
રક્ષણ ત્યાં રક્ષક સદા, કાર્ય તહાં કર્ત્તાર;
રચના ત્યાં રચનાર છે, સૃષ્ટિ તહાં સૃજનાર. ૧૫
શક્તિ જેમાં છે ઘણી, વ્યાપક એ ભરપૂર;
ઉપજાવે પાળે હરે, તે કયમ કહિયે દૂર. ૧૬
નેત્રવડે દેખી શકે, જો હોય કાંઈક રંગ;
રંગરહિત પરમાતમા, અળગો રહે અસંગ. ૧૭
જોવા હોય જગદીશને, લેજો અનુભવ આંખ્ય;
જડ ચેતન જૂદાં ગણી, જોજ્યો સમજી સાંખ્ય. ૧૮
જોવા સહુ જોનારને, અનુભવ આંખ્યે એહ;
કૂટસ્થ કહે છે શાસ્ત્રમાં, રૂપ બ્રહ્મનું તેહ. ૧૯
છે ઈશ્વર છવીશમો, પચીશ કેરી પાર;
જડતા સહુ જૂદી કરે, અંશી અંશ વિચાર. ૨૦
જેવું તારૂં આપ છે, એવો ઈશ્વર માન;
હીરાકણીયે હોય તે, હીરા તણી સમાન. ૨૧
અજ્ઞાને ઘેર્યો તને, તે માટે પરતંત્ર;
ઈશ્વર તો છે જ્ઞાનઘન, માટે રહે સ્વતંત્ર. ૨૨
તું જાણે છે દેહ હું, નાત્ય જાત્ય કુળવંત;
તેજ અવિદ્યા તાહરી, છે મોટી બળવંત. ૨૩
વળિ તારા મનમાં ઘણું, લોભ મોહ અભિમાન;
તેથી તું નથી જાણતો, જે જે થાતું જ્ઞાન. ૨૪
ત્રણે નિત્ય ઈશ્વર તણાં, ઈચ્છા જ્ઞાન પ્રયત્ન;
અનિત્ય સર્વે જીવનાં, ખોજો કરીને યત્ન. ૨૫
જડ ચેતન ભેળાં કરી, સરજ્યા સઘળા દેહ;
ઈશ્વર ચેતનરૂપ છે, દેહવંત નહિ તેહ. ૨૬
ચેતન તે તો જ્ઞાન ગુણ, જડ તો છે અજ્ઞાન;
જીવ ઈશ ચેતન ઉભય, માયા જડ તું જાણ. ૨૭
અણુ ચેતન છે જીવનું, માટે ભૂલે એહ;
બહુ ચેતન પરમાતમા, જ્ઞાન અખંડિત તેહ. ૨૮
ઈચ્છાથી સર્વે સૃજે, કલા ન જાણે કોય;
પરમ ચતુર પરમાતમા, જંત ઉપાસો સોય. ૨૯

### ભુજંગ-પ્રયાત છંદ

અહો વિશ્વના નાથ આનંદકારી, ક્રિયા જ્ઞાન ઈચ્છા ત્રિશક્તિ તમારી;
રચી દેહની જાતિયો કોટિ કોટિ, કરી કલ્પનાએ કલા કોય મોટી.૧
કર્યાં વૃક્ષવેલી તણાં બીજ ક્યાંથી, તરુ કો નહૂતાં થયાં સર્વ ત્યાંથી;
ઉગે ભૂમિના અંગમાં નીરસંગે, ભલાં ફૂલ ને પાન તે ભિન્ન રંગે.૨
ઘણા સ્વાદ ને ગંધની ભિન્ન જાતી, ફૂલે ન ફળે ઉદ્ભિજ્જે ભિન્ન ભાતી;
વિનાફૂલ આપે ફળે કોય એવાં, તમારાં રચેલાં તરુ સર્વ તેવાં.૩
વળી કોઈ તો ફૂલ થઇને ફળે છે, ઘણી વેલિના વંક સંગ્યે વળે છે;
ઘણાં ફૂલ ફૂલે રવી અંશુ દેખી, નિશાએ ઘણાં ઊઘડે ચંદ્ર પેખી.૪
રચ્યાં કેટલાં નીર મધ્યે વિરાજે, સડે નીરથી હિમથી કોય દાઝે;
હરે ઝેર કો સર્પ ને શ્વાન કેરૂં, ટળે રોગ જો ઓષધીનો જહેરૂ.૫
રસે કોઇને શસ્ત્રનો ઘાવ રૂઝે, દૃગે આંજતાં દૂરથી સર્વ સૂઝે;
ઘણા લાભ છે ઔષધોથીજ એવા, તમોએ સૃજ્યા સર્વને શાંતિ દેવા.૬
કહીં મક્ષિકા કર્ત્તરી વૃક્ષ એવું, ગ્રહે જંતુને પાન બીડાય તેવું;
મિચે પાનને સ્પર્શતાં લાજુલાડી, પ્રભુએ રચી પેખજ્યો વિશ્વવાડી.૭
ઘણા પ્રાણિને ઉદ્ભિજ્જો ઉપયોગી, ખટે સ્વાદ એના ભખે સર્વભોગી;
ઘણી ચાતુરી નાથ એમાં તમારી, વખાણી શકે શું જરા બુદ્ધિ મારી.૮

### નારાચ છંદ

અનેક જાતિ પંખિ ભાતિ ભાતિ રંગ રંગના,
કપોત કાગ કીર આદિ ભિન્ન ભિન્ન અંગના;
મયૂર હંસ કોકિલા રસાલ શબ્દ ઊચરે,
બકાદિ કોટિ જાતિપેટ કાજ નીરમાં ફરે. ૧
સુધામ સુગ્રહી રચે કરે પુડો અલી ચણી,
ભણે મનુષ્યવાણી કોઈ જાતિ પંખિયો તણી;
અનેક જાતિમાં અપાર જુક્તિયો પ્રભુતણી,
કલા અગાધ તાહરી તું ધન્ય વિશ્વના ધણી. ૨
ગણે સહસ્ર આઠ આંખ્ય મક્ષિકાની આંખ્યમાં,
કલા અપાર ઈશની તું અન્ય દેવ ઝાંખ્ય માં;
જથા રચેલ ચાંચ ભક્ષ પંખિનો રચ્યો તથા,
મહેશના મહત્ત્વની કરી શકે ન કો કથા. ૩
બનાવ અંડ નીરમાં બને ખગો તણો બહુ,
દયાળ દેવ દેવ તું અગાધ જ્ઞાન શું કહુ;

પ્રથમ દંપતી વિના સુદેહ સર્વના કર્યા,
અપાર રંગ ભિન્ન ભાતિ એક એકમાં ભર્યા. ૪

છપય છંદ

જુવો વિશ્વકર્તાર, કરે છે ઘટતું કેવું;
જેને શોભે જેમ, તિહાં સરજ્યું છે તેવું.
હાથીને નહિ હાથ, સૂંડ છે તેથી સારી;
ભક્ષ જમે બહુ ભાતિ, વળી પીએ છે વારી.
કર્ણ હલાવાને કર્યા, જે સૂક્ષ્મ પ્રાણિ ના સંચરે;
છોટમ એવા પ્રભુ તજી, અવર વાત કયમ ઊચરે. ૧
પશુમાં બહુ પ્રકાર, કરી છે રચનારા જે;
દંત શૃંગ નખ દીધ, દેહના રક્ષણ કાજે.
જેને બે મગ દંત, તેહ સાથેથું ચાવે;
એક પાસ હોય દંત, તિહાં વાગોલ્યું ફાવે.
શૃંગ કર્યાં નહિ જેહને, તેને નખ મોટા ઘણા;
કારીગર કર્ત્તારમાં, જો છોટમ કાંઈ છે મણા. ૨
એક ખરી ના કોય, કોયને બે બે ખરિયો;
પંચ પંચ નખ કોય, એમ જત્યો છે નરિયો.
અશ્વ ઉંટ અજ આદિ, મહિષ મૃગ અગણિત પ્રાણી;
રક્ત શ્વેત ને શ્યામ, જાતિ જુજવિયો જાણી.
કોઈપશુ આમિષ ભખે, કોય વનસ્પતી ખાયછે;
છોટમ સર્જનની કળા, કોણ શીખવવા જાય છે. ૩
જળમાં જંત અનંત, જાતિ સરજી જગદીશે;
એક એકનો ભક્ષ, એમ સરજ્યો છે ઈશે.
લે છે શ્વાસોશ્વાસ, નીરમાં નેત્રે ન્યાળે;
કોય ફરે છે માંહિ, કોય વિચરે છે પાળે.
કોઇ જીવે છે જળ ગયે, કોઇ તરત મરી જાય છે;
છોટમ એક કર્ત્તારથી, એવી સૃષ્ટિ થાય છે. ૪
કોઈ સુકાની મચ્છ, નાવ જેવું થઇ ચાલે;
કોઈ તિમિંગિલ જાતિ, મહાજલ મધ્યે મહાલે.
કોઈ કટોળી મચ્છ, નાકથી નીર ઉરાડે;
કોઈક વિદ્યુત બામ, કળાળી વિદ્યુત કાડે.
છીપજાતિ સાગરવિષે, જેમાં મુક્તાફળ જડે;

છોટમ ધન્ય કર્તારને, ઈચ્છાથી એવું ઘડે. ૫
તું અદ્ભુત કર્તાર, અલૌકિક રચના તારી;
કળી શકે નહિ કોય, હામ સૌ કોની હારી.
કરોળિયો કરિ જાળ, કરે ઘર કાગળ જેવું;
કોશીટાનો જંત, અનોપમ બાંધે એવું.
મધપૂડામાં મક્ષિકા, જુવો કરે જુગતી ઘણી;
છોટમ સહુમાં ચાતુરી, કારીગર કર્તા તણી. ૬
સહુમાં જાતિસ્વભાવ, એક એકનાથી અળગે;
વાનર કેરૂં બાળ, ઝડપ જનીને વળગે.
પંખી કેવી પેર, રચે છે રૂડા માળા;
બીજા ખોદે બોડચ, નોળિ આદે નખવાળા.
કીટ જાતિમાં કહે ઘણી, કળા વિશ્વકર્તારની;
છોટમ અદ્ભુત કુશળતા, સમરથ સર્જનહારની. ૭
માણસમાં બહુ જાતિ, કાળાં ગોરાં નરનારી;
રૂપરંગ ગુણ ભિન્ન, છબી ખોટી ને સારી.
કોઇ સકળ ગુણવંત, કોઈ પામર નર પાપી;
કોઇ સહુને સુખરૂપ, કોઈ કપટી પરિતાપી.
કોઈ ઉદ્યોગી અતિ ઘણા, કોઇ અબુદ્ધિ આળસુ;
છોટમ કહે કર્તારને, મનુષ ભજે નહિ તે પશુ. ૮
કર્યો દેહ કર્તાર, જીવને ફાવે જેવો;
સકળ અંગ અનુકૂળ, રચ્યો છે અદ્ભુત એવો.
નેત્રે સહુ નિરખાય, કાન સાંભળવા કાજે;
નાક ગ્રહે સહુ ગંધ, બોલવા મુખ મહારાજે.
જીભ માંહિ જુગતિ ઘણી, સર્વે સ્વાદ જણાય છે;
છોટમ કહે સૃજનાર તજિ મૂરખ બીજું ધાય છે. ૯
શક્તિ અમિત અગાધ, વિશ્વકર્તાની જોતે;
સૂર્ય ચંદ્ર ગ્રહ સર્વ, પ્રકટ કીધા છે પોતે.
વાતે કરી વિશેષ, તેજ ફેલે છે તેનું;
સર્વેને સુખરૂપ, અખિલ કારણ છે એનું.
પ્રાણી માત્રને પોખવા, માટે મેઘ બનાવિયો;
છોટમ સમરથ એ પિતા, સર્વે જનનો કહાવિયો. ૧૦
કૃત્યવડે કર્તાર, જેહ સમજે તે જાણે;

આવી સૃષ્ટિ અપાર, કરી નવ જાયે કાણે.
જીવતણાં જડ કામ, થાય ચેતન નવ તેથી;
ઈશ્વર એવું નામ, પ્રકટ પરમાણ્યું એથી.
અતુલ જ્ઞાન મહિમા ઘણો, વેદાંતેજ વખાણિયો;
એવો પ્રભુ છે આપણો, છોટમ તે સત જાણિયો. ૧૧

ઝુલણા છંદ

સર્વ કર્ત્તારની સમજ નહિ જીવને, દીન થઇને ભજે દેવ દેવી;
મોહથી શાંતિ સંસારમાં માગવા, તેહની આચરે સેવ તેવી.
જમ તણો માર તો જેથી ના ઉગરે, તે કરે કષ્ટમાં સહાય કેવી;
છોટમ શાસ્ત્રને અધમ માને નહિ, દુષ્ટની બુદ્ધિ તો હોય એવી. ૧
પાપના ભાર સંભાર ભરિ પેટમાં, અન્યને બોધવા જાય આપે;
મારણ મોહન મંત્ર મેલા ઘણા, જોગિનો વેશ ધરિ તાપ તાપે.
કો કરે વાદ વિચિત્ર વિદ્યાતણા, કો કરે મંત્રના જાપ ઝાઝા;
છોટમ અનુભવ આંખ્ય આવ્યાવિના, બ્રહ્મરસભોગિ નવ થાય તાજા.૨

દોહા

જન ઉપર જ્યારે કરે, કૃપા ધણી જગદીશ;
તો આપી નિજ ભક્તિને, વળતી તારે ઈશ. ૧
માટે ઈશ્વર ઓળખો, આ ભવના સહુ જંત;
ધર્મજ્ઞાન દેહ તારશે, કૃપાવંત ભગવંત.

**ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે ઈશ્વરમહિમાનિરૂપણે ચતુર્થોઽધ્યાય:**

# અધ્યાય ૫ મો—મનુષ્યની શ્રેષ્ઠતા

દોહા

ભક્ત બંકાર વાણી વદે, કહો તમે ગુરુરાય;
લખચોરાશી દેહમાં, મુખ્ય કોણ કહેવાય. ૧
ઉત્તર કહું છું એહનો, સાંભળજો ધરિ પ્રીતિ;
શ્રેષ્ઠ સર્વથી નર કહ્યુ, જો તે પાળે નીતિ. ૨
નરતન તરવા નાવ છે, જો ગુરુ વૈદિક હોય;
પાખંડી પંથે પળે, તે નર તરે ન કોય. ૩

કુંડલિયા

સુંદર પ્રાણી સર્વથી, માનવ મોટો દેહ;
સદાચાર સદ્‌ગુરુવિના, તુચ્છ સર્વથી તેહ.
તુચ્છ સર્વથી તેહ, ઢોર પંખી ધિક્કારે;
આવું ઉત્તમ અંગ, ઘટે નહિ ગંદા તારે.
ગુણવંતો સુધરેલ, વિશ્વ વલ્લભ વિદ્યાધર;
માનવ મોટો દેહ, સર્વ પ્રાણીથી સુંદર. ૧

પ્લવંગમ છંદ

મોટો સર્વે માંહિ દેહ છે માનવી,
પૃથ્વી માથે જેમ પ્રકાશક છે રવી;
ચંદ્ર વડે આકાશ શોભતી શર્વરી,
પ્રાણીમાં પ્રતાપવંત તનુએ ખરી. ૧
ખેતીવાડી માંહિ ક્ષેત્ર રખવાલ છે,
ભૂમિતણો રખવાલ ભલો ભૂપાલ છે;
સઘળી જાતીમાંહિ મનુષ સરદાર છે,
જેમાં અધિકું જ્ઞાન વિવેક વિચાર છે. ૨
સૃષ્ટી સર્વ વિચિત્ર રચી પરમેશ્વરે,
મનુષ વિના સહુ મૂઢ કહો તે શું કરે;
ઈશે સરજ્યો જેમ મનુષના દેહને,
અંતરબુદ્ધિ વિવેક અધિક છે એહને. ૩
પ્રથમ સૃષ્ટિનું મૂળ રચ્યું પરમેશ્વરે,
પૃથ્વી પાણી તેજ વાયુ શ્રુતિ ઊચરે;
કુશલપણું અપાર જણાવ્યું જેહમાં,
સિદ્ધ પદારથ સર્વ ભર્યા છે તેહમાં. ૪

દોહા

સદાચરણથી સર્વદા, જશના ડંકા હોય;
ઈશ્વરભક્તી આચરે, શ્રેષ્ઠ કહે સહુ કોય. ૧
ભોગ્યરૂપ આ વિશ્વ છે, ભોક્તા નરનો દેહ;
જે વિધિથી અવળો ચલે, તુચ્છબુદ્ધિનો તેહ. ૨
કર્ત્તારે નરને કર્યો, કરવા પર ઉપકાર;
પેટ ભરી પોઢી રહે, તે સહુ ઢોર ગમાર. ૩
મુકુટમણી છે માનવો સર્વ તણો સરદાર;

કલાવિષે એ કુશળ છે, બુદ્ધિતણો ભંડાર. ૪
યત્ન કરીને માનવો, શોધે વિદ્યાસાર;
સહુના સુખના કારણે, ગ્રંથો રચે અપાર. ૫
ઉદ્ભિજ્જોના શોધથી, વિદ્યા વધી અપાર;
ઉપયોગી સહુ લોકને, વૈદ્યક તણા પ્રકાર. ૬
ગાન શિલ્પ આદિક તણા, બાંધ્યા લાખો ગ્રંથ;
પ્રેમે આ સંસારનો, પ્રૌઢ ચલાવ્યો પંથ. ૭

**નારાચ છંદ**

કરે અનંત ઘાટ લોહકાર લોહના બહુ,
સુવર્ણકાર હેમનંગ અંગ અંગના સહુ;
સુધાતુનાં અનેક પાત્ર કાંસ્યકાર તે ભરે,
અનેક યંત્રઘાટ કાષ્ઠકાર વેગથી કરે. ૧
રચે અનેક શિલ્પકાર ધામ ગામ દેવલાં,
વિચિત્ર ચિત્ર ચિત્રકાર ચીતરેજ કેવલાં;
તળાવ કૂપ વાવડી વિમાન વાહણો ઘડે,
વરાળયંત્રથી અનેક જુક્તિયો નવી જડે. ૨
કરી શકે અનેક કામ કોય બુદ્ધિવંત છે,
વણે અનેક વસ્ત્ર જાતિ ભાતિયો અનંત છે;
ઘડે અનેક ઘાટ કુંભકાર કીચના ઘણા,
કરે સુરંગ રંગકાર ધાતુ ઔષધી તણા. ૩
વિચિત્ર ક્ષેત્ર વાડિયો સુધારવાજ શુદ્ધિ છે,
બહુ પ્રકાર પાકશાક બાફવાની બુદ્ધિ છે;
રચે અનેક ચર્મકાર ઘાટ સર્વ ચર્મના,
સુગીત નૃત્ય વાદ્ય જાણ કોય જાણ ધર્મના. ૪
ખગોળભૂમિગોળ આદિ શોધ સર્વ ખંડનો,
સમાધિ સાંખ્યયોગથી વિચાર પ્રાણ પિંડનો;
અનેક વાતના વિચાર ન્યાય રાજનીતિયો,
સદાય સત્ય ચાલવા સુધર્મ ગ્રંથ રીતિયો. ૫
સુશબ્દ ભેદ કોશ કાવ્ય વારતા પુરાણિયો,
અનેક પહેરવેશ દેશદેશ ચાલ વાણિયો;
સમસ્ત યુદ્ધ રીતિનીતિ સામદાન ભેદની,
સુપ્રેમ ભક્તિ ઈશ જ્ઞાન ધ્યાન વાત વેદની. ૬

અનેક તોલ ને હિસાબ ભેદ ભર્ત્તરોતણા,
પદારથોનું પારખું લખાણ ભેદ છે ઘણા;
યૂરોપમાં વિશેષ લોક જાણ સર્વ આ સમે,
મનુષ્ય શ્રેષ્ઠ દેહનો કર્યો વિચાર છોટમે. ૭

ચોપાઇ ત્રિતાલ

જાણો ગુણવંત માનવદેહ, અતિ ઉત્તમ સહુથી એહ;
અન્ય દેહતણો એ રાય, એમાં સાધન સઘળાં થાય. ૧
બાવન વર્ણ જે મુખથી બોલાય, મનોવૃત્તિ તે સહુને કહેવાય;
વેદ આદિ છે પુસ્તક જેહ, શીખે સંભળાવે વંચાય તેહ. ૨
એ છે અવર દેહોનો રાય, પાળે ધર્મ તો શ્રેષ્ઠ કહાય;
બ્રહ્મ આજ્ઞાઓ વેદમાં જેવી, સહુ પાળે છે માનવ તેવી. ૩
કરી પુણ્યને સ્વર્ગે જવાય, વળી ભક્તી પ્રભુજીની થાય;
કર્મપાશનું બંધન જેહ, કાપી છુટે ચોરાશીથી તેહ. ૪
નરદેહ એવો છે સાર, એમાં છે વળી ઉભય પ્રકાર;
ઘણા જીવ છે આસુર જાત્ય, કોઇ દૈવ જીવો નાના ભાત્ય. ૫
આસુર નીવડે મૂઢ અધર્મી, વિષયાસક્ત કઠિન કુકર્મી;
કપટી ખલ કુટિલ છે વામી, હિંસાપ્રિય પરદારાગામી. ૬
વળી પરધન હરવા પ્રવીણ, પરદુઃખદાયક મતિહીણ;
હોય આસુર જન જગમાંય, પરનિંદા કરે છે કાંય. ૭
ઘણી રીસ ને ગર્વ અપાર, નહી ભાવ કે ભક્તિ લગાર;
દાનપુણ્ય સુકૃત નહિ લેશ, ખુવે જન્મ વૃથા કરિ ક્લેશ. ૮
એવાં લક્ષણ અધમ અપાર, તે લખતાં વાધે વિસ્તાર;
દૈવ જીવતો હોય દયાળ, પરજીવ તણા પ્રતિપાલ. ૯
સત્યશીલ સદા સુવિચાર, પરદુઃખભંજન પરઉપકાર;
નીતિ ભક્તિ સમેત સુધર્મ, કરે ઈશ્વર અર્થે કર્મ. ૧૦
દૈવી જીવ પામી નરદેહ, ભવપાશથી છૂટે તેહ;
કરી સુકૃત જન્મ સુધારે, એ તો આત્મા પોતાનો તારે. ૧૧
પામી ઉત્તમ દેહ અનૂપ, તરી જે ન શકે ભવકૂપ;
પશુ પામરથી તે ગમાર, તેને સર્વે કરે ધિક્કાર. ૧૨
મળ્યો માનવનો દેહસાર, વળી ઉત્તમ કુળ અવતાર;
સહુ વિદ્યા ભણેલો સારી, હોય લોકવિષે અધિકારી. ૧૩
સહુ દેશમાં કહેવાય ડાહ્યો, શૂરવીર ન જાય વવાયો;

એવું છતાં બૂડે ભવ જેહ, જાણો ખર થકી ખોટો તેહ. ૧૪
નર જે ન ભજે ભગવાન, તે તો શાના ધણા ગુણવાન;
જ્યારે ના શકયા પાપ નિવારી, જમ હાથે ગયા ઝખ મારી. ૧૫
ખટ શત્રુ ન જીત્યા પૂરા, તે તે શાના બિચારા શૂરા;
તેથી વૃક્ષોતણી તનુ સારી, છાયાસહિત છે પરઉપકારી. ૧૬
જે કો ઉત્તમ નર તનુધારી, થાય સર્વેને સંતાપકારી;
સાપ વીંછી સમા તે જંત, પડે નરકમાં કલ્પ અનંત. ૧૭
અરે માનવ કર્યને વિચાર, તારા આત્માનો કર્યને ઉદ્ધાર;
જો તું દેહ ગમાવીશ એવો, પછી ક્યાં મળશે એના જેવો. ૧૮
શકે આત્મા પોતાનો તારી, એવી કોણ બીજી તનુ સારી;
આ તો કર્મભૂમિ કહેવાય, જેવું વાવે તેવું ફળ થાય. ૧૯
તારો સાચો સગો છે ધર્મ, પ્રિય પાલનકર્તા પરમ;
સાથે આવે મુવા પછી સોય, બાકી બીજું ન આવે કોય. ૨૦
તારાં સગાં સહોદર જેહ, કાયા બાળી કોરે રહે તેહ;
અંતે ધર્મજ આવશે સાથે, હેતે ઝાલશે તુજને હાથે. ૨૧

દોહા

દેહ ધરી દુનિયાવિષે, સમર્યા સરજનહાર;
પર ઉપકારી જે થયા, સુફ્લ તેજ અવતાર. ૧
જશ જેનો સહુ લોકમાં, વાધેલો વિસ્તાર;
સંભારે સહુ સુકૃતી, એજ સુફ્લ અવતાર. ૨
દુઃખ ટાળે સહુ દીનનાં, ઈચ્છે નહિ ઉપકાર;
ધર્મ રળે જે ધનવડે, એજ સુફ્લ અવતાર. ૩
માત તાત ને ગુરુતણી, ભક્તિ ન તજે લગાર;
ધારી રાખે ધર્મને, તેજ સુફ્લ અવતાર. ૪
હું કયાંનો ને કોણ છું, કોણ હશે કર્તાર;
એ નિશ્ચય જેણે કર્યો, એજ સુફ્લ અવતાર. ૫
સદ્‌ગુણનો સંગ્રહ કરે, અળગા કરે વિકાર;
સજ્જનની સેવા સજે, એજ સુફ્લ અવતાર. ૬
સત્યવડે જે ધન રળે, હુન્નર કરે હજાર;
પીડા ટાળે પરતણી, એજ સફ્લ અવતાર. ૭
મનન કરે મહારાજનું, તનમાં તત્ત્વવિચાર;
ભૂલે નહિ ભગવંતને, એજ સફ્લ અવતાર. ૮

શૂરવીર સતવાદિયા, ઉજ્જ્વલ બુદ્ધિ ઉદાર;
ઇંદ્રિયજીત અભયપણું, એજ સફલ અવતાર. ૯
જોગ જુગત જાણી કરી, મનના તજે વિકાર;
નિજાનંદ પદમાં રમે, એજ સફલ અવતાર. ૧૦
ધન જોબન વિદ્યા તણો, મદ ના હોય લગાર;
નિર્મળ નીતિ આચરે, એજ સફલ અવતાર. ૧૧
વૃક્ષ વિસામા વાવડી, કરવા કૂપતળાવ;
વિવેકથી ધન વાવરે, એજ સફલ અવતાર. ૧૨
સંભારે સો જગતની, એવાં કામ ઉદાર;
કરિ અર્પે કર્ત્તારને, એજ સફલ અવતાર. ૧૩
ગુણિયલ ગ્રંથ કરી ઘણા, શોભાવે સંસાર;
સુધરે જન સહુ સાંભળી, એનો ધન અવતાર. ૧૪
કાળતણા મુખ માંહિથી, કર ગહિ કાઢણહાર;
છોટમ જન હોય જગતમાં, એનો ધન અવતાર. ૧૫
વે'મ વધારે વિશ્વમાં, કરે પ્રપંચ અપાર;
ભય ઘાલે જે ભૂતનો, ધિક એનો અવતાર. ૧૬
જૂઠું બોલે જીભથી, જૂઠો સહુ વ્યવહાર;
છળ કરી જનને છેતરે, એનો ધિક અવતાર. ૧૭
સાચાની નિંદા કરે, જૂઠ ન તજે લગાર;
કરે કુમારગની કથા, એનો ધિક અવતાર. ૧૮
પૂજે ભૈરવ ભૂતને, ભજે નહિ કર્ત્તાર;
ઘાત કરે કોઈ જીવની, ધિક એનો અવતાર. ૧૯
ભક્ત નહી ભગવંતનો, નહિ શૂરો દાતાર;
પેટ ભરે બહુ પાપથી, ધિક એનો અવતાર. ૨૦
અન્યાયે ધન એકઠું, કરિ કરિ મરે ગમાર;
સુકૃત કાંઇ સજે નહી, અફલ એજ અવતાર. ૨૧
માણસ સહુથી સરસ છે, ભજે બ્રહ્મને જેહ;
વેદ વચન શ્રદ્ધા ધરે, તરે મહાજન તેહ. ૨૨

**ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે મનુષ્યશ્રેષ્ઠનિરૂપણે પંચમોઽધ્યાયઃ**

# અધ્યાય ૬ ઠ્ઠો—ગુરુમહિમા

### દોહા

ખંકાર ભક્ત વાણી કહે, સુણો મહા ગુરુરાય;
આચારજ મહિમા કહો, સુણતાં સુખ બહુ થાય. ૧
ઉત્તર કહુ છું એહનો, સુણ શિષ પરમ સુજાણ;
આચારજ ઈશ્વરસમા, દીક્ષા દાતા જાણ. ૨
વર્ણ્યો વેદપુરાણમાં, આચારજ મહિમાય;
તે અનુસારે અહિં કહું, સુણતાં પાતક જાય. ૩
હિત ઉપદેશક સદ્‌ગુરુ, આચારજ કહેવાય;
ધર્મજ્ઞાન આપે અમલ, શિષ્ય પરમ પદ પાય. ૪

### છપા છંદ

ઋષિકુળના ગુરુ હોય, વેદ ને શાસ્ત્ર ભણેલા;
સદાચરણ સંયુક્ત, અનુભવી છે ભવભેળા.
પુત્ર શિષ્યને તેહ, કહે છે શિક્ષા સારી;
આપી અનુભવ ઉગ્ર, ભ્રાંતિયો ભાગે ભારી.
સહિ વ્યાસ સમા તે જાણિયે, જેને મુખ વેદાંત છે;
શુભ વેદશાસ્ત્રની સાક્ષિયે, નિર્મળ નિજ સિદ્ધાંત છે. ૧
ચાર સંપ્રદા માંહિ, વિપ્રજન છે આચારજ;
આપે શુભ ઉપદેશ, શિષ્યનાં સારે કારજ.
સ્વામી પંથની માંહિ, વિપ્ર આચારજ ભાળો;
વિન આચારજ કોય, વેદનો ધર્મ ન ન્યાળો.
જ્યાં વિપ્ર મુખ્યઆચાર્ય નહિ, તે વેદબાહ્ય કહેવાય છે;
જૂઠી જુગત તેની સુણી, ભોળા જન ભરમાય છે. ૨
આ કળિ માંહિ કોય, શૂદ્ર દીક્ષાઓ દે છે;
ભેખ ધરીને ભૂત, ભેટ પૂજાઓ લે છે.
વિધિ નવ જાણે લેશ, બિલબિલા મંત્ર બતાવે;
વટલેલા વંઠેલ, વેદ નિંદાઓ ગાવે.
જવનસમા તે જાણવા, સર્વ વર્ણ ભેળા જમે;
દામ ચામ દિલમાં ઘણાં, પણ ભગવાં દેખી જડ ભમે. ૩

દોહા

ગુણ સાંભળજો ગુરુતણા, જ્ઞાનવાન ગંભીર;
ઉદય કરે વિદ્યા અધિક, ધર્મવંત બડધીર. ૧
શોધ પદારથ સર્વનો, તીક્ષણ તત્ત્વ વિચાર;
સત્તા સરજનહારની, તેમાં છે નિર્ધાર. ૨
મોટી ઉપમા મેઘની, સદ્‌ગુરુની કહેવાય;
વિદ્યાજળથી વિશ્વમાં, સહુનું સારૂં થાય. ૩
બુદ્ધિ કમળ ખીલે બહુ, સૂઝે સાર અસાર;
અંતર આંખ્યો ઉઘડે, ગુરુવિદ્યા રવિસાર. ૪

છપા છંદ

ઉદધી તુલ્ય ઉદાર, ક્ષમાક્ષિતિ જેવી જેને;
સૌભરિ મુનિસમ દયા, શીલ રઘુ જેવું તેને.
વાયૂસમ નિર્લેપ, મેઘસમ પર ઉપકારી;
હરિશ્ચંદ્ર સમ સત્ય, ધર્મ જેવા વ્રતધારી.
નિર્લોભી નિર્વેદ દ્દઢ, કર્મનિષ્ઠ જ્ઞાની ઘણા;
છોટમ શોભે સર્વમાં, એવા ગુણ છે ગુરુતણા. ૧
શુભ ગુણ કેરૂ સદન, વદન બોલે મૃદુ વાણી;
સદાચાર સંજુક્ત, ભજે જગકર્ત્તા જાણી.
સમજણ સહુથી શ્રેષ્ઠ, વીર અતિ ધીર વિચક્ષણ;
બોધ કરે બહુ વિધ્ય, બુદ્ધિ જેની અતિ તીક્ષણ.
તે શુદ્ધ માર્ગ સાચો કહે, ભ્રાંતિ ભંગ ક્ષણમાં કરે;
જન છોટમ એવા સદ્‌ગુરુ, તે તારે આપે તરે. ૨
હિત સર્વેનું હોય, એમ અંતરમાં ઇચ્છે;
સુખ પામે સહુ કોય, બ્રહ્મનો-મહિમા પ્રીછે.
આ લોકે જય એમ, પાર પામે પરલોકે;
ખરે કુશળ ને ખેમ, રજે કોઇ નવ રોકે.
ભવમાં એવા ગુરુ ભલા, અભયદાન આપે સહી;
તે કુમાર્ગના કીચથી, કહે છોટમ કહાડે કર ગ્રહી. ૩
બહુ પ્રકારે બોધ, શિષ્યને શુભ સમજાવે;
નહિ કંઇ વેર વિરોધ, તુચ્છ ગુણ સર્વ તજાવે.
ભારે આપે ભેદ, વેદ આદિક સહુ વિદ્યા;
જણવે વિધિ નિષેધ, ઉછેદે સર્વ અવિદ્યા.

પશુબુદ્ધિ પ્રાણી તણી, ગુરુ સુધારે જ્ઞાનથી;
છોટમ સુખ પામેસદા, પરમેશ્વરના ધ્યાનથી. ૪

દોહા

શાણા સજ્જન સહુ કહે, ગુરુ ગોવિંદ સમાન;
તે સાચું કરી માનિયે, જો છે પૂરણ જ્ઞાન. ૧
ગૂઢ રૂપ ગોવિંદનું, પ્રકટ જણાવે તેહ;
શિવ દેખાડે જીવને, શમે સર્વ સંદેહ. ૨
બે મોટા સહુથી સરસ, દુનિયામાં દાતાર;
વપુ ધારીને વિચરે કરવા પર ઉપકાર. ૩
વારિદ જલવૃષ્ટી કરે, હરે તૃષા ને તાપ;
જ્ઞાન ગુરુમુખથી ઝરે, આપે શાંતિ અમાપ. ૪
કાળ પારધી જીવ મૃગ, મહામાયાની જાળ;
કાપીને અળગી કરે, દેખી ગુરુ દયાળ. ૫
કળ્યો કર્મના કીચમાં, કોટિ કલ્પથી જંત;
કાઢે ત્યાંથી કર ગ્રહી, ભેટે ગુરુ ભગવંત. ૬
ઇંદ્રજાળ ઈશ્વરતણી, જોતાં જીવ વવાય;
ગુરુ જ્ઞાન અંજન કરે, જુઠી સઘ જણાય. ૭
કાળ વ્યાળના ગાલમાં, ચૌદે લોક ચવાય;
લહર ચડે છે ઝેરની, નિજ ઘર ભૂલી જવાય. ૮
મળે ગુરુ જો ગારુડી, ઝટ ઉતારે ઝેર;
નિજ વપુ દેખે નિર્મલું, સિંચે અમૃત સેર. ૯
નીતિ રીતિ શીખવે, સુધરે જેથી શીશ;
પાપ ન પરસે પિંડમાં, તે પામે જગદીશ. ૧૦
મોક્ષ પામવા આદરે, ધારે મોટી હામ;
મોટા ગુણને જઈ મળે, કોઇ દિન સુધરે કામ. ૧૧
નીચા ગુણ હોય નરવિષે, કરે નીચ તે કામ;
ઉંચા ગુણથી ઉંચપદ, પામે ઉત્તમ ઠામ. ૧૨
આડંબર જોઇ ઉપલ્યો, જો ગુરુ કરવા જાય:
રૂપુ માને છીપને, પણ અંતે પસ્તાય. ૧૩
જો કોઇ રાખો જગતમાં, પ્રભુ મળવાની આશ;
તો ગુરુ કરજો અનુભવી, કાપે ભવનો પાશ. ૧૪
વાચક ગુરુ વાચાબળે, દઢ કરવા નિજ પક્ષ;

વાદ શીખવે શિષ્યને, ન મળે સાચો લક્ષ. ૧૫
જાય વહ્યા જાણ્યા વિના, જુઠા મારગ જીવ;
સદ્ગુરુ જો સાચા મળે, તો ઓળખાવે શિવ. ૧૬
સાચા ને જૂઠા સકળ, વાણીથી વરતાય;
તોલ કરે જો બોલનો, તરત પરીક્ષા થાય. ૧૭
બકરી તે બેં બેં કહે, સિંહ કહે હુંકાર;
એકજ અક્ષર ઉચરે, પણ તેમાં બહુ ભાર. ૧૮
સિંહતણા હુંકારથી, હાથી ડરે હજાર;
કોઇનું ઉર ભેદે નહી, બકરાં બકે અપાર. ૧૯
શબ્દ સાંભળે સિંહનો, હોય સિંહનું બાળ;
ભડકીને ભાગે પશુ, પડે પેટમાં ફાળ. ૨૦
કપટપંથનો પ્રલય કરે, એજ શબ્દ નિર્વાણ;
પાખંડી પશુ જીવનો, સુણતાં છટકે પ્રાણ. ૨૧
શબ્દ સુણી અનુભવ તણો, કંપે માયા કાળ;
આવંતો ઉરમાં ગ્રહે, જો હોય ગુરુના બાળ. ૨૨
જે રુચિ આવે જીવને, તેવાં ગીતાં ગાય;
શૃંગાર રસને સાંભળી, પામર રાજી થાય. ૨૩
કુટિલ ગુરુ કલિમાં ઘણા, બોધે રોચક બોધ;
પામર તેના પંથના, કરી શકે નહિ શોધ. ૨૪
નામ લેઇ શ્રીકૃષ્ણનું, કથે કથામાં જાર;
છોટમ એવા ગુરુ કર્યે, કોય ન પામે પાર. ૨૫

ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે ગુરુમહિમાવર્ણને ષષ્ઠોઽધ્યાયઃ

---

# અધ્યાય ૭ મો-સત્સંગનો મહિમા

દોહા

બોલે ભક્ત ૐકાર શુભ, પરમ ચતુર ગુરુરાય;
અતિ આદરથી કહો હવે, સતસંગતિ મહિમાય. ૧
સતસંગતિ મહિમા કહું, અતિ આદરથી આજ;
સતસંગત કરતાં જડે, જનને જગનો રાજ. ૨

સજ્જન કેરી સંગતિ, તે કહીયે સતસંગ;
નીતિ ધર્મ એથી વધે, પ્રભુશું લાગે રંગ. ૩

ત્રોટક છંદ

સતસંગ સદા સુખદાયક છે, સહુ વેદ પુરાણનું વાયક છે;
સુધરે જન તો સતસંગવડે, નિગમાગમનો ભલ ભેદ જડે. ૧
કરવો સતસંગ સ્વતંત્ર નરે, ગુણ વૃદ્ધિ કરી કળી દૂર કરે;
જળ હોય મલીન અશુદ્ધ ઘણું, મળી ગંગવિષે શુભ ગંગપણું. ૨
મલયાગર મારુત સંગ મળે, વનવૃક્ષ સુવાસ કરે સઘળે;
કહીં પારસને જઇ લોહ મળે, બનિ હાટક લોહપણું જ ટળે. ૩
સતસંગ સદા સુખસાગર છે, સતસંગ મહાગુણ આગર છે;
સહુ તીરથરાજ ગયાદિક જે, તુલના સતસંગ સમી નહિ તે. ૪
વળી તીરથ તો સહુ પાપ હરે, શશિ ઉજ્જ્વળતા મન હર્ષ કરે;
વળી કલ્પતરુ દીનતા હરશે, સતસંગથી એ સઘળું સરશે. ૫
સુધરે શઠ જો સતસંગ કરે, મનથી મદમોહ વિકાર હરે;
ટળી કાગ બને પિક તુલ્ય નરો, જડશે જનને શ્રુતિધર્મ ખરો. ૬
બગનો પણ ઉજ્જ્વળ હંસ બને, સતસંગ સદા કરવો સુજને;
મહિમા બહુ વ્યાસ વિરંચી વદે, સતસંગ મળે ભલ ભાગ્ય ઉદે. ૭
સનકાદિક સારદ નારદ જે, જશ ગાય ઉમાયુત શંકર તે;
બહુ જન્મતણાં તપ પુણ્ય ફળે, જન છોટમ જો સતસંગ મળે. ૮

મોતીદામ છંદ

મહાજનને કહું સાધન સાર, વિના સતસંગ પડે નહિ પાર;
પશુસમ પામર પાતકિ જેહ, સદા શુચિ થાય તતક્ષણ તેહ. ૧
કરે જન કોટિક તીરથસ્નાન, દયા મન આણિ કરે બહુ દાન;
વિધિ થકી યજ્ઞ કરે બહુ કોય, ઘણું ફળ સંગતિનું શુભ હોય. ૨
વસે વનવાસ કસે બહુ કાય, જપે જપ કોટિ ગયા જઈ ન્હાય;
તપે તપ ઘોર કરે સુખ ત્યાગ, વળી મન હોય મહાવિતરાગ. ૩
વિના સતસંગ ન હોય વિવેક, કરે જન અન્ય ઉપાય અનેક;
જથા જગપાતક જાહ્નવિ ગંગ, હરે અઘ ઓઘ તથા સતસંગ. ૪
કહે કવિલોક સદા સુરવૃક્ષ, પુરે મનકામ સહુ પરતક્ષ;
મળે સતસંગ મનોમલ જાય, મહાગુણવંત મનોહર થાય. ૫
વધે સતસંગથી શુદ્ધ વિચાર, પામે શ્રવણાદિકથી ભવપાર;
ભલો ભવમાંહિ કરેજ સુસંગ, કરે ભલી ભાંતિ ભવોભવ ભંગ. ૬

મળે બહુ સુકૃતવંત સુભાગી, જુવે મનમોહ નિશા થકી જાગી;
ઉંઘ્યા જડ જીવ વૃથા અભિમાની, લહે નહિ લંપટ લાભ ને હાની. ૭
અજાતણું ધારણ એ ધનઘોર, મહાપરપંચ અનીતિનું જોર;
મદાદિક ચોર મચે થઇ મસ્ત, હરે સુવિવેક સુધર્મ સમસ્ત. ૮
મનોરથ હોય અપાર સુપંન, વૃથા સત માનિ રહ્યા જડ જંન;
ભમે ભવમાંહિ ભૂલ્યા તનુભાન, બકે બહુ વાણિ અશુદ્ધ અજાણ. ૯
પશુવત પામર મંદ ગમાર, સુઝે નહિ સાર અસાર વિચાર;
જરા સતસંગ વિના જન જેહ, સદા શબતુલ્ય અશુદ્ધજ એહ. ૧૦
હરિજન દેખી વસે નહિ હેત, પશુ થકી હીન ગણો નર પ્રેત;
નમે નહિ શીષ મળે હરિદાસ, સહે જમપુર જઇ અતિ ત્રાસ. ૧૧
દુભે હરિના જનને જડ દુષ્ટ, સહે અતિ કોટિ જુગોજુગ કષ્ટ;
નિંદી સતસંગ કુસંગ પળાય, ધરે અહીં દેહ ઘણો અથડાય. ૧૨
ઘણા અવગુણ ભયંકર ઘોર, જરૂર પલાય સુસંગતિ જોર;
મટે દુઃખદાયક માનસરોગ, સજીવન મૂળી સુસંગ અમોઘ. ૧૩
સુસંગતિ મોહનિવારક મંત્ર, છુટે જન બંધન થાય સ્વતંત્ર;
ભયાનક કાળ કરાળ ભુજંગ, અભે કરી રાખણહાર સુસંગ. ૧૪
ટળે ભ્રમભ્રાંત અને ભય શીત, સુસંગતિ પાવકની સમ રીત;
હરે ત્રય તાપ ટળે સહુ પાપ, સદા સતસંગતિનો પરતાપ. ૧૫
પરંપદમાંહે પરીક્ષિતરાય, લહ્યા સતસંગ તણો મહિમાય;
નહિ સતસંગ બરાબર કાંય, ભલો સતસંગ ત્રિલોકની માંય. ૧૬
વદે જશ શેષ વદન હજાર, કવિજન કોય લહે નહિ પાર;
અતિ ઉતકૃષ્ટ ઘણો મહિમાય, જથામતિ છોટમ એ જશ ગાય. ૧૭

ચોપાઈ ત્રિતાલ

સાચી વાત કહેવાય છે જેહ, મળે સતસંગતિથી તેહ;
મળે સજ્જન કેરો સંગ, તેને લાગે રુદેમાં રંગ. ૧
પાળે આજ્ઞા બ્રહ્મની જેહ, સાચા સજ્જન કહિયે તેહ;
મન કર્મ વચન શુદ્ધ હોય, નહી લેશ કુલક્ષણ કોય. ૨
ભાવભક્તિ ભરોંસો અપાર, દઢ ધીરજ ધર્મ વિચાર;
પ્રભુ સાથે નિરંતર પ્રીત્ય, એવી સજ્જન કેરી રીત્ય. ૩
જેને બાલપણાથી જઇ, તેની સંગતિ કરવી સઇ;
નવા વૃક્ષને રોપિયે જ્યારે, જલ સિંચી ઉછેરિયે ત્યારે. ૪
થાય જ્યાં લગી મોટું ઝાડ, કરવી ત્યાં લગી ચોફેર વાડ;

જ્યારે પીએ પાતાળનું તોય, પછી વૃક્ષ ડગે નહિ કોય. ૫
એમ બાળપણાથી જંન, કરે સતસંગ સારૂ જતંન;
સત્પુરુષનો સાંભળે બોધ, કરે કુસંગ કેરો રોધ. ૬
હોય બાળ અંતસકર્ણ ઝીણું, તેમાં તો પેસે સારૂં ને હીણું;
નથી તેને તો કાંય વિવેક, માટે કુસંગ છાંડવો છેક. ૭
કુણું વૃક્ષ વાળે તેમ વળે, શીખે બાળ જેવું સાંભળે;
મોટું વૃક્ષ કઠણ હોય જેમ, પ્રૌઢ બાળ બગડશે તેમ. ૮
હોય વીસ વરસનું અંગ, કરે ત્યાં લગી સારાનો સંગ;
જેની બુદ્ધિ કઠોર જો હોય, રહે મૂઢ મરણ લગી સોય. ૯
તેને સતસંગ જોઈએ સદાય, તેથી મન તણો મેલ ધોવાય;
વાંસ તુંબું જુવો છે કેવું, ચડે શિલ્પિ તણે કર તેવું. ૧૦
બને યંત્ર ને ગુણવંત થાય, તેથી ગાણું તે મધુર ગવાય;
રહે ગંગાને કાંઠે જીન, મળ ધોતો નથી તે મલીન. ૧૧
એમ જારથી ઉપજેલ જેહ, સતસંગે ન સુધરે તેહ;
મન જેનાં ઘણાં છે મલિન, ભલા સંગે રહે ભાગ્યહીન. ૧૨
સતપુરુષોની પાસે રહે, તોય સદ્ગુણ તેના ન ગ્રહે;
રહે પારસ પામીને રાંક, ત્યારે પારસનો શો વાંક. ૧૩
જોઈ ચુંબક લોહ ખેંચાય, પણ કાષ્ટને કાંઈ ન થાય;
એમ સતપુરુષો ભણી મંન, નથી આણતા આસુર જંન. ૧૪
જેમ કમળતણો જોઈ વાસ, આવી ભમરા ભમે ચોપાસ;
નહી મેડકને મન કાંય, કળે કુમતિ તે કાદવ માંય. ૧૫
સ્વર મુરલીનો સાંભળે જ્યારે, શુદ્ધ નાગ આવે ત્યાં ત્યારે;
હોય પામર પરડવાં જેહ, સુણી સાદ કરે નહી નેહ. ૧૬
જન સતસંગ કરવા ન ચહાય, તે તો જીવતો પ્રેત કહેવાય;
જેના ઉરમાં અવિદ્યાના કોશ, દેખે તે શઠ સાધુમાં દોષ. ૧૭
સુણે સજ્જનના જશ કાંય, દાઝે દુષ્ટ ઘણો મનમાંય;
કરી નિંદા તે નરકે જાય, કોટિક કલ્પ લગી તે કૂટાય. ૧૮
સુણિ સજ્જનના જશ સાર, જેને આવે છે હરખ અપાર;
એ તો દેહસહિત દેવ જેવા, કરે વાસ વૈકુંઠમાં એવા. ૧૯
નિત્ય સતસંગ ગંગમાં ન્હાય, તેનાં દુષ્કૃત દૂર પલાય;
હોય કાગનાં લક્ષણ જેમાં, થાય હંસ સમાન તેમાં. ૨૦
જેને મોટાપણાનું માન, સતસંગ ન કરે અજ્ઞાન;

ામે શ્વાનતણો અવતાર, પછી ભોગવે દુઃખ અપાર. ૨૧
ઃ તત્ત્વ બતાવે જ્યાંય, સદા સતસંગ કરવો ત્યાંય;
ાઠી જુક્તિયો સાંભળે જંન, તેનું નિશ્ચલ રે નહિ મંન. ૨૨
ાચારીની સાંભળે વાણી, હોય દુષ્ટ પછી તે પ્રાણી;
દાચરણીને સાંભળે જ્યારે, સદાચાર શીખે સહુ ત્યારે. ૨૩
ાભી લોલુપ ચોર ને જાર, દુર્વ્યસની દગો કરનાર;
ાઠાબોલા ગંજેરી ને ભંગી, તેનો જંન જો હોયે સંગી. ૨૪
ની વાણી સુણે જન જ્યારે, થાય દુર્મતિ સુકૃત હારે;
ત્યશીલ સંતોષી સુજાણ, વદે વાણી જે વેદ પ્રમાણ. ૨૫
ન ભક્તીધરમયુત જંન, તેનાં મુખ તણાં સુણવાં વચંન;
ારો માઠો સંગ ગુણ જેહ, હવે કહી સંભળાવું તેહ. ૨૬

દોહા

સાધુ જનના સંગથી, હોય સુબુદ્ધિ સાર;
પાપી કેરા સંગથી, પ્રકટે પાપ વિચાર. ૧
જ્યમ ચંદનના સંગથી, ચંદન સરખી વાસ;
હિંગતણી પાસે રહે, તેમાં તેવો વાસ. ૨
સાચાની સંગતિ થકી, શીખે સત્ય વચંન;
જૂઠા કેરા સંગથી, જૂઠું બોલે જંન. ૩
ભૂંડાની સંગતિ થકી, રૂડું રહે ન ભાન;
અક્કલ અવળી ફેરવે, જ્યમ મદિરાનું પાન. ૪

છપા છંદ

હંસતણો ગુણ હોય, સાર તે સહુનો લે છે;
તરત તજે છે તોય, પ્રીત્યથી પયને ગ્રહે છે.
અધર અમર એક, વેલી ચુસે વૃક્ષને વળગી;
બાઝી દીસે બેલ્ય, રહે અવગુણથી અળગી.
એમ ચતુર આ લોકમાં, સર્વે ભેળો રહે સહી;
છોટમ અવગુણ પરહરી, સારા ગુણને લે ગ્રહી. ૧
ખર જ્યમ ખોટું ખાય, ઘાસ જે હોયે ગંદી;
મૂરખ સંગતિ ચહાય, નઠારી લોક નંદી.
બાધું બગડી જાય, દૂધ જે બોટ્યું સાપે;
કરમાં કોય ન સાય, પલિતના સંગ પ્રતાપે.
એમ વિચારી આપશું, જે સતસંગે સંચરે;

છોટમ તે સુધરે સહી, જો પાપી જનને પરહરે. ૨
સંગ થકી પલટાય, દૂધ જયમ છાશ ખટાશે;
સંગથકી પલટાય, જથા તલ કુસુમ વાસે.
સંગથકી પલટાય, નીર જયમ કાજળ ઘોળે;
સંગથકી પલટાય, સ્ફટિક બીજે રંગ બોળે.
સંગથકી પલટાય નર, જે જેનો ગુણ ઉર ધરે;
છોટમ જો મન ના મળે, તેને સંગ કહો શું કરે. ૩
ભીતર નવ ભેદાય, કહ્યું નવ માને કાંયે;
અંતર આગ ન જાય, પ્હાણ જયમ પાણી માંયે.
એમ ન તજે વિકાર, સાર ઉરમાં નવ રાખે;
ભેળો રહિને ભણે, તજે ગુણ અવગુણ દાખે.
એમ અધમ જે પ્રાણિયો, સાકુટ સર્પસમો ગણો;
છોટમ સારા સંગમાં, અવગુણ રહે એવા તણો. ૪
પશુ નવ પલટે ઢંગ, સંગ શું કરશે સારો;
જુદો જાતિસ્વભાવ, પડયો જે ધરથી ધારો.
એમ અહનને રંગ, ચડે કયમ કાળેવાળે;
જડ જંગલિયા જીવ, ટેવ ખોટી નવ ટાળે.
માખણ મલિયું મેશને, તોય કાલિમા ના તજે;
છોટમ ખોટા ખલ તથા, નીતિ રીતિ ન તજે રજે. ૫

### સવૈયા

જો ગજ જાય ઘણા જળમાં, પણ બહાર જઈ સિર ધૂલ ભરે;
ખાંડનું ભોજન દે ખરને, પણ આખર એજ અભાગિ કરે.
કાગ કપૂર સુગંધ તજે, શઠ એ દુરગંધવિષે વિચરે;
છોટમ એમ સુસંગ કરે, ખલ તોપણ તે ન કદી સુધરે. ૧

### દોહા

જો ઇચ્છે તું જીવડા, પડવા ભવજળ પાર;
તો સાધન સહુથી ભલું, સતસંગ શુદ્ધ વિચાર. ૧
ભાવરૂપ ભૂમિ ભલી, વિદ્યા બીજ વવાય;
ઉગે સુમતિ અતિ ભલી, સતસંગ નીર સિંચાય. ૨
મહાવિદ્યાનો મર્મ છે, સહુ સાધનનું સાર;
કહે છોટમ સતસંગથી, ઉપજે શુદ્ધ વિચાર. ૩
મહિમા મોટો છે ઘણો, અખિલ લોકમાં એહ;

સઘ તરે સતસંગથી, તેમાં નહિ સંદેહ. ૪

કુંડલિયા છંદ

સંગે રહિયે સંતને, જેથી સુધરે જીવ;
જગત સર્વ નશ્વર લહે, સાચો ભાસે શીવ.
સાચો ભાસે શીવ, સર્વનો સરજનહારો;
ક્લેશ ન ઉપજે કાંય, શીલ ગુણ આવે સારો.
કહે છોટમ એ ટેક, નિરંતર સાચી ગ્રહિયે;
જેથી સુધરે જીવ, સંતને સંગે રહિયે. ૧

ઝુલણા છંદ

નિત્ય સતસંગથી વાત શુભ સમજિયે, જે જન અનુભવી પાસ જઇયે;
સર્વ સિદ્ધાંતનો સાર સૂઝે સહી, બ્રહ્મને જીવનો ભેદ લહિયે.
અંડ ને પિંડનાં તત્ત્વ તપાસતાં, કાગનાં કર્મ તજિ હંસ થઇયે;
છોટમ જ્ઞાન ઉદ્યોત હોયે અતિ ઘણું, સર્વ કર્ત્તારનું શરણ ગહિયે. ૧
સારમાં સાર તે સંગ છે સંતનો, જે થકી જીવનો છે સુધારો;
વ્યસન વ્યભિચાર ને મલિન મનવાસના, જૂઠ સહુ જાય ગુણ થાય સારો.
સત્ય સંતોષ ને ધર્મ દૃઢતા ઘણી, નીચનો સંગ લાગે નકારો;
છોટમ પાપથી છૂટશો પ્રાણિયા, વેદનાં વચન હૃદયે વિચારો. ૨
ઉંધિયા જીવ કહીં કર્મની ઉંઘમાં, જાય સતસંગમાં તેહ જાગે;
કોય ભવસુખ તણો લોભ મોટો કરે, દીન તે દેવની પાસ માગે.
કોય કપટી કને નાક રગડે નર્યાં, જનતણી ભ્રાંતિ તેણે ન ભાગે;
છોટમ લોક તો સુજન પરખે નહી, ઉપલો વેશ જોઇ પૂંઠ લાગે. ૩
સંતસંગે શ્રુતિ ધર્મને સમજિયે, પુણ્ય આચારથી પાપ નાસે;
નીતિના પંથમાં ન્યાયથી ચાલવું, એજ ઉપદેશ તે સંત પાસે.
તન મન વચન તો શુદ્ધ રહે તેહનું, ભક્તિથી બ્રહ્મ સઘળે પ્રકાશે;
છોટમ સંતના સંગ પરતાપથી, સાર સુવિચાર મનમાંહિ થાશે. ૪
પુણ્ય પરતાપથી સંત સંગતિ મળે, પાપીનો સંગ તે પાપ કર્મે;
દુષ્ટના સંગથી હોય દુર્ગુણ બહુ, ધર્મિ સંગે વળે સત્ય ધર્મે.
ધૂર્તના પંથ બહુ ધરણીપર ફેલિયા, ભોળિયા જીવ તે સંગ ભરમે;
છોટમ હોય જો શુદ્ધ સતસંગતિ, તો સહુ વે'મની વાત વિરમે. ૫
સત્યનો બોધ તે સંત સારો કરે, ધૂર્ત ધોખો ભરે દ્રવ્ય હરવા;
ત્રણ પ્રકારના તાપ શીતલ કરે, ઠામ છે જંતને સંત ઠરવા.
વિશ્વકર્ત્તારની જાણ જણવે નહિ, 'આપ ઈશ્વર' બકે પેટ ભરવા;

છોટમ જીવ કોઇ નામ નરનું જપે, પથરથી જાય છે સિંધુ તરવા. ૬
ભૂખના મારથી ભેખ ભગવા કરી, વર્ણસંકર થયા તે વિરાગી;
જંગલી જીવને બોધ જુઠા કરે, તન ધન સોંપિને થાવ ત્યાગી.
રાસની વાંણી બહુ સાંભળે રસભરી, રઢ ઘણી રાંડિયોનેજ લાગે;
છોટમ ધરણીપર ધર્મ ઉલટો થયો, ત્યાગિના વેશધર દ્રવ્ય માગે. ૭
કપટનો ભેખ ધરિ સીત હરિ રાવણે, મારુતીને મળ્યો કાલનેમી;
ભાનુ પરતાપને ભેખ ધરિ છેતર્યો, દુષ્ટથી આસુરી દેહ પામી.
અસુર નૃપ ત્રિપુરને કપટિયે ટાળિયો, કોપિયા દેવ કૈલાસસ્વામી;
છોટમ કપટનો ભેખ ધરી ભોળવે, તેમની સંગતિ છે નકામી. ૮
**ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે સતસંગમહિમાવર્ણને સપ્તમોઽધ્યાયઃ**

# અધ્યાય ૮ મો—હરિભક્તકથન

દોહા

બેકોરદાસ વાણી વદે, હવે કહો હરિભક્ત;
લક્ષણ તેનાં લોકમાં, જેવાં દીસે વ્યક્ત. ૧
કહું લક્ષણ હરિભક્તનાં, વેદપુરાણો જેહ;
સંક્ષેપે વર્ણન અહીં, કહી સુણાવું તેહ. ૨

ઝુલણા છંદ

વિમલ હરિભક્ત તે જાણવા વિશ્વમાં, એક અદ્વૈત કર્ત્તાર જાણે;
સર્વને ધર્મનો જેમ પોરસ ચડે, એમ શ્રુતિવચન મુખથી વખાણે.
તુચ્છ નિંદા તજે જૂઠ ન બકે રજે, કોયનું કાંય માઠું ન તાકે;
શ્રેય ઇચ્છે સદા જીવ સર્વે તણું, છોટમ પ્રેમરસ માંહિ છાકે.૧
પ્રેમરસમગ્ન તે ભક્તિ પરબ્રહ્મની, પામિને ભક્ત આનંદ પામે;
રાત્યદિન બ્રહ્મનું ધ્યાન મનમાં ધરે, તે થકી ક્ષણ મન નવ વિરામે.
દેવ ગુરુ સેવ શ્રદ્ધા ધરી તે કરે, ધર્મને જ્ઞાન બે પક્ષ જાણે;
છોટમ ભક્ત હનુમંતવત જાણિયે, જેહની કીર્તિ સહુ જન વખાણે.૨
બાહ્ય ઉપચાર બહુ ભક્તિ નવધા બણી, મનવિષે પ્રેમ એ ભક્તિ દશમી;
સચ્ચિદાનંદઘન બ્રહ્મને તે ભજે, આપને ના કહે બ્રહ્મ અંશમી.
વિશ્વકર્ત્તા તણી શિર ધારી આગના, વૃત્ત પાળેજ નીતિ વિચારી;

છોટમ જગતમાં ધન્ય એ ભક્તને, સર્વ તેની કરે કીર્ત્તિ સારી.૩
નેત્રથી ના જુવે દોષ દૃષ્ટીવડે, કાનથી ના સુણે વાત કૂડી;
જૂઠ અપશબ્દ તો જીવ ના ઊચરે, મન તણી વૃત્તિ ના હોય ભુંડી.
પિંડ પગ પાણિ તે જાણ પરમારથે, સર્વને સુખ કરે સંત તેવા;
ટેક છોડે નહિ નિયમ ધારે સહિ, જાણવા ભક્ત જગ માંહિ એવા.૪
પૂર્વના પાપને ભક્તિ ભેદન કરે, મન વચન કર્મથી સત્ય વરતે;
પુણ્યનો પુંજ મહાનંદને મેળવે, ભક્તજન તે તરે ભક્તિ કરતે.
ભક્તપર જમ તણું જોર ચાલે નહિ, દેવ સહુ ભક્તને માન આપે;
ઇંદ્રપદ તેહ તો તુચ્છ જાણે સહી, ભક્ત સાચા બને બ્રહ્મજાપે.૫

ચોપાઈ ત્રિતાલ

જાણે મહિમા બ્રહ્મનો જેહ, ખરા ભક્ત જાણવા તેહ;
પ્રભુ એક સદા અવિનાશી, જેનો મહિમા છે વિશ્વપ્રકાશી. ૧
જેની ઇચ્છા સૃષ્ટિની થાય, તેથી કોટિ બ્રહ્માંડ રચાય;
સૃજે પાળે સંહારે તેહ, અતિ અદ્ભુત મહિમા એહ. ૨
આદ્ય અંત મધ્યે રહે એક, તેથી ઉપજે છે વસ્તુ અનેક;
નથી જીવની પેઠે ક્લેશ, કાંય કર્મ અડે નહિ લેશ. ૩
ભજે પૂરણ આણી પ્રેમ, કરે કામ રીઝે પ્રભુ જેમ;
બીજા નાસ્તિક લોક અપાર, કરે ભક્તિ અનેક પ્રકાર. ૪
કોય વિષયાનુરાગી જંત, ભજે વિષય માટે ભગવંત;
પ્રભુ આપે વિષયસુખ જ્યારે, ભૂલિ ઉપકાર ભક્તિ વિસારે. ૫
કોય વિષયોતણું સુખ પામે, તોય ભક્તિ ઘણી ઉર જામે;
કોય ધન તણે અર્થે ભજે છે, મળે ધન પછી ભક્તિ તજે છે. ૬
કોય ધનવંતા હોય ઘણા, તોય ભક્ત બને પ્રભુ તણા;
કોય ધન ને વિષયસુખ માંય, ભજે તૃપ્ત થયેલા ત્યાંય. ૭
નિજ આત્માનું કલ્યાણ ચા'ય, કરે સુકૃત પ્રભુગુણ ગાય;
કરે પ્રભુને સમર્પણ સોય, ફલવાંચ્છા ન રાખે કોય. ૮
આપે રાજ્ય ત્રિલોકનું તેને, તોય ઈચ્છા નથી કાંય એને;
એવા જનનું મુમુક્ષુ નામ, સદા સંતુષ્ટ પૂરણકામ. ૯
સોંપે સુકૃત પ્રભુને જ્યારે, ફરી જન્મ થતો નથી ત્યારે;
ફરી જન્મ તો થાય છે તેને, હોય સુખતણી તૃષ્ણા જેને. ૧૦
સાચા ભક્ત મુમુક્ષુ જેહ, કાંઈ ઈચ્છા કરે નહિ તેહ;
પ્રભુ દેવાનું કહે કાંય, તોય ઈચ્છા નહી મનમાંય. ૧૧

પ્રભુભક્ત તણા પ્રતિપાળ, સહુ ઠામે કરે સંભાળ;
પ્રભુજી છે લક્ષ્મીનિવાસ, સહુ લક્ષ્મિયો તેની પાસ. ૧
વસે ભક્તતણા ઉરમાંય, સહુ લક્ષ્મિયો આવે ત્યાંય;
જે જે ભક્તતણું હોય કામ, સહુ પૂર્ણ કરે તે ઠામ. ૧
સાચા ભક્ત બ્રહ્મના જેહ, મુખે માગે નહિ કાંઇ તેહ;
માગે મૂલ્યભક્તિ કરી જ્યારે, થયો માગણ સરખો ત્યારે. ૧
નાશવંત પદારથ ચા'ય, તેથી ભક્તિ ચિંતામણિ જાય;
કરે ભક્તિ જગત સુખમાટે, ખુવે પારસ કોડિને સાટે. ૧
કાચા ભક્ત સ્વારથી જેહ, ભજે સ્વારથ સૂધી તેહ;
સરે સ્વાર્થ પોતાનો જ્યારે, પછી મૂઢ પ્રભુને વિસારે. ૧
કોઇ કાઢે છે ભક્તનો વેશ, પ્રભુમહિમા લહે નહિ લેશ;
નવ જાણે પ્રભુ હશે કેવા, કરે તુચ્છ અનાત્માની સેવા. ૧
નથી જાણતા જૂઠ કે સાચ, ખુવે હીરો ને સંઘરે કાચ;
કોય પંથવાળા રચે ધામ, ભજે જીવ તે નરનું નામ. ૧
કોય ડાટીને ઘાલેલાં પ્રેત, પ્રભુ જાણી પૂજે કરી હેત;
કોય ધુણે તેનું ધરે ધ્યાન, જૂઠું સાચું ન જાણે હેવાન. ૧
એવા ભક્ત ભમેલા જોઇ, દેવ હાસ કરે સહુ કોઇ;
અન્ય દેવ ભજે છે જેહ, કહ્યા દેવતણા પશુ તેહ. ૨
પ્રભુમહિમા શકે નહિ જાણી, કહ્યા તે નર પામર પ્રાણી;
સહુ જનને કરે ઉપકાર, પ્રભુ પરમ દયાળુ અપાર. ૨
કોટિ માતાથી અદકું હેત, તેને મૂકે વિસારી અચેત;
થાય નાસ્તિક તે નર એવા, જાર-કણમાં અંગારા જેવા. ૨
કોઇ આચારજો શીખ દે છે, પ્રભુ ભજવા નિરંતર કેહે છે;
તેને ઉત્તર દે છે ગમાર, અમને પ્રળતો નથી પરવાર. ૨
કઇ વેળાયે ભજીયે હરી, કરે મૂઢ પછી મશ્કરી;
ધનદારામાં પ્રીતિ છે જેવી, નથી જડને બ્રહ્મપર તેવી. ૨
ચૉરે ચકલે તો બેસી રહે છે, ઘણી નિંદા ને ચાડી કરે છે;
ભાંડ ભામિની નાચે જ્યારે, નથી નિદ્રા તો આવતી ત્યારે. ૨
કથા કીર્ત્તન કાને ન ભાવે, ઘણું ઉંઘે ને આળસ આવે;
એવા આસુર જીવ અભાગી, પ્રેત દેહ પામે તન ત્યાગી. ૨
અહો માનવો ના થશો એવા, સજો સાચા ગુરુની સેવા;
સાચા ગુરુઓનાં લક્ષણ એવાં, કહ્યાં હોય શ્રુતિમાં તેવાં. ૨

હોય બ્રાહ્મણ ધર્મવિચાર, લહે વેદવેદાંગનો પાર;
તેને શરણે જવું છલ ત્યાગી, લેવો બ્રહ્મ સંબંધને માગી. ૨૮
કહે આચારજ જે વચંન, લેવાં સોંપીને તનમન ધંન;
ધર્મ પાળવો માથા સાટે, નવ ચાલવું બીજી વાટે. ૨૯
મહાવાક્ય છે બ્રહ્મની વાણી, ગુરુમુખથી સુણો સહુ પ્રાણી;
માટે ગુરુ ગોવિંદ છે એક, માની વચન ધરો દૃઢ ટેક. ૩૦
નિયમ જે આચાર્ય પળાવે, તેહ પાળવામાં ચિત્ત લાવે;
કરો શૌચ ને થાવ પવિત્ર, માનો માનવ માત્રને મિત્ર. ૩૧
સાંસારિક વસ્તુ જેહ, જાણો અર્થની જ્યાં લગી તેહ;
નહી આવે મુવા પછી સાથ, આવે ધર્મ કરે જે હાથ. ૩૨
સાચો સતસંગ કરવો નિત્ય, ધર્મ બ્રહ્મમાં રાખી પ્રીત્ય;
ચાલો પંથે દષ્ટે જોઇ, તહિં જીવ હણાય ન કોઇ. ૩૩
જેને જેવો કહ્યો અધિકાર, તેથી ઉલટું ન કરવું લગાર;
પ્રભુ કેરી વાણી છે વેદ, ભણો સાંભળો આણી ઉમેદ. ૩૪
સુખ આવે તો ગર્વ ન કરવો, દુઃખ આવે તો કલેશ ન ધરવો;
એકપત્ની વ્રતથી તરશો, વ્યભિચાર વિચાર ન કરશો. ૩૫
પ્રભુભયથી તે ડરતા રહિયે, આંખ્યો મીચીને અંધ ન થઇયે;
નીતિધર્મ ન બગડે જ્યારે, પ્રભુ રાજી રહે છે ત્યારે. ૩૬
ષટ શત્રુ શરીરના જીતી, કરો ધર્મ બ્રહ્મશું પ્રીતિ;
પાપ ધોવાને કરવાં સુકર્મ, નિયમે નિત્ય પાળવો ધર્મ. ૩૭
નિત્ય ધ્યાન બ્રહ્મનું ધરવું, વેદવિહિત સુકર્મજ કરવું;
પ્રિય સત્ય વચન મુખ ભાખો, દયા જીવ ઉપર બહુ રાખો. ૩૮
વિત્ત આપી વસ્ત નવ લેવી, ધર્મગ્રંથ કથા સુણી લેવી;
માત તાત ગુરુ ને દેવ, તેની સ્નેહથી કરવી સેવ. ૩૯
ભક્તિ ધર્મવંત હોય જ્ઞાની, તેને લેવા ગુરુસમ માની;
નિંદા સજ્જન કેરી ન કરવી, મૃદુ વાણી મુખે ઊચરવી. ૪૦
ગ્રહે હંસતણા ગુણ જ્યારે, કોટિ કાગડા નિંદે છે ત્યારે;
તેના શબ્દ સુણીને કાન, છોડી દેવું નહિ ધર્મ ધ્યાન. ૪૧
પૂજો પ્રીત્યે સદા પરબ્રહ્મ, રીઝે એવાં કરો શુભ કર્મ;
આપો જનને બ્રહ્મના જાણી, ભક્ષ ભૂખ્યાને તરસ્યાને પાણી. ૪૨
કોય દુઃખિયા તણાં દુઃખ હરજો, દીન જાણી દયા બહુ કરજો;
સહુ પ્રાણીને સુખ ઘણું થાય, એવો કરવો સદાય ઉપાય. ૪૩

કહિં ચોરી ન કરવી લગાર, નિત્ય કરવો સુધર્મ વિચાર;
કોઈને દોષ મૃષા નવ દેવો, છોડો મનથી નકારી ટેવો. ૪૪
હોય માદક વસ્તુ જેહ, ખાવું પીવું નહિ કદી તેહ;
નવ કરવું અભક્ષ્યનું ભક્ષ્ય, સતસંગ કરો જોઈ દક્ષ. ૪૫
પ્રભુ સ્વામી ને હું છું દાસ, એમ રાખવો દૃઢ વિશ્વાસ;
વેદ વચન બ્રહ્મનાં જેહ, ઘણી પ્રીતિથી પાળવાં તેહ. ૪૬
પ્રભુ પૂજ્ય ને હું છું પૂજારો, હું છું સેવક સેવ્ય એ મારો;
હું છું સૃષ્ટિ સૃષ્ટા છે નાથ, એમ સમજી રહેવું મન સાથ. ૪૭
કરે દેવ ઉપાસન જ્યારે, થાય ચિત્તની શુદ્ધિ ત્યારે;
કરે બ્રહ્મની ભક્તી જેહ, થાય મુક્તિ ધરે નહિ દેહ. ૪૮
બ્રહ્મધ્યાન ને બ્રહ્મવિચાર, લાગે બ્રહ્મવિષે એકતાર.
બ્રહ્મજ્ઞાન જથારથ હોય, ભલે બ્રહ્મવિષે જીવ સોય. ૪૯
આ હું જીવ ને આ છે બ્રહ્મ, ગુરુમુખથી તે સમજે મર્મ;
મનમાં મનન કરી લે તેહ, કરિ નિશ્ચય ટાળે સંદેહ. ૫૦
થયો નિશ્ચય ધ્યાનમાં ધારે, જીવ બ્રહ્મ મળે એક ત્યારે;
સોહમસ્મિ એ વૃત્તિઅખંડ, થાય મુક્ત છૂટે જ્યારે પિંડ. ૫૧
કહ્યા નિયમ ભક્તના એહ, પાળે તે નવ ધારે દેહ;
ઘણા દાંભિક ભક્તો હોય, સાચા ભક્ત તો બહુમાં કોય. ૫૨

**ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે હરિભક્તકથને અષ્ટમોઽધ્યાય:**

## અધ્યાય ૯ મો—ચેતવણીનિરૂપણ

**દોહા**

ચેતવણી વર્ણન કરો, બોલે ભક્ત બકોર;
સુણતાં પ્રભુની ભક્તિનું, જનમાં આવે જોર. ૧
ચેતવણી વર્ણન કરૂં, જન પામે નિર્વેદ;
કર્મગ્રંથિ ને કુટિલતા કેરો થાયે છેદ. ૨

**ઇંદવ છંદ**

દીન દયાલ સદા દુખભંજન, નાથ નિરંજન એ બહુનામી;
સત્ય સ્વરૂપ ત્રિભોવન ભૂપ, અનોપ અખંડિત અંતરજામી.

ભક્ત-ઉધ્ધારન તે ભવતારન, શ્રીહરિ છે સચરાચર સ્વામી;
છોટમ એ પ્રભુને ન ભજે, શઠ તે નર લંપટ લૂણહરામી. ૧
દેહ બનાઇ દિયો અતિ સુંદર, લોચન કાન કિયો મુખ સારો;
નાક સુગંધ લહે રસના રસ, બોલત બેન અનંત ઉચારો.
હાથ હિ પાંવ કિયે કરુણાકર, ચિત્ત બુદ્ધિ મન ઇંદ્રિય દ્વારો;
છોટમ જો કર્ત્તાર ભજ્યો નહિ, સો મતિમંદ હિ મૂઢ ગમારો. ૨

દુમિલા છંદ

ધિક રે ધિક તું નરદેહ ધરી,ન ભજ્યો શ્રીહરિ શુભ કામ ન કીધું,
મમતા કરિ મૂઢ ગયો મરિને,તજિ અમૃત તુચ્છ હલાહલ પીધું;
જઠરા મહિ જાળવિયો તુજને,શઠ તે પ્રભુ નામ મુખે નવ લીધું,
જન છોટમ જે જગદીશ ભજે, નર તેહ તણું સહુ કારજ સીધ્યું.૧
જગમેં નહીં અમ્મર કોય જરૂર ચરાચર દેખહુ કાલ ચરે,
પલ હિ પલ જાય ઘટે ઘટિમેં અજ ઇંદ્ર સમેતકી આયુ હરે;
ઉગરે નહિ કોટિ ઉપાય કિયે નર પામર તું મતિ ગર્વ કરે,
જન છોટમ લે પરબ્રહ્મ ભજી તબ તો જનકો સબ કાજ સરે.૨
ભક્તિ બિના ભવમેં ભટકે શઠ ભક્તિ બિના જમકે કર જાવે,
ભક્તિ બિના ત્રય તાપ તપે તન ભક્તિ બિના સબ હી દુઃખ પાવે;
ભક્તિ બિના ગ્રહભૂત ડરાવત, ભક્તિ બિના અજરૂપ કહાવે,
છોટમ શ્રીહરિ ભક્તિ ભલી, જિનકો જસ બેદ પુરાન હિ ગાવે.૩

સવૈયા છંદ

મનકી ગતિ કોઉ ન જાની સકે, સબ આપબડાઇ કરે મુખસે;
કબહુ સુખ સંપતિ પાઇ ભલી, તવ માનત મોજ મચે સુખસે.
કબહુ તન તાપ સંતાપ તપે, દઈ દેવકું દોષ ડરે દુઃખસે;
જન છોટમ કોય સ્વતંત્ર નહીં, સબ જાત બહે મનકિ રૂખસે. ૧

મદિરા છંદ

તું અતિનીચ અનીતિ કરે, પણ આગળ તો અઘરૂ પડશે;
મોત પછી મદ ઊતરશે, જમદૂત તણે કર જે ચડશે.
ધર્મ સહાય કરે ધણી આગળ, અન્ય કુકર્મ સહુ નડશે;
છોટમ શ્રીહરિ ભક્તિ વિના, નર ઘાતકિ રાંક થઇ રડશે. ૧
ગોત્ર સમેત ગયો દશકંધર, લંક ગઇ ભઇ રામદવાઇ;
નાશ ભયો દુરજોધનકો, પુનિ સેન સમેત મુવે શત ભાઇ.
જાદવ કો છનમાંહિ ભયો ક્ષય, જાકું સદા જદુનાથ સહાઇ;

છોટમ ઓર અનેક ગયે જન, ગર્વકો રોગ બડો દુઃખદાઇ. ૨

છપા છંદ

કૌલ કુટિલ ઉન્મત્ત, નિરંતર રહે કામવશ;
કૃપણ મૂઢ અતિ વૃદ્ધ, અધમનો સઘળે અપજશ.
દુષ્ટ રોગમય દેહ, દરિદ્રી સંતત ક્રોધી;
ઈશ્વર ભક્તિ વિહીન, સદા શ્રુતિ સંત વિરોધી.
તનુ પોષક નિંદક મહા, પાપ પરાયન માનિયે;
કહે છોટમ સંસારમેં,એ જીવિત શબસમ જાનિયે. ૧

કુંડલિયા છંદ

મનવા ચટપટ ચેતજે, આળસ મૂકિ અજાણ;
કાયા માયા કારમી, પરાધીન છે પ્રાણ.
પરાધીન છે પ્રાણ, વિખરશે સઘળી બાજી;
પડશે કોઇ પલમાંહિ, તનૂ દુર્બલ કે તાજી.
કહે છોટમ કર્ત્તાર, ભજી લે ઝટપટ જનુવા;
આળસ મૂકિ અજાણ, ચેતજે ચટપટ મનુવા.
ઝાઝુ ન કરે જીવડા, મોહ લોભ અભિમાન;
કોયે તૃપ્ત થયો નથી, સ્વપ્ન જમણ ને પાન.
સ્વપ્ન જમણ ને પાન, ગયા એવા ને એવા;
મોટા વૈભવવાન, રાય જે રાવણ જેવા.
કહે છોટમ એ સત્ય, ભજી લે કર્ત્તા કાઝું;
લોભ મોહ અભિમાન, જીવડા ન કરે ઝાઝું. ૨
તડિત ભોગ તનુ વાદળી, વૃષ્ટી સહુ પરિવાર;
એમાં સ્થિર એકે નહિ, ચંચલ સહુ સંસાર.
ચંચલ સહુ સંસાર, ગર્વ તું ન કરે ઘેલા;
જતાં ન લાગે વાર, પ્રભુ ઓળખજે પહેલા.
કહે છોટમ ગુણજાંણ,સમજ સમજી લે હે મન;
વૃષ્ટી સહુ પરિવાર, વાદળી તડિત ભોગ તન. ૩
બાજીમાં રાજી થયો, અંતે ખોટો ખેલ;
દીપક જ્યોતિ ઝળહળે, જ્યાં લગી પોચે તેલ.
જ્યાં લગી પોચે તેલ, એમ વળતી અંધારૂં;
ચેત ચેત રે ચિત્ત, સજી લે સુકૃત સારૂં.
કહે છોટમ પરમાણ, કથે પંડિતને કાજી;

અંતે ખોટો ખેલ, થયો બાજીમાં રાજી. ૪
બાગ બનાવી અવનવી, કોય સમરથ કર્ત્તાર;
ખીલેલાં સર્વે ખરે, નીપજે નવાં અપાર.
નીપજે નવાં અપાર, ફળે કોઇ નિષ્ફળ રહે છે;
સ્થિર ચર તરુ સંસાર, સમજ શું શોક કરે છે.
કહે છોટમ ધર ધૈર્ય, થશે ઈશ્વરનું ભાવી;
કોય સમરથ કર્ત્તાર, અવનવી બાગ બનાવી. ૫

ઝુલણા છંદ

ચટપટ પ્રાણિ તું ચેતને આજથી, કાઢને કાયથી કર્મ કૂડાં;
ભક્તિ ભગવંતની કર દઢીભાવથી, રાખ આચરણ તું સર્વ રૂડાં
વાળમાં વળભરી મૂછ કરિ વાંકડી, મર્દ તે મોતથી ગર્દ મળિયા
પાહાડ ઊઠાવતા પલકમાં પટકિયા, છોટમ કાળથી કોણ બળિયા
જીવ બહુ દૂખવે અમલના જોરથી, ન્યાય અન્યાય ના કાંય જાણે
સુતવિત સુંદરી બળ કરી લે હરી, અંધ બહુ કેફ કરિ એશ માણે.
જૂતિયો વાગશે તેહને જમતણી, કાઢશે તેલ ઘાંણે કચરડી
છોટમ સત્યના માર્ગમાં સાર છે, મૂર્ખજન ઉલટ થઇ જાય મરડી.
સ્વાર્થ લગ વિશ્વમાં સર્વ તારૂં સગું, કોય કેનું નથી અંતકાળે
જીવ જ્યારે જશે દેહ જડ થઈ જશે, ખાડમાં જાય કે ખોરી બાળે
જુલમ ઝખ મારવા શીદ ઝાઝા કરે, હરબડી જાશ હીસાબવેળે
છોટમ સમર તું વિશ્વકર્ત્તારને, બાંહ્ય ગ્રહી રાખશે એજ બેલે
જીવ તેં શું કર્યું જન્મ ધરિ જગતમાં, પ્રબળ પરપંચથી પેટ ભરિયું
જુક્ય ધંધા થકી દ્રવ્ય ભેળું કર્યું, ધરણિમાં ડાટિ તે કાંય ધરિયું
નામના થાય તે કામ તેં ના થયું, ઓચિંતો કાળનો હાથ આવ્યો
છોટમ કાંમ શુભ કાંઇ સાધ્યું નહી, પ્રાણિયા પશુથકી મંદ કાવ્યો

મત્તગયંદ છંદ

આળસમાં સહુ આયુષ જાય અમૂલ્ય છે નરદેહ તમારો,
જો પરમારથ સાધન થાય સદાય ભલો જગમાં જનમારો;
શોકસમૂહ ભમે ભવસાગર લે પ્રભુ નામ મટે દુઃખ ભારો,
છોટમ છાંડિ પ્રપંચ પરિશ્રમ એક નરો કરનાર વિચારો. ૧

ઉધોરા છંદ

અતુલ બળ કાળ હે અઘરા, નહી ક્યું ચેતતા નગરા;
ધામધૂમે કરે ધંધા, અનીતિ આચરે અંધા. ૧

પકડ લે જાયગા પલમેં, જલેગી દેહ જંગલમેં;
અલ્પ હે જીવના ઐસા, જલદમેં દામિની જૈસા. ૨
લવાકું બાજ લે ઝપટી, મઝારી લે મુસા ચપટી;
એસા એ કાલ હે કપટી, લે જાવે જીવકું લપટી. ૩
ઘણા બળવંત જે ગાઢા, ઉડાતા ફૂંકસે પાઢા;
મરદકી હો ગઇ ગરદી, દયા બિન મોત હે દરદી. ૪
ગુરુગમ ખોજ લે ઘટમેં, પડે મત મોહકે પટમેં;
કહે શ્રુતિમેં એહી સારા, ભજી લે વિશ્વકર્ત્તારા. ૫
ચેત રે ચેત નર બંદા, ગર્વ છલ છાંડિ દે ગંદા;
પલિત નહિ પાપસે ડરતા,ધણીકા ધ્યાન નહિ ધરતા. ૬
ખલકકા ખેલ હે ખોટા, ભજન બિન ખાયગા ટોટા;
જીંદગી જાયગી તેરી, હોયગી ધૂલકી ઢેરી. ૭
કરી હે બિંદસે કાયા, એસા કર્ત્તાર નહી ગાયા;
દેખ લે આતમા તેરા, દેહ મત માન તું મેરા. ૮
ભ્રમિત હો મૂઢ ક્યું ભટકે, સાચ તજ જૂઠમેં અટકે;
પ્રલય મેં જાત હે જેતા, તાહિમેં તું કરે હેતા. ૯
દષ્ટ મેં જાં લગે આવે, કાલ સબ તાહિકું ખાવે;
એસા વેદાંતમેં ગાવે, સુજન પરબ્રહ્મ ભજ ભાવે. ૧૦
ભજનતેં હે ભલા તેરા, બ્રહ્મ બિન માન મત મેરા;
રૂપ અરૂપ હો જાવે, કાલ સબતાય જન ગાવે. ૧૧
અમર હે જીવ અવિનાશી, પડી હે કર્મકી ફાંશી;
તાહિ તે જન્મજન પાવે,સુખી અરુ દુઃખી હો જાવે. ૧૨
જ્ઞાનબિનકર્મનહિ કટતા,જન્મ અરુ મર્ણ નહિ મિટતા;
વિશ્વ કર્ત્તાર લે ગાઇ, પાપસે દૂર રહે ભાઈ. ૧૩
કોઇકું દુઃખી નહિ કરના, બ્રહ્મકે ધ્યાનમેં ફિરના;
પતિવ્રત નારિ હે જૈસી, કરી લે ભક્તિ તું ઐસી. ૧૪
સાચબિન સાંઇ નહિ માને, કપટ કે ગાન અરુ ધ્યાને;
છોટમ કહે સારકો સારા, ભક્તિસે હોય ભવપારા. ૧૫

ભુજંગપ્રયાત છંદ

અરે માનવી મોહમાં કયાં રમે છે,ભયંકાર જો કાળ માથે ભમે છે;
ઝપેટી જરાવારમાં લેઈ જાશે, કર્યાં પાપ કે પુણ્ય તે અગ્ર થાશે.૧
નથી ત્રાસ તેનો તને મંદ પ્રાણી, પશૂ કાં વહે ઘોર સંસાર ઘાંણી;

ખોટા ધ્યાનથી તું ન વિશ્રાંતિ પામે,કરે છે કુડાં કર્મ તું ઠામઠામે. ૨
લબાડી નથી લાજતો લાંચ લેતાં, દયા ના ધરે જીવને દુઃખ દેતાં;
જશે જંમના હાથમાં જીવ જ્યારે,નથી કોય એવો તને તે ઉગારે. ૩
સુતા સુંદરી ભ્રાત કે પુત્ર કોઇ, રહે વેગળાં તે ઘડી એક રોઈ;
વિના વિશ્વકર્ત્તા નથી કોય તારૂં, જુઠા વિશ્વને જીવ માને શું મારૂં. ૪
મળ્યાં છે જનો તે નદીનાવ જેવાં, પળેપંથ પોતાતણે સર્વ એવાં;
અહો કારમો સર્વ સંબંધ કાચો, ભરોસો પરબ્રહ્મનો એક સાચો. ૫
હરી ના ભજ્યા તે ગયા હાથ ઘસ્તા,કુકર્મે થયા કુંભિપાકાદિ વસ્તા;
સદાચારથી સર્વ કર્ત્તાર સેવો,વૃથા ના ગમાવો નરો દેહ એવો. ૬
દયાવંત જે સંતને શાંતિદાતા, રચ્યે તે તજી કોયની કીર્તિ ગાતા;
સદા દેવના દેવ છે આદિ સ્વામી, સૃજે એકલો સર્વને સર્વગામી. ૭
ધરા આદિ આકાશમાં અંડ ધાર્યા,ઘણી જુક્તિયે શોભતાં તે સુધાર્યાં;
કળા જ્ઞાન કૌશલ્ય અત્યંત એનું,જનો નમ્રતાથી ધરો ધ્યાન તેનું. ૮
જપોજાપ તેનો શ્રુતિવાક્યજાણી,ભજો બ્રહ્મને પ્રાણિયો પ્રેમઆણી;
જુદાં ધામ કલ્પી કહે પંથવાળા,જપે મુખ્યના નામની મંત્રમાળા. ૯
પુજાવા પ્રભુ આપને એહ કહે છે, વડા વિશ્વકર્ત્તારને મૂકી દે છે;
વળી વાતની જુક્તિએ જીવ વાહ્યા, નરો પામરો તેહ પંથે પળાયા. ૧૦
અમારે કુળે કૃષ્ણ લે જન્મ બોલે,જુડાં જોડિયાં પુસ્તકો નિત્ય ખોલે;
ખરૂં જ્ઞાન આપે નહી કોય એવા,તરે જીવ તે કેમ સંસાર તેવા.૧૧
નથી વેદ માંહે વદી વાત ન્યારી, કહે કૃષ્ણને કામી તે કુવિચારી;
વિષયવારતા નારસ્ત્રીનેજ વહાલી, પડે પંથમાંહે દદી દોટ ચાલી.૧૨
તપાસી જુવે કોય જો તત્ત્વજ્ઞાને, કશી વાત કલ્પેલ તે કેમ માને;
સદા શ્રીહરિ સચ્ચિદાનંદ સાચો, કહે અન્ય કલ્પી મતો દંભિ કાચો.૧૩
સહુ સાંભળે સર્વની વાત જાણે, સહુને જુવે ના કહ્યો જાય કોણે;
નિરાધાર આપે ઘણાં અંડ ધારે, સૃજે સાચવે સંહરે એક વારે.૧૪
કર્યા સર્વના દેહમાં રંગ કેવા, બિજા કોઇને આવડે કેમ એવા;
ક્ષિતી તેજ વાયૂ રવી ચંદ્રતારા,રચ્યાં તોય ને અન્ન આદિ અપારા.૧૫
સદા નિત્ય નિર્લેપ છે નિર્વિકારી, અહો સચ્ચિદાનંદ આનંદકારી;
નમો દેવના દેવ હે દીનબંધો, નમો સત્ય સંકલ્પ આનંદસિંધો.૧૬
નથી જાણતોજ્ઞાન કે ધ્યાન નીતિ,નથી જાણતો સાધના ભક્તિરીતિ;
વખાણી ન જાણું અતી બુદ્ધિ થોડી,કહે છંદ છોટમ બે હાથ જોડી.૧૭

## નારાચ છંદ

કરાળ કાળ વ્યાલ એ અનંત લોકને ગળે,
મહેંદ્રજાળ મંત્ર તંત્રમાં ઉપાય ના મળે;
ગુણી ન કોય ગારુડી કળા ન ઓષધી કશી,
વસુંધરાદિ વિશ્વ વાયુ તેજ તોય લે ગ્રશી. ૧
અદષ્ટ થાય દષ્ટ માત્ર ઇંદુ અર્ક ના રહે,
અનેક લોક અંતવંત સંત એમ સૌ કહે;
ગયા મળી ઘણા બળી ધરાની સંગ ધૂળમાં,
સુદેહ ગેહ દામ દંપતી તું દેખિ ફૂલ્ય માં. ૨
ગયા ઘણાક ગર્દમાં અસંખ્ય આંખ્ય આગળે,
કરે કુકર્મ દ્રોહ મોહ કોપ આપને બળે;
અહંપણાની કેફ અંગ અંધ ગર્વ કાં કરે,
તુ ચોરિ ચાડિ હેરિમાં શું પેટ પામરા ભરે. ૩
અધર્મ ઘોર આચરે જરાક રાજ જોરથી,
દયા મયા મલે નહી તે દીર્ઘ દુષ્ટ ચોરથી;
ગતી મતી જતી રહી વધી વિશેષ વાસના,
નઠોર માનતો નથી શુશાસ્ત્ર કેરી શાસના. ૪
અનેકવિધ્ય રિધ્ય સિધ્ય પામવા તુ ચા'ય છે,
વિષય વિશેષ કારણેજ દેવિ દેવ ધાય છે;
મહાકૃપાળ છે દયાળ દિવ્ય ઇષ્ટ આપણો,
ભજ્યો ન તેહ ભક્તિયે તુ પાપમાં પડ્યો ઘણો. ૫
સુસંગ રંગ અંગમાં ન જ્ઞાન કાંઇ ઉપન્યું,
વિચારિ વેદસાર ધ્યાન ના ધર્યું અરૂપનું;
અનંત અંડપિંડ પ્રાણિ માત્રના ઉદ્દે કરે,
તજી તુ તે દયાળને શું કલ્પના બીજી કરે. ૬
અમૂલ્ય જોગ આ સમે તુ જોઇ લે ગુરૂગમે,
પ્રતાપ જો પ્રભુતણો શું અંધ અન્યને નમે;
વિરાજમાન વિશ્વનાથ એક એ અખંડ છે,
રચેલ તેહનુંજ સર્વ દ્વૈત તે સખંડ છે. ૭
કૃપાળને ભજો જનો અનેક કષ્ટ કાપશે,
પ્રપન્ન જીવને પ્રસન્ન ભુક્તિ મુક્તિ આપશે;
સદા પ્રભુ પ્રતાપથી ન પાપ તાપ કો દમે,

જનો સુચિત્તમાં ધરો કહ્યો વિચાર છોટમે. ૮

માલિની છંદ

નિગમ ધરમ ન્યાળો, પ્રેમથી નેમ પાળો,
ગરવ સરવ ગાળો, ભાવથી બ્રહ્મ ભાળો;
દુરિત દહન થાશે, તીવ્ર સંતાપ જાશે,
સુમતિ સુરજ ભાસે, વિશ્વકર્ત્તા જણાશે. ૧
કવિ કલપિ વદે છે, સાંભળી સુખ દે છે,
જગતપતિ વિસારી, ગાય વાણી વિહારી;
અજ અકલ અસંગી, તે કહ્યો કામરંગી,
વિષયી વિષય જાણે, ઈશ કામી વખાણે. ૨
જગત કર્યું ઈચ્છાથી, ત્યાં નહી કોય સાથી,
અધર સકળ ધારાં, કોટિ બ્રહ્માંડ સારાં;
સ્થિર ચર નરનારી, જો કર્યા છે વિચારી,
જયમ ઘટતું જેને, તે રચ્યું તેમ તેને. ૩
ખલ ખરૂ નવ માને, શોધશે નાસ્તિકોને,
ઉલક રવિ ન દેખે, તે ગણે કેમ લેખે;
ચતુર નર વિચારે, એક કર્ત્તાર ધારે,
સુમતિ અતિ સુધારે, પાપથી પિંડ તારે. ૪
કુટિલને ખલ જ્ઞાની, આપ લે બ્રહ્મ માની,
સમજ નહિ કશાની, કાય કીધેલ કોની;
રવિ શશિ ક્ષિતિ તારા, વ્યોમ વાયૂ ઉદારા,
ધન ધન કરતારા, ના લહે તે ગમારા. ૫
અતુલ કુશલ જેનું, ના ધરે ધ્યાન તેનું,
અલપ મતિ ન જાણે, પંથના વાદ તાણે;
ભવદુ:ખ ભયહારી, કોટિ કલ્યાણકારી,
જયજયતિ મુકુંદા, સચ્ચિદાનંદ કંદા. ૬
અધમ જન ઉધારો, ભક્ત જાણી ઉગારો,
ભવજલનિધિ તારો, પાપ સર્વે નિવારો;
પરમ સુખદ સારૂં, નામ રૂડું તમારૂં,
શ્રુતિ કથિત વારૂ, ઉચરે ભક્ત ચારૂ. ૭
નિજ જન સુખકારી, આપજો બુદ્ધિ સારી,
સકળ ગુણ નિધાના, જન્ય વસ્તૂ નિદાના;

નિગમ ચતુર વાણી, સત્ય એમે પ્રમાણી,
જગપતિ ઉર રાખો, છોટમે છંદ ભાખ્યો. ૮

**ભુજંગપ્રયાત છંદ અષ્ટક**

સહુ સાંભળો મંત્ર છે મૂળ સારો, સદાચારથી આપણો છે સુધારો;
વિવેકે જુવો મંનમાં તે વિચારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૧
ઘણા મોહથી કર્મબંધે ધુંચાયા, જને પામરે શ્રી પ્રભુ ના ભજાયા;
જશે દેહ જ્યારે ગતી કોણ તારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૨
મરોડે ઘણી મૂંછને પાઘ ટેડી, નથી દેખતો નાખશે કાળ ફેડી;
ગયા રંક રાજા ઘણા છત્રધારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૩
અતી ગર્વમાં શું ફરે છે ગુમાની, કરે કર્મ ફૂડાં નથી શંક કામી;
હરાયા ગયો માનુષો દેહ હારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૪
કરી કેફને ઘેનમાં નિત્ય રેહે છે, મનોવાણી ને દેહ પાપે ભરે છે;
હવે મૂકી દે ટેવ તારી નકારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૫
તપાસી તું જોને અરે મૂળ તારૂ, ઘડ્યો દેહ તારો કિયા કામ સારૂ;
દયાળુ પ્રભુને મૂકયો શું વિસારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૬
ક્રિયાભક્તિ માટે કર્યા ઇંદ્રિ કેવાં, સહુ શોભતાં અંગ આકેજ એવાં;
નથી કોય એના સમો ઉપકારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૭
ભજો દેવ સાચો પરાભક્તિ ભાવે, મહાદુઃખ ખાણી પુનર્જન્મ નાવે;
કહ્યું છોટમે તે વિવેકે વિચારી, ભજો વિશ્વકર્ત્તાર આનંદકારી.૮

**મનહર છંદ**

શરીર બનેલું શાંનું છેક કાંય નહિ છાંનું,
રજ ને વિરજ કેરો થયેલો વિસ્તાર છે;
હાડનું પિંજર કરી સ્નાયુ મજ્જા મેદ ભરી,
માંસને રુધિર ત્વચા ઇંદ્રિયોનાં દ્વાર છે;
રુધિર રમે છે માંહ્ય અંતસકરણ જ્યાંય,
પિત્ત ને જઠર રસ પચે જેથી હાર છે;
છોટમ શરીર એવું કરી આપ્યું કરતારે,
ઉપકાર ભૂલે તેનો ધિક અવતાર છે. ૧

**ચોપાઈ છંદ**

સાંભળ રે અજ્ઞાની મિત્ર, ધર્મ ગ્રહે તું થાય પવિત્ર;
જો ભવ તરવા ઇચ્છા થાય, ધર્મ ગ્રહે તો કરે સહાય. ૧
વૈદિક જે આચારજ હોય, તારણ તરણ કરે છે સોય;

તે પાસે જઇ લે ઉપદેશ, તન મન કેરા ટળશે ક્લેશ. ૨
પાખંડી પાસે નવ જશો, પાળો ધર્મ કૃતારથ થશો;
વેદ વિપ્રને નિંદે જેહ, પાખંડી ગુરુ કહિયે તેહ. ૩
વેદ કહે તે પાળો ધર્મ, મનવચ કર્મે તજો કુકર્મ;
જીવ કુકર્મી પામે બંધ, જેમાં પુણ્યતણો નહિ ગંધ. ૪
પુણ્ય ઉપાર્જન કરશે જેહ, નિષ્પાપી જન થાશે તેહ;
જે જન નિજ મનને વશ કરે, પુણ્ય કર્મ કરીને તે તરે. ૫
ઓ પાપી જન સુણજે વાત, કહુ ઉપદેશ તને સાક્ષાત;
તારૂં મન તારે આધીન, તેને તું ક્યમ કરે મલીન. ૬
મલિન વિચાર તણો છે મર્મ, પાપ તણાં બાંધે છે કર્મ;
પાપી મન જો તારૂં થશે, નરકાદિક દુઃખમાં નાખશે. ૭
પાછળથી પસ્તાવો થશે, મળ્યું દુઃખ તે ઝટ કયમ જશે;
પાપતણો બંધાશે બંધ, ત્યારે તું શું કરશે અંધ. ૮
માટે આગળથી ચેતવું, સત્ય પંથ માંહે ચાલવું;
પાપે માટી બાળક ખાય, દુઃખપિંડ રોગીલો થાય. ૯
વેદવચન ઔષધ નવ અડે, કર્મવિપાક પાપીને નડે;
વશ કરી મનને સાધ્ય સુકર્મ, રૂડો વૈદિક પાળો ધર્મ. ૧૦
સહુ સાધન મન વશ કરી થાય, વેદ શાસ્ત્રમાં કહ્યો ઉપાય;
વેરાગીનો ધારે વેશ, કરે ન મન વશ પામે ક્લેશ. ૧૧
મન વશ નહિ ને ચોળે રાખ, બાહર ભીતર જાણો ખાખ;
મન વશ કરી શુભ કરે વિચાર, તે નર જોગીનો સરદાર. ૧૨
વણ જીત્યું મન શત્રુ જાણ, કોઈ દિન તારી કરશે હાણ;
ગુરુગમ અંકુશને કર ધરો, મન મતંગને ઝટ વશ કરો. ૧૩
મન મતંગપર કરી પલાણ, ધર્મપંથ પળતાં કલ્યાણ;
મુક્તિ નારીને તે વરે, અગાધ ભવસિંધુને તરે. ૧૪
સાંભળ રે આજ્ઞાની વાત, શિક્ષાવચન ભણું સાક્ષાત;
શા મોટા ગુણ છે તુજ વિષે, સ્તુતિ કરછ પોતાને મુખે. ૧૫
તેં શું કીધું અદ્ભુત કામ, ભક્ત બની નવ રાખ્યું નામ;
કામાદિક શત્રુ વશ થયો, ધર્મમાર્ગમાં તું નવ ગયો. ૧૬
કિયાં પુણ્ય તારાં જાગશે, તે નરકાદિક દુઃખ ભાગશે;
તારા શત્રુ તારા માંય, તેને તું જીતે નહિ કાંય. ૧૭
હવે વિવેકાદિકને મળે, તો તારાં સઘળાં દુઃખ ટળે;

વિવેકાદિ ભક્તોના મિત્ર, બ્રહ્મભક્તને કરે પવિત્ર. ૧૮
શત્રુનો તજવો વિશ્વાસ, રહેવું સદા મિત્રની પાસ;
અવગુણરૂપી શત્રુ જાણ, ગુણરૂપી તો મિત્ર પ્રમાણ. ૧૯
ગુણી જાણી સગળાં વંદશે, અવગુણિયાને સહુ નિંદશે;
સાંભળ રે જન મૂઢ અજાણ, વેદવચનને કરે પ્રમાણ. ૨૦
જીવંતાં જનસાથે લડે, મુવા પછી તેને ક્યમ રડે;
માતપિતા સેવા નવ કરૂં, મુવા પછી ધન શીદ વાવરૂં. ૨૧
મરે જળવિના માતપિતાય, વળતી અંજલિયે શું થાય;
પરણેલી સાથે નહિ હેત, પરનારી જોઇ થયો અચેત. ૨૨
તેં થોડા સુખને કારણે, મોટું દુઃખ બાંધ્યું બારણે;
જેને પરનારીશું પ્રીત્ય, દુઃખિયો તેને જાણો નિત્ય. ૨૩
પથ્થર બાંધી જળમાં પડે, તે નર તે ક્યમ શોધ્યો જડે;
લવ સુખ માટે રે આ મંદ, શીદને પડે નરકને ફંદ. ૨૪
ધન કીર્તિ આ લોકે જાય, પરલોકે પાપી પીડાય;
રાજતણો અધિકારી થયો, ન્યાયધર્મ તારાથી ગયો. ૨૫
લાંચ ગ્રહી અન્યાયજ કરે, નિરપરાધીને પીડા ધરે;
કૂડા સાક્ષિ ને કૂડા લેખ, સારા નરશું રાખે દ્વેષ. ૨૬
ભેગ કરી તું વેચે વસ્ત, કપટ કીમિયા કરે સમસ્ત;
કૂડાં કર્મ કરે છે ઘણાં, વેર કરે પર પ્રાણી તણાં. ૨૭
ઇત્યાદિક તું પાપજ કરે, માટે નરકે તું સંચરે;
પાપીને નહિ કોય સહાય, ધર્મવિના દુઃખ કેમ તરાય. ૨૮
સાચો સગો ધર્મ છે એક, કહેવાના છે સગા અનેક;
સગા દેહના જે જે હોય, ઘરે જાય તન બાળી સોય. ૨૯
સાચો સગો ધર્મ છે જેહ, જીવ સાથ જાયે છે તેહ;
ન થવા દે તે દુઃખ જરાય, પરલોકે તે કરે સહાય. ૩૦
માટે ધર્મ પાળજે મિત્ર, વેદવચન સુણી થજે પવિત્ર;
વેદ કાયદો સૃષ્ટિતણો, તેનો પાઠ કરે તું ઘણો. ૩૧
ધર્મબ્રહ્મ પ્રતિપાદક જેહ, મહાવાક્ય શું રાખો નેહ;
શ્રવણ મનન ને ત્રીજું ધ્યાન, કરતાં તુજ થાશે કલ્યાણ: ૩૨

**ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે ચેતવણીનિરૂપણે નવમોઽધ્યાય:**

# અધ્યાય ૧૦ મો-બ્રહ્મસ્તુતિ

સોરઠા

બોલે ભક્ત બકોર બ્રહ્મસ્તુતિ અહુણા કહો;
નરનાં પાપ અઘોર સ્તવન કર્યે સઘળાં શમે. ૧
બ્રહ્મા વિષ્ણુ મહેશ ઇંદ્રાદિક સહુ દેવગણ;
ઋષિજન ભક્ત વિશેષ સ્તવન કરે અઘ ટાળવા. ૨
બ્રહ્મતણી સ્તુતિસાર વેદશાસ્ત્ર જોઇ વર્ણવું;
પાતક પળે અપાર જો ફરિ નવં પાતક કરે. ૩
દાતા છે પરદેવ જીવ સકળ જાચક ગણો;
કરે સદા સ્તુતિ સેવ શુદ્ધ થવાને સર્વદા. ૪

હરિગીત છંદ

હે પ્રભુ તમારી સ્તુતિ કરૂં, પણ અતુલ મહિમા છે બહુ,
કહિ શકે નહિ દેવ દાનવ, અલ્પમતિ હું શું કહુ;
ગુણ કેટલા છે પ્રભુ તમારા, તેજ હું લહતો નથી,
ડહાપણ તમારૂં સૃષ્ટિ જોતાં, છે અપરમિત સર્વથી. ૧
તે જોઇને જગદીશ કહુ છું, બુદ્ધિ પહોંચે જેટલી,
વાણીથી જે થાય વર્ણન, સ્તુતિ કરૂં છું તેટલી;
રચના તમારી ગુણ તમારા, જાય નહિ કોઈથી કહ્યા,
બોલી શકું બુદ્ધિવડે, જે કાંઇ જાય મુજથી લહ્યા. ૨
તનુ ઈંદ્રિ મન સુજ્યાં માનવી, તું વિના સાધન સિદ્ધ છે,
સરજે સરવ ઇચ્છાવડે, ગુણ નિગમમાંહિ પ્રસિદ્ધ છે;
મહિમા અધિક છે તાહરો, આસ્તિકજનો તે ઓળખે,
બહુ કરી કુતર્કો વળે અવળા, નાસ્તિકો તે ના લખે. ૩
જયમ ઉલક આગળ અર્કનિ, કોઈ કથા જો સુંદર કહે,
આશ્ચર્ય થાય દિવાંધને, દીઠાવિના મિથ્યા લહે;
જે જન તમારો પરમ મહિમા, પ્રથમથી નહિ જાણતા,
તે સુણિ કુતર્કો નાસ્તિકોના, ફરે મતને તાણતા. ૪
જયમ ધણિ વિહૂણું ક્ષેત્ર દેખી, ચોરનર ચોરી કરે,
ત્યમ જગત જાણી અનીશ્વર, નાસ્તિકો પાતક આચરે;

છાનો રહી તું કર્મ પેખે, તેજ શઠ દેખે નહી,
અપરાધિ તે તવ પ્રેરણાથી, પડે છે નરકે સહી. ૫
નિર્લજ્જ નિર્ભય થયા, નિર્દય દુરાચારી દુર્મતી,
ટોળાં અનીશ્વરવાદીનાં, છે ભરતભૂમિમાં અતી;
તે થકી શ્રેયરહિત થયા, બળબુદ્ધિ ને વિદ્યા ગઈ,
લક્ષ્મી ગઈ પરદેશમાં, કાંઇ કૃપા પ્રભુની ના રહી. ૬
હાવે કૃપાળુ બાપ ટાળો, તાપ સુખ સહુ આપજો,
નિજ ભક્તિ આપી સર્વને, જન કષ્ટ સઘળાં કાપજો;
હે દેવ દીનદયાળ જન, પ્રતિપાલ કર્ત્તા જગતના,
કરુણાનિધાન અનાથ જાણી, ભય નિવારો ભક્તના. ૭
અજ એક અકલ અખંડ તું, વિજ્ઞાન શુદ્ધ સ્વરૂપ છે,
કાયદો તારો નિગમ છે, બ્રહ્માંડનો તું ભૂપ છે;
જાણે સરવને સર્વદા, ઇંદ્રિયવિના તું એક છે,
તારી રચેલ વિચિત્ર રચના, તે અપાર અનેક છે. ૮
જડ જીવકેરા ધર્મથી, તું રહિત છે ઈશ્વર વિભૂ,
નહિ ક્લેશ કર્મ વિપાક તુજમાં, પરમ કરુણાર્ણવ પ્રભૂ;
તું ઈશ કેરો ઈશ છે, ને જાણ કેરો જાણ છે,
સહુ જીવનો તું જીવ સ્વામી, પ્રાણ કેરો પ્રાણ છે. ૯
શશિ સૂર્ય વહ્નિ પવન આદિક, દેવ આજ્ઞાવશ રહ્યા,
તે કામ સોંપેલાં કરે, સુવિચાર એ શ્રુતિએ કહ્યા;
આજ્ઞા તમારી પાળનારા, રહ્યા તમને ભાવતા,
તે સદા સુખમાંહે રહ્યા છે, નથી ભવમાં આવતા. ૧૦
આજ્ઞા ન માની જે જને, તે સહે સંકટ અહીં ઘણાં,
બહુ જન્મ ચોરાશી લાખ, ગ્રહિ દુઃખ સહે તે તનુતણાં;
આજ્ઞા ન માની પ્રભુતણી, તે ઘોર સંકટમાં પડયા,
કલ્પાંતસુધી કર્મવશ થઈ, કાળના કરમાં ચડયા. ૧૧
સ્વામી વિમુખનું દુઃખ તે તો, જાય નહિ કોઇથી કહ્યું,
સદ્‌ગુરુ મળે નહિ જ્યાં લગી, ત્યાં લગી તે જીવે રહ્યું;
વિણ જીવ જેવો દેહ દીસે, કંથ વિણ જયમ કામિની,
પ્રભુ વિમુખ એવા જીવ જાણો શશિવિના જયમ જામિની. ૧૨
પીડા પડે પશુને ઘણી, જ્યારે હરાયુ જાય છે,
પ્રભુ વિમુખ જગમાં જીવ, જમના માર બહુ તો ખાય છે;

તેં ચિદાકાશ વિષે રહી, બ્રહ્માંડ સરજ્યાં છે બહુ,
રહે અધર તુજ સત્તાવડે, ખદ્યોત સમ ચળકે સહુ. ૧૩
મહિમા અતુલ છે તાહરો, કવિકોટિ વિધિયે ગાય છે,
અનુભવ નયન આચાર્ય આપે, તો પ્રત્યક્ષ જણાય છે;
બ્રહ્માંડની ભીતર રહેલા, દેવ બ્રહ્માદિક ઘણા,
જેમ ઉદરમાંહે કૃમિ ઉપજે, એમ તનુધર તે તણા. ૧૪
ઉત્પત્તિ પાલન પ્રલય કરવા, શક્તિ આપી જેહને,
ઈશ્વર ગણીને લોક બીજા, ભજે છે સહુ તેહને;
મહિમા અતુલ છે તાહરો, તે કોઇ જાણી ના શકે,
જે વિષે જેવી બુદ્ધિ આપી, તે સરવ તેવું બકે. ૧૫
હે નાથ તવ કરુણા કટાક્ષ, જરાક જે જનપર પડે,
મન વાણી જ્યાં પહોંચે નહિ, તે મર્મ તે જનને જડે;
હે તાત રૂપ અખંડ તારૂં, સત્ય જ્ઞાન અનંત છે,
જાણી શકે તવ કૃપાથી, જે વિમળ બુદ્ધિવંત છે. ૧૬
માગું સુબુદ્ધિ નાથ આપો ચડાવો સતમારગે,
મદ મોહ આદિ અનેક શત્રુ, કોઈ મુજને ના ઠગે;
અંતર તણા છો જાણ, માટે કહું શું શું કથી,
ત્રાતા તથા જ્ઞાતા જગતમાં, તુજવિના બીજો નથી. ૧૭
ઓ બાપ હર પરિતાપ, તતપદ આપ તું કરુણા કરી,
તું દેવ દેવ સુજાણ સમરથ, ભક્તવત્સલ છે હરિ;
આજ્ઞા સરવપર તાહરી, તે પાળતાં પ્રાણી તરે,
તે ધન્ય આ જગમાં ઘણો, જે ધ્યાન તારૂં મન ધરે. ૧૮
તું તાત સર્વે જીવનો, સહુ જીવ તારા બાળ છે,
શિક્ષા કરે રક્ષા કરે, તું સર્વનો પ્રતિપાલ છે;
ઐશ્વર્ય તારૂં અચિંત્ય છે, સર્વજ્ઞ વ્યાપક તું સદા,
છોટમતણી સ્તુતિ સાંભળી, પ્રભુ ટાળ્ય જનની આપદા. ૧૯

### સિલોગો

આદિ આરાધું દેવ અખંડ, કર્યાં જેણે છે કોટિ બ્રહ્માંડ;
જેમાં ઈચ્છાદિ શક્તિ અનંત, ગુણનો સાગર બોલે વેદાંત. ૧
છે પ્રભુનું જ્ઞાન ઉદાર, વિવિધ રચનાનો કીધો વિસ્તાર;
પહેલી સૃજી મૂળપ્રકૃતિ, વાધી તે થકી સઘળી વિકૃતિ. ૨
પૃથ્વી પાણી ને તેજ પવંન, ઉંચો આકાશે ઉપજાવ્યો ઘંન;

રવિ ચંદ્ર ને તારા અનંત, ભલી રચના રચે ભગવંત. ૩
પહેલાં પદાર્થ કીધા અરૂપ, વળતી વિચિત્ર સરજ્યાં સ્વરૂપ;
એવું કૌશલ્ય પરમ અગાધ, સહુમાં વ્યાપકદેવ અબાધ. ૪
ઈશ કર્તા છે એવો ઉત્કૃષ્ટ, સ્થાવરજંગમ સોહાવી સૃષ્ટ;
જળચર થળચર નભચર જાત્ય, ભિન્નભિન્ન છે જુજવી ભાત્ય. ૫
અંડજ ઉદ્ભિજ્જ સ્વેદજ સાર, જરાયુજનો વાધ્યો વિસ્તાર;
ચારે ખાણ્યનો રચ્યો છે ભેદ, ઈશ કર્ત્તાને વખાણે વેદ. ૬
વેદ કરે છે વખાણ જેનું, ભક્તો ભજન કરે છે તેનું;
પશુ જીવ તે પ્રભુને ન જાણે, મોહે બાંધેલા તરીલાં તાણે. ૭
મહિમા પ્રભુનો જોતાં અપાર, અગણિત ગુણ જેના દીસે ઉદાર;
ભૂમિની રજ કોયે ગણાય, તારા મંડળનું લેખું તો થાય. ૮
પરમાણુ કેરું કો કરે પ્રમાણ, વૃષ્ટિબિંદુને જાણે કો જાણ;
ઈશ્વર ગુણકેરો ન આવે અંત, એવો સમરથ એ છે ભગવંત. ૯
ગુણનું વર્ણન જે કરી ગાય, મોટા મહેશ કેરો મહિમાય;
આપ બુદ્ધિમાં જ્યાં લગી આવે, ગતિ પ્રમાણે ગુણીજન ગાવે. ૧૦
મંખીપંખીજેમઆકાશેમ્હાલે,ચાલે આયુતેમબળ જયમ ચાલે;
કવે એમજ કવિ જે કોય, જેની બુદ્ધિ તે જેટલી હોય. ૧૧
પ્રભુના ગુણોને જે પ્રાણી ન ગાય,અનૃત બોલતાં આયુષ્ય જાય;
જીભ્યા જાણો તેની દેડકા જેવી, એથી ઉપમા તે દેવાય કેવી. ૧૨
મોટી વાણી છે રસભરી માંય, કર્ત્તા કેરા ગુણ જેમાં ન કાંય;
કવિતા તે તણી વાંઝ કહેવાય, પ્રભુ ગુણવિણ પાપ નવ જાય. ૧૩
શિશ નમે ન પ્રભુને જેહ, તુંબી ફળવત્ જાણવું તેહ;
નેત્રો નિરખે ન ઈશ્વરનાં ચિત્ર, મોર પીંછસુ જાણવું મિત્ર. ૧૪
કર્ણે સુણે ન હરિકથાય, ભમરીઘરવત્ કાન કહેવાય;
પર ઉપકારને કરે ન પાણ, તરુશાખાના સરખા તે જાણ. ૧૫
દયા જ્ઞાન ને ભક્તિ ન દિલ, તેનું પેટ તે સર્પનું બીલ;
અહો ઈશ્વર તું દીનદયાળ, કરુણાસાગર પરમ વિશાળ. ૧૬
અલ્પબુદ્ધિ હું ઘણો અજાણ, વાણી મ્હારી શું કરે વખાણ;
શબ્દાતીત છો પ્રભુ સદાય, તારા ગુણ તે તો વેદાંત ગાય. ૧૭
મન વાણી ન પહોંચે માટે, શોધે અજાણ જુજવી વાટે;
સાચા આચાર્ય મળે જો જાણ, કરાવે તે પ્રભુ ઓળખાણ. ૧૮
મહાજ્ઞાનનો સમજાવે મંત્ર, તેથી જણાય કર્ત્તા સ્વતંત્ર;

ગુરુને મળવું તે એટલા સારૂ, મટે ભટકણ ભવમાં નકારૂ. ૧૯
જ્ઞાન પામ્યાનું કહું એંધાણ, વાણી જુઠું ન કરે વખાણ;
બુદ્ધિ મધ્યે છે વસ્તુનો બોધ, તેથી કરે છે સાચો તે શોધ. ૨૦
શોધે અનુભવ વાધે છે સારો, સૂઝે સમરથ સરજનહારો;
વિશ્વાધાર જો રહે વિરાજે, ત્યારે ભવભય જ્ઞાનીનો ભાગે. ૨૧
એવી દયા જો કરો દયાળ, મટે મનમાંથી વાસનાજાળ;
પ્રેમે મન રહે તમારી પાસ, એવું આપોને શ્રી અવિનાશ. ૨૨
સારો સંગ ને સત્ય વિચાર, પાપ તાપ ન વ્યાપે વિકાર;
નિત્ય આનંદમાં રહે મન, એવું માગે છે છોટમ જન. ૨૩

ત્રિભંગી છંદ

જય પરમ કૃપાળા, દીન દયાળા, જન પ્રતિપાળા જગતપતી;
જય અધમ ઉદ્ધારણ, દુઃખનિવારણ, ભવજળતારણ, હે ભક્તી.
જયજય જગકર્તા, અતિ અઘહર્તા, સૃષ્ટિભર્તા, બ્રહ્મ સહી;
અતિ અદ્‌ભુત ભારી,શક્તિ તમારી,લઘુમતિ મારી,ન જાય લહી. ૧
મંગલ ગુણધામા, પૂરણકામા, જન અભિરામા, અતુલ ગતી;
અજ અકળ અરૂપા, વિભુજગભૂપા, સત્યસ્વરૂપા, વિશ્વપતી.
તું આનંદસાગર,અતિ ઉજાગર,શુભ ગુણ સાગર, અખિલ ધણી;
જયજય ભગવંતા, અમળ અનંતા, કરુણાવંતા શક્તિ ધણી. ૨
હે અંતરજામી, તું બહુનામી, સહુ શિર સ્વામી, પરમપતી;
જય જનસુખકારી, મહિમા ભારી,નિગમ ઉચ્ચારી,અગાધગતી.
મારુત જળ ધરણી, પાવક તરણી, અદ્‌ભુત કરણી, ઉચ્ચકરી;
આકર્ષણકારી, શક્તિ પસારી, જુગ વિસ્તારી, અધર ધરી. ૩
બહુ સ્થિર-ચરજાતિ, અગણિત ભાતિ, નાતિ વિજાતિ, ભેદભરી;
તું પોખે પાળે, સહુ સંભાળે, પ્રલેકાળે, જાય ખરી.
અતિ અચરજકારી, કલા તમારી, કવિ મતિહારી, કેમ કવે;
પાખંડી આવે, તે મન ભાવે, જેને ફાવે તેમ લવે. ૪
પ્રભુ એક ન જાણે, અવર વખાણે, બહુમત તાણે, વાદ કરી;
કપટી થઇ આયા, બ્રહ્મ થપાયા, ભોળા ધાયા, હેત ધરી.
વળી તેને ઠામે, મૂર્તિ નામે, લાગ્યા કામે, લોક ઘણા;
પોતાના વંદે, પરના નંદે, એવે ફંદે, મંદ હણા. ૫
કર્ત્તા જે સાચા, એવી વાચા, બ્રહ્મસૂત્રમાં, સત્ય વદે;
બીજા બહુ કલ્પે, જૂઠા જલ્પે, ગપ્પો ભેળી, જ્ઞાન ગદે.

સમજેલા પ્રાણી, ઉરમાં આણી, લેશે જાણી, વાત ખરી;
જે જડ અભિમાની, જુઠ્ઠા જ્ઞાની, તે ધુત્તાની, જુગત નરી. ૬
જો બુદ્ધિ સુધારે, મૂળ વિચારે, કો કર્ત્તારે, વિશ્વ કર્યું;
તે લે જો જાણી, સર્વે પ્રાણી, મનમાં આણી, માની ખરૂં.
ત્યારે દુઃખ ટળશે, ભજતાં ફળશે, મુક્તિ મળશે, કામ થશે;
નીતિને રાચે, ચાલે ન્યાયે, પ્રભુને ગાયે, પાપ જશે. ૭
અગણિત ગુણ સારા, પરમ ઉદારા, તે પ્રભુ મારા, મન વસ્યા;
તું સહુનો દાતા, ભવભય ત્રાતા, વિશ્વવિધાતા, પૂર્ણ દશા.
દઢ સહુનો ધરતા, પોષણકર્તા, એથી ડરતા, સર્વ રહે;
એવી સ્તુતિ મારી, સુણજો સારી, છોટમ સારી વાત કહે. ૮

## લલિત છંદ

નિજ ઇચ્છાવડે સર્વ તું ઘડે, અવર કોઇને કેમ આવડે;
જગ વિચિત્ર તે સરજિયું તમે, પૃથક્ છે રચ્યાં તત્ત્વ તે સમે. ૧
અજ અખંડ છે એક તું હરિ, અતુલ જ્ઞાન ને શક્તિ તાહરી;
પવન પાણી ને ભૂમિ તેં કરી, અર્ક અગ્નિમાં ઉષ્ણતા ભરી. ૨
અધર ધારિયાં કોટિ અંડને, વિવિધ તેં રચ્યા પ્રાણીપિંડને;
જુક્તિએ કર્યો રંગ જૂજવા, સર્વ સ્થાવરે, સ્વાદ છે નવા. ૩
સુમનને વિષે ભિન્ન વાસના, અતિ અગાધ તું જે સનાતના;
ગગન તેં કરી મેઘની ઘટા, પવનને દળે વીજની છટા. ૪
શશિતણે બળે સિંધુ ઊછળે, શક્તિ તાહરી કોય ના કળે;
અતિ વિચિત્ર છે પંખી ને પશુ, તુજ કળા થકી વિશ્વ ઊલસ્યું. ૫
સર્વથી ભલી મૂર્તિ માનવી, સરજ્યા તમે કો ગુણી કવિ;
ભજન જે કરે તે કવિ ભલા, અવર ગોઠવે શબ્દ એકલા. ૬
સમજવંતનું ધન્ય જીવવું, અવર મંદને કે સમાવવું;
તવ કૃપાવડે જો સમું પડે, નિગમ વર્ણિયો માર્ગ તો જડે. ૭
ગુરુ મળ્યા ખરા તે જનો તર્યા, કુપથ જે ચડ્યા, તે દુઃખે ભર્યા;
પ્રભુ કૃપાળ તે વ્યોમમાં રહ્યો, લલિત છંદ આ છોટમે કહ્યો. ૮

## છપા છંદ

અજ અવિનાશી અખંડ, અંડ અગણિત કર્ત્તારા;
પાવક પાણી પવન, ધરાદિક સરજનહારા.
ઇંદુ અર્ક ગ્રહ સકળ, જલદ જગજીવન સારૂં;
સ્થિર ચર જાતિ અનંત, રચી બહુ જ્ઞાન તમારૂં.

પરમ દયાળ દયાનિધે, બ્રહ્મ સચ્ચિદાનંદમય;
ભક્તવત્સલ ભવભયહરણ, પ્રભુ જગકર્ત્તા બ્રહ્મ જય. ૧

લલિત છંદ

જગત્ આદ્ય તું અંત એકલો, ભુવનને રચી મધ્યમાં ભળ્યો;
નિગમ નિત્ય જે ગાય છે તને, શરણ રાખજે શ્રીહરિ મને. ૧
અતુલ શક્તિ ને ઈશતા ધણી, ધરણી આદિ તું સર્વનો ધણી;
ભવિજનો ભજે શ્રીપતિ તને, શરણ રાખજે શ્રીહરિ મને. ૨
મૂર્તિયંત્રમાં જીવને જડ્યા, ઘણીક જાતિના દેહ તેં ઘડયા;
અવર કો થકી એમ ના બને, શરણ રાખજે શ્રીહરિ મને. ૩
ગુણી ઘણા તને નિત્ય ગાય છે, નિત્ય ધ્યાનમાં યોગી ધ્યાય છે;
તપવડે તને જાણીયો જને, શરણ રાખજે શ્રીહરિ મને. ૪
સર્વનો પિતા તું સદાય છે, નભવિષે રહી નીર પાય છે;
પુરુષ પ્રકૃતિની તું રહે કને, શરણ રાખજે શ્રીહરિ મને. ૫
જન્મ આપતાં જોગ મેળવે, ભલ વિવેકથી તત્ત્વ ભેળવે;
તવ કળાવડે જળ વસે ઘને, શરણ રાખજે શ્રીહરિ મને. ૬
અકળ તૂજને આગમે કહ્યો, પરમ જ્ઞાનીએ પાર ના લહ્યો;
સુગમ જાણીયો સાંખ્ય યોગને, શરણ રાખજે શ્રીહરિ મને. ૭
પ્રકૃતિથી પરે તું રહે પ્રભુ, નિગમ ગાય છે વિશ્વમાં વિભુ;
છોટમે કથ્યો સ્તવનમાં તને, શરણ રાખજે શ્રીહરિ મને. ૮

હરિગીત છંદ

હે દેવ દેવ દયાળ ગુણમય, આવજો ઉર આ સમે;
જ્યમ પાપ કાંઈ ન થાય મુજથી, તેમ કરજો પ્રભુ તમે;
જ્યમ વિષયરૂપી ઝાંઝવાંમાં, મન ન ભમે માહરૂં;
કાંઈ જીભ ન કરે નિંદ્ય ભાષણ, કરે કીર્ત્તન તાહરૂં. ૧
આ નેત્ર નિર્મળ જુએ તમને, દોષ દર્શન ના કરે;
શ્રુતિ કથિત સુંદર યશ તમારા, કર્ણ નિત્ય સૂણ્યા કરે.
મુજ સર્વ ઇંદ્રિય સદાચરણે, વિશ્વપતિ વર્તાવજો;
ઉપમારહિત પ્રભુ જ્ઞાન આપી, મતિ સત ઉપજાવજો. ૨
હું વળ્યો વસ્તુ માત્ર શોધી, અજ અખંડ તમે લહ્યા;
સદ્રૂપ ઈશ્વર સર્વ કર્ત્તા, વેદ અંતે જે કહ્યા.
અતુલિત અપાર અગાધ શક્તિ, જાણી શરણે આવીયો;
છું દીન હીન અનંત અઘમય, દાસ તારો કહાવીયો. ૩

પ્રભુ આજ સુધી અજાણ માંહી,અપરાધ બહુ કીધા હશે;
તે બાપ સર્વે માફ કરજો, તાપ સહુ ત્યારે જશે.
શરણાગતોને અભયદાતા, સંત સર્વે ગાય છે;
હે ભક્તવત્સલ ભયનિવારણ, ધ્યાનમાં જન ધ્યાય છે. ૪
દુઃસંગથી દુર્વ્યસન કરતાં, પડે પ્રાણી નર્કમાં;
તે થકી મન બચાવ્ય મારૂં, કહીં ન જાય કુતર્કમાં.
હે દીનબંધુ દયાળ દાતા, સત્ય છો નિત્યે તમે;
શું અર્પિને સેવા કરૂં, જો કાંઇ નવ નીપજે અમે. ૫
જળ પુષ્પ ફળ ને ધૂપ દીપક, સર્વ કર્ત્તા તું ધણી;
તે લેઈને અર્પું તને તો, શરમ આવે છે ઘણી.
એવું વિચારી બુદ્ધિ મારી, તવ પદે અર્પણ કરી;
જયમ રાખશો ત્યમ એજ રહેશે, રખે ડગવા દો ફરી. ૬
હું અજાણ્યો મહિમા તણો, તે શોધતો તમને સહી;
આચાર્યને જઈ મળ્યો તેણે, નિગમ વચન કથા કહી.
શ્રવણાદિ સાધન નિત્ય કરતાં, નાથ તમને જાણીયા;
આનંદથી આ ગ્રંથમાં મેં, છંદ માંહી વખાણીયા. ૭
ઉપનિષદોનો અર્થ સઘળો, બ્રહ્મસૂત્રે ભાળીઓ;
મહિમા તમારો વિશ્વમાં, વિલસી રહ્યો તે ન્યાળીઓ.
આચાર્ય કેરા વચનથી, પ્રભુ પ્રગટ સઘળે પેખીયા;
આનંદરૂપી છોટમે, પ્રભુ દિવ્ય દૃષ્ટે દેખીયા. ૮

ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે બ્રહ્મસ્તુતિવર્ણને દશમોઽધ્યાયઃ

## અધ્યાય ૧૧ મો—વિવેકવર્ણન

દોહા

હવે કહો ગતિ જીવની, દેહાંતે ક્યાં જાય;
કર્મ કરે આ લોકમાં, તેનું ફળ શું થાય. ૧
પ્રશ્ન બટુકે પૂછીયું, એજ પ્રમાણે આજ;
વિસ્તારી વર્ણન કરો, જ્ઞાની ગુરુ મહારાજ. ૨
પંચ ગતિ છે જીવની, કર્મ થકી તે થાય;

પરમ ગતિ છે પાંચમી, તે પામ્યે સ્થિર થાય. ૩

ચોપાઈ ત્રિતાલ

પહેલી નર્કગતિ છે જાણ, બીજી તિર્યંચ છે પરમાણ;
ત્રીજી માનવ ગતિ કહેવાય, ચોથી સ્વર્ગ ગતિ વરણાય. ૧
પરમ ગતિ છે પાંચમી, પામે કર્મ તણા ઉદ્યમી;
પહેલી નર્ક ગતિ છે જેહ, પાપી જન પામે છે તેહ. ૨
એક નર્ક નામે છે લોક, પાપી ત્યાં પામે છે શોક;
પૂરી સંયમની છે જ્યાંય, ધામ ધર્મરાયનું ત્યાંય. ૩
ચિત્રગુપ્ત છે દફતરદાર, સહુ લેખ તણો લખનાર;
જમદૂત છે જમના પાળા, મહાક્રૂર ભયંકર કાળા. ૪
ઉંચાં રોમ વિકટ મુખ દંત, લાવે ઝાલીને જીવ અનંત;
મારે માર કરી ઘણી રીસ, જીવ પાડે છે ચીસે ચીસ. ૫
ત્રાહિ ત્રાહિ કરે છે પુકાર, તોય મારે છે માર અપાર;
પ્રભુ આજ્ઞા કરી જેણે ભંગ, તેનાં નાખે ઉતરડીને અંગ. ૬
જીવ કેરો છે સૂક્ષ્મ દેહ, સહુ કર્મનો કર્ત્તા તેહ;
તેનું અંગુષ્ટમાત્ર પ્રમાણ, સુખદુઃખ તણો તે જાણ. ૭
એનાં અજરામર છે અંગ, તેનું નામ છે વાસનાલિંગ;
જાય પાપી તજી સ્થૂલદેહ, જમકિંકર ઝાલે તેહ. ૮
બહુ મારે મરી નવ જાય, એવું નારક તનુ કહેવાય;
પાપ પુણ્ય કર્યાં હોય જેહ, તહીં યાદ કરાવે તેહ. ૯
પાપ કર્મના દેવા દંડ, ત્યાંહાં સરજેલા છે બહુ કુંડ;
ગુદ વૈરાટ કેરૂ જ્યાંય, નરકો સરજેલાં છે ત્યાંય. ૧૦
પાપી દેખી જાય છે ધ્રુજી, કર્યાં કર્મ આવે છે સૂજી;
અરે હાય હવે શું થાશે, દુઃખ દારુણ કેમ ખમાશે. ૧૧
રૂવે કરગરે લાગે પાય, જરા જમને દયા નવ થાય;
જમરાય વદે છે એવું, તમે ભોગવો કીધું જેવું. ૧૨
વેદ આજ્ઞા પ્રભુની જેહ, તમે ભંગ કરી છે તેહ;
તમે સાંભળ્યા નાસ્તિક ગ્રંથ, માન્યો પાખંડીનો પંથ. ૧૩
હિંસા દ્રોહ નિંદા ને ચાડી, જુઠાબોલા અધર્મી અનાડી;
ચોર જાર ને પરધનહર્તા, તમે દોષ થકી નહિ ડરતા. ૧૪
તમે ભોગવો પાપ તમારૂં, એમાં જોર ન ચાલે અમારૂં;
પ્રભુ આજ્ઞાતણે વશ અમે, માફ કરી શકીયે નહિ ક્યમે. ૧૫

તમે માનવની તનુ પામી, થયા લંપટ લૂણહરામી;
કોટિ વાર આવો આ ઠાર, નથી લાજ તમોને લગાર. ૧૬
એમ ધર્મરાય તહાં કહે છે, પછી દૂતોને આજ્ઞા દે છે;
ચૌદ કોટિ ભયંકર એવા, દેખી જીવ ડરે છે તેવા. ૧૭
એક વારે પડે છે માર, પછી જીવ કરે છે પોકાર;
ઘણું રૂવે વળી પસ્તાય, હવે કોણ કરે અહીં સ્હાય. ૧૮
ધર્માચાર ને પ્રભુને ભૂલ્યો, ખોટા વિષય દેખીને ફૂલ્યો;
કર્યાં કુકર્મ ઘરમાં ઘણાં, ફળ પ્રગટ થયાં તે તણાં. ૧૯
પરદારા ને પરધન હરતો, છળ ભેદ નિરંતર કરતો;
એવાં કર્મ કર્યાં મેં કહીં, તેથી આવ્યો ભોગવવા અહીં. ૨૦
એમ પાપી ઘણા વલવલે, તેને સહાય નહિ તે પલે;
કહે નરક અઠ્ઠાવીસ જેહ, પાપી હોય પડે છે તેહ. ૨૧

**દોહા**

ઉલટા પ્રભુ આજ્ઞા તજી, ચાલે છે જન કોય;
નરક અઠાવીસ ભોગવે, જમપુરમાંહે સોય. ૧
જે જે વસ્તુ પારકી, ચોરીને લે જેહ;
તામિસ્ર નામે નરકમાં, જીવ જાય છે તેહ. ૨
મારી નાખી માનવી, ધન દારા લઈ જાય;
અંધતામિસ્ર નરકનું, તે નરને દુઃખ થાય. ૩
દુઃખકારી બહુ જીવનો, ધરે ઘણો અહંકાર;
રૌરવ નામા નરકમાં, પડે તેહ નિર્ધાર. ૪
ઉદર ભરે જે આપનું, ન કરે પર ઉપકાર;
ઘણા ગર્વથી ખાય છે, મહા રૌરવનો માર. ૫
દયા ધરે નહિ દુર્મતિ, સહસા મારે જીવ;
તે નર નિશ્ચય ભોગવે, કુંભીપાક સદૈવ. ૬
માત તાત કે ગુરુ તણો, દ્રોહ કરે જે કોય;
જમને દ્વારે જાય છે, કાળસૂત્રમાં સોય. ૭
સદાચરણ ના આચરે, કર્તા બ્રહ્મ ન ગાય;
તે પાખંડી પંથના, અસિપત્રમાં જાય. ૮
જે અધિકારી રાજના, કરે ન સાચો ન્યાય;
તે સૂકરમુખ નરકમાં, બહુ દુઃખવંતો થાય. ૯
દેહવંતને કાપતાં, મનમાં નાવે ત્રાસ;

તે પામે જમપૂરમાં, અંધકૂપમાં વાસ. ૧૦
અન્ન ન આપે કોયને, ભરે એકલો પેટ;
કૃમિભોજન માંહે પડે, પેટભરો જન હેઠ. ૧૧
ઘર કોચે જે કોઈનું, વાટે લૂંટી ખાય;
પરધનની ચોરી કરે, તે સંદંશે જાય. ૧૨
વ્યભિચારાદિક જે કરે, નર હોય અથવા નાર;
તપ્તભૂમિ તે ભોગવે, ધર્મરાયને દ્વાર. ૧૩
કામી કામાતુર થઈ, પશુ આદિકનો સંગ;
કરે શાલ્મલીકંટકે, વિંધે તેનાં અંગ. ૧૪
ખંડે રાજમર્દે કરી, સુધર્મ સેતુ જેહ;
વૈતરણી દુઃખ ભોગવે, જમપુરમાં જઇ તેહ. ૧૫
સંગ કરે વેશ્યા તણો, નિર્લજ્જ થઇને નીચ;
તેહ પડે પૂયોદમાં, દુર્ગંધીને કીચ. ૧૬
જીવ હણે બહુ જાતિના, કે જન લૂંટે ગામ;
તે પામે જમપુર વિષે, પ્રાણરોધનો ઠામ. ૧૭
ધર્મ કરે બહુ દંભથી, હોમે જીવો જેહ;
વિષ અશન તે ભોગવે, જમપુર માંહે તેહ. ૧૮
પરણી નારી પરહરી, કરે ઘણો વ્યભિચાર;
લાલભક્ષ તે ભોગવે, તે અંતે નિર્ધાર. ૧૯
ઝેરે મારે જીવને, લૂંટે બાળે ગામ;
સારમેયાદન દુઃખમાં, અંતે તેનો ઠામ. ૨૦
જુઠી પૂરે સાહેદી, લે લોકોની લાંચ;
તે નર અંતે ભોગવે, અવિચી દુઃખની આંચ. ૨૧
મદ્યપાન જે નર કરે, નારીને વળી પાય;
તે પામે અયપાનને, જમપુરમાં દુઃખ થાય. ૨૨
વેદ ધર્મ આચારથી, ઉલટો ચાલે જેહ;
ખારા કર્દમમાં પડે, અંતે જઇને તેહ. ૨૩
માણસ મારે જીવતું, દેવી ભૈરવ કાજ;
રક્ષોગણના દુઃખમાં, નાખે જમનો રાજ. ૨૪
ઘાત કરે વિશ્વાસનો, આપી મોટી આશ;
શૂલપ્રોત દુઃખ ભોગવે, સંજમનીમાં વાસ. ૨૫
ભય ઉપજાવે જીવને, હરે સર્વનું સુખ;

તે નર અંતે ભોગવે, દ્વંદ્વ શૂકનું દુઃખ. ૨૬
રૂંધે જીવતા જીવને, અકળાવી જન દુષ્ટ;
તે જમપુરમાં ભોગવે, અવટરોધનું કષ્ટ. ૨૭
ક્રોધ દૃષ્ટિએ જે કરે, ભિક્ષુકનું અપમાન;
પર્યાવર્ત્તન દુઃખને, પામે તેહ નિધાન. ૨૮
કૂડ કપટ ને પાપથી, દ્રવ્ય મેળવે જેહ;
શૂચીમુખ દુઃખ ભોગવે, જમપુરમાં જન તેહ. ૨૯
અપરાધીને દંડવા, નીતિ ચલાવણ કાજ;
ઉભય લોકમાં ઈશ્વરે, નિર્મ્યાં છે એ રાજ. ૩૦
પ્રસિદ્ધ કે છાનું કરે, પણ પાપી દંડાય;
પ્રસિદ્ધ દંડે ભૂપતિ, છાનાને જમરાય. ૩૧

ચોપાઈ ત્રિતાલ

બીજી તિર્યંચ ગતિ જેહ, પાપ પુણ્યથી પામે તેહ;
માનવ વિણ જાતિ જેહ, નામે તિર્યંચ કહીએ તેહ. ૧
એ તો જીવને બંધન સહુ, સુખ થોડું ને દુઃખ છે બહુ;
તિર્યંચો તામસી દેહ, અન્યોઅન્ય લડે છે તેહ. ૨
એક એકનું ભક્ષણ કરે, કોઇ મૃગયા માંહે મરે;
કરી વાહન ખેડે લોક, માર ખાય ને પામે શોક. ૩
તરુ, તિર્યંચને સહુ કાપે, પામે દુઃખ તે પૂરે પાપે;
ઘણાં પાપ થયાં હોય જેને, મળે તિર્યંચનાં દુઃખ તેને. ૪
વધ બંધન આદિ અપાર, દુઃખ તિર્યંચને નિર્ધાર;
ત્રીજી માનવ ગતિ કહે છે જેહ, પામે કર્મથી જંતુ તેહ. ૫
ઉંચાં કર્મ કરેલાં હોય, પામે માનવની ગતિ સોય;
તેમાં સાધન સઘળાં થાય, વળી સ્વર્ગે કે નર્કે જવાય. ૬
ભક્તિ બ્રહ્મતણી તેમાં થાય, છેલ્લી મોક્ષગતિમાં જાય;
ચોથી સ્વર્ગગતિ મુનિ કહે છે, પુણ્યવંત તે સ્વર્ગે રહે છે. ૭
જ્યાં છે દેવતણાં બહુ ધામ, સ્વર્ગલોક છે તેનું નામ;
શિશ વૈરાટ કેરૂં જ્યાંય, રચી રાખ્યા દેવોને ત્યાંય. ૮
પહેલી સૃષ્ટિ રચી કર્ત્તારે, દેહ દેવો તણા રચ્યા ત્યારે;
નહિ નિર્દયતા પ્રભુમાંય, દુઃખરહિત કર્યા સહુ ત્યાંય. ૯
શોક મોહ જરા ને મર્ણ, ભૂખતરસ રહિત શુભ વર્ણ;
ખટ ઉર્મી રહિત સૌ કીધા, વળી શિરપાવ બીજા દીધા. ૧૦

અષ્ટમહાસિદ્ધિ ત્રિકાલિકજ્ઞાન,સત્યસંકલ્પ ને ગુણવાન;
એવી ઉત્તમ પદવી દીધી, પછી આજ્ઞા ઈશ્વરે કીધી. ૧૧
વિશ્વવાડી છે મારી જેહ, તમે રક્ષણ કરજો તેહ;
મારી આજ્ઞામાં વર્તશો જ્યારે, સદા રહેશો સુખી ત્યારે. ૧૨
થશે પાપના કર્ત્તા જેહ, પામે લખચોરાસીના તે દેહ;
થયો અપરાધ વળતો જેનો, કમી દેવોમાં દેહ થયો તેનો. ૧૩
ઉંચી પદવીએ હુતા જેહ, નીચી પદવીમાં નાખ્યા તેહ;
દિવ્ય ગુણો થયા પછી ઓછા,શુદ્ધ દેવો થકી થયા છોછા. ૧૪
ખટ ઉર્મી વળગી જ્યારે, કર્મ કરવા લાગ્યા સૌ ત્યારે;
ઈર્ષા પતન વિયોગ સંતાપ,યુદ્ધ કરતાં તે વળગ્યું પાપ. ૧૫
નડે આપત્તિયો બહુ એવી,શુદ્ધ અમરોને ના નડે તેવી;
પ્રભુ આજ્ઞા યથારથ માની, તેથી ના થઇ દૈવત હાની. ૧૬
તે તો દેવ અખંડિત જાણો, કર્મી દેવ તે ખંડિત માનો;
નર ભૂતળે પુણ્ય કરે છે, કર્મી દેવનો દેહ ધરે છે. ૧૭
સુખપુણ્ય પહોંચ્યા લગી થાય,ક્ષીણ પુણ્યે ભૂતલમાં જાય:
એવી સ્વર્ગગતિ મુનિ ભાખે, પુણ્યવંતને તેમાં રાખે. ૧૮
હવે મોક્ષગતિ કહુ છેલ્લી, ધર્મવંત ભક્તને સહેલી;
વિના મોક્ષગતિ ચારે જેહ, જાણો બંધન સઘળી તેહ. ૧૯
મરે અવતરે વારંવાર, મળે સુખ દુ:ખ કર્માનુસાર;
જ્ઞાન બ્રહ્મનું થાય છે જેને, મળે મોક્ષગતિ શુભ તેને. ૨૦
નરદેહ ધરી જન જેહ, કરે મોક્ષનું સાધન તેહ;
ચારે ગતિયોથી છૂટો થાય, ભક્ત બ્રહ્મવિષે ભળી જાય. ૨૧
મળે મોક્ષતણી ગતિ જ્યારે, ઠરી ઠામ રહે તે ત્યારે;
ફરી પામે નહિ અવતાર, બ્રહ્માનંદ લહે નિર્ધાર. ૨૨
જળકર્મ શુભાશુભવડે, ચડે ઉંચો ને નીચો પડે;
ઘટમાળા ફરે છે જેમ, ફરે જીવ નિરંતર તેમ. ૨૩
નાસી વસ્તુ માને અવિનાશ, તેથી અંતે મળે દુ:ખરાશ;
પ્રભુ ભૂલી અવરને ભજે, તેણે દુ:ખ ન ભાગે રજે. ૨૪
સાચો જાણીને સરજનહાર, ભજે તેથી પામે ભવપાર;
પુણ્યકર્મથી ચોખ્ખો થાય, મળ પાપરૂપી બળી જાય. ૨૫
કરે યોગ બ્રહ્મનો જ્યારે, મળે સાયુજ્ય મુક્તિ ત્યારે;
કહી મુક્તિ ચતુર્ધા જેહ, દેવલોકવિષે હોય તેહ. ૨૬

તેનું સારૂપ્ય સાલોક્ય નામ, વળી સામીપ્ય સાયુજ્ય ઠામ;
રૂપ દેવ સરીખું હોય, નામ સારૂપ્ય મુક્તિ સોય. ૨
દેવલોકવિષે જઈ રહે, તેને સાલોક્ય મુક્તિ કહે;
મળે દેવની પાસે ઠામ, તેનું સામીપ્ય મુક્તિ નામ. ૨
દેવરૂપવિષે ભળી જાય, તેને સાયુજ્ય મુક્તિ કહેવાય;
હોય દેવઉપાસક જેહ, એવી મુક્તિ પામે છે તેહ. ૨
જન બ્રહ્મ ઉપાસે જ્યારે, ભળે બ્રહ્મવિષે જઈ ત્યારે;
બ્રહ્મ સાયુજ્ય એનું નામ, પરમાનંદ કેરૂ ધામ. ૩
જેમ સરિતાઓ સિંધુમાં મળે, એમ જીવ બ્રહ્મમાં ભળે;
દેવલોકવિષે જે જાય, મહાપ્રલયે તે બ્રહ્મ સમાય. ૩
બ્રહ્મમુક્તિ રજુ છે પંથ, દેવમુક્તિ કુટિલ ભણે ગ્રંથ;
રજુ માર્ગ તે શ્રેષ્ઠ કહેવાય, જાય તે જન સુખીયો થાય. ૩

ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે પંચગતિવર્ણને એકાદશોઽધ્યાય

---

## અધ્યાય ૧૨ મો–વિવેકવર્ણન

### દોહા

વિવેકના વર્ણનતણી, સુણવા ઇચ્છા થાય;
ભક્ત બકોરે પૂછીયું, તેનો ઉત્તર થાય. ૧
સઘળા સદ્‌ગુણ હોય પણ, જો નવ હોય વિવેક;
નૃપનો નાશ થયા પછી, જોદ્ધ લડે નહિ એક. ૨
સત્ય· દયા ને શીલતા, આદિક જોદ્ધ સુજાણ;
એક વિવેક ન હોય તો, કહે છે પરમ અજાણ. ૩
પ્રધાન પંડિત ભૂપતિ, હોય અન્ય અધિકાર;
એક વિવેક વિના સહુ, જ્ઞાની ગણે ગમાર. ૪
ભાષાઓ જાણે ભલી, કથે કથા કવિ કોય;
એક વિવેક વિના પશુ સમ જાણે જન સોય. ૫
ઉંચી પદવી ઉંચ કુળ, ઉત્તમ ભોગ વિલાસ;
એક વિવેક વિના સહુ, જશનો કરે વિનાશ. ૬
હોય કવિ કે અનુભવી, જ્ઞાની ધર્માધ્યક્ષ;

છોટમ કહે વિવેક વિણ, કોય ન માને દક્ષ. ૭
સમય પ્રમાણે ચાલવું, સમય શોભતી રીત્ય;
સમય પ્રમાણે બોલવું, ગુણ જોઈ કરવી પ્રીત્ય. ૮
કો કાળે કરવું નહિ, પૂજ્ય તણું અપમાન;
ગુણનો બદલો આપવો, પાત્ર દેખીને દાન. ૯
લેવું દેવું ખર્ચવું, જે જે કરવું કામ;
સમય દેખી કરવું સહુ, વિવેક તેનું નામ. ૧૦
બે વાનાં છે એકઠાં, એક દૂધ ને નીર;
પાણી પાણી પરહરી, હંસ પીયે છે ક્ષીર. ૧૧
સરજેલું સૃષ્ટિ વિષે, ભેળું સારાસાર;
સાર વિવેકી સંઘરે, લે છે અધમ અસાર. ૧૨
ગુણ ને અવગુણ સર્વમાં, કર્મવડે નિર્ધાર;
ચતુર પુરુષ તે ગુણ ગ્રહે, અવગુણ ગ્રહે ગમાર. ૧૩
માંખ ભખે દુર્ગંધને, મધુકર લે મકરંદ;
સદ્‌ગુણ ગ્રાહક સદ્‌ગુણી, દુર્ગુણ લે મતિ મંદ. ૧૪
વણ વાવ્યાં વણ સિંચીયાં, ઉછરે કંટક લક્ષ;
વાવે સિંચે સાચવે, ઉછરે ઉત્તમ વૃક્ષ. ૧૫
અણશીખ્યા આવી મળે, અવગુણ ને અવિવેક;
શીખ્યાથી સહુ સાંપડે, સદ્‌ગુણ ને સુવિવેક. ૧૬
અંધારૂં આપે બને, પ્રયત્નવડે પ્રકાશ;
સહજ અવિદ્યા સર્વમાં, વિદ્યા સદ્‌ગુરુ પાસ. ૧૭
સુખ આવે અવગુણ વધે, દુઃખમાં વધે વિવેક;
નિર્ભય હોયે જીવ જે, કરે કુકર્મ અનેક. ૧૮
વિદ્યા ધન કે રાજપદ, મોટા જનનું માન;
નીચ શકે નહિ જીરવી, કરે ધર્મનું જાન. ૧૯
પાપી નર પામે કદી, વિદ્યા ધન સુખ રાજ;
કરે પરાજય પુણ્યનો, સજે નર્કનો સાજ. ૨૦
વિદ્યા સદ્‌ગુણ શીખવા, કરવો નિત્ય સુસંગ;
એથી સુકૃત ઊપજે, પ્રભુશું લાગે રંગ. ૨૧
સદાચરણ સંયુક્ત જે, સદ્‌ગુરુ સાચા હોય;
જે જાણે વેદાર્થને, આરાધો જન સોય. ૨૨
શોભા વાધે સુમનની, જો ગુણથી વિંધાય;

વણ વિંધેલાં પુષ્પ તે, વાયે ઉડી જાય. ૨૩
નગુરા નરમાં ગુણ કદી, વસે નહિ કરી વાસ;
હોય ઘણો પટ હીંગનો, બગડે તહાં બરાસ. ૨૪
સારો રસ છે શેલડી, જો પૂરી પીલાય;
ગોળ ખાંડ ને શર્કરા, એ ફળ એનાં થાય. ૨૫
ગુણ આવે કસણી સહે, સો વાતની એક વાત;
હીરાની કિંમત વધે, સહે ઘણ તણી ઘાત. ૨૬
ગુરુજનની કસણી સહે, ગુણ આવે નિર્ધાર;
કાષ્ઠ તણી કિંમત વધે, છોલે સરસ સુથાર. ૨૭
કસણી સહે સિલાટની, પથ્થર પ્રતિમા થાય;
ઉત્તમ ગુરુ ઉપદેશથી, દેવ થઇ પૂજાય. ૨૮
ઉત્તમ કેળવણી થકી, વિવેક છે ઉત્કૃષ્ટ;
ગુરુની કેળવણી વિના, ભૂંડ થકી તે ભ્રષ્ટ. ૨૯
શિક્ષકની શિક્ષા થકી, વાનર લહે વિવેક;
મર્કટ નટની શીખથી, કરે ચરિત્ર અનેક. ૩૦
હય હાથી આદિક પશુ, ઉંટ બળદની જાત;
શિક્ષકને હાથે ચડે, ગુણ શીખે બહુ ભાત. ૩૧
જડ ને ચેતન માત્રમાં, જોજો કરી વિચાર;
કેળવણીથી ગુણ વધે, એજ ખરો સુવિચાર. ૩૨
કેળવણીથી સર્વમાં, આવે ગુણ ને જ્ઞાન;
નહિ કેળવણી નરવિષે, તેજ બને હેવાન. ૩૩
કેવળણીથી અન્નનાં, બને પ્રચુર પકવાન;
કેળવણીથી ક્ષેત્રમાં, પાકે ખાસાં ધાન. ૩૪
જન્મ થકી જીવત લગી, રહે ગુરુને આધીન;
બુદ્ધિ માંહે જ્ઞાન ગુણ, નિત નિત વધે નવીન. ૩૫
નીચી કરણી જે કરે, તેજ નીચ થઇ જાય;
ઉંચી કરણી આચરે, ઉંચી પદવી થાય. ૩૬
નાની હોયે રીંગણી, બીજ ધુવે બહુ વાર;
વિધિયે તેને વાવતાં, ફળ હોય ઘણાં ઉદાર. ૩૭
છોટમ બુદ્ધિ સુધારતાં, આવે એક વિવેક;
બુદ્ધિ બગડયે લાજનો, અનરથ કરે અનેક. ૩૮

છપા છંદ

જેમાં હોય વિવેક, સર્વમાં શોભા તેની;
જેમાં હોય વિવેક, કરે સહુ કીર્તિ એની.
જેમાં હોય વિવેક, મનુષ્યમાંહી તે મોટો;
જેમાં હોય વિવેક, બોધ તે ન કરે ખોટો.
ડહાપણવડપણ શાણપણ, વિવેકમાં સર્વે વસ્યું;
કહે છોટમ સર્વે લોકમાં, નહિ વિવેક તે નરપશુ. ૧

મોટી વસ્તુ વિવેક, ઈશ્વરે જેને આપી;
સદ્‌ગુણ આવે સર્વ, પુરુષ તે હોય પ્રતાપી.
શોભે વિદ્યા જ્ઞાન, વિવેકી જન મન સાચું;
જેમાં નહિ વિવેક, કામ તેનું છે કાચું.
જ્ઞાની પંડિત ને ગુણી, નાતપતિ કે નરપતિ;
છોટમ એક વિવેક વિણ, મનુષ્ય કહે મૂરખમતિ. ૨

હોય વિવેકી રાય, સર્વ તે દેશ સુધારે;
સભા વિવેકી હોય, અનીતિ કરતાં વારે.
ભણ્યો વિવેકી હોય, વચન સહુ તેનું પાળે;
ગુરૂ વિવેકી હોય, ધર્મ સાચો સંભાળે.
નાત જાત નરનારમાં, વિવેક ગુણ મોટો બહુ;
જ્ઞાન દાન સન્માન વિધિ, છોટમ તે સમજે સહુ. ૩

કુંડળિયા છંદ

સંજીવન વિદ્યા ભણ્યા, ત્રણે મિત્ર જન જેહ;
એક વિવેક વિના જુઓ, ગયા જીવથી તેહ.
ગયા જીવથી તેહ, સિંહ સંજીવન કીધો;
ચેત્યા નહિ અચેત, પ્રાણ ત્રણેનો લીધો.
કહે છોટમ અવિવેક, એજ કારણથી નિંદ્યા;
ત્રણે મિત્રજન તેહ, ભણ્યા સંજીવન વિદ્યા. ૧

ઔષધ કરતાં અન્યનું, અંધ થઈ ગયો એક;
વિષ વાપરતાં વૈદ્યને, ન રહ્યો કાંઈ વિવેક.
ન રહ્યો કાંઈ વિવેક, ઝેરની જ્વાળા લાગી;
નેત્રે થયો નિરંધ, ભૂલ્યમાં ભમ્યો અભાગી.
છોટમ ખોટો સંગ, એ થકી રહીએ ડરતાં;

અંધ થઇ ગયો એક, અન્યનું ઓસડ કરતાં. ૨

ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે વિવેકવર્ણને દ્વાદશોઽધ્યાયઃ

# અધ્યાય ૧૩ મો—વહેમનિરૂપણ

સોરઠા

પૂછે પ્રશ્ન ખકોર, વહેમતણી જે વાર્તા;
શાથી માણસ ઢોર, જેવા થઇ જગમાં ફરે. ૧
વહેમતણી કહુ વાત, ભોળા નર જેથી ભમે;
સાચ તજી સાક્ષાત્, જુઠાને તે સત્ કહે. ૨
તેને કહીએ વહેમ, ભૂલે નર નિજ ભ્રાંતિથી;
સાચું જૂઠું એમ, જૂઠાને સાચું ગણે. ૩
છાદનને વિક્ષેપ, ઉભય શક્તિ અજ્ઞાનની;
કંચન કાદવ લેપ, સાચ ન સૂઝે છાદને. ૪
જેવો રજ્જુ ભુજંગ, વિક્ષેપે બીજું લહે;
અધિકું ધ્રુજે અંગ, ભય પામે તે દેખતાં. ૫
તનમાં આવે તાવ, સમજી એવા સાપને;
દેખે કંઈ દેખાવ, ભયથી મનમાં ભ્રમ થતાં. ૬
સંશય ભ્રાંતિ વહેમ, એ દૃષ્ટાંતે ઓળખો;
કવિઓ બોલે એમ, નામ ત્રણે અજ્ઞાનનાં. ૭

દોહા

માણસ જાતાં મારગે, દિગ્ભ્રમ કોઈને થાય;
પૂરવને પશ્ચિમ ગણી, અવળે પંથે જાય. ૧
જાતાં તડકે ઝાંઝવાં, જાણે જળ દેખાય;
મૂરખ મર્મ ન પારખે, પ્રીને પીવા જાય. ૨
જંગલમાં કોઈ ઝાડનું, દેખે થડનું ઠુંઠ;
ચોર ગણી ચિત્તમાં ડરે, માને સાચું મૂઢ. ૩
અંધારે કોઈ એકલો, દેખે કાંઇ દેખાવ;
ભ્રાંતિ થાય જો ભૂતની, સારો ફરે સ્વભાવ. ૪
એ લક્ષણ અજ્ઞાનનું, વેગે ઉપજે વહેમ;
ભોળા જીવ ભમે ઘણા, અજાણ સઘળા એમ. ૫

વહેમીની વાટે જતાં, સારા શકુન ન હોય;
પેસે ચિંતા પેટમાં, કાજ સરે નહિ કોય. ૬
માણસ જો માંદો પડે, બાળક બૈરૂ હોય;
જતી ભુવા જાદૂગરા, ધન ધૂતિ લે સોય. ૭
કોઇ ડાકણ વળગી કહે, કોઇ કહે વળગ્યા વીર;
વહેમી તેને વશ પડે, અવળું લહે અધીર. ૮
જાદુગરની જાળમાં, વહેમી પડે વિશેષ;
ભ્રાંતિ ઘાલે ભૂતની, સહે સદા તે ક્લેશ. ૯
કોઇ હસ્તચાલન કરી, ખરો બતાવે ખેલ;
તેમ રાજા થઇ તેલીયો, ભાખે નિરખી તેલ. ૧૦
નામ કહે નરનારીનાં, અચરત ઉપજે એમ;
ભોળાને તે ભોળવે, વસમો ઘાલી વહેમ. ૧૧
દેવી ગ્રહ પૂર્વજ તણા, દંભી બોલે દોષ;
વહેમી લોકો વિધિ કરે, થાવા સુખ સંતોષ. ૧૨
બાધાઓ રાખે બહુ, ખરૂં ગણીને એમ;
પડે ન જો નિજ પાધરૂં, ચૂક પડી કહે એમ. ૧૩
દુઃખીયો થઇ દોદિશ ફરે, અનેક માને દેવ;
નાક ઘસે નીચો પડી, સાચી કરતો સેવ. ૧૪
ભક્તિ નહિ ભગવંતની, કુકર્મ તજે ન કાંય;
વહેમી વશ થઇ ધૂર્તને, તરત નમે જઇ ત્યાંય. ૧૫
માથે બહુ મોટી જટા, ખૂબ લગાવી ખાખ;
બતાવતો કીમિયા ઘણા, લોક મળે ત્યાં લાખ. ૧૬
સેવા સાચા ભાવથી, વહેમી કરે વિશેષ;
ધૂત્તા અવધૂત્તા બને, લોક ન સમજે લેશ. ૧૭
વહેમી સઘળા વિશ્વના, ઢોંગીથી ધૂતાય;
અજ્ઞાની જન આંધળા, ખળ તેનું ધન ખાય. ૧૮
વરની વિદ્યા ના ગણે, કે ઉંચું કુળ સોય;
દુર્જનને દે દીકરી, કે ભિખારી હોય. ૧૯
વેદધર્મ સમજે નહી, કલ્પિત ચાલે કાજ;
સરસ સુધારો ના સજે, વહેમે આવે વાજ. ૨૦
વિદ્યા સુકળા શીખવા, વહેમી ન જાય વિદેશ;
સમય જોઇ સમજે નહી, કો દિન પામે ક્લેશ. ૨૧

દે નહિ ભણવા દીકરી, કલ્પે કૂડા વહેમ;
સુધરે પોતાની પ્રજા, એમ ન ઉપજે પ્રેમ. ૨૨
બુદ્ધિ બગડે વહેમથી, જડ થઇ જાય જરૂર;
સત્ય વાત સૂઝે નહિ, ભ્રમણ કરે ભરપૂર. ૨૩
વહેમે થાયે વિસ્મૃતિ, શુદ્ધ રહે નહિ સાન;
નર વિચારથી ના જુએ, તે નિશ્ચય નાદાન. ૨૪
વિકળ થાય તે વહેમથી, કરે કુતર્ક અનેક;
સાચ જૂઠ સમજે નહિ, અલ્પમતિ અવિવેક. ૨૫
સાચા ગુરુ શોધે નાહ, સમજે નહિ સદ્‌ગ્રંથ;
મતલબીયા ગુરુને મળે, પળે વહેમને પંથ. ૨૬
પંથતણા રચનારનું, નિત્ય જપે જે નામ;
ઠગબાજીના ઠાઠમાં, ક્યમ સુધરે જન કામ. ૨૭
ચાલે અંધ પરંપરા, ભૂલ્ય ભરેલી ચાલ;
ડાહ્યા જેવા દેખીયે, માંહી મળે નહિ માલ. ૨૮
વહેમ ટળે સુવિચારથી, સાચો જેનો શોધ;
ઈશ્વરને તે ઓળખે, છોટમનો એ બોધ. ૨૯

છપા છંદ

કોઈ હિમાળે હાડ, ગતિહીણા જઈ ગાળે;
કોઈ રાજાની સાથ, દાસ દાસીને બાળે.
કોઇ કૈલાસે જવા, પહાડપર ચઢી પડે છે;
કોઇ જોગી જીવતા, ભૂમિની માંહ્ય ગડે છે.
કોઈ કમળપૂજા કરી, શિવ ઉપર જઈ શિર ધરે;
છોટમ અંધપરંપરા, વહેમીજન એવું કરે. ૧
કોઇ કરે નહિ સ્નાન, મલિન મારગમાં વહે છે;
કોઇ પૂજે છે ઘોર, કોઇ નરને પ્રભુ કહે છે.
અવગતિ પામી નારી, શિકોતર દેવી સ્થાપી;
જીવ હણ્યો તે ઠાર, પશુ જેવા જન પાપી.
પીયે ખાય મધુ માંસને, ધર્મહીણ ધૂણે સહી;
છોટમ જે જન જડ મતિ, માને તે માતા કહી. ૨
કો પાપી પરનારી, પડે લઇ ગંગા માંહી;
કો કાશીમાં જઈ, મુકાવે કરવત ત્યાંહી.
કો દેવળમાં જઇ, કરે લાંઘા ફળ લેવા;

મુવા પછી કહે મોક્ષ, પશુ તે પામર જેવા.
કોય જજ્ઞમાં જીવને, અન્ન આદિક હોમે બહુ;
છોટમ ચેતન આત્મા, તેના દ્રોહી એ સહુ. ૩

વામી જન છે જેહ, દયા નહિ દિલમાં તેને;
કૌલ કુકર્મી હોય, જરા સુવિચાર ન જેને.
કાપાલિક બહુ ક્રૂર, અઘોરી અવળા ચાલે;
રાસ કથા કહી કોઇ, પરસ્ત્રી સંગે મ્હાલે.
ખળ પાપથકી નવ ઓસરે, ચોરી જારી આચરે;
કહે છોટમ એવા જડમતિ, જન નર્કે તે સંચરે. ૪

ભારે જગમાં ભૂલ, કોય તે શંકે ન કાઢી;
વહેમભરી મનમાંહિ, પડી છે ગ્રંથી આડી.
પૂજે ચિત્ર અનેક, ખરા ચેતનને ખંડે;
વાંચે ઠગના ગ્રંથ, ઠગેલા ધૂર્ત પ્રચંડે.
જન વેદમાર્ગ માને નહિ, પાખંડી પંથે પડ્યા;
કહે છોટમ જન વહેમે ભર્યા, અવળે પંથે તે વળ્યા. ૫

સદ્ગુરુ મળે સહાય, વ્હેમ સહુ તેજ વિદારે;
મોટો આપી મંત્ર, વેદનું જ્ઞાન ઉચારે.
બહોળો આપી બોધ, શોધ સહુનો કરી આપે;
ભેદે મનની ગાંઠ, સર્વથા સંશય કાપે.
બહુ વેદશાસ્ત્ર વાતો કહી, આતુરને આસ્તિક કરે;
કહે છોટમ એવા ગુરુવડે, સુજનો ભવસાગર તરે. ૬

ઇતિ શ્રીધર્મસિદ્ધિ ગ્રંથે વહેમનિરૂપણે ત્રયોદશોઽધ્યાયઃ

# અધ્યાય ૧૪ મો—વેદવિપ્રવર્ણન

સોરઠા

પૂછે ભક્ત બકોર, વેદ વિપ્રની વાર્તા;
સુણતાં આવે જોર, જ્ઞાનતણું મનમાં ઘણું. ૧
પ્રભુએ આપ્યા વેદ, વિપ્રોને જગ બોધવા;
સુણતાં ભાગે ખેદ, આસ્તિકતા ઉપજે ઘણી. ૨

આદિપુરુષની વાણ્ય, ઋષિઓએ શ્રવણે ધરી;
માટે શ્રુતિ એ જાણ્ય, કોય અન્ય કર્ત્તા નહિ. ૩
આર્યજનોમાં એહ, વેદ પ્રમાણ ખરેખરૂં;
નરકૃત હોયે જેહ, આર્યજનો માને નહિ. ૪
આપી શ્રુતિ પ્રમાણ, કોય વદે જો વાર્ત્તા;
તો જન માને જાણ, વેદ એજ શાસ્તર ગણે. ૫
વેદ વિના નવ કોય, ગ્રંથ બ્રહ્મ ભાષક કહે;
મૂઢ મતિ જે હોય, કલ્પિત માને કારમું. ૬
આદિ ગ્રંથ છે એક, વેદ પુરાતન જાણવો;
જેમાં ઘણો વિવેક, ધર્મ બ્રહ્મનો ઊપજે. ૭

કુંડળીઆ છંદ

સૃષ્ટિના જન સર્વને, એક કરવાનું કામ;
વેદ વિપ્રને માનવા, તેમાં ધર્મ તમામ.
તેમાં ધર્મ તમામ, કાયદો પ્રભુએ કીધો;
કરવાને વિખ્યાત, પછી વિપ્રોને દીધો.
કહે છોટમ નિર્ધાર, ધારજો દઢ કરી મનને;
છે કરવાનું કામ, સર્વે સૃષ્ટિના જનને. ૧

મનહર છંદ

સૃષ્ટિ તણા કરતાને રાજ્ય તણા કરતાને;
રૂડી રીતે ચાલવાના કાયદાનું કામ છે.
સૃષ્ટિકરતારનો તો કાયદો છે વેદરૂપી;
રાજાઓને નીતિગ્રંથો કાયદા તમામ છે.
ધર્મ તથા બ્રહ્મપ્રતિપાદક ઈશ્વરવાક્ય;
એવા વાક્ય કેરૂં મહાવાક્ય એવું નામ છે.
છોટમ એ વાક્ય માંહી સત્યતા ભરી અપાર;
સમજે તો સરવેને ઠરવાનો ઠામ છે. ૧
ઈશ્વરનાં વાક્ય મહા ગૂઢ અતિ પ્રૌઢ એવાં;
કોટિક નાસ્તિકો મળી ઉત્થાપે જો તેહને.
ઉત્થાપ્યાં ન જાય પણ ઉલટા અભાગી થાય;
આકાશે ઉછાળે ધૂળ ચોંટે તેના દેહને.
વેદ વિધિ તજી કોઈ કરે છે વિવાહ જન;
અધમ પશુનો ચાલ આવે સહુ એહને.

છોટમ જે વેદવિધિયુક્ત ગુરુ કરે નહિ;
પાખંડી બનીને ઠગ થાય તજી જેહને. ૨
વેદમાં કહેલાં વૃત્ત પાળી નથી શકતા તે;
ઉત્થાપન કરી પછી દુરાચારી થાય છે.
દુરાચારી માંહે રોગ દુઃખનો નિવાસ હોય;
વિવિધ પ્રકાર પછી પ્રાણી તે પીડાય છે.
પ્રભુના પૂરણ છે વિચાર વેદ કાયદામાં;
પ્રીતે કરી પાળે તેને ધરમી કહેવાય છે.
છોટમ નિષેધ જેનો કરેલો છે વેદ માંહી;
આચરે છે તેનું નામ અધરમી ગાય છે. ૩
એકલો ધરમ તે તો આપે સ્વરગાદિ સુખ;
જ્ઞાનયુક્ત આચરે તો મોક્ષ માંહી જાય છે.
સ્વરગે ગયેલો પુણ્ય ક્ષીણ થયે પાછો પડે;
મોક્ષમાં ગયેલો જીવ બ્રહ્મરૂપ થાય છે.
માટે મોક્ષ પામવાનાં સાધન છે વેદ માંહી;
અવર ઉપાય થકી જીવ અથડાય છે.
છોટમ છે મોક્ષ તણો મારગ ઉત્તમ અતિ;
જીવને ઉદ્ધારવાને વેદાંત તે ગાય છે. ૪

છપા છંદ

અક્ષર સ્વર સંયુક્ત, વેદરૂપી જે વાણી;
વિશ્વજનોને કાજ, પ્રભુએ સરજી જાણી.
તેજ શારદા નામ, વિધિના મુખમાં પ્રેરી;
ચમકી ઉઠયા ચટ, વિકળતા વધી ઘણેરી.
અજ અચરજ પામી કરી, દોદશ દોડયા જાય છે;
"આવા શબ્દો અવનવા, તે મુજથી કયમ બોલય છે." ૧
સનકાદિક સૂત સર્વ, ભેદ બ્રહ્માને કહે છે;
"એ છે વાણી વેદ, દયા કરી પ્રભુજી દે છે.
જગતજનોને કાજ, કાયદો ઇશ્વર કહેવા;
વદન તમારા વડે, વેદ ઉચરે છે એવા.
વંશ તમારાને વિષે, મુનિ જન મુખીયા જેહ છે;
તે સર્વેને શીખવો, આજ્ઞા પ્રભુની એહ છે." ૨
જોઇ ગુણ કર્મ સ્વભાવ, વિધિએ વર્ણ બનાવી;

ગુરુપદ થાપ્યા વિપ્ર, ભાવથી વેદ ભણાવી.
ક્ષત્રિય વૈશ્ય સમેત, શીખ્યા સહુને સાથે;
પણ ગુરુનો અધિકાર, સોંપીયો ભૂસુર હાથે.
વેદવચન માને નાહ, તે જંગલી જન જેવા થશે;
પ્રભુની આજ્ઞા પાળશે, તે સર્વ કાળ સુખીયા થશે. ૩
આશ્વલાયનાદિક, ઋષિ જે શ્રેષ્ઠ ગણાયા;
તેને વિધિએ પ્રથમ, ભાવથી વેદ ભણાવ્યા.
આચારજ એ થકી, ગણાયા વિપ્રો તેણે;
વેદ કાયદો પ્રથમ, પ્રગટ કીધેલો જેણે.
ઉપજેલા પ્રભુમુખ થકી, વળી તેને જે ધારણ કરે;
વિપ્રવદન છે પ્રભુ તણું, તે માટે સહુથી સરે. ૪
સનત્સુજાતિ માંહ્ય, વિપ્ર ગુણ બાર કહ્યા છે;
[૧]ધર્મ[૨]સત્ય[૩]દમ[૪]દાન,[૫]યજ્ઞ,[૬]તપ સહિત રહ્યા છે.
વળી[૭]વિદ્યાઅભ્યાસ,[૮]લાજ[૯]ધૃતિ અને[૧૦]તિતિક્ષા;
[૧૧]અનસૂયા છે વળી, [૧૨]અમત્સર એવી શિક્ષા.
એ દ્વાદશ ગુણ જેમાં વસે, તેજ વિપ્રવર જાણીયે;
કહે છોટમ સમજી કરી, એવા ગુણ ઉર આણીયે. ૫

મનહર છંદ

૮ જગતના જનો કાજે કાયદો છે વેદરૂપી;
સમજાવી સરવેને મારગ દેખાડવો.
ધરમ ને બ્રહ્મ કેરી રીતિ નીતિ પ્રીતિ યુક્ત;
ભમેલો જે હોય ભોળો તેને રસ્તે પાડવો.
પાખંડીના પંથ માંહે પાપથી પડેલો હોય;
કોઇ જન સમજે તો તેને કોરે કહાડવો.
છોટમ સુપાત્ર કોય મળી આવે માનવોમાં;
તેવાને તો આપી દેવો લક્ષરૂપી લાડવો. ૧
હવણાંના કાળમાં તો કેટલાક શૂદ્રલોક;
મનમાંથી કલપીને નવા પંથ કહાડે છે.
વરણ આશ્રમ તજી વેદતણી વિધિ તજી;
વેરાગીનો વેશ ધરી સાધુ નામ પાડે છે.
ત્યાગીને તો ધન ધામ દારા તજી રે'વું દૂર;
એવું વેદ કે છે માટે વેદને ઉખાડે છે.

છોટમ સંસારી થકી મોહ તો સહસ્રગણો;
વિશાળ મંદિરો માટે લીલાં વૃક્ષ વાઢે છે. ૨
ક્ષત્રિયોમાં મુખ્ય હોય તેને મળે રાજ્યપદ;
બીજા તેના બાંધવો ગરાસીયા કે'વાય છે.
બ્રાહ્મણોમાં વિદ્યા ભણી વડો જે વિદ્વાન હોય;
વેદ ધર્મ આચરે તે આચારજ થાય છે.
ગુઢ શબ્દો ગ્રંથો તણા અરથ ઉઘાડા કરી;
શીખવે શિષ્યોને તેથી મોક્ષ માંહી જાય છે.
છોટમ જે શૂદ્ર સાધુ તણા શિષ્ય થયા હોય;
મિથ્યા મત તાણી મરે ક્લેશમાં કુટાય છે. ૩
અસંસ્કૃત શૂદ્ર સાધુ કરે ઉપદેશ કોને;
શ્રુતિ સ્મૃતિ તણો શુદ્ધ લહે નહિ મર્મ તે.
વેદ વિપ્ર તણી નિંદા કરીને નરક જાય;
કોટિ કલ્પ સુધી પછી છૂટે નહિ કર્મ તે.
વરણ ને આશ્રમની વિધિથી વિરુદ્ધ ચાલે;
રૂડી રીત્યે આચરી ન શકે શુભ ધર્મ તે.
છોટમ તે સૃષ્ટિકરતારને સંભારે નહિ;
મૂર્ખ નંવ પૂજે ક્યમ પામે સાચું પદ તે. ૪
ઈશ્વરના ઉર થકી ઉપજેલો ધર્મ એક;
વેદમાં કહેલો આખી સૃષ્ટિ વિષે એક છે. ૬
માણસોના મન થકી ઉપજેલો ધર્મ તે તો;
અપૂરણ અવિચાર ખામીઓ અનેક છે.
અડચણો ઉપજાવનાર પક્ષપાતી પૂરા;
છળના ભરેલા છોછી મતિવાળા છેક છે.
છોટમ છે વેદવાક્ય બોધક તે ધન જેવાં;
પંથીઓનાં વચન તે ખાબડાના ભેક છે. ૫

ઇંદ્રવિજય છંદ

માણસમાં ભ્રમ હોય પ્રમાદ વળી પક્ષપાત ભરેલી ઠગાઇ;
ઇંદ્રિય વૈકલ્ય આદિક દોષ તથા અલ્પજ્ઞપણું અધમાઇ.
તે થકી તેનું ન બોલ્યું જથારથ ઈશ્વરનુંજ જથારૂથ ભાઇ;
છોટમ સૃષ્ટિતણા રચનાર તણાં શુભવાચક તે સુખદાઈ. ૧
જેમ કળાવંત કોઇ કળા કરી જાણ પ્રવીણ સુગ્રંથ બનાવે;

તેમ કળાતણું નામ સુણી કરી ગ્રંથ રચે તે બરાબર નાવે.
સૃષ્ટિતણા કરતા તણો ગ્રંથજ વેદ યથારથ ભેદ લખાવે;
છોટમ પંથના ગ્રંથ ઘણા પણ વેદ બરાબર કોય ન કાવે. ૨

### મનહર છંદ

નાસ્તિક પાખંડી આદિ વેદના વિરોધી છે તે;
જુક્તિઓ અનેક આણી વેદને ઉત્થાપે છે.
વેદના વચનમાંહે તેણે જો ચલાતું નથી;
કુકરમ કરવાને તેનાં મૂળ કાપે છે.
ભોળા છે અજાણ જીવ તેહને ભમાવી કરી;
પોતાને મનાવી પ્રભુ સ્થિર મત સ્થાપે છે.
વ્યસન ને વ્યભિચાર માંહે જે પડેલ નર;
છોટમ એવાનો સંગ, એવાં ફળ આપે છે. ૧

### દોહા

વેદવચન શ્રદ્ધા ધરી, સુણતાં પાતક જાય;
પાખંડીના વચનથી, જીવ પાપમય થાય. ૧
માટે આ જગ માનવો, માનો મોટો વેદ;
ઢોંગી કેરાં વચનનો, સુણતાં કરો ઉચ્છેદ. ૨

### ચોપાઇ ત્રિતાલ

ઠીક વેદતણો રચી ઠાઠ, આપ્યો ઋષિઓને કરવા પાઠ;
તેનો મહિમા કહ્યો છે બહુ,માટે ભણતા મુનિજન સહુ. ૧
હરિનામ કે' કોટિવાર, એક અક્ષર વેદ ઉચ્ચાર;
એક બ્રહ્મ અક્ષર છે વેદ, તેનો જાણે મહાગુરુ ભેદ. ૨
આદિદેવ છે જે ૐકાર, તે તો સૂક્ષ્મવેદ નિર્ધાર;
તેને પ્રણવ પ્રણવ સહુ કે'છે, મંત્ર આદ્ય મુનિ ઉચરે છે. ૩
ચારે વેદનું કારણ એહ, મુનિજન જાણે છે તેહ;
સૃષ્ટિજનને ચાલવા કાજે, કહ્યો વેદ પ્રથમ મહારાજે. ૪
હતો વેદ પ્રથમ તો એક, જેનાં વાક્યોમાં ઝાઝો વિવેક;
ચાર વિભાગ કરીયા જેના, કરે પાઠ ઋષિજન તેના. ૫
વેદ ઋષિઓને કંઠે હતો,ચાલ લખવાનો તે સમયે નૂતો;
ગયો કાળ તે કેટલો જ્યારે, વેદ પાને લખાયા ત્યારે. ૬
તાડપત્રે લખે ઋષિરાય, વાંચતાં મન અતિ હરખાય;
તેની શાખાઓ થઇ છે ઘણી, સંહિતાઓ કરી તે તણી. ૭

વેદ પાને લખાયા જ્યારે, બધા ઋષિઓ મળ્યા છે ત્યારે;
જેણે મોઢે કરેલો જેવો, તેણે તરત લખાવ્યો તેવો. ૮
એમ વેદધર્મ છે જેહ, પ્રકટાવ્યો છે પ્રભુએ તેહ;
વેદધર્મની છાયામાંથી, થયા પંથ યવનના ત્યાંથી. ૯
બીજા પ્રકટયા છે નાસ્તિક તણા,બહુ પંથ પાખંડી ઘણા;
વેદ બ્રહ્મતણી છે વાણી, મહાસંસ્કૃત ગૂઢ પ્રમાણી. ૧૦
મહામોટા આચારજ થયા,બીતા બીતા અર્થ કહી ગયા;
જેની બુદ્ધિમાં આવ્યો જેવો,કર્યો અર્થ ઉપરછલો તેવો. ૧૧
ખરો અર્થ મહામુનિ વ્યાસ,બોલ્યા બ્રહ્મસૂત્રમાં પ્રકાશ;
પ્રતિપાદન વેદોમાંહ્ય, ધર્મ બ્રહ્મ કીધું છે ત્યાંય. ૧૨
વિપ્ર ક્ષત્રિય વૈશ્યસમેત, ભણે વેદ કરીને હેત;
વેદનું ઉપબૃંહણ હોય, શૂદ્ર લોકોએ ભણવું સોય. ૧૩
ધર્મહીન ક્ષણે નવ રહેવું, જ્ઞાન બ્રહ્મનું ગુરુથી લેવું;
ખટશાસ્ત્ર થયાં છે જેહ, અર્થ વેદનો કહે છે તેહ. ૧૪
ધર્મ બ્રહ્મ કથ્યો છે શુદ્ધ, નથી શાસ્ત્ર તે વેદવિરુદ્ધ;
વેદથી ઉલટા છે જે ગ્રંથ, તે છે પાખંડીઓના પંથ. ૧૫
વેદ વિરુદ્ધ બોલે જો કહીં, તેની સાથે બોલવું નહીં;
ગ્રંથ પૃથ્વી ઉપર હોય જ્યાંય,સહુ વેદની છાયા માંહ્ય. ૧૬
વેદ ચક્રવર્તી છે રાય, સહુ પંથોમાં તેની છાય;
નવા પંથ ચલાવ્યા જેણે, લીધું વેદનું કાંઈક તેણે. ૧૭
બીજી ભેળી છે કલ્પિત વાત, પછી પંથ કર્યા વિખ્યાત;
કોય નારકી મ્લેછ મલીન, ધર્મ કર્મ ક્રિયાથી હીન. ૧૮
પરદાર આલિંગન જેહ, દીઠું વેદે નિંદેલું તેહ;
તેણે પંથ ચલાવ્યો જ્યારે, કરી વેદની નિંદા ત્યારે. ૧૯
વેદે નિંદેલાં કરવા કર્મ, પાપ કરવું તે માન્યો ધર્મ;
વેદ નિંદાઓ કરવાનું એથી, પડયુ તેને પ્રયોજન તેથી. ૨૦
દુરાચારી હતા જે વાચાળ, રચી દંભ દેખાડે વિશાળ;
સિદ્ધ કરવા પોતાનું કામ, વેદ નિંદી ગયા તે તમામ. ૨૧
વેદવાક્ય જથારથ જાણો, એ તો ઈશ્વરકૃત પરમાણો;
બીજા ગ્રંથ જીવોક્ત કહેવાય, વેદપ્રમાણથી ખરા થાય. ૨૨
જેમાં વેદ પ્રમાણ ન હોય, આવે ખંડનમાં પછી સોય;
સત્યવક્તા નથી જીવ કોય,તેની વાણી પ્રમાણ ન હોય. ૨૩

હોય માનવ બોલેલું જ્યાંય, રાગદ્વેષ ને સ્વપક્ષમાંય;
ઈચ્છા પ્રમાણે ગોઠવે અર્થ, તેનું બોલેલું જાણવું વ્યર્થ. ૨૪
હોય ઈશ્વરે બોલેલું જેહ, આઠે અંગે જથારથ તેહ;
રાગદ્વેષ રહિત ભગવાન, તેને હોય છે સર્વ સમાન. ૨૫
જીવ ઈશ વચને પરખાય, સિંહ-શિયાળ શબ્દને ન્યાય;
જેમ છે તેમ દેખાડે જેહ, ઈશવચન જથારથ તેહ. ૨૬

**ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે વેદવિપ્રવર્ણને ચતુર્દશોઽધ્યાયઃ**

# અધ્યાય ૧૫ મો

## આત્મા-અનાત્માવિવેક

### છપય છંદ

પૂછે પ્રશ્ન રસાલ, ભક્ત જે બંકાર નામે;
વંદન કરી બહુ વાર, મોક્ષ ક્યમ જ્ઞાની પામે.
દુઃખરૂપ સંસાર, તાપ છે ત્રિવિધ જેમાં;
જન્મ મરણ ભયરોગ, શોક સંતાપો એમાં.
ગુરૂ એવાં કષ્ટ અનેકથી, કહો મોક્ષ કેમ પામીયે;
શુભ કૃપા કરો સ્વામી હવે, જેથી ભવભય વામીયે. ૧
વળતા કહે ગુરુ વેણ, મોક્ષનો સાંભળ હેતુ;
આત્મ અનાત્મ વિવેક, જ્ઞાન ભવસાગરસેતુ.
આત્મા શુદ્ધ અપાર, સદા તે સુખનો દરિયો;
જાણ્ય અનાત્મા દેહ, મહામળ મૂત્રે ભરિયો.
આત્મા નિજ અવિવેકથી, આપ ગણે છે દેહને;
જે જડ સાથે જડઈ ગયો, છે બંધન મોટું એહને. ૨
તદાધ્યાસ તનુસાથ, થયો આત્માને જ્યારે;
દેહતણા ગુણદોષ, વસ્યા પોતામાં ત્યારે.
જેમ ભાંડની માંય, વાસના હોયે જેવી;
ભરતાં વસ્તુ અન્ય, થાય છે તેમાં તેવી.
વળી સ્ફટિક રંગમાં મૂકતાં, રંગ સમો દેખાય છે;
એમ દેહના સંગથી, આત્મા જીવ થઇ જાય છે. ૩
તનને માને આપ, અવિદ્યા કહીએ એને;
મ્હારૂં માને સર્વ, અસ્મિતા જાણો તેને

ગમતા ઉપર રાગ, દ્વેષ અણગમતા સાથે;
મરણસમય ગભરાય, જવું જાણી જમ હાથે.
જો એવા પંચ ક્લેશથી, જીવ નામ કહેવાય છે;
સહી ક્લેશ રહિત હોય આતમા, તે શિવરૂપે થાય છે. ૪
આત્મા તનુથી ભિન્ન, જુએ જો તત્ત્વવિચારે;
પંચ ક્લેશથી મુક્ત, થાય છે તેણી વારે.
અભ્ર પટલથી અર્ક, ઘણો તે આઘો રહે છે;
નેત્રે છાદન થાય, સૂર્ય અવરાયો કહે છે.
મુનિ એમ બુદ્ધિના દોષથી, બંધાયો આત્મા કહે;
સુવિવેક ખ્યાતિ ઉપજ્યા થકી, જીવ મુક્ત થઇને રહે. ૫
ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ, જ્ઞાન ચક્ષુથી લહીએ;
ક્ષેત્ર પ્રકૃતિ મૂળ, પુરુષ ક્ષેત્રજ્ઞજ કહીએ.
બુદ્ધિ ભૂમિકા માંહ્ય, કર્મનાં બીજક રહે છે;
થઈને દેહાકાર, પછી સુખદુઃખ ફળ દે છે.
એ બ્રહ્મજ્ઞાન અગ્નિવડે, બીજ સકળ બળી જાય છે;
સ્વયંરૂપ છોટમ રહે, ત્યારે સુખીયો થાય છે. ૬
ઘટનો દ્રષ્ટા ભિન્ન, રહ્યો છે ઘટથી જેવો;
તનુનો દ્રષ્ટા તેમ, ભિન્ન છે તનુથી તેવો.
હું માને છે દેહ, એહ છે બંધન એને;
હું ચેતન લહેવાય, થાય છે મુક્તિ તેને.
ત્રણે ગુણનું ગાળીયું, તે દેહ માન્યે બંધન થયું;
છોટમ ગુણ ત્રણે તજે, તે નરનું બંધન ગયું. ૭
સાત્વિક ગુણ સુખરૂપ, સુખે કરી બંધન પામે;
રાજસ ગુણમાં ક્લેશ, તેજ બંધન તે ઠામે.
તામસ મોહ પ્રમાદ, જીવને બંધન જાણો;
તજે ત્રિગુણી સ્વભાવ, મુક્ત તેને પરમાણો.
શુભ લક્ષણ ગુણ વર્જિત તણાં, ગીતા મધ્યે જે કહ્યાં;
વિવેક ખ્યાતિ જેને હવી, કહે છોટમ તે જનમાં રહ્યાં. ૮
પુરુષ પ્રકૃતિ કાળ, બ્રહ્મથી ઉપજ્યાં જાણો;
અહં શબ્દ કરનાર, પુરૂષ તેને પરમાણો.
સત્વાદિક ગુણ ત્રણ, પ્રકૃતિ તેને કહીએ;
માયા અજા પ્રધાન, અવિદ્યા નિયતી લહીએ.

વળી અવ્યાકૃત તમ ને પરા, એવાં એનાં નામ છે;
કહે છોટમ ગુણ છે એહના,રક્ત શ્વેત ને શ્યામ છે. ૯
ચેતન પુરુષ પ્રમાણ, પ્રકૃતિ તે જડ લહીએ;
ઉભયતણો સંયોગ, સૃષ્ટિનું કારણ કહીએ.
પ્રથમ થયું મહત્તત્ત્વ, મહામહિમા છે એમાં;
વિશ્વ સકળનું બીજ, રહ્યું છે સઘળું તેમાં.
વળી બુદ્ધિ પ્રજ્ઞા ને ધૃતિ, સ્મૃતિ મેધા ધી જાણીએ;
બ્રહ્મવિષ્ણુ શિવ સહુ કહે, છોટમ એજ પ્રમાણીએ. ૧૦
અણિમા મહિમા જેહ, વળી લઘિમાદિક જાણો;
સિદ્ધિ સઘળી જેહ, એહ મહત્તત્ત્વ પ્રમાણો.
અવ્યય જ્યોતિરૂપ, સકળમાં વ્યાપક રહે છે;
મહાન આત્મા નામ, સ્વંભૂ જેને કહે છે.
પાણિ પાદ ચક્ષુ કરણ, સઘળે મુખ તેનાં રહે;
એજ રૂપ મહત્તત્ત્વનું, આદિપુરુષ જેને કહે. ૧૧
મહત્ થકી અહંકાર, ત્રિધા શાખાઓ તેની;
તામસ રાજસ સત્વ, વિસ્તરી સૃષ્ટિ એની.
શબ્દાદિક છે પંચ, પંચ મહાભૂતો કહીએ;
દશ ઇંદ્રિયનો સર્ગ, તેજ રાજસથી લહીએ.
વળી મન આદિક દશ દેવતા,સાત્વિક ગુણથી જાણીએ;
એ ચોવીસે તત્ત્વથી, સૃષ્ટિ સર્વ પ્રમાણીએ. ૧૨
શબ્દ સ્પર્શ ને રૂપ, વળી રસ ગંધજ કહીએ;
ઇંદ્રિ એકાદશ યુક્ત, કળા એ ષોડષ લહીએ.
અહંસ્વરૂપે પુરુષ, પ્રવેશ તે માંહે કીધો;
સ્થૂળ દેહ વૈરાટ, પછી તેણે રચી દીધો.
હરિહર અજ એ પુરુષના, અંશ ત્રણ જૂદા થયા;
ઉત્પત્તિ પાલન પ્રલય, ત્રણ કામ કરતા કહ્યા. ૧૩
સોળ તત્ત્વનો લિંગ દેહ પુરુષનો જાણો;
અવયવવાનને સૂક્ષ્મ, ઇંદ્રિ ખટ યુક્ત પ્રમાણો.
મિશ્ર થઈ ચેતન, સ્વયંભૂ તેને કહે છે;
પ્રાણી માત્રના દેહ, પછી તે સર્વ રચે છે.
અયન કર્યું છે જળવિષે, તે નારાયણ નામ છે;
કહે છોટમ સહુ જીવનો, એ વિભુમાં વિશ્રામ છે. ૧૪

સૂક્ષ્મથકી તનુ સ્થૂળ, થઈ તે સુણજો હાવે;
દશગુણી તમ મહત્તત્ત્વ, મધ્ય અહંકાર કહાવે.
અહંકાર દશ ગુણો, મધ્ય આકાશ થયું છે;
નભ દશ ગુણની માંહ્ય, વાયુનું રૂપ રહ્યું છે.
એ વાયુ દશ ગુણ મધ્યમાં, તેજ પછી પેદા થયું;
કહે છોટમ દશ ગુણ તેજમાં, જળ સઘળું ઉપજી ગયું. ૧૫
જળ દશ ગણીયા માંહ્ય, પૃથ્વી ઉપજેલી જાણો;
એ સહુ અંડસ્વરૂપ, સ્વયંભૂ સ્થૂળ પ્રમાણો.
બીજરૂપ બ્રહ્માંડ, ચતુર્દશ લોક થયા છે;
તેની ઇચ્છા થકી, પ્રથમ તો દેવ થયા છે.
તે પુરુષ તણી નાભિ થકી, પહેલા ચતુરાનન થયા;
કહે છોટમ તે સહુ દેહના, પ્રથમ પિતામહ તે કહ્યા. ૧૬
લીલા વિગ્રહ પ્રથમ, સ્વયંભૂ પોતે કહીએ;
તેની નાભિ થકી, ચતુર્મુખ ઉપજ્યા લહીએ.
સ્થાવર જંગમ માત્ર, સૃષ્ટિ સહુ ઉપજી તેથી;
કલ્પ એક પર્યંત, રહે સહુ વધતી એથી.
અંતે એ સૃષ્ટિ સહુ, એક એકમાં લય થાય છે;
નારાયણના દેહમાં, સર્વે જઇ સમાય છે. ૧૭
બીજરૂપ અવ્યક્ત, બુદ્ધિ તે કંધ કહાવે;
વિટપ મહા અહંકાર, ઇંદ્રિયો અંકુર આવે.
શાખા પંચે ભૂત, વળી ઉપશાખા જેને;
સદા પત્ર ને પુષ્પ, અપ્રમિત ઉપજે એને.
વળી ફળ તેનાં શુભ અશુભ છે, એ વૃક્ષ સનાતન જે લહે;
છેદે જ્ઞાન કુઠારથી, કહે છોટમ તે અક્ષય રહે. ૧૮
મૂળ પ્રકૃતિ નામ, ત્રિગુણની સમતા જેમાં;
બુદ્ધિરૂપ મહત્તત્ત્વ, થયો છે અંકુર એમાં.
શાખાવત્ અહંકાર, ત્રિધા સઘળે વિસ્તારી;
માત્રા પંચે ભૂત, થઈ તામસથી સારી.
દશે ઇંદ્રિયનો સર્ગ, થયો રાજસથી જાણો;
મન આદિક દશ દેવ, સર્વ સાત્વિક પરમાણો.
એ ચોવીસે તત્ત્વનું, વિશ્વ હિત વૈરાટ છે;
વળી લખ ચોરાસી જીવના, એજ તત્ત્વના ઘાટ છે. ૧૯

ચોવીસ તત્ત્વ પ્રધાન, પુરુષ પચીસમો કહીએ;
નિર્મળ નિશ્ચળ શુદ્ધ, સદા તે અળગો લહીએ.
સાક્ષીરૂપ કૂટસ્થ, પ્રકૃતિ કેરો સ્વામી;
ચેતન થાય સમસ્ત, એહની સત્તા પામી.
તે અહં શબ્દ પોતે કરે, કર્ત્તા તેથી જાણીએ;
ભર્ત્તા ભોક્તા સર્વનો, કહે છોટમ પુરુષ પ્રમાણીએ. ૨૦

હૃદય સરોવર માંહી, બુદ્ધિ તો પંકજ કહે છે;
ભોક્તા તેનો હંસ, સદા આનંદ ચરે છે.
બાહર જાય હકાર, સકારે ભીતર આવે;
હંસ હંસ જપ થાય, પુરુષ તો તેજ કહાવે.
તે નિરાલંબ નિર્લેપ છે, પ્રભુ ગુણાતીત સાક્ષી સદા;
કહે છોટમ એ આતમા, લહે જાય જીવની આપદા. ૨૧

અહંશબ્દ સાક્ષાત, જાણવો સ્વામી વાચક;
મન સંજોગે અહં, જીવ થઇ બેઠો જાચક.
આપો આપે અહં, ચિદાકાશે છે ભરીયો;
સર્વાતીત સ્વયંજ, એકરસ ચેતન દરીયો.
તે દેહ સંયોગે આતમા, પર તે પરમાત્મા રહ્યો;
કહે છોટમ જળ ને ચંદ્રમા, એ દૃષ્ટાંતે એકજ લહ્યો. ૨૨

અહંતણું પ્રતિબિંબ, બુદ્ધિ દર્પણમાં આવે;
તે થઇ વાણીરૂપ, શબ્દ બહુધા બોલાવે.
પ્રાણવાયુ છે જેહ, ભેદ છે બુદ્ધિ કેરો;
તેમાં શબ્દ અહંજ, જાણીએ થાતો નેરો.
એ અહં આપ પરમાતમા, સર્વે કેરી પાર છે;
કહે છોટમ ચિદ્ આકાશ એ, વ્યાપક જગદાધાર છે. ૨૩

**ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે આત્મા-અનાત્માવિવેકો નામ પંચદશોઽધ્યાયઃ**



# અધ્યાય ૧૬ મો-બ્રહ્મલોકવર્ણન

સોરઠા

શિષ્ય કહે ગુરુરાય, કથા એક મુજને કહો;
સુણતાં સંશય જાય, મંન ડગે નહિ માહરૂં. ૧
દેહ આત્માનો વાદ, પ્રથમ કહો કોણે કર્યો;
તજી વેદમરજાદ, પંથ ચલાવ્યો પામરે. ૨
સુણિ બોલ્યા ગુરુરાય, પૂછ્યું પ્રશ્ન અતિ ભલું;
સરવેનું હિત થાય, સમજી વળે સુમારગે. ૩

દોહા

ઉપનિષદ્ છાંદોગ્યમાં, છે અષ્ટમ અધ્યાય;
વાત લખી છે તે વિષે, સુણતાં સંશય જાય. ૧
ઇંદ્ર વિરોચન બે જણા, મહામોટા છે રાય;
બળ બુદ્ધિ ને તેજ ગુણ, સહુથી શ્રેષ્ઠ ગણાય. ૨

ચોપાઈ ત્રિતાલ

ઇંદ્ર દેવનો અધિપતિ જેમ, વિરોચન દાનવનો તેમ;
સહુ વિદ્યા ને કળાઓ જેહ, બહુ જાણતા બે જણ તેહ. ૧
એક દિવસ દાનવ ને દેવ, બ્રહ્મલોકે ગયા તતખેવ;
બ્રહ્મલોક છે પરમ ઉદાર, સુખ શોભાતણો નહિ પાર. ૨
શિશ વૈરાટ કેરૂ છે જયાંય, બ્રહ્મલોક કહ્યો છે ત્યાંય;
કોટિ યોજનમાં વિસ્તાર, બ્રહ્મદેવ રહે છે તે ઠાર. ૩

દોહા

બ્રહ્મચર્ય દઢ જેહને, પ્રણવ ઉપાસક હોય;
બ્રહ્મલોકમાં જાય છે, એવા યોગી કોય. ૧
પ્રાણ સૂષમણા નાડીએ, બ્રહ્મરંધ્ર ભેદાય;
અર્ચિરાદિક મારગે, બ્રહ્મલોકમાં જાય. ૨

છપ્પા

ચક્રવર્તી હોય રાજ, ભોગવે આનંદ જેવો;
નર ગાંધર્વો માંહ્ય, સોગણો સમજી લેવો.
તેથી દેવ ગાંધર્વ, સોગણો આનંદ લે છે;

તેથી અજાનુ દેવ, વિષે સોગણો ઝરે છે.
વળી અજાનુ દેવથી, છે દેવલોકમાં સોગણો;
તેથી આનંદ સોગણો, છે દેવોના રાજાતણો. ૧
દેવરાજથી વળી, સોગણો છે ગુરુ કેરો;
ગુરુનાથી સોગણો, પ્રજાપતિ આનંદ હેરો.
પ્રજાપતીથી વળી, સોગણો આનંદ જે છે;
બ્રહ્મલોકની માંય, સર્વથી અધિક ઝરે છે.
તે સાત્વિક ગુણનું ધામ છે, માટે ક્લેશ નથી કશો;
તે કલ્પ એકલગી પામશો, જો બ્રહ્મઉપાસક જન થશો. ૨

દોહા

અહંગ્રહ ઉપાસના, કરનારા જન જેહ;
જાય અર્ચિ મારગ વડે, બ્રહ્મલોકમાં તેહ. ૧
ચિદ્ સ્વરૂપ જે આપનું, દેવતણું છે જેહ;
જૂદું કરી જાણે નહિ, નામ અહંગ્રહ તેહ. ૨
જૂદા જાણી દેવને, કરે ઉપાસન કોય;
બ્રહ્મલોક પામે નહિ, સો કલ્પ લગી સોય. ૩
શુદ્ધ બ્રહ્મ ઉપાસના, કરે હંસ જન જેહ;
બ્રહ્મલોક ઇચ્છે નહિ, મુક્ત થઇ રહે તેહ. ૪

ચોપાયા છંદ

બ્રહ્મ ઉપાસક બ્રહ્મલોકમાં, જાય દેહ તજી જ્યારે;
અગ્નિના અભિમાની દેવતા, લઇ ચાલે છે ત્યારે.
અગ્નિથી વળી દેવ દિવસના, તે અધિકારી પામે;
દિવસ દેવથી શુક્લ પક્ષના, દેવ પાસ વિરામે. ૧
શુકલ પક્ષથી ઉત્રાયનના, દેવ તુર્ત ગ્રહી લે છે;
ઉત્રાયનથી સંવત્સરના, દેવ સમી રહે છે.
સવંત્સરથી દેવલોકમાં, ત્યાંથી વાયુ પાસે;
વાયુલોકથી ચંદ્રમંડળમાં, સાધક રહે છે વાસે. ૨
ચંદ્રમંડળથી સૂરજમંડળ, વળતી વિદ્યુત પામે;
બ્રહ્મલોકના વાસી અમાનવ, પુરુષો આવે સામે.
વિદ્યુતમાંથી વરુણલોકને, પામે પૂરણ પ્રીત્યે;
વરુણ લોકથી ઇંદ્રલોકમાં, જઇ રહે રૂડી રીત્યે. ૩
ઇંદ્રલોકથી પ્રજાપતિમાં, સાધક જઇને રહે છે;

પ્રજાપતિથી બ્રહ્મલોકમાં, આનંદ અદકો લે છે.
ઇંદ્ર વરુણ બે સાથે જઇને, રહે એટલા સુધી;
બ્રહ્મલોકના પુરુષો સાથે, સાધક જાય સુબુદ્ધિ. ૪

દોહા

બ્રહ્મલોક છે અતિભલો, બહુ યોજન વિસ્તાર;
સાધક દેખે તેહને, ઉપજે હર્ષ અપાર. ૧
એરંમદીયા* નામનું, સરોવર ત્યાં ઉદાર;
કમળકુસુમ બહુ રંગનાં, ખીલ્યાં રહે અપાર. ૨
તે સરોવરના રસતણું, પાન કરે જન જેહ;
ક્ષુધા તૃષા વ્યાપે નહિ, દિવ્ય થાય છે દેહ. ૩
સોમશ્રવન નામે બહુ, કલ્પવૃક્ષ છે ત્યાંય;
જે જે ઇચ્છે તે મળે, જે રહે એની છાંય. ૪
તે તરુના થડમાંહ્યથી, અમૃત ઝરતું જાય;
પાન કરે જન તેહનું, તે અજરામર થાય. ૫
અરનામા તળાવ ને, એય નામા બે જેહ;
મહા મધુર દધિ દૂધ ઘૃત, પૂર્ણ ભરેલાં તેહ. ૬
સાધક વિદ્યુત લોકથી, આવે છે જે વાર;
અતિ સુંદર સુર સુંદરી, આવે અર્ધ હજાર. ૭

ચોપાઇ ત્રિતાલ

બ્રહ્મદેવની પ્રેરેલી સાર, અપ્સરાઓ અર્ધ હજાર;
તેના સૂરજ સરખા દેહ, અંગો અંગ મનોહર તેહ. ૧
મહાસુગંધવાળા દેહ, મદ યૌવન ગર્વિત તેહ;
અંબા અંબાયવિ છે નામ, સહુ અંગે છે શોભાનું ધામ. ૨
પામે મોહ મહામુનિ જેવા, આવે સાધક પુરુષને લેવા;
તુરિ આદિક વાજીંત્ર સાર, અંગે શોભે ઘણા અલંકાર. ૩

છપ્પા

અંજન સોને હાથ, હાથ સોને છે મંજન;
સોને કર શુભ હાર, સુમન સુરભિ મન રંજન.
દિવ્ય વસ્ત્ર સો હાથ, હાથ શત ભૂષણ લીધાં;
અધિકારી જન અંગ, ધારવા વિધિએ દીધાં.
એમ પાંચ શત અપ્સરા, લાવે છે કરમાં ગ્રહી;

* આ શબ્દ સમજાયો નથી.

સાધકને સોવરાવતાં, દિવ્ય દેહ થાયે સહી. ૧

**દોહા**

ત્યાંથી આગળ ચાલતાં, આર ધ્રહ* છે જેહ;
ગંભીર સો સાગર થકી, અગાધ ઉંડો એહ. ૧
સાધક નિજ સામર્થ્યથી, સહેજે પામે પાર;
દેવ એષ્ટિહા નામનો, આવે છે તે ઠાર. ૨
મહુરત આદિ કાળનો, અભિમાની કહેવાય;
સાધક તેને વશ કરી, સુખે આગળ જાય. ૩
વિરજા નામ મહા નદી, આવે છે ગંભીર;
સાધક સુખે ઊતરી, પામે પેલી તીર. ૪
ઇલા નામના વૃક્ષની, પ્રાપ્તિ વળતી થાય;
સુગંધ તેના પુષ્પનો, સો યોજન લગી જાય. ૫
આવે છે આગળ જતાં, સાયુજ્ય જે સંસ્થાન;
દિવ્ય ગંધ ને ફળ ભલાં, લે છે બુદ્ધિ નિધાન. ૬
અપરાજિત છે આયતન, તેની પાસે જાય;
દિવ્ય દેહ બ્રહ્મા સમો, તર્ત તેજમય થાય. ૭
દ્વારપાળ બ્રહ્મલોકના, ઇંદ્ર પ્રજાપતિ જેહ;
સાધક જોઈ બ્રહ્મા સમો, તર્ત જવા દે તેહ. ૮

**ચોપાયા છંદ**

બ્રહ્માનું મંદિર મહામોટું, હિરણ્યમય એ નામે;
અનંત રત્ન અમુલખ એવાં, જડીયાં છે તે ઠામે.
ઉત્તમ વળી સભાનું આલય, અપાર શોભા એમાં;
બુદ્ધિ વિચિક્ષણ નામે વેદી, જગકારણ ગુણ જેમાં. ૧
પ્રાણરૂપ પર્યંક રચ્યો છે, અમિતૌજસ એ નામે;
ચાર વેદમય વાણીરૂપે, બનીયો છે તે ઠામે.
ભૂત ભવિષ્યત જગતરૂપ છે, પાયા પૂરવ પાસા;
લક્ષ્મી ને પૃથ્વી પશ્ચિમના, પાયા છે બે ખાસા. ૨
બૃહતસામ ને સામરથંતર, દક્ષિણ ઉત્તર ઇસે;
ભદ્રસામ ને યજ્ઞાયજ્ઞિ, ઉભય ઊપલાં વિષે.
મંત્રરૂપ ઋગ× સાંમ મંત્ર એ, પાટી ભરેલી ટેડી;
ચંદ્રકિરણસમ બન્યું ગાદલું, ઉદ્ગિથ રૂપ પછેડી. ૩
પ્રાણરૂપ પર્યંકે એવા, બ્રહ્માદેવ વિરાજે;

* ધરો × ઋગ્વેદ

લક્ષ્મી છે ઉશીકુ એમાં, અપાર શોભા છાજે.
તે બ્રહ્માને જુગલ ભામિની, એક નામ પ્રતિરૂપા;
ઉપાદાન ચક્ષુ ઇંદ્રિનું, સમષ્ટિ તેજ સુરૂપા. ૪
બીજી નામ માનસી કહીએ, તેજ સરસ્વતી જાણો;
સકળ વિશ્વને છે સુખદાતા, માતારૂપ પ્રમાણો.
બે સુંદરીઓ સહિત સભામાં, બ્રહ્માદેવ વિરાજે;
દાનવ દેવ સભાસદ તેમાં, સુંદર શોભા છાજે. ૫

દોહા

વ્યાપક વિભૂતિ વિશ્વમાં, હિરણ્યગર્ભ સુખધામ;
દાનવ માનવ દેવતા, પ્રીતે કરે પ્રણામ. ૧
સભા ભરેલી જોઇને, દયા વસી મન માંહ્ય;
સરવેના હિતકારણે, બોલ્યા બ્રહ્મા ત્યાંય. ૨
આત્મતત્ત્વ જાણ્યાવિના, અરે બિચારા લોક;
કર્મ અનેક કરી કરી, પામે છે દુઃખ શોક. ૩
ઉત્તમ કર્મે સ્વર્ગસુખ, મધ્યમ માનવ જાત્ય;
અધમ કર્મથી નર્કનાં, દુઃખ સહે બહુ ભાત્ય. ૪
માટે બ્રહ્મવિદ્યા તણો, કાંઇક કરૂં પ્રકાશ;
શાણા જન સમજી કરી, તોડે ભવનો પાશ. ૫
પામી ઉત્તમ દેહને, આત્મજ્ઞાન નવ હોય;
મન ભટકે વિષયોવિષે, પશુ બરાબર સોય. ૬
પંચ વિષય પશુજીવમાં, તેમ નરદેવો માંહ્ય;
આત્માને નથી જાણતા, તો ઉત્તમ નથી કાંય. ૭

**ઇતિ શ્રીધર્મસિદ્ધિગ્રંથે બ્રહ્મલોકવર્ણને ષોડશોઽધ્યાયઃ ॥**



# ૨-મદાલસા આખ્યાન

## પ્રકરણ ૧ લું-અલર્ક બોધ

### દોહા

કૃપાનિધી કરતારનું, ધરી હૃદયમાં ધ્યાન;
કર જોડી વળતો કહું, મલદાસા આખ્યાન. ૧
માતા ભલી મદાલસા, ચેતાવ્યા સુત ચાર;
જ્ઞાની ગુણવંતા થયા, પામ્યા ભવજળ પાર. ૨
જન્મેલાથી જમ ડરે, તે જનુની કહેવાય;
બીજી બકરી બાપડી, જન્મી પરવશ થાય. ૩
જે જનુનીના જઠરથી, જન્મેલા સુત જેહ;
અવર ઉદરે ના વસે, સાચી જનુની તેહ. ૪
જનુની વનની વંચરી, સુતને ના દે જ્ઞાન;
પુત્રોને પંડિત કરે, તે જનની પરમાણ. ૫
માતા ભલી મદાલસા, ચારુ સરવ ચરિત્ર;
સાંભળતાં સુખ ઉપજે, પ્રાણી થાય પવિત્ર. ૬

### ચોપાઈ ત્રિતાલ

એક નગર અયોધ્યામાંહી, અરિમર્દન રાજા છે ત્યાંહી;
મહા ધર્મધુરંધર ધીર, ગુણ જેના ઘણા ગંભીર. ૧
સુત તેનો શત્રુજિત સાર, ઉગ્ર બુદ્ધિ ને પરમ ઉદાર;
શૂર ધીર ને સાહસ સોહાય, એના જેવો અવર નહિ કોય. ૨
તેનો પુત્ર ઋતુધ્વજ જેહ, દીસે કંદર્પ સરખો દેહ;
વેદ આદિ વિદ્યાઓ સાર, કરે અભ્યાસ રાજકુમાર. ૩
સરખા વયના કુંવરો સંગ, કરે વિદ્યા વિનોદ ઉમંગ;
ગીત નૃત્ય વાજીંત્રના તાલ, ક્યારેક કરતો તે ગાન રસાલ. ૪
છંદ શાસ્ત્ર તણો લહે પાર, ક્યારે ન્યાયના કરતો વિચાર;
ક્યારે બ્રહ્મવિદ્યાના ભેદ, ક્યારે બોલતો ચારે વેદ. ૫
એમ કરતાં વીત્યો કંઇ કાળ, આવી ચડીઆ છે નાગણબાળ;
રહેતા હતા રસાતળ માંહ્ય, અવનિ જોવાને આવ્યા છે ત્યાંય. ૬
અશ્વતર નાગરાજકુમાર, રૂપ વિપ્ર તણાં ધરી સાર;
ઋષિપુત્ર તણો ધરી વેશ, કીધો અવધપુરીમાં પ્રવેશ. ૭

ઋતુધ્વજતણો સાંભળી રાગ, ઘણો મોહિત થઇગયો નાગ;
જ્યોતિ કાન્તિ કલા ગુણ સર્વ, ગયો નાગપુત્રો તણો ગર્વ. ૮
અહો અવનિ ઉપર નર એવા, નથી સ્વર્ગ પાતાળે તેવા;
જ્યાં બેઠો છે રાજકુમાર, નાગપુત્ર ગયો તે ઠાર. ૯
જોઇ રાજકુંવરની રીતિ, ઘણી ઉપજી પરસ્પર પ્રીતિ;
સખામંડલી બેઠેલી સહુ, વાદવિનોદ કરતા બહુ. ૧૦
હય ગજ રથ ધનભંડાર, બહુ વિદ્યા કળા ગુણ સાર;
ગુણ સરખા સમાણા મળીઆ, નાગપુત્ર તેહને હળીઆ. ૧૧
મન મળીયું ઉભયનું એવું, મળે દૂધમાં સાકર જેવું;
સ્નાન સંધ્યા ખાન ને પાન, કરે સાથે મળીને સમાન. ૧૨
ઉગે દિવસ તો ભેળા થાય, પડે રાત્રિ તો નિજ ઘેર જાય;
એમ નિત્ય નિત્ય ભેળા રમે, પડે અળગા ત્યારે નવ ગમે. ૧૩
ખરા મિત્રની પ્રીતિ જેવી, વધી નાગકુમારને તેવી;
જ્યારે જાય પોતાને અવાસ, ત્યારે મનમાં થાયે ઉદાસ. ૧૪
પિતા નાગકુમારોનો જેહ, તેણે દેખ્યા પુત્રોના દેહ;
મન દીઠા ઉદાસી જ્યારે, પિતા પૂછવા લાગ્યો ત્યારે. ૧૫
સત્ય વાત કહો તમે તંન, ક્યમ રહે છે ઉદાસી મંન;
હોય દુઃખ તમારૂં જેહ, મને કરો નિવેદન તેહ. ૧૬
બોલ્યા કુંવર કર જોડીને વાણી, નથી વાત તમારી અજાણી;
પળમાત્રનો મિત્રવિયોગ, દુઃખ દે છે એ દારુણ રોગ. ૧૭
રવિ અસ્તથી કમળ મિંચાય, એમ મન તો અમારૂં થાય;
એક નગર અયોધ્યા માંહ્ય, ખરો મિત્ર અમારો ત્યાંય. ૧૮
શત્રુજિત રૂડો છે રાય, તેનો મોટો ઘણો મહિમાય;
ઋતુધ્વજ છે તેનો કુમાર, ગુણ જ્ઞાન ને બુદ્ધિ ઉદાર. ૧૯
અવનિ ઉપર નર છે એવો, નથી સ્વર્ગ પાતાળમાં તેવો;
એની વિદ્યા કળા ગુણ જોઈ, રહ્યું મનડું અમારૂં મોહી. ૨૦
એનાં દર્શન કરીએ જ્યારે, ઠરે લોચન ને મન ત્યારે;
સુણી પુત્રનાં એવાં વચન, નાગરાજ કહે ધન્ય ધન્ય. ૨૧
તમે કીર્તિ કરો છો જેની, ધન્ય પિતા માતા વળી તેની;
બીજા ગુણ તો ઘણામાં હોય, પણ વિદ્યા સમો નહિ કોય. ૨૨
વસે વિદ્યા દેવી જ્યાં વાસ, ગુણ સઘળા રહે તે પાસ;
શબ્દબ્રહ્મ તણો જે અભ્યાસી, તેમાં કોટી ગયા ને કાશી. ૨૩

વસે વિદ્યાઓ જેને દેહ, સહુ દેહથી ઉત્તમ તેહ;
તેને પૂજીએ પ્રીતિ સમેત, સહુ અર્પીએ આણીને હેત. ૨૪
તમે પુત્રો થયા છો પવિત્ર, મળ્યો તમને જો જ્ઞાની મિત્ર;
મારે રત્ન તણા ભંડાર, હય ગજ રથ આદિ અપાર. ૨૫
એને જોઈએ તે સઘળું આપો, હોય કષ્ટ કશું તે કાપો;
ખરા મિત્ર સાથે કરી હેત, તેને અર્પીએ પ્રાણ સમેત. ૨૬
કરી મૈત્રી ને રાખે ભેદ, તેને કે છે કૃતઘ્ની વેદ;
કષ્ટ વેળાએ આવે કામ, ખરો મિત્ર તે તેનું નામ. ૨૭
સુણી એવી પિતાજીની વાણી, બોલ્યા પુત્ર જોડીને પાણી;
હય ગજ રથ રત્ન ભંડાર, દાસ દાસીઓ આદિ અપાર. ૨૮
એને સર્વે સમૃદ્ધિ છે જેવી, નથી કોઈ તણે ઘેર તેવી;
શૂરવીર મહા રણધીર, બળ વિદ્યા ને જ્ઞાન ગંભીર. ૨૯
સઘળી વાતે સમર્થ એહ, પ્રૌઢ પરાક્રમ કરતા તેહ;
દેવ ઋષિ ને માનવ બહુ, એની આજ્ઞાઓ પાળે સહુ. ૩૦

દોહા

પુત્રોનાં વાયક સુણી, બળવંત બોલ્યા તાત;
પ્રૌઢ પરાક્રમ શાં કર્યાં, વિસ્તારી કહો વાત. ૧
પુત્ર કહે પિતા સુણો, અમે સાંભળ્યું જેહ;
તમ આગળ વિસ્તારથી, કહીએ સઘળું તેહ. ૨

ચોપાઈ

એક દિવસ શત્રુજિતરાય, બેઠો હતો ભરીને સભાય;
ગાલવ નામે મહાઋષિ કોય, અશ્વ લઇને આવ્યા સોય. ૧
ઋષિને દેખી ઉઠયો રાય, પ્રેમ કરીને લાગ્યો પાય;
કહો મુનિ કેમ આવ્યા આજ, કહો કાંઈ અમ સરખું કાજ. ૨
ગાલવ કહે સાંભળ મહિપતિ, દુ:ખ દે છે કોય દાનવ અતિ;
ધ્યાન સમે હોય નિશ્ચલ મન, તેમાં પાપી કરે વિઘન. ૩
સંધ્યા આદિ કર્મો માંય, કાંય છળ ભેદ કરે છે ત્યાંય;
વિવિધ પ્રકારે ધારી વેષ, મૂઢ કરે છે સૌને ક્લેશ. ૪
કાંઈક કોપ મને ત્યાં થયો, કઠણ શબ્દ દેવોને કહ્યો;
દેવે અશ્વ આપ્યો છે એહ, સ્વર્ગ થકી ઉતરીઓ તેહ. ૫
સ્વર્ગ મૃત્યુ પાતાળે જાય, જળ સ્થળમાં એ ના રોકાય;
મનવેગે જાય સઘળે ઠામ, કુવલયાશ્વ એવું છે નામ. ૬

એની ઉપર થઇ અસ્વાર, કરો દાનવનો સંહાર;
ગાલવ કેરાં સુણી વચન, બોલ્યો શત્રુજિત રાજન. ૭
ધન્ય ઘડી ધન્ય દિવસ આજ, જો કરીએ બ્રાહ્મણનું કાજ;
ઋતુધ્વજને ત્યાં આજ્ઞા કરી, ચાલ્યો ધનુષ્ય બાણ કર ધરી. ૮
અશ્વ ઉપર આરૂઢ થયા, મુનિ ગાલવ સાથે ગયા;
તેજવંત રવિના જેવો, ચઢ્યો અશ્વ ઉપર નૃપ એવો. ૯
યમરાજ બીજો હોય જેવો, દંડ દુષ્ટોને દેનાર એવો;
ધરા જેવો મહાદઢ ધીર, બળવંતા છે બાવનવીર. ૧૦
સજી બાણ શરાસન હાથ, આવ્યો આશ્રમમાં મુનિ સાથ;
કહે ગાલવને ગુણવંત, હણું આવે જો અસુર અનંત. ૧૧
સુખે કરો તમારાં કામ, વિઘ્નકર્તાનો ફેડીશ ઠામ;
એમ કહીને ઉભો ત્યાં ભૂપ, ધર્યું દૈત્ય વરાહનું રૂપ. ૧૨
મંદ અંધે લહ્યું નહિ કાંય, આવી પેઠો આશ્રમમાંય;
દીઠો રાજકુમારે જયારે, ચઢ્યો અશ્વ ઉપર તે વારે. ૧૩
અર્ધચંદ્ર નામે એક બાણ, કીધું ધનુષ્ય ઉપર સંધાણ;
આગળ દાનવ પાછળ રાય, એમ લગભગ ચાલ્યા જાય. ૧૪
ગયા યોજન અનેક પર્યંત, આણ્યો દાનવ કેરો અંત;
આવ્યો ગર્ત તે મારગમાંય, ગયો અશ્વ તે ઉતરી ત્યાંય. ૧૫
દીઠું તિમિર તેણે તે ઠામ, તોય ચાલ્યો ધરીને હામ;
પછી દીઠો ઘણો પ્રકાશ, ઘણા ભાનુ તણો ત્યાં ભાસ. ૧૬
દીઠાં કનક મણિમય ધામ, ઇંદ્રપુરીથી અદ્ભુત ઠામ;
જોઇ વિસ્મય થયો તે કુમાર, કોણ રહેતું હશે આ ઠાર. ૧૭
જન કોઈ જણાતું નથી, સુનું ભુવન દીસે સર્વથી;
અશ્વ બાંધીને ઉભો રહ્યો, મંદિરમાં જોવાને ગયો. ૧૮
એવે દીઠી જુવતી એક, પૂછ્યું તેને સહિત વિવેક;
કોણ નામે આ કોનું ધામ, કોણ પુરુષ રહે છે આ ઠામ. ૧૯
તોય કુંડલા બોલી નહિ, રાય દેખીને વિસ્મે થઈ;
પેઠો ભુવનમાં થઇ નિઃશંક, દીઠો સોનાનો પર્યંક. ૨૦
ઉપર બેઠી કન્યા જેહ, રતિ થકી રૂપાળી તેહ.

દોહા

શશિવદની મૃગલોચની, પીનપયોધર સાર;
સિંહલંકી ગજગામિની, રૂપ તણો ભંડાર. ૧

જેવી મનોહર માનુની, તેવો ભૂપ કુમાર;
એકમેકને જોઇને, પ્રગટયો કામવિકાર. ૨
મહાપુરુષને જોઇને, ભૂલી તનનું ભાન;
પામી મોહ મદાલસા, ના રહી શુદ્ધ કે સાન. ૩
કારણ શું છે મોહનું, કહે છે ભૂપકુમાર;
એવે બોલી કુંડલા, સખી હતી તે ઠાર. ૪
મોહતણું કારણ કહું, સાંભળજો નરવીર;
પાપીને કર એ ચઢી, પરવશ થયું શરીર. ૫
વહાલા તણા વિયોગથી, ક્ષણ ક્ષણ દાઝે દેહ;
માતપિતા રોતાં રહ્યાં, ચઢી અધમ કર એહ. ૬
રૂપ કળા ગુણ ચાતુરી, શુભ લક્ષણ સર્વાંગ;
ઉત્તમ કુળની ના કરે, અધમ પુરુષનો સંગ. ૭
પણ સુરભિ ના વચનનો,રાખી રહી વિશ્વાસ;
તેજ તમે આવ્યા હશો, ઈશ્વર પૂરશે આશ. ૮
વિશ્વાવસુ ગાંધર્વનો, રાજા સ્વર્ગે જેહ;
પવિત્ર પુત્રી તેહની, મદાલસા છે એહ. ૯
દેવતણા ઉદ્યાનમાં, રમતી સખીઓ સંગ;
રૂપ ત્રિભોવન મોહની, સુંદર છે સર્વંગ. ૧૦
પાતાળકેતુ દુર્મતિ, દાનવ અહીંનો જેહ;
ફરતો ફરતો ત્યાં ગયો, કન્યા દીઠી એહ. ૧૧
અદ્દભુત દીઠી અંગના, થયો મોહવશ મંદ;
અંધકાર માયા કરી, રચ્યો ફાવતો ફંદ. ૧૨
હરણ કરી કન્યાતણું, ચાલ્યો પાપી ચોર;
બહુ દુઃખમાં બાળા પડી, પોકાર કરતી ઘોર. ૧૩
સુરભિ ત્યાં સામી મળી, દયા ઉપજી મન;
કન્યા ગાંધર્વરાયની, કરતી અતિ રુદન. ૧૪
ચિંતા કરીશ ન ચંતની, ઈશ પૂરશે આશ;
નિશ્ચે કોઈક નરપતિ, કરશે એનો નાશ. ૧૫
માનવ એને મારશે, કરશે બાણપ્રહાર;
અશ્વે ચઢીને આવશે, તેહ તારો ભરથાર. ૧૬
સત્ય વચન સુરભિતણું, સમજી બાળા એહ;
મદાંધ દાનવ મોહથી, સમજી ન શકયો તેહ. ૧૭

આણીને રાખી અહીં, વરવા કર્યો વિચાર;
આવે તેરશ આવતી, લગ્ન કરૂં નિરધાર. ૧૮
મ્લેચ્છ હાથ કપિલા ગઈ, શ્રુતિ શૂદ્રને હાથ;
મહાદુઃખમાં બાળા પડી, નીચ મળ્યો છે નાથ. ૧૯
હું છું એની સહચરી, સતી કુંડલા નામ;
પત્ની પુષ્કરમાલિની, રહું છું આણે ઠામ. ૨૦
હવે કહો સાચું તમે, કેમ આવ્યા આ ઠામ;
કોણ તમારી જાત છે, કોણ પિતા કોણ નામ. ૨૧
દાનવ છો કે દેવતા, ગાંધર્વ કિન્નર નાગ;
માનવ આવી ના શકે, કોઇ દિવસ આ જાગ. ૨૨
ઋતુધ્વજ કહે રામા સુણો, સાચી કહું છું વાત;
હું નહિ દાનવ દેવતા, પન્નગ ગંધર્વ જાત. ૨૩
હું રાજા ભૂતળ તણો, અવધપતિનો બાળ;
પિતૃ આજ્ઞાથી રહ્યો, ઋષિઓનો રખવાળ. ૨૪
ધારી રૂપ વરાહનું, આવ્યો દાનવ કોય;
અર્ધચંદ્ર બાણે કરી, મેં વિંધ્યો છે સોય. ૨૫
એની પૂંઠે હું પડયો, અશ્વે થઇ અસ્વાર;
ગર્ક થયો હય ગર્તમાં, આવ્યો આણે ઠાર. ૨૬
વળતી બોલી કુંડલા, તમેજ વેંધ્યો બાણ;
તો જાણું નિશ્ચે મુઓ, સુરભિવચન પ્રમાણ. ૨૭
માનવ પણ નોયે તમે, દેવ થકી છો દક્ષ;
પરણો રૂડી પદ્મની, પ્રીત્યે કરી પ્રત્યક્ષ. ૨૮
ધરી રૂપ વરાહનું, ગયો હતો એ ચંદ;
દેતો દુઃખ મુનિ દેવને, કરતો ઘણા કુછંદ. ૨૯
પાપીનો પ્રલે થયો, હવે નથી ભય કાંય;
પરણાવું હું પ્રેમદા, ઝાલો એની બાંય. ૩૦

ચોપાઈ ત્રિતાલ

સુણી વચન સખીનાં સાર, જાગી મદાલસા તેણી વાર;
લજ્જાયુક્ત થઇને કાંય, બોલી વચન મધુરાં ત્યાંય. ૧
દીઠો રૂડો રાજકુમાર, જાણો કંદર્પનો અવતાર;
ઉર બાહુ ને નયન વિશાળ, જેયું નખ શિખ રૂપ રસાળ. ૨
સાચું ફળિયું છે સુરભિવચન, મળ્યો રસિક રૂડો રાજન;

દીસે ધર્મધુરંધર ધીર, બળ પરાક્રમ ગુણ ગંભીર. ૩
વાણી જોતાં છે મહાવિદ્વાન, શુભ લક્ષણ શક્ર સમાન;
હળી હેતે કુંવરની સાથ, વરો મુજને કૃપા કરી નાથ. ૪
કુલગુરુ કુંડલાનો જેહ, તરત તેડાવ્યો ત્યાં તેહ;
કુશ તામ્રપાત્ર કર ઝાલી, આવ્યા ગુરુજી ચાંપે ચાલી. ૫
વેદવિધિ કરી સઉ ત્યાંય, પ્રગટયો પાવક ચૉરીમાંય;
કન્યાદાન કુંડલાએ દીધું, પાણિગ્રહણ ઋતુધ્વજે કીધું. ૬
ગયા ગુરુજી પોતાને ધામ, તપ કરવા બેઠા તે ઠામ;
કુંડલાએ તે કન્યા વળાવી, સારી શીખ દઇ સમજાવી. ૭
અશ્વ ઉપર કીધું પલાણ, ચાલ્યાં દંપતી ચતુર સુજાણ;
બીજા દાનવે જાણી વાત, આવી કરવા લાગ્યો ઉત્પાત. ૮
અસ્ત્ર શસ્ત્ર ને આયુધ બહુ, મૂક્યાં રાજકુંવરપર સહુ;
સાધ્યું રાયે તે પાવકબાણ, વાળ્યો દાનવમાત્રનો ઘાણ. ૯
જેમકપિલેસગરસુત બાળ્યા, એમ પાપી સર્વને પ્રજાળ્યા;
પછી આવ્યો અયોધ્યા માંય, થયો આનંદ ઉત્સવ ત્યાંય. ૧૦
કન્યા રત્ન લાવ્યો તે કુમાર, થયો હરખ પિતાને અપાર;
જોઈ મદાલસાનું રૂપ, ભાગ્યવંત કહે સહુ ભૂપ. ૧૧
ધર્મ પતિવ્રતાનો જેહ, પ્રીતે પાળે મદાલસા તેહ;
કરે નિત્ય નિત્ય ભોગવિલાસ, જ્ઞાન ધ્યાન વિદ્યાઅભ્યાસ. ૧૨

**ઇતિ શ્રીમદાલસા આખ્યાને પ્રથમ પ્રકરણ સમાપ્ત.**

## પ્રકરણ ૨ જું

### રાગ ઓખાહરણનો

અતિ આનંદમાં રે વીતી ગયો કેટલો કાળ,
રક્ષણ ઋષિ તણુ રે કરવા જતો નૃપનો બાળ;
પાતાળકેતુનો રે બાંધવ તાલકેતુ નામ,
વેર વિચારીયું રે તેણે કર્યું કપટનું કામ. ૧
ત્રટ જુમનાતણે રે એક દિન ગયો ઋતુધ્વજ રાય,
દુર્મતિ દાનવે રે કીધી ઋષિના સરખી કાય;
નિજ માયાવડે રે રૂડું આશ્રમ રચીયું ત્યાંય,
કપટમુનિ બની રે માયાવી બેઠો તે માંય. ૨
એવું જોઈને રે પાયે પડીયો રાજકુમાર,

કપટી દાનવે રે વખાણ કીધાં તેણી વાર;
નરપતિ ના લક્ષ્યો રે કાંઈ કપટીનાં આચર્ણ,
અસુરે એહનું રે માગી લીધું કંઠાભર્ણ. ૩
કપટીએ કહ્યું રે મારે જવું વરૂણને ધામ,
કોઇ યજમાનનું રે કરવું યજ્ઞ તણું છે કામ;
ત્યાં જઈને પછી રે પાછો આવીશ આણે ઠાર,
ત્યાં લગી બેસજો રે રૂડી રીતે રાજકુમાર. ૪
મુનિ જાણી ખરા રે આપ્યું કંઠાભૂષણ ત્યાંય,
પાપી લેઈને રે પેઠે જુમનાના જળમાંય;
અદશ્ય અહીં થયો રે આવ્યો અવધપુરી મોઝાર,
મોટો મુનિ બની રે જઇને બેઠો રાજદ્વાર. ૫
શત્રુજીતને રે કપટી કહેવા લાગ્યો ત્યાંય,
કુંવર તમ તણો રે પામ્યો મરણ મહારણમાંય;
રક્ષણ ઋષિ તણું રે કરતો સદા તમારો બાળ,
દુર્મતી દાનવે રે યુધમાં કીધો એનો કાળ. ૬
ભૂષણ કંઠનુ રે મૂને આપ્યું મરતી વાર,
એના શબ તણી રે દહનક્રિયા કીધી તે ઠાર;
ચાલ્યો ત્યાં થકી રે આવ્યો તમને કરવા જાણ;
શત્રુજીતને રે વચન વાગ્યાં વજ્રનાં બાણ. ૭
રાજા રાણીએ રે જાણી પુત્રમરણની વાત,
સહુ ટોળે મળી રે કરવા લાગ્યા આંસુપાત;
આવી મદાલસા રે જોયો મુનવર કેરો વેશ,
આભ્રણ ઓળખી રે વળતી કરવા લાગી ક્લેશ. ૮
છે સાચી સતી રે જોયું પતિ તણું એંધાણ,
સહુના દેખતાં રે તેણે તજ્યા પોતાના પ્રાણ;
રોતી રાણીઓ રે શત્રુજીતે વાળી સોય,
પર ઉપકારમાં રે મુઆનો શોક ન કરવો કોય. ૯
ગૌ બ્રાહ્મણ તણું રે રક્ષણ કરતાં છૂટે દેહ,
કોટીક યુગ લગી રે પામે સ્વર્ગતણું સુખ તેહ;
તુચ્છ તનુ તજી રે સારૂં પામે દેવ શરીર,
જઇ રણયજ્ઞમાં રે જેણે હોમ્યું સર્વ શરીર. ૧૦
રોતાં રાખીયાં રે રાયે સમજાવી નિરધાર,

સુતવધૂને પછી રે કીધો અગ્નિનો સંસ્કાર;
કપટમુનિ ગયો રે જઈને નિસર્યો જમુનામાંય,
રાજકુમારને રે કુમતિ કહેવા લાગ્યો ત્યાંય.
તમ પરતાપથી રે હું કરી આવ્યો મારૂં કામ,
જાવ સુખે કરી રે હાવે તમે તમારે ધામ. ૧૧
મુનિચરણે નમી રે વળતી ગયો પોતાને ઘેર,
મળીઓ તાતને રે સુતને સંભળાવી સહુ પેર;
કોઈક મુનિ થઇ રે લાવ્યો આભ્રણનું એંધાણ,
સતી મદાલસા રે પતિની પૂંઠે છોડયા પ્રાણ. ૧૨
એવું સાંભળી રે રોયો ઘણું ઋતુધ્વજરાય,
અરે મુજ કારણે રે જેણે તજી પોતાની કાય;
સુખ સંસારનું રે આજ લગી નથી જોયું કાંય,
ભજતી બ્રહ્મને રે રહેતી ધર્મધ્યાનની માંય. ૧૩
મ્હારે પણ હવે રે ભોગવવા નહિ ભવના ભોગ,
વનમાંહી વસી રે કાયા કસી સાધવો જોગ;
એવું સાંભળી રે તાતે સમજાવ્યો બહુ ત્યાંય,
ઉર આણ્યું નહિ રે તપ આરંભ્યું તીરથમાંય. ૧૪
મળવા મિત્રને રે એવે આવ્યા નાગકુમાર,
સઘળું સાંભળી રે ઉરમાં દુખીયા થયા અપાર;
જઇ પાતાળમાં રે વળતી કહી તાતને વાત,
કપટી દાનવે રે કીધી મિત્રવધૂની ઘાત. ૧૫
કપટી વેષથી રે મારો ગયો ઠગાઈ મિત્ર,
કહોને તાતજી રે કેવાં કપટી કરે ચરિત્ર;
વળતા પિતા વદે રે કપટી ભેખ એમ પરખાય,
મુખમુદ્રા થકી રે વળી ચેષ્ટાથી જાણ્યો જાય. ૧૬

છપ્પા

ચંચળ જેનું ચિત્ત, નેત્ર વળી ચંચળ તેનાં,
બોલે મોટા બોલ, તોલ કાંય ન જડે જેનાં;
ધરી દેખાડે ધ્યાન, જ્ઞાન વળી કથે ઘણેરૂં,
જણાવે જૂનો સિદ્ધ, ઘણો ગોદડીએ ગેરૂ;
વૈદક જાદુ કીમીઆ, વળી કંઈ કંઈ ચટકાં તે કરે,
ભાવિક ભોળા લોકનાં, તે તન મન ધન હેલાં હરે. ૧

બોલે મધુરા બોલ, શીલતા રાખે સારી,
કોય સરવેનું ખાય, કોય કહાવે આચારી;
કોય કરે અપવાસ, ખાય છાના મધરાતે,
લેપઇ રહ્યા એ દામ, ત્યાગ દેખાડે જાતે;
એવા ધૂર્ત અતિ ઘણા, અનેક વેશે આથડે,
ભોળા ભાવ ધરી ભજે, પણ ભક્ષ તેમનું થઈ પડે. ૨

દોહરા

પુત્ર કહે પિતા સુણો, જેમ એનું દુઃખ જાય;
થાય જો સતી જીવતી, એવો કહો ઉપાય. ૧
તાત કહે તમને કહું, ઉપાય એનો આજ;
સમરો દેવી શારદા, સરશે સઘળું કાજ. ૨
વચન સાંભળી તાતનું, પુત્રોએ તે વાર;
સાચી દેવી શારદા, આરાધી એ ઠાર. ૩
હિમાચળ ઉપર જઈ, તપ આરંભ્યું ત્યાંય;
બ્રહ્મસુતા ભાવે કરી, આરાધી મનમાંય. ૪

હરિગીત છંદ

હે દેવિ તું જગધારિણી, દુઃખહારિણી મહિમા અતી;
કરૂં શીશ નામી પ્રણામ તુજને, બ્રહ્મતનયા સરસ્વતી.
સત્ અસત્ જગમાં જેટલું, તે સરવ તુજ આધારથી;
છે સર્વમાં સંયોગ તારો, યોગવતી તું ભારતી. ૧
તું પરમ અક્ષરરૂપ દેવી, સર્વ એ તુજથી થયું,
છે પરમ અક્ષર રૂપ તે, પરમાણુવત્ સહુમાં રહ્યું.
અક્ષર સદા પરબ્રહ્મ છે, આ વિશ્વ તે ક્ષર છે સહી,
પાવક રહ્યો છે કાષ્ઠમાં, વળી ગંધ રહી અવનિ ગ્રહી. ૨
એમ ચરાચરમાં બ્રહ્મ તું, તારો સરવમાં વાસ છે;
ઉપજે ખપે તુજમાં સહુ, તારોજ સકળ વિલાસ છે,
છે સ્થિરાસ્થિર જગ જેટલું, ૐકાર તેનું સ્થાન છે;
છે ત્રણ માત્રા તેહની, છે ને નથી નીદાન છે. ૩
ત્રય લોક ને વળી ત્રય વિદ્યા, વન્હિ પણ ત્રય જાણીએ,
ત્રય વર્ણ છે ત્રણ ધર્મ છે, વળી જયોતિ ત્રય પ્રમાણીએ;
ત્રય ગુણ ને વળી શબ્દ ત્રય, ત્રય કાળ વર્ણાશ્રમ સહી;
છે દેહ ત્રય ને અવસ્થા ત્રય એમ ત્રય માત્રા રહી. ૪

અવિકારી છે જે અર્ધ માત્રા, શુદ્ધ સચ્ચિદ્દરૂપ છે;
પરિણામ વરજિત તે સદા, આનંદ બ્રહ્મ અનૂપ છે.
તે રૂપ તારૂં દિવ્ય દેવી, હું કહી શકતો નથી,
ઉચ્ચાર આવે જીભથી, હું તેટલું કહું છું કથી. ૫
વિશ્વેશ તું પરમેશ તું, વળી વિશ્વરૂપે તું સહી,
છે વાસ તારો વિશ્વમાં, વળી વિશ્વથી અળગી રહી;
તેં સાંખ્ય ને વેદાંત આદિ, અમિત શાખા સ્થિર કરી,
તું એક થાય અનેક રૂપે, વિવિધ રૂપે વિસ્તરી. ૬
તું આદ્ય મધ્ય ને અંતમાં, સદ્ અસદ્ રૂપે સાર છે,
વસુ ઇંદ્ર બ્રહ્મા અર્ક ઇંદુ, જ્યોતિ તું નિરધાર છે;
તું ત્રિગુણનો આશ્રય સદા, વળી ષડ્ગુણાત્મક નામ છે,
શક્તિમતોમાં શક્તિ તારી, તું સદાય અનામ છે. ૭
તું સકળ ને નિષ્કળ વિષે, શક્તિ સદા વ્યાપી રહી,
અદ્વૈત ને વળી દ્વૈત તું, તુજ વિના નહિ ખાલી કહીં;
સૂક્ષ્મ થકી અતિ સૂક્ષ્મ તું, અતિસ્થૂલથી વળી સ્થૂલ છે;
ભૂમિ તથા આકાશમાં તું સરવ કેરૂં મૂળ છે. ૮

દોહા

કંબલાશ્વ ઉરગે કરી, સ્તુતિ ધરીને પ્રેમ;
માગ્ય માગ્ય કહી શારદા, બોલી વળતી એમ. ૧
કર જોડી કંબલ કહે, આપો મુજને માત;
સંગીતવિદ્યા આવડે, સહિત તાલ સ્વર સાત. ૨
વાણી કહે તવ વદનમાં, કરીશ આવી વાસ;
સારી વિદ્યા સરવથી, પ્રગટ થશે તમ પાસ. ૩
એવું કહી આપે હવી, દેવી અંતરધાન;
નાગપુત્ર આનંદથી, કરવા લાગ્યા ગાન. ૪
કરુણામય કૈલાસમાં, છે મોટા મહાદેવ;
સાજ સકળ સાજી કરી, પોચ્યા ત્યાં તતખેવ. ૫
ઉમાકાન્ત આગળ જઇ, આરંભ્યું શુભ ગાન;
સાતે સ્વર સાથે સહુ, રાગ રંગ ને તાન. ૬
ગાંધર્વ કિન્નર અપ્સરા, સુણવા આવ્યા સર્વ;
રાગ સાંભળી નાગનો, ગયો તેમનો ગર્વ. ૭
માગો જે જે મુખ થકી, તે આપું વરદાન. ૮

## ચોપાઈ ત્રિતાલ

કર જોડી કહે નાગકુમાર, પ્રભુ છો તમે પરમ ઉદાર;
મહારાણી મદાલસા જેહ, કરી જીવતી આપો તેહ. ૧
આશુતોષને અઢળક દાની,ગણે તમને તો મોટા જ્ઞાની;
હોય પરમ કૃપા જો તમારી,કરો પ્રગટ મદાલસા નારી. ૨
સુણી શંકર બોલ્યા વાણી, નિશ્ચે મળશે તમોને રાણી;
તમે જાવ તમારે ઘેર, કરો શ્રાદ્ધ તો રૂડી પેર. ૩
પિંડદાન પ્રીતેથી કરો, મધ્ય પિંડ વળતી ઉદ્ધરો;
તેનું ભક્ષણ કરશો જ્યારે, થશે મદાલસા તેણી વારે. ૪
મધ્યફણા તમારી માંય, થશે પ્રગટ એ નારી ત્યાંય;
પૂર્વે હતી મદાલસા જેવી, થશે પ્રગટ તેવી ને તેવી. ૫
તેજ રૂપ વય ગુણ ને વેશ, તેમાં ભિન્ન નહિ લવલેશ;
વચન સાંભળી શંકર તણું, મન માન્યું પન્નગનું ઘણું. ૬
પૂજ્યા શૂલપાણિના પાય,વિનય કરીને થયા વિદાય;
આવ્યા તરત રસાતલમાંય,શ્રાદ્ધકર્મ આરંભ્યું ત્યાંય. ૭
વેદમંત્રથી સકળ વિધાન, દીધું પિત્રોને પિંડદાન;
મધ્યપિંડ લીધો કરમાંય, તેનું ભક્ષણ કીધું ત્યાંય. ૮
મધ્ય ફણા ફાટી જેટલે, મદાલસા પ્રગટી તેટલે;
પૂર્વે જેવો હતો દેહ, પાછો પ્રગટયો તેનો તેહ. ૯
તેવા ગુણને તેહજ જ્ઞાન, તે યૌવન તે રૂપ નિદાન;
તેને દેખી નાગકુમાર, પામ્યા મનમાં હરખ અપાર. ૧૦
મદાલસા નિજ મંદિરમાંય, રૂડી રીતે રાખી ત્યાંય;
મળવા મિત્ર ધરી મન આશ,પોતે ગયા ઋતુધ્વજ પાસ. ૧૧
જોઈ મલપતાં તેનાં મુખ, શત્રુજિતસુત પામ્યા સુખ;
વળતી બોલ્યા નાગકુમાર,અમથી ન થયો કાંય ઉપકાર. ૧૨
પિતા અમારા સમર્થ જેહ, તમને મળવા ઇચ્છે તેહ;
તમને દર્શન તેમનું થશે, જરૂર સઘળું સંકટ જશે. ૧૩
વચન સાંભળી મિત્રોતણું,રાજકુંવર મન રીઝયો ઘણું;
રાજપુત્ર તે આગળ થયા, પ્રીતિસમેત પાતાળે ગયા. ૧૪
રમણીક ભોમિ રસાતળતણી, હીરા હેમરત્ન ને મણી;
અતિ અનુપમ શોભા ત્યાંય, એવી નહિ અમરાપુરમાંય. ૧૫
નાગનારીઓનાં જોઇ રૂપ,થયો ચકિત ભોમિનો ભૂપ;

વાગે નાદ અનેક વિધાન, કરે કોકીલા કંઠે ગાન. ૧૬
જોતા જોતા આવ્યા ત્યાંય, નાગરાજ બેઠા છે જયાંય;
નાગકુમાર તે આગળ ગયા, સમાચાર તે તાતને કહ્યા. ૧૭
ગુણવંત મિત્ર અમારો જેહ, તમને મળવા આવ્યો તેહ;
બોલ સાંભળી પુત્રો તણો, નાગરાજ મન હરખ્યો ઘણો. ૧૮

દોહા

નાગાલયમાં નરપતિ, પેઠો જેણી વાર;
સુંદર શોભા જોઇને, ઉપજ્યો હર્ખ અપાર. ૧
ઇંદ્રાસનથી ઓપતું, કંચનમણિ સમ કામ;
બ્રહ્મસદન કરતાં ભલું, નાગરાજનું ધામ. ૨
સિંહાસન સોનાતણું, જડિત મણિની જ્યોત;
સહસ્ર સૂરજથી ઘણો, દીસે ત્યાં ઉદ્યોત. ૩
નાગરાજ પાસે જઇ, સ્નેહે નામ્યું શીશ;
અંતરમાં ઉલટ ધરી, દીધી છે આશીષ. ૪
ભાવ કરીને ભૂપને, ચાંપ્યો રુદીયા સાથ;
પાસ બેસાડયો પ્રીતથી, હેતે ઝાલ્યો હાથ. ૫
કુશળતા પૂછી કરી, વળતાં કર્યાં વખાણ;
સજ્જન ઉપજે સૃષ્ટિમાં, કરવાને કલ્યાણ. ૬
ગુણવંતા ગુણ તાહરા, કહેતા મારા તન;
તે નજરે દીઠા તને, માન્યું મ્હારૂં મન. ૭
જે નરના ગુણ જગતમાં, સરવે લોક સરાય;
તે નરના દર્શન થકી, પાંચે પાતક જાય. ૮
સદ્‌વિદ્યા સદ્‌ગુણ વળી, જેમાં સદ્‌આચાર;
પિતૃભક્તિ આસ્તિક મતિ, ધન્ય તેનો અવતાર. ૯
ધન્ય ધન્ય તે વંશને, ધન્ય માત ને તાત;
શુભ કીર્તિ આ લોકમાં, હોય જેની વિખ્યાત. ૧૦

ચોપાઈ

એમ કુંવરનાં કરી વખાણ, વળતી બોલ્યા નાગ સુજાણ;
આજ અતિથિ આવ્યા તમો, અદકો આનંદ પામ્યા અમો. ૧
જે જે ઇચ્છા તમને હોય, મુજ પાસેથી માગો સોય;
સજ્જન મિત્ર પુત્રોના તમો, જે માગો તે આપું અમો. ૨
રત્નાદિક ધન વાહન જેહ, તમથી અધિક નથી તેહ;

નાગરાજનાં સુણી વચંન, બોલ્યા શત્રુજિતના તંન. ૩
દર્શન થયાં તમારાં જેહ, બહુ ફલદાયક છે તેહ;
ધરી પદરજ શિર તમ તણી, હું સંપત્તિ પામ્યો ઘણી. ૪
રત્નાદિક ધન વાહન સોય, તમ પ્રતાપથી છે સહુ કોય;
રાજ્ય રત્ન હય ગજરથ સાર,છે મ્હારે સઘળું નિરધાર. ૫
મારે વસ્તુ જોઇએ જેહ, સર્વ તમો જાણો છે તેહ;
બોલ્યો કંબલાશ્વનો પુત્ર, એનું ભાગ્યું છે ઘરસૂત્ર. ૬

દોહા

પુત્રી ગંધર્વરાજની, મદાલસા ગુણ જાણ;
એ પરણેલો પ્રેમદા, તેણે ખોયા પ્રાણ. ૧
પતિવ્રતા પોતે હતી, સતીશિરોમણિ જેહ;
કોઈ શત્રુના કપટથી, એણે છોડયો દેહ. ૨
વનિતા તણા વિયોગથી,ત્યાગ કર્યાં સહુ સુખ;
રાતદિવસ ચિંતા થકી, દારુણ સહે છે દુઃખ. ૩
નારી વિના નર એકલો, શોભે નહિ સંસાર;
જો કરી આપો જીવતી,ઉપજે હરખ અપાર. ૪
અન્ય નારી વરવી નહિ, કરી પ્રતિજ્ઞા એમ;
જો મદાલસા ના મળે, તો એ જીવે કેમ. ૫
પુત્રતણી વાણી સુણી, કહે નાગ મહારાજ;
માયારૂપ મદાલસા, હું દેખાડું આજ. ૬
એમ કહી દેખાડીયું, મદાલસાનું રૂપ;
નિરખી નખશિષ તેહને, મૂર્છા પામ્યો ભૂપ. ૭
ઘડી પછી મૂર્છા વળી,વળતી બોલ્યો આમ;
માયારૂપી માનુની, સરે ન તેથી કામ. ૮
વળતી તે નાગે કહી, સર્વ બનેલી વાત;
કરી ઈશ્વરે જીવતી, છે સાચી સાક્ષાત. ૯
એવી વાણી સાંભળી, રીઝયો રાજકુમાર;
આવી મળી મદાલસા, ઉપજ્યો હર્ષ અપાર. ૧૦
તેજ રૂપ ને રંગ છે, તેનો તેજ સ્વભાવ;
ગુણ લક્ષણ વય ને વપુ,બનીયો તેજ બનાવ. ૧૧
ભોજન નાના ભાત્યનાં, કીધાં તેણે ઠામ;
મળી હળી સૌ મિત્રને, ગયા પોતાને ગામ. ૧૨

### ચોપાઈ ત્રિતાલ

આવ્યા પછી અયોધ્યામાંય, જેજેકાર થયો છે ત્યાંય;
માતપિતાને ચરણે નમી, અંતરજ્વાળા સર્વેની સમી. ૧
ધન્ય ધન્ય એવા મિત્ર ઉદાર, જીવતી કરી મરેલી નાર;
મિત્ર મિત્ર કેરૂં દુઃખ હરે, એવો મિત્ર સરવથી શરે. ૨
સ્વાર્થી મિત્ર ઘણા જગમાંય, તેથી અર્થ સરે નહિ કાંય;
સજ્જન તણી મિત્રતા જેહ, સદા સુખદાયક છે તેહ. ૩
દુર્જન તણી મિત્રતા કરે, તેથી કાજ કશું નહિ સરે;
ઋતુધ્વજને મદાલસા સંગ, પાળે ધર્મસહિત ઉમંગ. ૪
શત્રુજિતે સોંપ્યું રાજ, આપ ગયા વન સાધન કાજ;
પાળે પ્રજા ઋતુધ્વજ રાય, સારી કીર્તિ સઘળે ગાય. ૫
ધર્મધુરંધર થયો નરેશ, ચાલી કીર્તિ દેશોદેશ;
મદાલસા રાણી છે જેહ, મહાગુણ ગંભીર બહુ તેહ. ૬
પ્રથમ પુત્ર એક તેને થયો, સમાચાર રાજાને કહ્યો;
તેનું નામ ધર્યું વિક્રાંત, કુંવર જોઇ પામ્યું મન શાંત. ૭
મદાલસાએ કર્યો વિચાર, આપી બોધ કરૂં ભવપાર;
મારે ઉદરે આવ્યો જેહ, પુનર્જન્મ ન પામે તેહ. ૮
એમ વિચારી માતે ત્યાંય, દીધું જ્ઞાન પારણામાંય;
દેહનું અભિમાન ન થાય, એવાં ગીત હાલરડાં ગાય. ૯

### ગીત

( રાગ-ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો. )

માતા ભલી રે મદાલસા, હેતે હાલરડાં ગાય;
બોધ કરે નિજ બાળને, દેહાભિમાન જાય. માતા૦
તાત સદાય તું સિદ્ધ છું, નથી તારે તો નામ;
નામ કલ્પ્યું છે દેહનું, કરવા સંસારી કામ. માતા૦
જોને તું તારા આપને, ભાળી જોને તું દેહ;
કુંવર રૂવે છે શા કારણે, નથી તું કાંય તેહ. માતા૦
જન્મ થકી સુત તાહરે, નથી કાંઈ વિકાર;
શબ્દ વડે સરવે કહે, રૂડો રાજકુમાર. માતા૦
ગુણની કરેલી કલ્પના, ગુણ જૂજવા જેહ;
ઈન્દ્રિયો પ્રત્યે એ રહ્યા, ગુણ ભૂતોના જેહ. માતા૦
ભૂતો થકી ભૂત ઉપજે, પણ દુર્બળ તેહ;

વૃદ્ધિ પામે છે તે વળી, અન્ન પાણીથી એહ. માતા૦
તું તો સદાયે અખંડ છું,નથી વૃદ્ધિ ને હાણ;
દેહ તો જેવી કંચુકી, તેથી જૂદો તું જાણ. માતા૦
દેહની માંહી મળી કરી, નવ થઈશ તું મૂઢ;
કર્મ શુભાશુભથી બને, દેહ થાય છે પ્રૌઢ. માતા૦
કોણ પિતા કોણ પુત્ર છે, કોણ માત કહેવાય;
કોણ ભ્રાતા કોણ આશ્રિતા, સૌ કર્મથી થાય. માતા૦
કોણ મારૂં ને કોણ પારકું, સૌ ભૂતોનો સંગ;
એમ વિચાર કર્યે થશે, અભિમાનનો ભંગ. માતા૦
સુખમય માને છે ભોગને, અતિ દુઃખમય તેહ;
સુખ અંતે દુઃખ છે ઘણું, મૂઢ ના લહે એહ. માતા૦
દુઃખ દીસે વૈરાગમાં, સુખ આગળ થાય;
પંડિત જન એમ જાણીએ,સુખ ભોગને ચ્હાય. માતા૦
વાહન જેવો દેહ છે, અન્ય પુરુષ માંય;
મમત કરે છે મૂઢ તું, નથી તારૂં તે કાંય. માતા૦
એમ અહર્નિશ પુત્રને, આપે તત્ત્વવિચાર;
વૈરાગ વ્યાપે તે જીવને, છોડી ચાલે સંસાર. માતા૦
બીજો કુંવર જન્મીઓ, ધર્યું સુબાહુ નામ;
આત્મબોધ એને કર્યો, તજી ચાલ્યો તે ધામ. માતા૦
ત્રીજો કુંવર તે રાણીએ, જન્મીઓ જે વાર;
નામ શત્રુમર્દન ધર્યું, આપ્યો તત્ત્વવિચાર. માતા૦
ચોથો કુંવર જ્યારે થયો, ધાર્યું અલર્ક નામ;
રાજાએ રાણીપ્રત્યે કહ્યું, કર્યું અઘટિત કામ. માતા૦
બાળપણથી પુત્રને, તમે આપ્યો વૈરાગ;
મરજાદા શુભ ધર્મની, તમે કીધી છે ત્યાગ. માતા૦
તૃષ્ણાઓ માત્ર ગયા વિના, થાય વૈરાગી જેહ;
વમન કરેલું વળી ગળે, પડે પાપમાં તેહ. માતા૦
પિતૃઓ પિંડની વાંચ્છના, કરતા હોયે જેહ;
પુત્ર વિના સંસારમાં, રહે નિરાશી તેહ. માતા૦
ધર્મ પોતાનો પાળવો, ગૃહસ્થાશ્રમ માંય;
ન્યાયથકી નર જે રહે, દોષ ના હોય કાંય. માતા૦

દોહા

વચન સુણી ભૂપાળનાં, રાણી સમજી સાર;
ધર્મવંત અલર્ક કરૂં, લોપે નહિ સંસાર. ૧
પ્રથમ કહ્યો તે પુત્રને, રાજાનો જે ધર્મ;
તે નીતિથી ચાલતાં, કાંઇ ન લાગે કર્મ. ૨
બાળપણેથી રમાડતાં, વળતી થયો કુમાર;
રાજાએ તેને કર્યો, ઉપવીતનો સંસ્કાર. ૩
સારી રીતે સમજણો, થયો કુંવર જે વાર;
કર જોડીને માતને, કહેતો હતો કુમાર. ૪
જે જે મારા જન્મમાં, કરવાનું હોય કામ;
તે તે મુજને શીખવો, સારી રીતિ તમામ. ૫
માત કહે સુત સાંભળો, થાયે રાજ્યાભિષેક;
તે વેળાથી વર્તવું, ધર્મસહિત વિવેક. ૬
પહેલા શત્રુ શરીરમાં, ગુપ્ત રહેલા જેહ;
સારી રીતે શૂરથી, જીતી લેવા તેહ. ૭
કામ ક્રોધ ને લોભ છે, હર્ષ માન મદ નામ;
એ શત્રુ જીત્યા વિના, કશું સરે નહિ કામ. ૮
હરેક કાર્યને વિષે, ધર્મ વિરુદ્ધ ન થાય;
સ્મૃતિ રાખવી તેહની, થાય નહિ અન્યાય. ૯
અષ્ટાદશ વિદ્યા વળી, કળા ચોસઠ જેહ;
રાજપુત્રને શીખવી, સારા ગુરુથી તેહ. ૧૦
કાગ કોકિલા ભૃંગ મૃગ, વ્યાલ મોર ને હંસ;
લક્ષણ કુરકટ લોહનાં, શીખે તે નૃપ વંશ. ૧૧
કીટકના સરખી ક્રિયા, શીખે રાજકુમાર;
ચેષ્ટા પીપીલિકા તણી, શીખી લેવો સાર. ૧૨
ચંદ સુરજ સરખું વળી, કરવું ધારણ રૂપ;
ભૂમિરક્ષણ કારણે, વરતે તે નર ભૂપ. ૧૩
શક્ર અર્ક ને સોમમય, વાયુરૂપે જેહ;
પંચદેવ ભેળા કરી, સરજ્યો રાજા દેહ. ૧૪
એવા પાંચે દેવની, રાખે રીતિ રાય;
તો પાલન પૃથ્વીતણું, તેહ રાયથી થાય. ૧૫
ચાર માસ સુધી યથા, સિંચે અવની ઈશ;

પ્રજા પોષવા કારણે, વરતે એમ નરેશ. ૧૬
સૂરજ નિજ કિરણે કરી, અવનીના રસ જેહ;
આઠ માસ સુધી વળી, ખેંચી લે છે તેહ. ૧૭
એમ પ્રજાની પાસથી, કર ખેંચે છે રાય;
પ્રજાતણા સુખ કારણે, વળી આપતો જાય. ૧૮
શત્રુ મિત્ર સમાનતા, જેમ ગણે યમરાય;
પક્ષ ન રાખે કોઇનો, રાજા કરતા ન્યાય. ૧૯
આનંદ ઉપજે સર્વને, જોઈ પૂનમનો ચંદ્ર;
એમ જોઈ ભૂપાળને, પ્રજા લહે આનંદ. ૨૦
વાયુ જેમ વ્યાપક રહે, છાનો સઘળે ઠામ;
ચારુ રૂપ રાજા રહી, જાણે વાત તમામ. ૨૧
ઉદય ચંદ્રનો જોઇને, સમુદ્ર હરખે જેમ;
ગુણવંતો જોઇ ભૂપતિ, હરખે રૈયત તેમ. ૨૨
ઉદય જોઇ કેતુ તણો, થાય સર્વને શોક;
પાપી રાજા જોઇને, ધિક્કારે સૌ લોક. ૨૩

**ચોપાઇ ત્રિતાલ**

માટે જેવો રાજા હોય, તેવી પ્રજા થાય છે સોય;
નીતિવંતો હોય નરેશ, તેથી સુધરે સઘળો દેશ. ૧
શાસ્ત્ર પ્રમાણે વરતે ન્યાય,શીખી નીતિ ને વળી ન્યાય;
પહેલું મન પોતાનું જેહ, રાજાએ વશ કરવું તેહ. ૨
મન જીતે સઘળું જીતાય, ખટશત્રુ તેથી વશ થાય;
દેહરૂપ જંત્ર છે સાર, આત્મા તે ચલાવનહાર. ૩
તે આત્મા મનને જઇ મળે, મન વિષયોના સામું વળે;
વિષયભક્ષ લેવાને સહી, પ્રેરે મન ઇંદ્રિયોને જઈ. ૪
મન જીતે જિતેંદ્રિય થાય,પાંચ નામ મનનાં કહેવાય;
સહુ પદાર્થને મનનું જ્ઞાન, તે માટે કહે છે વિજ્ઞાન. ૫
શરીરરૂપી ગુફામાં રહે, હૃદય નામ તે માટે કહે;
સર્વે વસ્તુ ચિંતવે એહ, માટે ચિત્ત કહેવાયું તેહ. ૬
દીઠા સાંભળ્યા ઉપર જાય, માટે મન એને કહેવાય;
પદાર્થોનો નિશ્ચય કરે, માટે બુદ્ધિ કહે છે સરે. ૭
મન પ્રધાન આત્માનો સાર,તે સાથે મળી કરે વિચાર;
મન આત્મા બે ન દેખાય, પ્રમાણથી તે તો ઓળખાય. ૮

અગ્નિ હોય ત્યાં ધૂમ્રજ થાય, તેથી અગ્નિને જાણ્યો જાય;
આત્મા મન અદષ્ટ એમ, લક્ષણથી ઓળખવા તેમ. ૯
ધર્મ અધર્મ સુખ દુઃખ હોય, ઈચ્છા દ્વેષ કરે છે સોય;
વળી પ્રયત્ન ગાન ને સંસ્કાર, તે નવ ગુણ આત્મા નિર્ધાર. ૧૦
એ ગુણથી આત્મા જાણીએ, વેદવચનથી પરમાણીએ;
નવ લક્ષણથી જીવ છે નામ, મનને મળીને કરે છે કામ. ૧૧
શ્રોત્રાદિક જ્ઞાનેન્દ્રિયમાંય, પંચ વિષય શબ્દાદિક ત્યાંય;
મન જે જે ઇન્દ્રિયને મળે, તે તે વિષયો લેવા પળે. ૧૨
આત્મા મનને પ્રેરે જદા, મન વિષયોપર દોડે તદા;
વિષયો આત્મા લે છે જેહ, મેળવનારૂં છે મન તેહ;
સંકલ્પ સધળા મનને થાય, એ અનુમાને મન કહેવાય. ૧૩

દોહા

આત્મા તણા પ્રયત્નથી, મનને સંકલ્પ થાય;
મનની પ્રેરી ઇન્દ્રિયો, વિષયભોગ તે ચાહ્ય. ૧
માટે બલિષ્ઠ ઈન્દ્રિયો, વશમાં રાખે જેહ;
રાજા રાજ ત્રિલોકનું, કરી શકે છે તેહ. ૨
દેખીતા વિષયો સહુ, સુખ સરખા દેખાય;
પણ અંતે ફળ તેહનું, નિશ્ચે માઠું થાય. ૩
અલિ× પતંગ મૃગ મીન ગજ, બંધન પામે જેહ;
એક એક વિષયોવડે, દેહ તજે છે એહ. ૪
જે રાજા વિષયો થકી, અંધ ધુંધ થઇ જાય;
પરનારીને ભોગવે, નિશ્ચે માર્યો જાય. ૫
કામાદિ ખટવર્ગને, જીતે પહેલો રાય;
રાજ કરે નીતિ વડે, કર્મે નવ લેપાય. ૬
અવિનયથી માર્યા ગયા, વનમાં વસ્યા નરેશ;
વિનયવંત વનમાં હતા, પામ્યા પાછો દેશ. ૭
કોઇક તો કામે હણ્યા, ક્રોધે હણીઆ કોય;
કોય હણાયા લોભથી, હરખ માન મદ કોય. ૮
વિષ જેવા વિષયો સહુ, કરે દેહમાં વાસ;
એક એક પણ જીવનો, નિશ્ચે કરે વિનાશ. ૯
મરજાદા તજી ધર્મની, વિષય ભોગવે કોય;
લોક તથા પરલોકમાં, સુખ પામે નહિ સોય. ૧૦

× અલિ એટલે ભમરો.

પુરુષારથ છે પુરુષમાં, ધર્મ અર્થ ને કામ;
વેદ વિધિથી ઉચ્ચરે, મળે મોક્ષનાં ધામ. ૧૧
ઇત્યાદિક નીતિ ઘણી, અલર્કને કહે માત;
તે સમજી પોતે થયો, ધર્મવંત સાક્ષાત. ૧૨
વળી માતને પૂછીઆ, વર્ણાશ્રમના ધર્મ;
તે શ્રુતિઓ સ્મૃતિઓથકી, કહી સમજાવ્યો મર્મ. ૧૩
ધારણ કરજે વીર તું, સત્પુરુષનું વ્રત;
શુભવ્રતને ધાર્યા થકી, વિષ થાયે અમૃત. ૧૪
એમ કહીને મુદ્રિકા, આપી સુતને એક;
આપદ્‌કાળે વાંચવી, સજવો સોય વિવેક. ૧૫
એમ કહીને પુત્રને, સોંપ્યું સઘળું રાજ;
પરણાવ્યો પ્રીતે કરી, કહ્યું કરવાનું કાજ. ૧૬
યજ્ઞ કરી સંતોષવા, દેવ તથા ભૂદેવ;
કરવી સજ્જન સંગતિ, સત્પુરુષોની સેવ. ૧૭
શ્રાદ્ધાદિકથી સેવવા, પિતૃ દેવ પ્રમાણ;
પાસે પંડિત રાખવા, સારા જોઈ સુજાણ. ૧૮
શિષ્ટજનોને સેવીએ, દુષ્ટજનોને દંડ;
પ્રજા પાળવી પ્રીતથી, કરે ન કોય પાખંડ. ૧૯
પ્રીતે પાસે રાખવા, નીતિવંત પ્રધાન;
સર્વેને સંભળાવવા, ધર્મ નીતિનું જ્ઞાન. ૨૦
પરધન પરદારા વળી, પરદુઃખના કરનાર;
તે દુષ્ટોને ટાળવા, કરી દેશની પાર. ૨૧
બ્રાહ્મણ આદિ પૂજ્યનું, કરવું નહિ અપમાન;
સદા ધર્મ સંભાળવો, ધરવું પ્રભુનું ધ્યાન. ૨૨
એવું કહીને આપીયું, અલર્ક સુતને રાજ;
વનમાં ચાલ્યાં દંપતી, આત્માસાધન કાજ. ૨૩

ચોપાઈ

અલર્ક રાજા થયો ઉદાર, વાધ્યો યશ તેનો વિસ્તાર;
પાળે પ્રજા પુત્રની પેર, સઘળે થઇ આનંદની લહેર. ૧
વેદધર્મ સર્વે અનુસરે, કોઈ કોઇને પીડા નવ કરે;
ધર્મવંત કીધા સહુ લોક, કોઇને નહિ વ્યાધિ ને શોક. ૨
કામધેનુ સમ વસુધા થઇ, સહુ સંપત્તિ શોભી રહી;

પુત્ર થયા અલર્કને સાર, તે સઘળા ગુણના ભંડાર. ૩
ઘણા કાળ એમ કરતાં ગયા, વિષયોના સુખમાંહે વહ્યા;
રાજરત્ન રમણીકશું રંગ, મન વૃત્તિ ન થાય અસંગ. ૪
વિષયોમાં લોભાયો ભ્રાત, તે સુબાહુએ જાણી વાત;
માતતણી પ્રતિજ્ઞા જેહ, પાળી નહિ અલર્કે તેહ. ૫
વિષયોમાં લોભાઈ રહ્યો, આજ લગી ન વનમાં ગયો;
માટે લઇ લેવું એનું રાજ, તેથી સરસે સારૂં કાજ. ૬
વળતો કાશીરાજાને મળ્યો, સમાચાર કહી સાથે વળ્યો;
તેણે સૌ સૈન્યા સજ્જ કરી, નગર અયોધ્યા આવ્યો ફરી. ૭
તેણે દૂત મોકલીઓ એક, અલર્કને સહુ કહ્યો વિવેક;
રાજ તમારૂં સઘળું જેહ, સુબાહુને સોંપો તેહ. ૮
એક વસ્ત્ર પહેરીને જાવ, નીકર લડવા સામા થાવ;
અલર્ક કહે જે ક્ષત્રી હોય, ભયથી રાજ તજે નહિ કોય. ૯
યુદ્ધ કરી જ્યારે હારીશ, ત્યારે છોડી દઇશું દેશ;
દૂતે કાશીનૃપને કહ્યું, તરત સૈન્ય તે તત્પર થયું. ૧૦
ઘેર્યું જઇ અયોધ્યા ગામ, વળતી મચ્યો ઘણો સંગ્રામ;
અલર્કના યોદ્ધા છે જેહ, હારી નાઠા સઘળા તેહ. ૧૧
કોષ હતા તે ખાલી થયા, લોક દુઃખેથી નાસી ગયા;
અલર્કને મન ચિંતા થઇ, લડવાની શક્તિ નવ રહી. ૧૨
માતા તણી મુદ્રિકા જેહ, કાઢી કરમાં લીધી તેહ;
વાંચી જોયા અક્ષર સહુ, વાધ્યો હર્ખ રુદેમાં બહુ. ૧૩
શત્રુ બળીઓ આવી લડે, ખૂટે ધન ને સંકટ પડે;
તારે સઘળું કરવું ત્યાગ, મન ધરવો નિર્મળ વૈરાગ. ૧૪
વનમાં જઇ કરવો સત્સંગ, તેથી થાશે દુઃખનો ભંગ;
એવા અક્ષર વાંચી કરી, તરત ગયો વનમાં નીસરી. ૧૫
દત્તાત્રેય મહામુનિ જ્યાંય, પૂજી પાયે નમીયો ત્યાંય;
પ્રીતે કરી જોડયાં પાણી, વિનય કરી બોલ્યો મૃદુ વાણી. ૧૬
દેવ તમે છો દીન દયાળ, શરણાગતવત્સલ પ્રતિપાળ;
મારૂં દુઃખ નિવારણ કરો, શરણાગતનું સંકટ હરો. ૧૭
આવ્યો પ્રભુ તમારી પાસ, ટાળો સઘળા મ્હારા ત્રાસ;
તપી રહ્યો છું તાપે કરી, હવે દુઃખ નિવારો હરિ. ૧૮
કોમળ ચરણ તમારા જેહ, તાકી શરણે આવ્યો તેહ;

દોહા

વચનો સુણી અલર્કનાં, કહે મહામુનિરાય;
સાચું કહે પૃથ્વીપતિ, શું દુઃખ તુજને થાય. ૧
કહે દુઃખ શું તુજને થયું, તેનો કરી વિચાર;
વળતી તું મુજને કહે, ધીર થઇ નિરધાર. ૨
વચન સાંભળી દત્તનાં, હિંમત રાખી ધીર;
વિચાર કરવા લાગીઓ, શોધી આપ શરીર. ૩
આત્મા અનાત્મા તણો, જોયો કરી વિચાર;
હાશ કરીને બોલીઓ, મુનિપ્રત્યે નિરધાર. ૪
હું તો કંઈ ભોમિ નહિ, નહિ જળ તેજ સમીર;
આકાશ તે પણ હું નહિ, પંચે ભૂત શરીર. ૫
તન્માત્રાઓ પંચ છે, પંચભૂતની જેહ;
તે સરવે પણ હું નહિ, સૂક્ષ્મ દેહ છે એહ. ૬
સુખ ને દુઃખ છે મન વિષે, માની લે છે સોય;
તે મનથી હું ભિન્ન છું, મારે નહિ દુઃખ કોય. ૭
એ સહુ અંતઃકરણ છે, ચિત્ત બુદ્ધિ અહંકાર;
તે દુઃખને વળી સુખનો, માથે લે છે ભાર. ૮
હું અળગો છું એહ થકી, શુદ્ધ સચ્ચિદાનંદ;
મારે તે શીદ માનવો, પર ઉપાધિનો દ્વંદ્વ. ૯
જાગ્રત માંહે થાય છે, સ્થૂલ દેહ અભિમાન;
ત્યારે સુખ ને દુઃખનું, તેમાં રહે છે ભાન. ૧૦
વળતી તે સૂતા પછી, થાય સુપનનો દેહ;
તે દેહના સુખદુઃખને, માની લે છે તેહ. ૧૧
સુપન મટીને થાય છે, નિદ્રા જેણી વાર;
તેમાં સ્થૂલ સૂક્ષ્મ તણું, હોય ન દુઃખ લગાર. ૧૨
હું તો એ ત્રણેયનો, સાક્ષી તુર્યા રૂપ;
સુખ દુઃખ મુજને ન અડે, હું છું શુદ્ધ સ્વરૂપ. ૧૩
કારણ સુખ ને દુઃખનું, દીસે છે અજ્ઞાન;
તે અજ્ઞાને થાય છે, જડ કેરૂં અભિમાન. ૧૪
જડ શરીર તો હું નથી, નહિ મન આદિ વિકાર;
હું તો ચૈતન્યરૂપ છું, રહ્યો સર્વેની પાસ. ૧૫
કરે રાજ્યની વાંચ્છના, અગ્રજ આવ્યો જેહ;

જોતાં પંચે ભૂતના, જૂદા છે સહુ દેહ. ૧૬
હું તો સઘળા દેહમાં, રહું છું સર્વાતીત;
દીસે જળમાં ચંદ્રમા, પણ અળગો એ રીત. ૧૭
ગુણે કરીને જૂજવા, દીસે છે આકાર;
નિરાકાર હું તો રહ્યો, સરવેનો આધાર. ૧૮
હાડ માંસ ને રંગ નહિ, એવું મારૂં રૂપ;
હસ્તાદિક અવયવ નહિ, એવું શુદ્ધ સ્વરૂપ. ૧૯
રથ હાથી આદિ તણો, તેને નથી સંબંધ;
સુખ–દુઃખ શત્રુ મિત્ર તો, માને છે મન અંધ. ૨૦
મારે તો કાંઇએ નથી, રથ હાથી ને કોષ;
પુન્ય પાપ મારે નથી, સદાય હું નિર્દોષ. ૨૧
જૂદા જૂદા કુંભમાં, જેવું છે આકાશ;
એમ એક છે માહરો, સકળ દેહમાં વાસ. ૨૨
કાશીભૂપ સુબાહુ તો, દીસે દેહ ને ભેદ;
પણ સર્વેમાં હું રહ્યો, એકજ રૂપ અછેદ. ૨૩
એમ કહીને દત્તને, કીધો વળી પ્રણામ;
પાછો અલર્ક બોલીઓ, કર જોડીને ઠામ. ૨૪
સારી પેઠે મેં પ્રભુ, જોયો કરી વિચાર;
સંબંધ કંઈ સુખ દુઃખનો, મારે નથી લગાર. ૨૫
જ્યાં આસક્તિ મન તણી, ત્યાં ત્યાં બુદ્ધિ જાય;
માનીનતા સુખદુઃખ તણી, તે પ્રાણીને થાય. ૨૬
હું દુઃખીયો સુખીયો નથી, હું પ્રકૃતિ પાર;
એવી મમતા શૂન્યમાં, સુખદુઃખ નહિ લગાર. ૨૭
દત્ત કહે સુણ ભૂપતિ, તુજને ઉપજ્યું જ્ઞાન;
તે મહારા પરસાદથી, ગયું સરવ અજ્ઞાન. ૨૮
અહંમમેતિ એજ છે, સદાય દુઃખનું મૂલ;
'નાહંમમેતિ'થી ગયું, જેમ આકનું તૂલ. ૨૯

### ચોપાઈ ત્રિતાલ

'અહં' એટલો અંકુર હોય, મમતા સ્કંધ વધે છે સોય;
શાખા તે ઘરક્ષેત્ર ગણાય, દારા સુત તે પલ્લવ થાય. ૧
ધનધાન્ય છે પત્રો બહુ, કાળે વૃદ્ધિ પામે સહુ;
પુણ્ય પાપ તે ફૂલ ગણાય, સુખ ને દુઃખ તેથી ફળ થાય. ૨

વિધિ અનેક તે ભમરા ભમે, તરુ અજ્ઞાન તેહને ગમે;
સંસાર માર્ગ જનારા વળે, બેસે તે તરુ છાયા તળે. ૩
શ્રાન્તિ જ્ઞાન સુખાધીન સોય, સુખ અત્યંત ન પામે કોય;
જે સતસંગ પાષાણે કરી, મમતા તરુને છેદે ફરી. ૪
જ્ઞાનકુઠારે કરવો નાશ, મુક્તિમાર્ગનો થાય વિકાશ;
નીરજ અકંટક મારગ થાય, પછી બ્રહ્મવન માંહી જવાય. ૫
પરમ નિવૃત્તિ પ્રાપ્તજ હોય, પામે પરમાત્મા પદ સોય;
ભૂત ઇંદ્રિમય સ્થૂલ દેહ, તારૂં રૂપ નહિ કાંઈ તેહ. ૬
તન્માત્રા અંતઃકરણ કોય, તારૂં રૂપ નહિ એ સોય;
એ તો ક્ષેત્ર પ્રકૃતિ જાણ, તું તો ક્ષેત્રજ્ઞરૂપ પ્રમાણ. ૭
ગુણ સંગાથે ગુણમાં મળ્યો, છે અળગો પણ દીસે ભળ્યો;
ઉકરડામાં મચ્છર જેમ, ક્ષેત્રમાંહી ક્ષેત્રજ્ઞ છે તેમ. ૮
અલર્ક કહે તમ પરતાપ, મુજને માહરૂં જડીયું આપ;
કરતાં વિચાર કુંચી જડી, તાળુ સહેજે ગયું ઉઘડી. ૯
પ્રધાન પુરુષનો થયો વિવેક, ઉંડી રહે છે શંકા એક;
પુરુષ પ્રકૃતિથી રહે છે ભિન્ન, શાથી થયો વિષયમાં લીન. ૧૦
નિર્ગુણતા કેમ રહેતી નથી, તે મુજને સમજાવો કથી;
સદાય થાય બ્રહ્મનો ભોગ, કહો તે મુજને સઘળો યોગ. ૧૧
કહે દત્ત તું સાંભળ રાય, અજ્ઞાનીને વિયોગ થાય;
જ્ઞાન થાય તો થાયે યોગ, જ્ઞાનવિના સદાનો વિયોગ. ૧૨
જ્ઞાન થતાં ઉપજે વૈરાગ, વિષયો ઉપર રહે નવ રાગ;
કામભોગના સંકલ્પ શમે, કેવળ બ્રહ્મઉપાસન ગમે. ૧૩
તેથી ટળે કર્મના કોષ, થાયે નિર્મળ મન નિર્દોષ;
પ્રાણાયામથી પાતક બળે, દોષ ધારણા કરતાં ટળે. ૧૪
પ્રત્યાહારથી વિષયો જાય, દયા ઐશ્વર્ય પ્રાપ્તિ થાય;
પર્વતમાં છે ધાતુ જેહ, ધમતાં નિર્મળ નીકળે તેહ. ૧૫
એમ દોષ ઇંદ્રિયોના જાય, પ્રાણાયામ છે સઘ ઉપાય;
યોગી જન ને સાધન એહ, પહેલું પ્રાણાયામ છે તેહ. ૧૬
ઉત્તમ મધ્યમ ને લઘુ સાર, પ્રાણાયામ છે ત્રણ પ્રકાર;
દ્વાદશ માત્રા જેમાં હોય, લઘુ પ્રાણાયામ કહીએ સોય. ૧૭
એથી બમણી મધ્યમ કહી, ત્રણેગણી તે ઉત્તમ સહી;
લઘુ અક્ષર કરવો ઉચ્ચાર, તેમાં જેટલી લાગે વાર. ૧૮

માત્રા એજ 'તેજ' કહેવાય, એવી દ્વાદશ માત્રા થાય;
જુક્તિથી કરવો અભ્યાસ, તેથી હોય ક્લેશનો નાશ. ૧૯
વાઘ સિંહ ને હાથી જેહ, જુક્તિથી વશ થાયે તેહ;
એમ જુક્તિએ જીતે શ્વાસ, તેને કહીએ યોગાભ્યાસ. ૨૦
સિંહ હોય સાધેલો જેહ, મૃગ માનવને ન હણે તેહ;
એમ પવન સાધી લેવાય, દોષ દેહના સઘળા જાય. ૨૧

દોહા

ધીમે ધીમે સાધતાં, પ્રાપ્તિ સઘળી થાય;
માટે પ્રાણાયામનો, પહેલો કહ્યો ઉપાય. ૧

ચોપાઈ ત્રિતાલ

પ્રાણ જીતતાં મન જીતાય, કોટી જન્મનાં કલ્મષ જાય;
પવિત્ર ભોમિ હોયે જ્યાંય, ત્રિવિધિ આસન કરવું ત્યાંય. ૧
પદ્માસન સિદ્ધાસન સાર, વળી સ્વસ્તિક આસન પાર;
વામ ચરણની પાની જેહ, યોનિસ્થાનક ધરવી તેહ. ૨
તે ઉપર દક્ષણ પગ ધરે, સિદ્ધાસન એ રીતે કરે;
સમકાયા શિરગ્રીવા કરી, નાસાગ્રે દષ્ટિને ધરી. ૩
દંતેદંત પણ અડકે નહિ, કોઇ દિશા જોવું નહિ કાંઈ;
તામસ રાજસ વૃત્તિ જેહ, સાત્વિક ગુણમાં ભરવી તેહ. ૪
પછી શુદ્ધ સાત્વિક ગુણમાંય, ત્રિગુણાતીત થઇ રહે ત્યાંય;
બાહ્ય ઇંદ્રિયના વિષયો જેહ, મનમાં આણી ભરવા તેહ. ૫
મન ને પ્રણવ માંહી એકતાર, નામ તેહનું પ્રત્યાહાર;
કૂર્મ અંગ સંકોચે જેમ, વિષયમાત્ર સંકોચે તેમ. ૬
એકજ આત્મામાં રતિ થાય, તેથી સકળ મનોમળ જાય;
આત્માએ આત્માને જુવે, એમ કરી મનના મળ ખુવે. ૭
બાહ્ય ભીતર શુદ્ધિ થાય, પ્રત્યાહાર તેજ કહેવાય;
દ્વાદશ પ્રાણાયામ જો હોય, એક ધારણા કહીએ સોય. ૮
એવી બાર ધારણાઓ થાય, તેથી બ્રહ્મરૂપ દેખાય;
પ્રાકૃત ગુણ માયાનો જેહ, તેથી જૂદો થાયે તેહ. ૯
વ્યોમાદિ પરમાણું સાર, તેવું બ્રહ્મ રૂપ નિરધાર;
કરતાં પ્રાણાયામ અભ્યાસ, બ્રહ્મરૂપનો થાય પ્રકાશ. ૧૦
પ્રાણ સાધતાં કુંભક થાય, પ્રાણાયામ તેજ કહેવાય;
શબ્દાદિક વિષયો જેહ, ધરે આત્મા માંહી તેહ. ૧૧

કેવળ હોયે ગગનાકાર, નામ તેનું પ્રત્યાહાર;
હૃદય કંઠ તાળુ ભ્રૂમાંય, વળતી બ્રહ્મરંધ્ર છે ત્યાંય. ૧૨
પંચભૂતને ધારે જેહ, નામ ધારણા કહીએ તેહ;
ચમત્કાર સિદ્ધિઓ તણા, થાય ધારણા કરતાં ઘણા. ૧૩
ક્ષુધા તૃષા કે વ્યાકુળ હોય, કરવી નહિ ધારણા કોય;
શીત તાપ કે વાયુમાંય, કરવી નહિ ધારણા ત્યાંય. ૧૪
હોય ઉપદ્રવ જ્યાં જ્યાં કાંય, યોગીએ ન રહેવું ત્યાંય;
ઉપાધિએ ચિત્ત ગભરાય, તેથી વિઘ્ન યોગમાં થાય. ૧૫
વિઘ્ને કરી જાય છે યોગ, વળી શરીરે વાધે રોગ;
ધાતુ પોષણ કરતા જેહ, કરવો આહાર યોગી તેહ. ૧૬
કડવું ખાટું ખારૂં કંઈ, તે યોગીએ જમવું નાહ;
આળસ પ્રમાદ જે થકી થાય, તેથી યોગ કરેલો જાય. ૧૭

દોહા

શીતકાળમાં ઉષ્ણની, ઉષ્ણકાળમાં શીત;
ધરવી નિત્યે ધારણા, એ યોગીની રીત. ૧
પૃથ્વી જળ અગ્નિ વળી, વાયુ ને નભ જેહ;
પંચ પંચ ઘટિકાલગી, ધરે ધારણા તેહ. ૨
કુંભક રાખે શ્વાસને, ઘડી પંચ પર્યંત;
ધરે તત્ત્વની ધારણા, સિદ્ધ થાય તે સંત. ૩
સુગંધ હોય શરીરમાં, દેહ અરોગી થાય;
કાન્તિ વધે શરીરની, યોગચિહ્ન કહેવાય. ૪
જિતેંદ્રિય ને ક્રોધજિત, લઘુ ભોજન કરનાર;
ધરે સૂક્ષ્મની ધારણા, પામે સિદ્ધિ ઉદાર. ૫
શબ્દાદિક સૂક્ષ્મતણી, ધરે ધારણા જેહ;
અણિમાદિક મહાસિદ્ધિઓ, પામે યોગી તેહ. ૬
સૂક્ષ્મથી સૂક્ષ્મ બને, અણિમા કહીએ તેહ;
શીઘ્ર ગતિ સઘળે કરે, લઘિમા કહીએ તેહ. ૭
સર્વે જન પૂજા કરે, તે મહિમા કહેવાય;
ઈચ્છે તે આવી મળે, પ્રાપ્તિ તેને ગાય. ૮
ઈશ્વરસમ વ્યાપક રહે, કામ્યા સિદ્ધિ સોય;
લોકમાત્ર વશમાં રહે, વશિતા એવી હોય. ૯
ઇચ્છે ત્યાં ત્યાં જઈ શકે, ધારે એવો દેહ;

ઈશ્વરના સરખો બને, નામ-ઈશિતા એહ. ૧૦
ઇત્યાદિક સહુ સિદ્ધિઓ, વશ યોગીને થાય;
તે સર્વેને પરહરી, બ્રહ્મ નિરંતર ધ્યાય. ૧૧
જાપ જપે ૐકારનો, તન્મય તેથી થાય;
પાતક જન્મ અનેકનાં, તે સાધનથી જાય. ૧૨
અકાર ને ઉકારનો, ત્રીજો વળી મકાર;
ત્રણે ગુણ છે તેહના, રજ તમ સાત્વિક સાર. ૧૩
નિર્ગુણ અર્ધમાત્રાતણું, ધરે યોગીજન ધ્યાન;
બ્રહ્મરંધ્રમાં તે રહે, સૂક્ષ્મ બ્રહ્મ સમાન. ૧૪
યોગી મુર્ધનિ સ્થાનમાં, જપે સદા ૐકાર;
આપે અક્ષર બ્રહ્મમાં, વરતે એકાકાર. ૧૫
પ્રાણ ધનુષ્ય શર આત્મા, બ્રહ્મ વેધ્ય કહેવાય;
યોગી વેધે તેહને, સર્વે તન્મય થાય. ૧૬
ત્રણ લોક ને વેદ ત્રય, પાવક ત્રણ પ્રકાર;
બ્રહ્મા વિષ્ણુ શિવ સહિત, એકરૂપ ૐકાર. ૧૭
અકાર તે ભૂલોક છે, ભુવર્લોક ઉકાર;
મકાર તે સ્વર્લોક છે, ત્રિલોકમય ૐકાર. ૧૮

**ચોપાઇ ત્રિતાલ**

અકાર માત્રા વ્યક્તસ્વરૂપ, ઉકાર તે અવ્યક્ત અનૂપ;
મકાર તે ચિત્શક્તિ રહી, માત્રા અર્ધ પરં પદ સહી. ૧
યોગભૂમિકા કહી છે જેહ, એ અનુક્રમે જાણવી તેહ;
'હું' એ તો છે અક્ષર બ્રહ્મ, સઘળો સમજી લેવો મર્મ. ૨
એને જાણી જે જન ધ્યાય, સહુ બંધનથી છૂટી જાય;
પરબ્રહ્મમાં તે લય હોય, પામે સદ્ય પરમપદ સોય. ૩
મૃત્યુ અરીષ્ટ જાણે આપ, છૂટે તેનાં સઘળાં પાપ;
સહુનો અંતરજામી હોય, ત્રણે કાળનું જાણે સોય. ૪
ચૌદ લોકની જાણે વાત, જીવ બ્રહ્મ થઈ રહે સાક્ષાત;
યોગીને વ્રત ધરવું જેહ, હવે તુજને કહું છું તેહ. ૫
પ્રથમ ધારે યમ ને નેમ, તે યોગી હોય યોગ-ક્ષેમ.

**દોહા**

બ્રહ્મચર્ય વ્રત ધારવું, વળી અહિંસા જેહ;
અલોભ ને આસ્તેય છે, ત્યાગ પાળવો તેહ. ૧

બાહર ભીતર શુચિ રહે, કરવો અલ્પ આહાર;
ગુરુસેવા અક્રોધતા, જપવો નિત્ય ૐકાર. ૨
એવાં વ્રત યોગી ધરે, વ્રતધારી કહેવાય;
સદા રહે એકાંતમાં, વિઘ્ન કશું ના થાય. ૩
બિંદુ અચળ રહે નહિ, વાયુ મધ્ય ન હોય;
ચિત્ત ગગનવત્ ના રહે, યોગી ન કહીએ સોય. ૪
વૈદક ને વળી કીમીઆ, જે જે કરતા હોય;
તે પાખંડી જાણવા, યોગ ન પામે કોય. ૫
અલર્ક કહે સ્વામી હવે, રીષ્ટ થવાનું હોય;
યોગી કેમ જાણી શકે, કૃપા કરી કહો સોય. ૬
વળતા દત્ત મુનિ વદે, સાંભળજે ભૂપાળ;
યોગીજન જાણી શકે, હોય થવાનો કાળ. ૭
ધ્રુવ શુક્ર અરુંધતી, સોમતણી જે છાંય;
દેવ માર્ગ દેખે નહી, માસ બારમાં જાય. ૮
ચંદ્ર રવિ પાવક વળી, રશ્મીરહિત દેખાય;
તે એકાદશ માસમાં, કાળ તણે વશ થાય. ૯
વાન્તી તથા મલમૂત્રમાં,સુવર્ણ રજત જણાય;
દેખે એવું સ્વપ્નમાં, દશ માસે મરી જાય. ૧૦
પ્રેત પિશાચ ગાંધર્વનગર, સોનાનાં તરુ જેહ;
દેખે એવું સ્વપ્નમાં, રહે માસ નવ દેહ. ૧૧
જાડો દીસે દુબળો, દુર્બળ તાજો થાય;
એવું દેખે સ્વપ્નમાં, માસ આઠ રહે કાય. ૧૨
કાદવ કે રેતી વિષે, ખંડિત પગલું થાય;
એવું દેખે માનવી, સાત માસ જીવાય. ૧૩
કપોત અથવા કાગડો,ગીધ આદિક ખગ જેહ;
માથા ઉપર જો રહે, રહે માસ ખટ દેહ. ૧૪
કાગપંક્તિ સ્વપ્ને હણે, રેણુ વૃષ્ટિ અપાર;
છાયા દેખે અન્યથા, માસ પાંચ કે ચાર. ૧૫
વાદળ વિણ હોય વિજળી, દેખે દક્ષણ પાસ;
ઇંદ્રધનુષ રાતે જુએ, જીવે બે ત્રય માસ. ૧૬
દર્પણ ઘૃત કે તેલમાં, અથવા જળમાં જેહ;
શીશ *વની છાયા જુએ, મરે માસમાં તેહ. ૧૭

* વની=વગરની

ગંધ ઉપજે દેહમાં, શબ સરખો જે વાર;
અર્ધ માસમાં માનવી, મરે તેજ નિરધાર. ૧૮
સ્નાનજ કરતાં જેહનાં, હૃદય ચરણ સૂકાય;
દશ દિવસમાં માનવી, તે નિશ્ચે મરી જાય. ૧૯
રાતાં કાળાં લૂગડાં, હસતી ગાતી જાય;
નારી દેખે સ્વપ્નમાં, કાળ તેહનો થાય. ૨૦
નાગો ને હસતો વળી, જોગી જે બળવંત;
દેખે જે નર સ્વપ્નમાં, આવે તેનો અંત. ૨૧
માથાસુધી માનવી, કચરામાં કળી જાય;
દેખે જે નર સ્વપ્નમાં, તેહ કાળવશ થાય. ૨૨
સરપ તથા નિર્જળ નદી, કેશ ભસ્મ અંગાર;
તે નર દિન અગીઆરમાં, મરે એજ નિરધાર. ૨૩
નર કોઇ નિરખે સ્વપ્નમાં, કાળો વિકટ કરાળ;
પથરે આવે મારતો, તેજ જાણવો કાળ. ૨૪
સૂરજના ઉદયસમે, સન્મુખ રૂવે શિયાળ;
જે નરના સામું જુએ, તેનો ખૂટે કાળ. ૨૫
સામા નરના નેત્રમાં, આપ ન દેખે દેહ;
ગંધ ન આવે દીપનો, સદ્ય મરે નર તેહ. ૨૬
મુખની દીસે રક્તતા, જીભ્યા દેખે શ્યામ;
વામ નેત્ર આંસુ ખરે, તે જાશે જમધામ. ૨૭
ઉંટ તથા ખરપર ચઢી, દક્ષિણ દિશાએ જાય;
એવું દેખે સ્વપ્નમાં, નાશ તેહનો થાય. ૨૮
અનહદ નાદ સુણે નહિ, જ્યોતિ ના દેખાય;
ભ્રકુટી પણ દેખે નહિ, તે પ્રાણી મરી જાય. ૨૯
પ્રવેશ દેખે સ્વપ્નમાં, અગ્નિ કે જળમાંય;
પાછો ફરી ન નીસરે, તેની નવ રહે કાય. ૩૦
સ્વભાવ જે પ્રાણીતણો, જ્યારે વિપરીત થાય;
ફરે પ્રકૃતિ જેહની, તે નિશ્ચે મરી જાય. ૩૧
દેવ વિપ્ર ગુરુ વૃદ્ધની, પૂજા ઉપર અભાવ;
અભાવ ઉપજે તેહને, જ્યારે ફરે સ્વભાવ. ૩૨
માત પિતા ગુરુ પૂજ્યની, ઉપર ઉપજે દ્વેષ;
ત્યારે નિશ્ચય જાણીએ, કાળે કર્યો પ્રવેશ. ૩૩

ચોપાઈ ત્રિતાલ

એ લક્ષણથી કાળ જણાય, યોગીને મન ભય નવ થાય;
સંવત્સરની પહેલો સોય, યોગી યોગપરાયણ હોય. ૧
એકાંતે જઇ આસન કરે, નિત્યે ધ્યાન પ્રણવનું ધરે;
એક દિવસે ચારે વાર, કરવું મનને બ્રહ્માકાર. ૨
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ દેહ, તેથી અળગો આત્મા જેહ;
મનવૃત્તિ તેમાં લય કરે, અહંબ્રહ્મ આપે ઉગરે. ૩
અવધિ આવે દેહ તો જાય, આપ બ્રહ્મ થઇ રહે સદાય;
જળમાં જળ મળી રહે જેમ, જોગી મળે બ્રહ્મમાં તેમ. ૪
તેને જન્મ ફરી નવ થાય, ભળે મોક્ષમાં જોગી રાય. ૫

દોહા

વચન સાંભળી દત્તનાં, રીઝયો અલરકરાય;
ગદ ગદ કંઠે થઈ કરી, પ્રેમે લાગ્યો પાય. ૧
ધન્ય ધન્ય મુજ ભાગ્યને, ધન્ય મારો અવતાર;
ધન્ય ધન્ય મારી માતને, આપ્યો સત્ય વિચાર. ૨
ધન્ય સુબાહુ ભ્રાતને, ધન્ય ધન્ય કાશીનરેશ;
ધન્ય ગુરુ મુજને મળ્યા, આપ્યો સદ્ ઉપદેશ. ૩
દત્ત કહે અલરક તને, ઉપજ્યું ઉત્તમ જ્ઞાન;
હવે સુખેથી જઈ કરી, કરો બ્રહ્મ રસપાન. ૪
અસંગ થઇ ઘરમાં રહો, કે રહેજો વનની માંય;
મળી રહે મન બ્રહ્મમાં, કરવું રહે ન કાંય. ૫
સાચાં વચન પવિત્ર છે, પવિત્ર ગાળ્યું નીર;
સદ્દષ્ટે જોઈ પગ માંડવા, સત્ય ન તજવું ધીર. ૬
વચન ગુરુનાં શિર ધરી, પૂજી લાગ્યો પાય;
આજ્ઞા માગી મુનિતણી, આવ્યો નિજ ઘેર રાય. ૭
સુબાહુને ચરણે નમ્યો, ભેટયો કાશીનરેશ;
સર્વે મન વિસ્મે થયા, જોઈ અલર્કનો વેશ. ૮
કાશીપતિ કહે છે તમો, ક્ષત્રી ધર્મના જાણ;
છાના નાઠા યુદ્ધથી, વહાલા કીધા પ્રાણ. ૯
શૂરવીર જીત્યા તમે, કીધા યજ્ઞ ને યાગ;
અંતે શામાટે કર્યો, ક્ષત્રીધર્મનો ત્યાગ. ૧૦
અલર્ક કહે રાજા સુણો, અહંમમેતિ જેહ;

કેવળ દુઃખનું મૂળ છે, જીવ સરવનો તેહ. ૧૧
માતાના પરતાપથી, મુજને થયો વૈરાગ;
તેથી હું વનમાં ગયો, કરી સર્વનો ત્યાગ. ૧૨
અત્રિસુત મુજને મળ્યા, ઘણું બતાવ્યું જ્ઞાન;
હાવે મારા મંનથી, ગળી ગયું અભિમાન. ૧૩
પ્રધાન ને વળી પુરુષનો, મુજને થયો વિવેક;
જૂદા જૂદા દેહ છે, આત્મા સહુમાં એક ૧૪
અનેક જળના પાત્રમાં, દીસે રવિ અનેક;
પણ અળગો એ સર્વથી, છે આકાશે એક. ૧૫
એમ સરવમાં હું રહ્યો, બીજો નથી લગાર;
ભિન્નાભિન્ન જણાય છે, બુદ્ધિભેદ વિકાર. ૧૬
સુબાહુ ને તમ તણો, માનું છું ઉપકાર;
કૃપા કરી મુજપર ઘણી, કીધો ભવજળ પાર. ૧૭
અલર્કની વાણી સુણી, સુબાહુએ તે ઠામ;
હાવે સઘળું માહરૂં, સિદ્ધ થયું છે કામ. ૧૮
કાશીપતિ કહે છે વળી, કવણ તમારૂં કાજ;
કેઇ પેરે સિદ્ધિ થયું, તે સમજાવો આજ. ૧૯
સુબાહુ કહે મુજ માતની, હતી પ્રતિજ્ઞા જેહ;
સારી રીતે આ સમે, પૂર્ણ થઈ છે તેહ. ૨૦

ચોપાઈ ત્રિતાલ

મારા ઉદરમાં આવ્યો જેહ, અન્ય ઉદરે ન વસે તેહ;
ત્યાગ કરીને સઘળા જાય, બ્રહ્મ ભજીને બ્રહ્મજ થાય. ૧
તેજ જ્ઞાન અલર્કને થયું, હવે કાંઇ બાકી નવ રહ્યું;
સઘળું સર્યું અમારૂં કામ, સુખે જાવ તમારે ધામ. ૨
કાશીપતિ કહે તમને ધન્ય, તમ સરખા દીઠા નથી અન્ય;
તમ દર્શને પાવન થયો, સઘળો મારો સંશય ગયો. ૩
સુબાહુ તો ચાલ્યો વન ભણી, ગયો કાશીએ કાશીધણી;
અલર્ક સુતને સોંપી રાજ, ગયા વન સાધન કાજ. ૪
ભજી બ્રહ્મ બ્રહ્મમય થયા, પ્રીત કરી પારંગત ગયા;
એવું અલર્ક તણું ચરિત્ર, સુણતાં પ્રાણી થાય પવિત્ર. ૫
કોટી જન્મનાં પાતક જાય, ઘટમાં જ્ઞાન ઘણેરૂં થાય;
વાંચે સુણે ને કરે વિચાર, તેહ સુખે પામે ભવ પાર. ૬

હોય મદાલસા જેવી માત, તારે સુતને તે સાક્ષાત;
મૂઢ માતાના પુત્રો જેહ, રાસભ સુતના સરખા તેહ. ૭
આત્મજ્ઞાન જેને નવ હોય, પામર પશુ બરાબર સોય;
જેના ઘટમાં ઉપજે જ્ઞાન, તે નર કહીએ દેવસમાન. ૮
ઓગણીસેં અઠ્ઠાવી સાર, માઘ શુક્લ તેરસ ગુરુવાર;
માર્કંડે પુરાણે જેહ, કથા છોટમે કહી છે એહ. ૯
જે નર કરે એનો વિચાર, કહે છોટમ તે પામે પાર;
થાશે પૂરણ મનના કોડ, બોલો જય જય શ્રીરણછોડ. ૧૦

ઇતિ શ્રી મદાલસા આખ્યાન સંપૂર્ણ.



# ૩-નારા-રેશમનું આખ્યાન

**ચોપાઈ ત્રિતાલ**

પરમેશ્વરને લાગી પાય, કહું છું ઉદ્યમનો મહિમાય;
ઉત્તમ ઉદ્યમ જે જન કરે, તે જન થાય સર્વથી સરે. ૧
મધ્યમ ઉદ્યમના કરનાર, તે મધ્યમ થાશે નિરધાર;
કનિષ્ઠ ઉદ્યમ કરશે કોય, થાય કનિષ્ઠ સર્વથી સોય. ૨
ચોરીનો ઉદ્યમ છે જેહ, નીચામાં નીચો છે તેહ;
મનુષ્યદેહ ધરી થાયે ચોર, તેથી ઉપજે પાપ અઘોર. ૩
જાય લાજ ને ખોવે પ્રાણ, એવો ધંધો કરે અજાણ;
વળી ચોરીનું ધન છે જેહ, વહેલું નાશ થાય છે તેહ. ૪

**દોહા**

દગો કરે કે છેતરે, ધૂતી ધન લઈ જાય;
વણ આપેલું જે હરે, તે ચોરી કહેવાય. ૧
સારી વસ્તુ વેચતાં, નરસી ભેળે જેહ;
ભોળાને લે ભૂલવી, ચોર કહાવે તેહ. ૨
છાનામાનો છળ કરે, પરધન લૂંટી જાય;
જુઠું બોલી જર હરે, ચોર તેજ કહેવાય. ૩
દોરા ધાગા ચિઠ્ઠીઓ, જુઠ્ઠા વૈદો જેહ;
કપટ કરી પરધન હરે, ચોર જાણવા તેહ. ૪
ગંઠીછોડા ફાંસીઆ, લૂંટારા છે જેહ;
ઘર ફાડી પરધન હરે, ચોર કહાવે તેહ. ૫
ચોરીથી ધન મેળવે, તે સુખે ના ખાય;
દાટ્યું રહે કે દંડમાં, ચાંડાળો કર જાય. ૬

**ચોપાઈ ત્રિતાલ**

ચોરપલી નામે એક ગામ, ઘણા ચોર વસતા તે ઠામ;
પહાડસિંહ તેનો સરદાર, કરે ચોરી પોષે પરિવાર. ૧
નારસિંહ તેનો સુત જેહ, ઘણો ચોરીમાં ચંચળ તેહ;
દાનાવાડામાં દાનો નામ, ભલો ભક્ત હતો તે ઠામ. ૨
તેની પુત્રી સુલક્ષણી સાર, ખરા ઉદ્યમની તે કરનાર;
નારા સાથે પરણાવી તેને, આપી સારી શિખામણ એને. ૩
એનું નામ છે રેશમ સાર, ગઇ સાસરે તે નિર્ધાર;

એનો કંથ નારો છે જેહ, રહે છાજને છાપરે તેહ. ૪
ગઇ રેશમ તે ઘરની માંય, નહિ ખાવાને પીવા કાંય;
નારો ચોરીનો ધંધો કરે, વળી ચોરોમાં ફરતો ફરે. ૫
પીએ દારૂ ને અફીણ ખાય, એવા દોહ્યલા દિવસ જાય;
એના ઘરમાં મલે નહિ ઘંટી, વળી દળવા નહિ મળે ખંટી. ૬
ધાતુપાત્ર મળે ન લગાર, દીસે ઠાથરીઓ દશબાર;
દૈવે ડોડી કરી નવ હોય, ત્યારે કોળી ન કહાવે કોય. ૭
અન્યાયે ધન ભેગું કરે, તે ક્યાંથી સુખે વાવરે;
ધર્મે જય પાપે ક્ષય હોય, છે ઉખાણો સાચો સોય. ૮
ચોરી લાવે કો પરનો માલ, તેના થાય નઠારા હાલ;
જો પરની આંતરડી બળે, તો પછી ખાવા ક્યાંથી મળે. ૯
કોઇકનો લાગે નિશ્વાસ, જાય ચોરનું સત્યાનાશ;
રેશમ જુએ છાપરીમાંય, કોઠી અન્ન મળે નહિ કાંય. ૧૦

દોહા.

વાંસ ફરે વીસ હાથનો, નારાના ઘરમાંય;
દીસે મોટી ઠાથરી, ખાવાનું નહિ કાંય. ૧
ડોડીથી દિવસ બધો, ગરીબ કરે ગુજરાન;
પણ સારા ધંધા વિના, ધાઈને ન મળે ધાન. ૨
નારો હીંડે નાસતો, ચોરો પાસે જાય;
આખો દિવસ ઉંઘતો, ઝોઝાં ઝોકાં ખાય. ૩
એક દિવસ અબળા કહે, તમે સાંભળો રાજ;
આજ નથી કાંઈ આપણા, ઘરમાં જરી અનાજ. ૪
ઉછીના આણ્યા હતા, કંથ કોદરા જેહ;
આ થઇ રહ્યા એ સહુ, તમે જાણજો તેહ. ૫
ચપટી કોઈ નથી આપતું, નામ તમારે નાથ;
પૂર્વજન્મનાં પાપથી, તમે ગ્રહ્યો મુજ હાથ. ૬
આખો દિવસ આળસે, રમો રાવણા માંય;
તમને તો ઘર તરફની, ચિંતા ન મળે કાંય. ૭
દૈવે જો ડોડી વળી, કદી કરી ના હોત;
કોળી ને કંગાલનું, નિશ્ચય આવત મોત. ૮
આજ થકી નથી આપણે, ખાવા કાંઈ અનાજ;
પેટ પડે જો છોકરાં, ભૂખે આવે વાજ. ૯

બળ્યો મળ્યો અવતાર એ, કોળીનો કહેવાય;
હાથરીએ ખાવું વળી, છાપરીએ રહેવાય. ૧૦
ઉદ્યોગી લોકો સહુ, મોંને પૂછી ખાય;
ઓઢે પહેરે આપશું, આનંદે દિન જાય. ૧૧
નિરઉદ્યોગી માનવી, રખડે થઇને રાંક;
આપ સહે દુઃખ આળસે, દૈવતણો શો વાંક. ૧૨
અરે લોક ઉદ્યમવડે, કેવા છે ધનવાન;
ખાય પીયે ખુબી કરે, કરે પુણ્ય ને દાન. ૧૩
તમે અફીણી આળસુ, એદીના સરદાર;
ખાવા તાકો પારકું, ધિક્ એવો અવતાર. ૧૪

ચોપાઇ ત્રિતાલ

વાત સાંભળી નારી તણી, આંખ ઉઘડી નારા તણી;
અરે લોક આખો ભવ રળે, મુજને એક રાતમાં મળે. ૧
'એની જુનના' લોકો જેહ, કોણમાત્ર મુજ આગળ તેહ;
એક પહોર જો ઉદ્યમ કરૂં, ભારે ધન ભંડારે ભરૂં. ૨
રેશમ કહે રૂડા છો રાજ, જાઓ રળીને લાવો આજ;
એવું જોર તમારૂં હોય, તો ચિંતા મુજને નવ કાંય. ૩
કાળીચૌદશના દિન માંય, નવું કર્યું ખાતરીયું ત્યાંય;
મશાણની રાખોડી લીધ, સાધી મેલડી કીધી સિદ્ધ. ૪
નારો ઘણો થયો હુંશીઆર, સંગે સોબતી લીધા ચાર;
ઘણી રાત અંધારી ઘોર, શુકન સાધીને ચાલ્યા ચોર. ૫
નંદી ગામ હતું એક પાસ, વણિક લોકનો તેમાં વાસ;
સૂરચંદ શેઠીઆ જેહ, સૌથી છેલ્લો રહેતો તેહ. ૬
વૃદ્ધ વણિક ને નાની નાર, બાળક પણ હતાં બે ચાર;
નારે ખાતર પાડયું ત્યાંય, પોતે પેઠો તે ઘરમાંય. ૭
વસ્ત્ર ઘરેણાં વાસણ હરી, નારો તુર્ત ગયો નીસરી;
ભાગ ચોરને આપી કરી, ગયો ઘેર પોતાને ફરી. ૮
માલ તણી ગાંસડી જેહ, નારી આગળ મૂકી તેહ.

દોહા

નારો કહે નારી જુઓ, ઉદ્યમ મારો આજ;
ચાર પહોરમાં ચારસેં, લાવ્યો તારે કાજ. ૧
વનિતાએ વળતી સહુ, છોડી જોયો માલ;

કામિની ઉઠી કળકળી, બોલી થઇ બેહાલ. ૨
અરેરે આ તો કોઈકનું, ઘાલ્યું સત્યાનાશ;
ચોરી લાવ્યો ચોરટા, તેને પાડી ત્રાસ. ૩
પાંજર ખોલી પારકાં, દેખાડ્યું તેં દામ;
ધિક્ ધિક્ ધંધો તાહરો, કીધું કામ હરામ. ૪
રોતાં કકળતાં હશે, જેનું લીધું જાન;
આવો જે ઉદ્યમ કરે, ધાતાં ન મળે ધાન. ૫
જેમ મડદાનું લૂગડું, તેમ ચોરીનો માલ;
બે જણને બરકત નહિ, ચોર અને ચંડાલ. ૬
નિસાસાના દામથી, જાશે સત્યાનાશ;
લઇ જા અહીંથી વેગળું, ન આવીશ મારી પાસ. ૭
એ છે માલ હરામનો, જો ઘાલ્યો ઘરમાંય;
તારે મારે આજથી, સંબંધ નહિ રહે કાંય. ૮
દાના ભક્તની દીકરી, હું છું આપોઆપ;
જો ધન લઉં હરામનું, લાજે મારો બાપ. ૯
ધિક્ ચોરી કરનારને, ધિક્ તેનો અવતાર;
મનુષ્યા દેહ જેવો મળ્યો, એળે ખુવે ગમાર. ૧૦
પાંજર બાળી પરતણું, પૈસો પામે જેહ;
કોટિ કોટિ ચંડાળથી, અધમ અવતર્યો એહ. ૧૧
માલ હોય ચોરી તણો, ચોર વેચવા જાય;
સોનો હોય ધણી તણો, તેને સત્તર થાય. ૧૨
જાય માલ જે જનતણો, તેને થાય સંતાપ;
સઘળાં તેના ઘરતણાં, દે ચોરોને શાપ. ૧૩

છપ્પા

ચોરતણો વિશ્વાસ, લોકમાં કોઈ ન રાખે;
જે જન દેખે ચોર, સર્વ ભૂંડો કરી ભાખે.
ઉછીનું કોઈ અન્ન, એક ચપટી નવ આપે;
પાપે જો પકડાય, માર દઈ મસ્તક કાપે.
વળી ચોરીના કરનારને, જન ગાળો દે છે ઘણા;
કામિની કહે છે કંથને, અવગુણ બહુ ચોરી તણા. ૧
ચઢે શૂળીએ ચોર, ચામડી નાખે ચૂંટી;
દેખી દંડે રાય, જાય ઘર સઘળું લૂંટી.

કોઈ રઝળે રણ માંહ્ય, કોઇ તો કેદ પડે છે;
ચોરતણી જે નાર, કોઠીએ રહી રડે છે.
આ લોક તેથા પરલોકમાં, ચોર માર પામે ઘણો;
મહાનરકમાં તે પડે, પણ નથી છુટકો તેતણો. ૨

દોહા

રેશમ તરત રડી પડી, કહી કહી દોષ તમામ;
આ તો દામ હરામનું, નાવે મારે કામ. ૧
આંખોથી અળગુ કરો, મેં જોયું નવ જાય;
પાછો આપો પ્રીતથી, તે જન રાજી થાય. ૨
દયાહીણ દારૂડીઓ, કહ્યું ન માને કાંય;
દુમર્તિએ દાટ્યું જઈ, ખાંતે ખેતર માંય. ૩
એક દિવસ રેશમ ગઇ, નંદીપુર મોઝાર;
લેવા કંકુ કાંસકી, સાથે સખી બે ચાર. ૪
વૃદ્ધ વણિકની વાટમાં, દીઠી એક દુકાન;
છે બે ચારેક છોકરાં, જોરૂ હતી જુવાન. ૫
નિસાસા નાખી ઘણા, કહે ચોરને નાર;
ગયું ઘરેણું તે તણું, કરતી હતી પોકાર. ૬
ચોરીના કરનારનું, જાજો સત્યાનાશ;
વૃદ્ધ ધણી છે માહ્યરો, નથી રહ્યાની આશ. ૭
કઇ પેરે કરી કોથળો, હું ઉછેરીશ બાળ;
એવું કહી કહી ચોરને, ઘણીક દેતી ગાળ. ૮
નારા કેરી નારીએ, સર્વ સાંભળ્યું તેહ;
ઘેર આવીને કંથને, 'કહેવા લાગી એહ. ૯
નંદીપુરનો વાણીયો, ગરીબ છે ઘર સોય;
આપો જણસો એહની, તો એને સુખ હોય. ૧૦
મૂઢે તે માન્યું નહિ, દયા વિનાનો દુષ્ટ;
ખાતર લઇને વેચવા, પછી ગયો પાપિષ્ટ. ૧૧
ગાઉ બે ચારેક ગામડુ, એક હતું જે ઠામ;
માલ રાખતો ચોરનો, નરવો તેનું નામ. ૧૨
નારો નરવાને કહે, રાખ્ય આટલો માલ;
કિંમત સઘળાની કરી, થાય દામ તે આલ્ય. ૧૩
જેનું ખાતરમાં ગયું, તેનો સસરો જેહ;

નરવા તણી દુકાનમાં, આવી ચઢીઓ એહ. ૧૪
જણુસો એણે ઓળખી, ગયો ચબુતરા માંય;
પટાવાળા પાંચને, તેડી લાવ્યો ત્યાંય. ૧૫
નારો લાગ્યો નાસવા, પકડયો તેણી વાર;
સોંપ્યો જઇ ફોજદારને, માર્યો ઝાઝો માર. ૧૬
નાખ્યો નારા ચોરને, બંધીખાના માંય;
આપે નહિ એ દુષ્ટને, ખાવા પીવા કાંય. ૧૭
વળતી જાણી રેશમે, વિપરીત થઇ જે વાત;
પોતાને પિયર ગઇ, જ્યાં છે એનો તાત. ૧૮
વિગતે સઘળી વાર્તા, ત્યાં જઈ કહી તમામ;
મૂકાવો જો મારથી, દઇ રાજાને દામ. ૧૯
વડો વીર રેશમ તણો, તેણે કર્યો વિવેક;
કામ કરે નહિ ચોરનું, તો છોડાવું છેક. ૨૦
રેશમ કહે રૂડું હવે, હુંજ કરાવીશ કામ;
ચોરીનો ધંધો કદી, નહિ કરવા દઉં નામ. ૨૧
દાના કેરો દીકરો, માને માની વાત;
દંડ ભરી સરકારનો, છોડાવ્યો સાક્ષાત. ૨૨
દાનો કહે ઓ દીકરી, ચોરીનું જે કામ;
ના કહેજે નાદારને, હવે કરે નહિ નામ. ૨૩
રેશમ કહે રીતિ ભલી, મેં સમજાવી તાત;
દુર્મતિએ દારૂડીએ, માની નહિ મુજ વાત. ૨૪
હાવે તો એને ઘણો, માથે પડીયો માર;
હશે ખરા માબાપનો, જોશે કરી વિચાર. ૨૫
જે જન્મેલા જારથી, જાુઠા હોય જરૂર;
દયાહીન ને દુર્મતિ, કપટી અધમ અસૂર. ૨૬
વ્યભિચારથી છોકરો, જે જન્મેલો હોય;
ચોર ચાડીઆ લાંચીયો, સઘ નીપજે સોય. ૨૭
ઝાલે છે સૂત જારનો, હરામનું ધન હાથ;
પરને બહુ પીડા કરી, હરખે હૈયા સાથ. ૨૮
નારો આવ્યો નીસરી, કેદ થકી જે વાર;
દાના ભકતે તેહને, કર્યો ઘણો ધિક્કાર. ૨૯
પાપી ચોરી પારકુ, પહેલો થાયે પુષ્ટ;

પણ અંતે તે પ્રાણીઓ, દુઃખ વેઠે છે દુષ્ટ. ૩૦

ચોપાઈ ત્રિતાલ

એક સમે રેશમ વનમાંય, ડોડી વીણવા ચાલી ત્યાંય;
જાળે જાળે ફરતી આપ, તપે ઘણો સૂરજનો તાપ. ૧
ખોળો ભરતી ડોડી વડે, તરસે કંઠે કાંટા પડે;
વટેમાર્ગુ બ્રાહ્મણ કોય, ઘણા તાપથી તપીઓ સોય. ૨
શીતળ વડલા કેરી છાંય, આવી બેઠો બ્રાહ્મણ ત્યાંય;
શીતળ છાયા લાગી સાર, વળતી સૂતો તેણે ઠાર. ૩
પાસે હતી પોટલી જેહ, છોડી અળગી મૂકી તેહ;
સોનામહોરો તેની પાસ, હતી પાંચસેં ને પચાસ. ૪
તેની એક દડુલી કરી, તે વડના થડ આગળ ધરી;
એક ઘડી ત્યાં વિરમી રહ્યો, પછી ચાલતો પંથે થયો. ૫
ભૂલ્યો મહોરો કેરી દડી, તે ઉપર વીતી બે ઘડી;
રેશમ ફરતી આવી ત્યાંય, બેઠી તે વડલાની છાંય. ૬
બ્રાહ્મણ જે ભૂલેલો દડી, તે રેશમને હાથે ચડી;
છોડી જોયું તેણીવાર, દીઠી સોનામહોરો સાર. ૭
રેશમ મનમાં કરે વિચાર, કોઈક ભૂલ્યો છે નિર્ધાર;
બે ઘડી ઉપર બેઠો હતો, ભૂલી અહીંથી રહ્યો છે જતો. ૮
જો પાછી મૂકું વડ સાથ, તો જાશે કોઈકને હાથ;
જો હું ઘેર લઇને પળું, તો ક્યાંથી ભૂલનારને મળું. ૯
જો પાછો આવે બાપડો, તો પાછો આપી દઉં દડો;
જો લઈને હું અળગી જાશ, તો તો આવીને જશે નિરાશ. ૧૦
ગયું જાણશે એનો ધણી, પડશે ફાળ પેટમાં ઘણી;
અહીં થયો છે મધ્યાનકાળ, ઘેર ભૂખે ટળવળશે બાળ. ૧૧
મને તરસ લાગી છે ઘણી, કેમ જાઉં હવે ઘર ભણી;
હશે થનાર તે સુખે થાય, પણ અહીંથી અળગું ન જવાય. ૧૨
આખો દિન આ ઠામે રહું, ભૂખ તરસનું સંકટ સહું;
જ્યારે આવશે તેનો ધણી, પીડા તરત ટળે તે તણી. ૧૩
દાના ભક્તની હું દીકરી, માટે ટેક ન મૂકું જરી;
જાણે પરધન પથ્થર તોલ, પાળું મારા ગુરુનો બોલ. ૧૪
અરે દેહ માણસનો જેહ, મહામલિન છે પશુથી એહ;
પશુનું આવે સઘળું કામ, નખશિખ જનનો દેહ નકામ. ૧૫

વચન એકલું માણસ તણું, છે સહુને ઉપયોગી ઘણું;
દેહ ધરી પરમારથ થાય, જન્મ સુફળ તેનો કહેવાય. ૧૬

દોહા

ધરી દેહ માનવ તણો, પરકારજ નવ થાય;
ભૂમિ ભારે મારવા, તે જન્મ્યો કહેવાય. ૧
મહોરોવાળો મારગે, ગયો ગાઉ બે ચાર;
સંભાળી જોઇ ગાંસડી, મહોરો નથી લગાર. ૨
ધાયો બ્રાહ્મણ ધસમસ્યો, મુખે નવ માયે શ્વાસ;
જોતો જોતો આવીયો, પેલા વડની પાસ. ૩
શોધીને જોયું સહુ, તેણે ચારે પાસ;
મહોરો ક્યાંય મળી નહિ, બેઠો થઇ નિરાશ. ૪
કાયા લાગી કંપવા, તનમાં પડીયો ત્રાસ;
મુખ તેનું ઉડી ગયું, નર તે થયો નિરાશ. ૫
દીઠી ડોડી વીણતી, નિર્મળ નારી એક;
પ્રીતે લાગ્યો પૂછવા, રંક થઈને છેક. ૬
એ બાઇ આ ઠામે રહી, મ્હારી મહોરો જેહ;
બે ઘડીપર બેઠો હતો, હું ભૂલ્યો છું તેહ. ૭
હાથ ચઢી હોય કોઇને, ક્યાંથી આપે સોઇ;
કડકડતા કળિકાળમાં, કોણ સતવાદી હોય. ૮
રેશમ કહે કળિકાળમાં, હોય હરિનાં જેહ;
પરધનને પથ્થર સમું, જાણી ન ઝાલે તેહ. ૯
લુચ્ચા લંપટ લાંચીયા, સઘળા ચોર ન હોય;
સાચા નર સતવાદીઆ, હોય લાખમાં કોય. ૧૦
ઈશ્વરની આજ્ઞા તજી, અવળું ન કરે કામ;
લાલચ લોભ કરે નહિ, દેખીને પરદામ. ૧૧
વનિતા કહે છે વિપ્રને, દામ તમારૂં જેહ;
કેવી હુતી કોથળી, કહો મુજને એહ. ૧૨
બ્રાહ્મણ કહે સુણ ભામિની, સોનામહોરો સાર;
વડી એક છે વાંસળી, પચરંગી નિર્ધાર. ૧૩
વચન સાંભળી વિપ્રનાં, કાઢી આપી ઝટ્ટ;
એ પોતાની ઓળખી, ભારે હરખ્યો ભટ્ટ. ૧૪
પ્રસન્ન થઇને પ્રીતથી, દીધી બહુ આશીષ;

ભલું થજે બાઇ તાહરૂં, જય કરશે જુગદીશ. ૧૫
જ્વાળા મારી ઓલવી, કોટિ થશે કલ્યાણ;
તુજ સરખી આ જગતમાં,કોઈક હશે સુજાણ. ૧૬
વળતી તે વિપ્રે કર્યો, મનમાં એક વિચાર;
આ અબળા કોઇ બાપડી, ગરીબ છે નિર્ધાર. ૧૭
ડોડી વીણી દેહનું, કરનારી ગુજરાન;
પણ પરધન પથ્થર સમું,ગણનારી ગુણવાન. ૧૮
ધન્ય ધન્ય એની માતને,ધન્ય ધન્ય એનો તાત;
ધન્યધન્ય એના ધર્મને,ધન્યધન્ય એની જાત. ૧૯
દીસે છે દુર્બળ ઘણી, પણ નથી લોભ લગાર;
એવી તો આ જગતમાં, નિર્મળ કોઇક નાર. ૨૦
વિપ્રે છોડી વાંસળી, મનમાં કર્યો વિચાર;
દેવા માંડી તેહને, દશ મહોરો નિર્ધાર. ૨૧
રેશમ કહે પરનું રળ્યું, હું નથી લેતી હાથ;
ખરી મહેનતે જે મળે, લઇ રીઝું મન સાથ. ૨૨
પાળું છું મુજ ગુરુતણું,વચન ધરી વિશ્વાસ;
રાખું છું ઈશ્વરતણી, મનમાં એકજ આશ. ૨૩
બ્રાહ્મણ કહે બાઇ તેં કર્યો,મને ઘણો ઉપકાર;
મારે પાછો વાળવો, જોઇએ પ્રતિઉપકાર. ૨૪
તે માટે માગો તમે, જે કાંઇ મારી પાસ;
તે તમને આપી કરી, ગુણ ઓશિંગલ થાશ. ૨૫
રેશમ કહે હું એટલું, માગું છું તમ પાસ;
આ મારી દુર્બળ દશા, શાથી પામે નાશ. ૨૬
જે જેવું કહેશો તમે, તેવું હુંજ કરેશ;
જેથી મારા મનતણા, નાસે સઘળા ક્લેશ. ૨૭
કંઇ કંઈ મેં તીરથ કર્યાં, કીધાં વ્રત વિશેષ;
તોય મારી દુર્બળ દશા, મટી ન દીઠી લેશ. ૨૮
હાવે કાંઇ તમે કહો, સાચો સિદ્ધ ઉપાય;
જેથી મારા ઘરતણું, દરિદ્ર ને દુઃખ જાય. ૨૯
તીર્થવ્રત તો કાષ્ટના, ઘોડા જેવું જોય;
તે ઉપર બેસી કરી,મજલ ન પહોંચે કોય. ૩૦
દુર્બળ દશા મટાડવા, ઉત્તમ ઉપાય એક;

તેજ તમે કરજો હવે, ધારીને દઢ ટેક. ૩૧
દરિદ્રને દુઃખ ટાળવા, કહું છું ખરો ઉપાય;
સત્ય સહિત ઉદ્યમ કરે, જરૂર સંકટ જાય. ૩૨

છપ્પા

ઉદ્યમથી ધન ધામ, કામ પણ સઘળાં સારે;
ઉદ્યમથી દુઃખ જાય, શત્રુ પણ તેથી હારે.
અલંકાર ને અન્ન, વસ્ત્ર ને વાહન મળશે;
ભરે વિત્ત ભંડાર, રોગ દુઃખ ચિંતા ટળશે.
વળી ઈચ્છે વસ્તુ જેટલી, તે ઉદ્યમથી આવી મળે;
બ્રાહ્મણ કહે સુણ ભામિની, ઉદ્યમથી સુકૃત ફળે. ૧

દોહા

ન્યાયે નર ઉદ્યમ કરે, તત્ત્વ વડું છે તેહ;
સિદ્ધિ મળે ઉદ્યમ થકી, એમાં નહિ સંદેહ. ૧
કીડીથી કુંજર લગી, નાના મોટા દેહ;
પોતપોતાના ઉદ્યમે, સુખમાં રહે છે તેહ. ૨
પશુઓ પણ વનમાં જઈ, ચરે નિરંતર ઘાસ;
પંખી પોષણ કારણે, વિચરે ચારે પાસ. ૩
મધ સંચે છે મક્ષિકા, ઉદ્યમ કરી અપાર;
પાળે પોષે પ્રીતથી, પોતાનો પરિવાર. ૪
જળચર સ્થળચર જીવના, દેહ કર્યા કીરતાર;
ભક્ષણ ને રક્ષણ થવા, દીધાં છે હથીઆર. ૫
દાંત ચાંચ નખ શીંગડાં, જેને જોઇએ જેમ;
દેહતણું રક્ષણ થવા, સરજેલાં છે તેમ. ૬
દેહ કર્યો માનવ તણો, સર્વેનો સરદાર;
બુદ્ધિરૂપી તેહને, આપ્યું છે હથીઆર. ૭
સ્વાભાવિક બુદ્ધિ રચી, પશુ આદિકની માંય;
તેના જાતિ સ્વભાવથી, અદકી ન વધે કાંય. ૮
સત્સંગે માનવતણી, બુદ્ધિ વધતી જાય;
સારી સંગત ના મળે, તો પશુથી હીણો થાય. ૯
ચોર જુગારી ચાડીઆ, જાર કર્મ કરનાર;
તેવાની સંગત થકી, નર બગડે નિર્ધાર. ૧૦
અણ ઉદ્યોગી આળસુ, જ્ઞાન ધર્મ ગુણ હીણ;

તજવી સંગત તેહની, માનવ જાણી મલિન. ૧૧
રેશમ કહે રૂડું કહ્યું, મને ગમી એ વાત;
પણ ઉત્તર એક આપજો, તમને પૂછું તાત. ૧૨
દયાહીનને દુર્મતિં, જુઠ્ઠા કપટી જન;
પાપી પાખંડી ઘણા, છે સુખીયા ધનવંત. ૧૩
સતવાદી શૂરા ઘણા, દયાવંત દાતાર;
ધર્મી નર નિર્ધન ઘણા, દુઃખીઆ ઠારેઠાર. ૧૪
કર્તારે અવળું કર્યું, શા કારણ મહારાજ;
સમજાવી મુજને કહો, ઉત્તર એનો આજ. ૧૫
પાપી સુખીઆ જોઇને, કુટીલ કળિના લોક;
ધિક્કારે છે ધર્મને, કહે છે સઘળું ફોક. ૧૬
પાપી સુખીઆ જોઇને, દુર્જન દુર્મતિ જેહ;
ભય ધરતા નથી પાપનો, ધારેલું કરે તેહ. ૧૭
વિપ્ર કહે વનિતા સુણો, હું છું વિદ્યાવંત;
ઉત્તર આપું એહનો, દઇ દષ્ટાંત અનંત. ૧૮
પાપી નર તો પાપનો, ભરતા ચાલે ભાર;
પુણ્ય હોય જે પૂર્વનું, આવે એકજ વાર. ૧૯
તેથી સુખીઆ એ સહુ, દીસે પાપી લોક;
પણ અંતે તેને મળે, સારી પેઠે શોક. ૨૦
કલ્પ લગી પાપે મળે, સર્પાદિકનો દેહ;
માટે સુકૃત પાછલું, પ્રથમ ભોગવે તેહ. ૨૧
સુખ ભોગવતાં પુણ્યનું, ફળ પરવારી જાય;
વળતી તેના પાપનો, પૂરો ઘડો ભરાય. ૨૨
પાપી સુખીઆ જોઈને, પાપ ન કરશો આપ;
પાપી નર અંતે ઘણો, ભોગવશે સંતાપ. ૨૩
જેમ ઘાસની તાપણી, ઓચિંતી ઓલાય;
એમ પુણ્યફળ ભોગવી, નાશ પાપીનો થાય. ૨૪
પાપી સુખીયો દેખીએ, હોય પુણ્ય અનુકૂળ;
ઘડો ભરાતાં પાપનો, સઘ થાય નિર્મૂળ. ૨૫

**ચોપાઇ ત્રિતાલ**

પૂર્વે ત્રંબાવટીની માંય, વણિક નથુશાહ હતો ત્યાંય;
તે નાસ્તિકને સંગે ભળ્યો, પાપ કરીને પૈસો રળ્યો. ૧

એક બ્રાહ્મણી હતી જેહ, બાળપણે રાંડેલી તેહ;
તેણે જાત મજૂરી માંય, કરી પાંચસેં પુંજી ત્યાંય. ૨
નથુશાને જાણી શાહુકાર, મૂકી થાપણ તેણે ઠાર;
પૂરૂં વર્ષ થાય જેટલે, લેતી વિધવા વ્યાજ તેટલે. ૩
વર્ષ બે લગી ચાલ્યું આમ, પછી થઈ ગઈ નજર હરામ;
ત્રીજે વર્ષે વિધવા જેહ, આવી વ્યાજ લેવાને એહ. ૪
નથુશેઠ નામક્કર ગયો, હાથ દેખાડી ઉભો રહ્યો;
જે પરધન લેતો છેતરી, તેની બુદ્ધિ ન હોયે ખરી. ૫
રડી કકળી તેને ઘેર, તોય ન આવી મનમાં મહેર;
પુંજી ગઈ ને પડીયો ત્રાસ, રૂવે ઘણું નાખે નિઃશ્વાસ. ૬
જો તેં મુજને કરી નિરાશ, જાજો તારૂં સત્યાનાશ;
નિકંદન નથુશેઠનું થશે, જડામૂળથી સઘળું જશે. ૭
એવો એણે દીધો શાપ, પછી લાંઘવા બેઠી આપ;
ગરીબનો નિસાસો જેહ, નિશ્ચય નાશ કરે છે તેહ. ૮
ઘણા દિવસની લાંઘણ કરી, મહાદુઃખે તે તો ગઈ મરી;
પૂર્વપુણ્ય નથુશેઠનું જેહ, પૂર્ણ થઇ પરવાર્યું તેહ. ૯
પાપતણું ફળ આવી પડયું, તે સઘળું નથુ શેઠને નડયું;
વહાણ વિદેશ ગયેલાં જેહ, મધ્યદરિયે ડૂબ્યાં તેહ. ૧૦
વેપારમાં બહુ ટોટો થયો, પછી દેવાળું કાઢી રહ્યો;
પડી ધાડ વળી ચોરો તણી, ગઈ સમૃદ્ધિ સૌ તે તણી. ૧૧
ચોમાસાની વૃષ્ટિમાંય, તૂટી પડી હવેલી ત્યાંય;
ઘરનાં માણસ હતાં જેહ, પામ્યાં મર્ણ દબાયાં તેહ. ૧૨
નથુ શેઠ જીવતો રહ્યો, ખોયું ભવિષ્ય ભિખારી થયો;
પડેલા ઘરમાં રહેતો પડી, હાથે ખાય રોટલો ઘડી. ૧૩
એક વર્ષમાં એવું થયું, સત્યાનાશ શેઠનું ગયું;
મહાધનવંત હતો જેહ, પાપે થયો ભિખારી તેહ. ૧૪
કોપ્યો દૈવ પડી વિજળી, ગયો જીવતો પાપી બળી;
મોટી હતી હવેલી જ્યાંય, રહ્યાં ભૂંકતાં ગર્ધવ ત્યાંય. ૧૫
માટે માનો રેશમ બેન, થાય પાપથી ભૂંડાં ચેન;
પાપી હતા પિંઢારા જેહ, ગયા નાશમાં સઘળા તેહ. ૧૬

દોહા

પુણ્યે જય પંડિત કહે, પાપ થકી ક્ષય હોય;

માનવ સાચું માનજો, પાપ ન કરશો કોય. ૧
આશીષ દઈ બ્રાહ્મણ ગયો, રેશમ આવી ઘેર;
સમજી લીધી સર્વથા, પાપ પુણ્યની પેર. ૨

ચોપાઇ ત્રિતાલ

એક દિવસ વળી નારો જેહ, ગયો ચોરટોળીમાં તેહ;
ચોરો કેરો સુણી વિચાર, ઘેર આવ્યો નારો નિર્ધાર. ૧
રેશમ આગળ પોતે કહે, જો તારૂં મન રાજી રહે;
તો હું ચોરોની સાથે જાઉં, લાવું ધન ને સુખે ખાઉં. ૨
એવી વાત સુણી તે તણી, રીસ ચઢી રેશમને ઘણી;
પતિવ્રતા પોતે છે ખરી, તુચ્છ વચન ના કહેતી જરી. ૩
પણ રોકી રહેતી નથી રીશ, બોલી કરથી કૂટીને શીશ;
અરે નીચ નિર્લજ્જ નાદાન, હૈયાફૂટ ઘણો હેવાન. ૪
પીટયા પરધન હરવા માંય, તુજને દોષ ન દીસે કાંય;
પરધન હરવું માથાસટે, જાણે કોઈ તો લજ્જા ઘટે. ૫
વળી પાડવો પરને ત્રાસ, શાપે જાય છે સત્યાનાશ;
માર પડે છે માનવ તણો, તેથી ભય રાજાનો ઘણો. ૬
ચોરીમાં જય વારો નથી, નિંદિત નીચું છે સર્વથી;
વણમોતે સૌ ચોરો મરે, કોઈ ઠામે સુખે નવ ઠરે. ૭
ચોરી થકી ભુંડું નહિ કાંય, ઘણા દોષ છે ચોરી માંહ્ય;
મોટો સર્વથી માનવ દેહ, ખોટાં કર્મથી ખોયો તેહ. ૮
ચોર ચોરીમાં જો પકડાય, ચઢે શૂળીએ માથું જાય;
વળી પડે ફટકાનો માર, લોક મળે ત્યાં લાખહજાર. ૯

દોહા

ખીલા ઠોકે હાથમાં, પાપી કરે પોકાર;
તોય મૂઢ લાજે નહિ, ધિક્ તેનો અવતાર. ૧
છાનું પેસે છળ કરી, સૂના ઘરમાં શ્વાન;
એવાં લક્ષણ ચોરનાં, ધિક્ તને નાદાન. ૨
રેશમ નારાને કહે, કાં ભૂલ્યો ભરથાર;
પડયો હતો તું કેદમાં, મળતો ગ્રાઓ માર. ૩
મારે ભાઇએ ત્યાં થકી, છોડાવ્યો છે છેક;
દંડ ભરી દરબારનો, તેણે રાખી ટેક. ૪
તોય લાજ તુજને નથી, સુણ ભોળા ભરથાર;

જો ચોરી હાવે કરીશ, તજીશ હું નિર્ધાર. ૫
લઢણ પડી લુચ્ચાઈની, કહ્યું ન માને કાંય;
રેશમ ચાલી રીસમાં, પડવા કૂવામાંય. ૬
નારે જાણ્યું નાર જો, પડે કૂપ મોઝાર;
તો એના ભાઈ મુજને, દેશે દુઃખ અપાર. ૭
એવું જોઈ અબળા તણો, જઈને ઝાલ્યો હાથ;
કહ્યાં વચન બહુ કરગરી, સમ ખાધા તે સાથ. ૮
નારો કહે નારી તુને, આપું છું હું કોલ;
જરૂર હું જીવતાં લગી, પાળીશ મારો બોલ. ૯
ચોરીનો ધંધો તજી, તારૂં કહ્યું કરેશ;
જેથી સુખે જીવીએ, એવો કર ઉપદેશ. ૧૦
માનુનીએ માન્યું ખરૂં, ગયાં પોતાને ઘેર;
ઉત્તમ કાંઈ ઉદ્યમ તણી, શોધી કાઢી પેર. ૧૧

ચોપાઈ ત્રિતાલ

રેશમબાઇ તો રાજી થઇ, પછી બાપની પાસે ગઇ;
માનસિંહ છે મોટો ભ્રાત, તે આગળ કહી સઘળી વાત. ૧
બસો રૂપૈયા છે તમતણા, વળી એક સો આપો ઘણા;
એથી હું ઉદ્યોગ કરીશ, વર્ષ એકમાં વાળી દઈશ. ૨
માને સાચી માની વાત, આપ્યા ગણી એકસો સાત;
તે લઇ પોતાને ઘેર ગઇ, પછી બળદ બે રાખ્યા સહી. ૩

દોહા

સારા બળદો સાચવી, કીધા તરત તૈયાર;
ખાસ્સું ખેતર રાખવા, વળતી કર્યો વિચાર. ૧
પટલ હતો તે પુર તણો, લાયક લક્ષ્મીદાસ;
રેશમ રૂડી રીતથી, પોતે ગઇ તે પાસ. ૨
વિનય કરી વનિતા કહે, કૂવા તળે હોય કોય;
દશ વિઘાંની દાણનું, સાંથે ખેતર સોય. ૩
સારી રીતે સાચવી, ખાતર ખૂબ ભરીશ;
વાવેતર વિધિએ કરી, રૂડી રીત રળીશ. ૪
લક્ષ્મીદાસ લહેતો હતો, રેશમ તણો સ્વભાવ;
સારૂં ખેતર સાંથીયું, ભલો રાખીને ભાવ. ૫
ખેડ કરી ખાતર ભરી, રૂડી કરી રસાલ;

રેળો કીધો રેશમે, તેવો આણી તાલ. ૬
દશ વિધે દશ જાતિઓ, વવરાવી તે વાર;
એક વર્ષમાં લાભના, આવ્યા એક હજાર. ૭
કરજ હતું તે આપીયું,સઘળું સાંથ સમેત;
બીજે વર્ષે શેરડી, કીધી આણી હેત. ૮
બીજે પણ બમણો નફો, થયો ખરો નિર્ધાર;
એમ થઈ દશ વર્ષમાં, પુંજી પચીસ હજાર. ૯
ન્યાલ થયો નારો ઘણો, ચાકર રાખ્યા ચાર;
એક તરફ ખેતી કરે, બીજે કરે વેપાર. ૧૦
ગાડું ને ઘોડું વળી, ભેંસો થઇ દશબાર;
ઘર દુકાનો ગામમાં, કીધી સૌથી સાર. ૧૧
નારો થયો નાણાવટી, ઘણું મેળવ્યું ધન;
અભ્યાગતને આપવા, વળતી માંડયું અન્ન. ૧૨
વેપારે લક્ષ્મી વધી, લખેશરી કહે લોક;
ધજા બંધાવી ધર્મની, ટળીઆ સઘળા શોક. ૧૩
અબળાની બુદ્ધિવડે, ઉત્તમ કરી ઉદ્યોગ;
ભાગ્યવંત થઇ ભોગવે, ભાવે તેવા ભોગ. ૧૪
શ્રાવણમાં શિવજી તણી, પૂજા સારી થાય;
હોમ હવન આપે કરી,ઉત્તમ દાન અપાય. ૧૫
વિપ્ર જમાડે વિધિવડે, પર્વસમે ધરી પ્રીત;
નારે નીતિ આદરી, ભોજ રાજની રીત. ૧૬
ચોરીનો ધંધો તજી, કીધો ઉદ્યમ સાર;
ભારે ધન ભેગું થયું, વાધ્યો જશ વિસ્તાર. ૧૭
ચોરોએ ચોરી તજી, જોઈ નારાનું કામ;
સારો સૌ ઉધમ કરી, તાજા થયા તમામ. ૧૮
એક દિવસ ભેગી કરી, નારે સઘળી નાત;
સમજણ આપી સર્વને,બોધ કર્યો બહુ ભાત. ૧૯
ચોરી કર્મ ચંડાળનું, શૂરાનું નવ સોય;
ધંધાથી ધન જે રળે, સદાય સુખીયો હોય. ૨૦
કોઇનાં બાળી કાળજાં, હૈયામાં હરખાય;
દાભ પાથરી ના સૂવે, જ્યાં ત્યાં માર્યો જાય. ૨૧
ચોરો જાણે કે મુને, નથી દેખતું કોય;

અંતરજામી આપમાં, સઘળું દેખે સોય. ૨૨
કરે માનતા દેવની, ચોરી કરવા જાય;
પણ હરામના કામમાં, દેવ કરે નહિ સ્હાય. ૨૩
બલિદાનના લોભથી, કરે કુકર્મે સ્હાય;
દેવ નહિ તે દુબળા, ભૂત સમા કહેવાય. ૨૪
કરતાં ખોટા કામમાં, કોપે ઉલટા દેવ;
માટે તજવી સર્વને, ચોરી કેરી ટેવ. ૨૫
જેવા ધંધા સર્વના, સરજ્યા છે કીરતાર;
તેવો ધંધો ચોરનો, ચોર ગણે છે સાર. ૨૬

ચોપાઈ ત્રિતાલ

ચોરીનો ધંધો છે જેહ, નથી ઈશ્વરે સરજ્યો તેહ;
જો પ્રભુનો સરજેલો હોય, તો તેને નિંદે નહિ કોય. ૧
વળી કોઇના ધંધામાંય, નથી દંડતો રાજા કાંય;
દંડ કરે ચોરોનો રાય, પ્રભુએ સરજ્યો કેમ કહેવાય. ૨
ચોરી ચાડી ને જુગાર, એ કરનારા જીવ ગમાર;
ધર્મથકી ઉલટું જેટલું, ગણાય અધર્મમાં તેટલું. ૩
અધર્મથી ઉપજે છે પાપ, તેથી જીવ પામે સંતાપ;
આ લોકે પણ દંડે રાય, પરલોકે જમને કર જાય. ૪
અનેક જીવને પાડે ત્રાસ, તેનો હોય નર્કમાં વાસ;
સારો ઉદ્યમ મેં આદર્યો, ત્યારે સુખે ઠામે ઠર્યો. ૫
જેને ધનનું સંકટ હોય, મુજ પાસેથી લેજો સોય;
પણ ચોરીનો ધંધો તજો, ઉદ્યમ કરી ઈશ્વરને ભજો. ૬
નારસિંહે જે નીતિ કહી, સૌએ સાચી માની સહી;
ધંધો ચોરી તણો છે જેહ, કોઈ હવે કરીએ નહિ તેહ. ૭

દોહા

એવામાં આવી ચઢયો, ભલો કવિજન ભાટ;
તેણે એક વિવેકની, કહી દેખાડી વાટ. ૧
નર લક્ષણ બત્રીસનો, જુગમાં જે કોઇ હોય;
વિદ્યાઓ ચૌદે વડે, શોભે સઘળો સોય. ૨
પહેલી વિદ્યા જાણીએ, એક બ્રહ્મનું જ્ઞાન;
તેથી ના હોય મોહ મદ, ભેદ ભ્રાંતિ અજ્ઞાન. ૩
બીજી વળી રસાયણી, છે વિદ્યાનું નામ;

તેથી જીવ કરી શકે, જે ધારે તે કામ. ૪
રસ પારાનું નામ છે, બાંધી જાણે તેહ;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વિચરે છે વળી તેહ. ૫
મૂરછાયો પારો મરે, રોગ સર્વનો જાય;
શુદ્ધ મરેલો જો બને, હોય અજરામર રાય. ૬
સોનું ને રૂપું ભલું, પારો મરતાં હોય;
પારાના સાધનવડે, પાર કરે ભવ સોય. ૭
ત્રીજી વિદ્યા સ્વરતણી, જો સ્વર સાધ્ય કરાય;
ભૂત ભવિષ્યની વાર્તા, તેથી સહુ લેવાય. ૮
સાતે સ્વર સંગીતના, ગાન કળાએ ગાય;
ગીત નૃત્ય વાજીંત્રથી, રીઝે જગનો રાય. ૯
વૈદક વિદ્યાચારમી, કાયા કરે આરોગ્ય;
તેથી પ્રાણી ભોગવે, ભારે ભવના ભોગ. ૧૦
પંચમ વિદ્યા પ્રીછવી, જોતિષ કહીએ જેહ;
સારા નરસા સમયનું, જ્ઞાન કરે છે તેહ. ૧૧
છે વિદ્યા છઠ્ઠી વળી, વ્યાકરણ જેનું નામ;
અક્ષરના ઉચ્ચારની, તેમાં રીત તમામ. ૧૨
ધનુર્વિદ્યા સાતમી, સર્વ થકી છે સાર;
અસ્ત્ર શસ્ત્ર આયુધના, જેમાં યુદ્ધપ્રકાર. ૧૩
અષ્ટમી વિદ્યા નાવથી, જળ તરવાની જેહ;
ભરદરીઆમાં ભાવથી, જાય તરીને તેહ. ૧૪
નવમી દસ્કત પારકા, લખવા રૂડા લેખ;
ચિંતવે તેવું ચીતરે, ચૂક પડે નહિ રેખ. ૧૫
હય હાથી હંકારવા, ચલવે રૂડી ચાલ;
એ દશમ વિદ્યા ખરી, ખેલાવે બહુ ખ્યાલ. ૧૬
બોલી બોલે સર્વની, વિચિત્ર ધારે વેશ;
એ વિદ્યા અગીઆરમી, નાટક ભજવે બેશ. ૧૭
બોધ કળા છે બારમી, જેથી જન વશ થાય;
કુમાર્ગેથી ઓસરી, જીવ સુમાર્ગે જાય. ૧૮
તસ્કર વિદ્યા તેરમી, જાણે કોઇ ચતુર;
ભોળવી નાખે ભૂપને, અધડક જેનું ઉર. ૧૯
ચોકી હોય જો ચોગણી, છાનો છટકી જાય;

ભડે જઈ ભૂપાળને, કોઇ કાંડે ના સહાય. ૨૦
ચાતુરી વિદ્યા ચૌદમી, જાણે જુગમાં જેહ;
માયા તણા પ્રપંચમાં, લેશ ન લપટે તેહ. ૨૧
એ ચૌદ વિદ્યાવિષે, ચોરી વિદ્યા સાર;
કહી છે આપ ઉગારવા, નહિ પરધન હરનાર. ૨૨
માટે વાત ભલી કહી, નીતિ રીતિ સમેત;
રાખે હૃદયે રાજવી, અવળું લહે અચેત. ૨૩

ચોપાઈ

નારંગસર છે સરોવર જેહ, નારસિંહે ખોદાવ્યું તેહ;
ત્યાં શિવજીનું દેવળ કર્યું, પુષ્કળ ધન ત્યાંથી નીસર્યું. ૧
સઘળું ખર્ચી દીધું ત્યાંય, વાધી કીર્તિ દેશોમાંય;
દાના ભક્ત તણી દીકરી, રેશમ કોઇ સતી અવતરી. ૨
વસ્તુપાળ હતો પ્રધાન, તેણે મોટું દીધું માન;
નારાને સોંપ્યો અધિકાર, ચોર તજી ચોરી નિર્ધાર. ૩
નારસિંહને નાયક કર્યો, ગુર્જર દેશ બધે તે ફર્યો;
પોતાની જાતિના જેહ, સૈન્યામાં સહુ રાખ્યા તેહ. ૪
પગે ચાલતા પાળા જેહ, પગી નામ કહેવાયા તેહ;
કોટ તણી ચોકી કરનાર, કોટવાળ તે છે નિરધાર. ૫

દોહા

શેલ નામ બરછી તણું, તેના જે ધરનાર;
નામ પડ્યું 'શેલોત'નું, તે કારણ નિર્ધાર. ૧
ખાંડાના ધરનારનું, ખાંડ પડ્યું છે નામ;
કેવળ રાખે કામઠું, કોળી તેજ તમામ. ૨
રક્ષણ કરવા દેશનું, રાયે રાખ્યા સોય;
પકડી મારે ચોરને, પણ ચોરી ન કરે કોય. ૩
વિક્રમ સંવત બારમાં, સર્વ બનેલી વાત;
જન સર્વેને જાણવા, કવિએ કરી પ્રખ્યાત. ૪
સાંભળતામાં સર્વને, આવે નીતિ ઉર;
રીઝે તેથી રામજી, પામે સુખ ભરપૂર. ૫
કોટિક જો તીરથ કરે, વિધિએ વ્રત અપાર;
દેવ ફળે નહિ દુષ્ટને, નીતિ વગર લગાર. ૬
નીતિથી રીઝે બહુ, દયા કરે છે દેવ;

તીર્થ વ્રત તપ દાનનું, ફળ પામે તતખેવ. ૭
જે નરમાં નીતિ નહિ, તે પશુથી છે હીણ;
ધન આયુષ્ય ને તેજબળ, થાય સર્વથા ક્ષીણ. ૮
માટે નીતિ રાખજો, સર્વે નર ને નાર;
છોટમ કહે સંસારનું, મળશે સુખ નિર્ધાર. ૯

નારા-રેશમનું આખ્યાન સંપૂર્ણ



# ૪—પ્રહ્‍લાદ આખ્યાન

## અધ્યાય પહેલો

### દોહા

પરમગુરુ પરબ્રહ્મને, પ્રેમે લાગુ પાય;
કથા કહુ પ્રહ્‍લાદની, સાંભળતાં સુખ થાય. ૧
કર્તારે ઈચ્છા કરી, જ્યારે કરવા જગ્ત;
પ્રથમ અંશ પોતા તણા, ભાવે સરજ્યા ભક્ત. ૨
ઉગ્રબુદ્ધિ ને અનુભવી, ધર્મ ધુરંધર ધીર;
ભવમાં ભૂલા ના પડે, જ્ઞાનવાન ગંભીર. ૩
ઉગે ત્યાંથી એમના, ઘટમાં ઝાઝું જ્ઞાન;
વડા અંશ વિશ્વેશના, વગરભણ્યા વિદ્વાન. ૪
પરમ વિભૂતિ પ્રભુતણી, સહુથી મોટા સંત;
વળતી નિજ માયાવડે, સરજ્યા જીવ અનંત. ૫
દાનવ માનવ દેવતા, જડ માયા વશ જીવ;
ભગત મળે ભગવંતના, સઘ જણાવે શિવ. ૬
ઉંચ નીચ કુળ અવતરે, નહિ દેહ અભિમાન;
સઘળે દેખે શ્રીહરિ, આવરણ નહિ અજ્ઞાન. ૭
જગત ભગત ભગવંત એ, વિઘા ભેદ છે જેહ;
કહું છું દષ્ટાંતે કરી, સમજી લેજો તેહ. ૮

### ચોપાઇ ત્રિતાલ

કોઇક નર નિદ્રાવશ હવો, દેહ સ્વપ્નમાં ધાર્યો નવો;
તેને ભાસી સૃષ્ટિ બહુ, સ્થાવર જંગમ જાતિ સહુ. ૧
સ્વપ્નદેહ સહુને ઓળખે, જેનાં મૂળ છે ચૈતન વિખે;
સૃષ્ટિના જન સઘળા જેહ, સ્વપ્ન પુરુષને ન લહે તેહ. ૨
સ્વપ્નપુરુષ સ્થૂળમાંય સમાય, સૃષ્ટિ ત્યાં ને ત્યાં લય થાય;
હવે એહનું કહું સિદ્ધાંત, જે સમજ્યાથી ભાગે ભ્રાંત. ૩
શયન સ્થૂલ તે ઈશ્વર એહ, સ્વપ્ન શરીર સંતનો દેહ;
ભાસ્યો તે સઘળો સંસાર, મરે અવતરે વારંવાર. ૪
સ્વપ્નપુરુષ જેમ સ્થૂળમાં મળે, એમ સંત ઈશ્વરમાં ભળે;
છતે દેહ સૃષ્ટિમાં રમે, અંતે જઇ એ પદમાં શમે. ૫

જગતજીવને તે ગમ નહીં,ઉપજે ખપે તે અહીંના અહીં;
જેને સંત મળે એક વાર, આપે ઉત્તમ તત્ત્વવિચાર.
ભાવ ધરીને સેવે ભક્ત, તે પામે ઈશ્વર અવ્યક્ત;
સંત જાણવું પ્રભુનું રૂપ, દીસે દેહ પણ એક સ્વરૂપ.

દોહા

સંત વળી સંસારથી, વહાલા હોય વિશેષ;
કહું છું દષ્ટાંતે કરી, સંશય ન રહે લેશ. ૧
તરુણી કેરા તન થકી, ઉભય ગર્ભ બંધાય;
એક ઉપજે ઉદરમાં, એક કેશમાં થાય. ૨
ઉદર થકી જે ઉપજે, પ્યારો લાગે પુત્ર;
નામ વધારે નર વિષે, શોભાવે ઘરસૂત્ર. ૩
કાઢી નાખે કેશથી, લાખ હોય જો લીખ;
શોષે રુધિર શરીરનું, સ્નેહ તજી દે શીખ. ૪
ભક્તપુત્ર ભગવંતના, લીખો નાસ્તિક લોક;
ક્રોધ કરી કચરે પ્રભુ, ટાળે સહુના શોક. ૫
જગતે ભજવા ભક્તને, ભક્ત ભજે પરબ્રહ્મ;
ચાલે ગુરુપરંપરા, એજ અનાદિ ધર્મ. ૬
હરિહર અજ આદિ સદા, ભજે પુરુષને તેહ;
પુરુષ ભજે પરબ્રહ્મને, સાચો રાખી સ્નેહ. ૭
આદિપુરુષ સહુના ગુરુ, વાણી જેની વેદ;
વેદવડે જાણે સહુ, પાપ પુણ્યના ભેદ. ૮
ભક્ત ભજે ભગવંતને, વ્યાપક સર્વાવાસ;
સરજનહારો સર્વનો, દેખે હરિના દાસ. ૯
માયાના ગુણથી સદા, દાસ રહે ઉદાસ;
ઈશ્વરના ગુણ ઉજળા, પ્રકટે પોતા પાસ. ૧૦

હરિગીત છંદ

દૃઢ ધીરજ ધર્મ વિવેક, વિનય વિચાર સહુથી સાર છે,
નીતિ નિપુણ નિર્વેદ નિર્મળ, અધિકબુદ્ધિ ઉદાર છે;
ગંભીર ગુણ સાગર સમા, આનંદમાં ભરપૂર છે;
દેખે ચરાચર સર્વમાં, ચૈતનઘનનું નૂર છે. ૧
વળી સત્યશીલ સનેહ સહુપર, દયા આધીનતા અતિ,
કામાદિ દોષ વિકાર વર્જિત, અચળ મન નિર્મળ મતિ;

કવિબુદ્ધિ કોમળ ચિત્ત સરળ, સ્વભાવ તૃષ્ણા હરિતણી,
નિશ્ચય અચળ વિશ્વાસ દઢ, આસ્તિકતા મનમાં ઘણી. ૨
બહુ સહનશીળ સુજાણ શીતળ, તપે નહિ ત્રય તાપમાં,
સોહં સ્વામી લહે સઘળે, માપમાં ને અમાપમાં;
કરુણા ભરેલું હૃદય કોમળ, આંખમાં અમૃત ઝરે,
આશા કરે નહિ કોઇની, ઉપકાર બહુ આપે કરે. ૩
બહુ રૂપ માંહે બોલતો, દેખે ચરાચર રામને,
અક્ષરાતીતથી થાય અક્ષર, પ્રકટ દેખે ધામને;
કટુ વચન બોલે કોય તેનો, ક્ષોભ મનમાં ના ધરે,
આકાશ માંહે રહ્યો ઈશ્વર, તેજ સ્વર બહુ ઉચ્ચરે. ૪
અતિરાગ સજ્જન સંગમાં, વિતરાગ વિષય વિકારથી,
કલ્યાણ ઈચ્છે સર્વનું, બુદ્ધિ બહુ પરમારથી;
અહંકાર નહિ આપા તણો, ને નિરાધાર નિઃશંક છે,
સમદષ્ટિ રાખે સર્વમાં, કોણ રાય ને કોણ રંક છે. ૫
પરિપૂર્ણ પ્રકટ પરા ભક્તિ, નિયમ નહિ નવધા તણો,
એકતાર રહે કીરતારમાં, આનંદ ઉપજે અતિ ઘણો;
કોઇ ત્રાસ તેને કરે દુર્જન, નાશ તેનો હરિ કરે,
ભક્તનો ભય ટાળવાને, રૂપ ધરણીધર ધરે. ૬
પ્રમાણ છે પ્રહ્લાદનું, વિશ્વાસ હૃદયે રાખજો,
ભક્તિ કરો ભગવંતની, શુભ સ્વાદ એનો ચાખજો;
પ્રતિપાળ ને દુઃખ ટાળ, એવો પ્રભુ વિના બીજો નથી,
સહુ દેવ સેવા કરે એની, શ્રેષ્ઠ છે એ સર્વથી. ૭
ગુણ કથન કરતા ભક્તના, પ્રહ્લાદની કહું છું કથા,
છે પ્રસિદ્ધ સર્વ પુરાણમાં, બોલે સહુ બુદ્ધિ જથા;
છોટમ કહે એ કથા સુણતાં, પાપ સઘળાં પરજળે,
ઉપજે પ્રભુશું પ્રીતિ તેને, મનોરથ મનના ફળે. ૮

## અધ્યાય ૨ જો

### રાગ—ઓખાહરણનો

(મધ્ય નિશાસમે રે માળીયામાં રોતી બાણકુમાર—એ રાગ)

સજ્જન સાંભળો રે, કહું છું કથા પુરાતન એક;
ઉરમાં આણતાં રે, વાધે ભક્તિ જ્ઞાન વિવેક. ૧

ભાગવતે ભલું રે, કહ્યું છે સ્કંધ સાતમે જેમ;
આશય એહનો રે, લઇને લખીશ આણી પ્રેમ. ૨
એક સમે હતું રે, ગુણવંત ઇંદ્રપ્રસ્થ પ્રખ્યાત;
રાજા તેહના રે, હતા પાંડવ પાંચે ભ્રાત. ૩
પહેલા પાટવી રે, તેનું રાય યુધિષ્ઠિર નામ;
અર્જુન ભીમને રે, સહદેવ નિકુલ કરતા કામ. ૪
પાંચે પ્રીતથી રે, રચીયો રાજસોય મહાયાગ;
તેડયા તે સમે રે, જે લેનારા યાગવિભાગ. ૫
ઋષિ મુનિ દેવતા રે, ઇંદ્રાદિક આવ્યા તે ઠામ;
સઘળા દેશના રે, ત્યાં તેડાવ્યા ભૂપ તમામ. ૬
જાદવ સાથમાં રે, એટલે આવ્યા કૃષ્ણ કૃપાળ;
સારી સભા બની રે, તેમાં બેઠો છે શિશુપાળ. ૭
જરાસંધ જોધનો રે,સુત ત્યાં આવ્યો છે સહદેવ;
ભારે ભૂપતિ રે, આવી ઉતરીયા તતખેવ. ૮
હયદળ હણહણે રે, બીજા પયદળનો નહિ પાર;
સિંધુ સિંદૂરે રે, રૂડા રંગેલા ઉદાર. ૯
ગજ ઘંટા ઘણી રે, નૌતમ રથના થાએ નાદ;
ભેરી શંખના રે, સરવા શરણાઇયોના સાદ. ૧૦
શોભા શહેરની રે, બની છે ઇંદ્રપુરી અનુસાર;
ઘર ઘરને વિષે રે, પતાકા કંચન કળશ ઉદાર. ૧૧
ઉડે અરગજા રે, સિંચ્યાં શેરીમાં સુગંધ;
મંડપ મણિતણો રે, બાંધ્યા કંચન કેરા બંધ. ૧૨
તરુ કંચનતણાં રે, કીધાં કદળી ને પુન્નાગ;
પુર પાછળ ઘણા રે, કીધા ફરતા ફૂલના બાગ. ૧૩
નાચે અપ્સરા રે, ગુણીજન ગાંધ્રવ કરતા ગાન;
શોભા જોઇને રે, છૂટે શંકર કેરું ધ્યાન. ૧૪
વાગે અતિ ઘણાં રે, વેણી આદે બહુ વાજંત્ર;
મુનિજન સહુ મળી રે,બોલે વેદતણા બહુ મંત્ર. ૧૫
રાય યુધિષ્ઠિરે રે, વળતી મનમાં કર્યો વિચાર;
સર્વે સભા વિષે રે, આણ્યો પૂજાનો ઉપચાર. ૧૬
કર જોડી કહ્યું રે, પહેલી પૂજા કોની થાય;
સરવ સભાસદો રે, મુજને દેખાડો એ રાય. ૧૭

એવું સાંભળી રે, કોઇએ ઉત્તર ન કહ્યો કાંય;
એટલે બોલીયો રે, જરાસંધપુત્ર હતો તે માંય. ૧૮
શાણો સર્વથી રે, તેનું નામ હતું સહદેવ;
કહે છે રાયને રે, પૂજોને દેવાધિદેવ. ૧૯
સર્વ શિરોમણિ રે, કમલનયન છે કૃષ્ણ કૃપાળ;
એના અંગમાં રે, રહ્યાં છે સ્વર્ગ મૃત્યુ પાતાળ. ૨૦
નરરૂપે થયા રે, આદિ નારાયણ છે એહ;
નિજ જન કારણે રે, અવનિ ઉપર ધાર્યો દેહ. ૨૧
જેના ચરણથી રે, પ્રકટી ગંગા પાવન થાય;
ભવ બ્રહ્મા ભજે રે, જાણી લોક સરવનો નાથ. ૨૨
એ છે શ્રીહરિ રે, તેનો કોઈક સમજે મર્મ;
વાણી સાંભળી રે, મનમાં રીઝયા રાજા ધર્મ. ૨૩
સહદેવે કહી રે, ભાવી સર્વ સભાને વાત;
પૂજો કૃષ્ણને રે, એ તો ઈશ્વર છે સાક્ષાત. ૨૪
વળતી પાંડવે રે, પ્રીતે પૂજ્યા પ્રભુના પાય;
જોઇ શિશુપાળને રે, લાગી અંતરમાં બહુ લાય. ૨૫
ક્રોધ કરી ઘણો રે, વળતો બોલ્યો વરવાં વેણ;
કાળે ઘેરીઓ રે, વિપરીત કહેવા લાગ્યો કેણ. ૨૬
અરે ! આ શું થયું રે, આવ્યો આજ થકી કળિકાળ;
સર્વ રહ્યા ધર્યા રે, પેલો પૂજાયો ગોપાળ. ૨૭
થઈ ગઇ સર્વને રે, વિનાશકાળે વિપરીત બુધ;
આ આહિરને રે, સેવ્યો જાણી સહુથી શુદ્ધ. ૨૮
એ ભરવાડમાં રે, ભેળો રહીને ભરતો પેટ;
એની જાત શી રે, તે કાંઈ નથી જણાતી નેટ. ૨૯
એ બ્રાહ્મણ નહિ રે, નહિ કાંઇ ક્ષત્રી એ કહેવાય;
એ ગોવાળીઓ રે, એણે ચારી ગોકુળ ગાય. ૩૦
ઓઢી કામળી રે, અંગે લોતો એઠો હાથ;
લઇને લાકડી રે, ફરતો પિંઢારાની સાથ. ૩૧
માખણ ચોરતો રે, સુના દેખી સર્વ અવાસ;
દહીં દૂધ ઢોળતો રે, પીતો પેટ ભરીને છાસ. ૩૨
કન્યા ગોપની રે, નહાવા પેઠી જમુનાં નીર;
નગ્ન નિહાળીયાં રે, એણે ચોર્યાં તેનાં ચીર. ૩૩

એ વનમાં વસી રે, કરતો પશુ પંખીના સાદ;
ગઢ ઉપર ચઢી રે, રમતો વિધવિધ પેરે વાદ. ૩૪
મધ લેતો ઘણાં રે, તેથી મધુસૂદન છે નામ;
કહીએ કેટલાં રે, કોટીક કીધાં નિર્લજ્જ કામ. ૩૫
મા ને બાપનું રે, નહિ ઠેકાણું એને કાંય;
નાઠો યુદ્ધથી રે, જઇને પેઠો સાગરમાંય. ૩૬
એવું સાંભળી રે, ચઢીયો ભીમસેનને કાળ;
અરે આ દુર્મતિ રે, શું ગિરધરને દે છે ગાળ. ૩૭
પામર પ્રાણીઆ રે, તું શું જાણે પ્રભુની પેર;
ઉઠ અહીં થકી રે, નહિ તો મારીશ તુજને ઠેર. ૩૮
ક્રોધ કરી તદા રે, ઉઠયો તરત વૃકોદર વીર;
ગ્રહી કરમાં ગદા રે, એટલે બોલ્યા શ્યામશરીર. ૩૯
ભાઈ બેસો તમે રે, જ્યારે પૂરી થાશે ગાળ;
સર્વે દેખતાં રે, મારે હણવો છે શિશુપાળ. ૪૦
સુત દમઘોશના રે, દીધી સો ગાળો નિરધાર;
ચક્રવડે કરી રે, તેને માર્યો હરિએ ઠાર. ૪૧
તેના તનથકી રે, કાંઈક નીકળ્યું વળતું તેજ;
સહુના દેખતાં રે, આવ્યું પ્રભુમાં મળીયું એજ. ૪૨

દોહા

દુરાચારી ને દુર્મતિ, પાપી બહુ શિશુપાળ;
કોપ કરી કૃષ્ણે વળી, કીધો એનો કાળ. ૧
તેજ મળ્યું ત્રિકમવિષે, અચરજ મોટું એહ;
ધર્મરાયના મન વિષે,ઉપજ્યો અતિ સંદેહ. ૨
નારદને ચરણે નમી, વિનય કર્યો બહુ વાર;
સંશય છેદો માહરો, ભાવે બ્રહ્મકુમાર. ૩
ત્રિકાળદર્શી છો તમે, મહામોટા મુનિરાય;
મોક્ષ થયો મહામંદનો, કારણ શું કહેવાય. ૪
વચન સાંભળી ધર્મનાં, બોલ્યા બ્રહ્મકુમાર;
ભાવે કભાવે હરિ ભજે, તે પામે ઉદ્ધાર. ૫
વિષ્ણુપુરીના પાર્ષદો, જય ને વિજય જેહ;
સનકાદિકના શાપથી, પડયા પૃથ્વીપર તેહ. ૬
અસુરદેહમાં.અવતર્યા, હણ્યા હરિને હાથ;

ત્રીજે જન્મે તે પછી, પામ્યા વૈકુંઠનાથ. ૭
વચન સુણી નારદ તણાં, પ્રીતે લાગ્યા પાય;
સનકાદિકના શાપનું, કારણ કહો મુનિરાય. ૮

## અધ્યાય ૩ જો

(રાગ રામગ્રી)

વળતા નારદ વાણી બોલ્યા, સુણજો યુધિષ્ઠિર રાય રે;
વિસ્તારી તુજને સંભળાવું, સાધુ તણો મહિમાય રે. ૧
એક સમે સનકાદિ સુંદર, સકળ શિરોમણિ સંત રે;
શુદ્ધ નિરંજન સાથે સમરસ, જ્ઞાની ઘણા ગુણવંત રે. ૨
કમલનયન કરુણામય કોમળ, રહિત સમસ્ત વિકાર રે;
આશાપાસ નહિ ઉર અંતર, નિર્મળ તત્ત્વવિચાર રે. ૩
જળહળ કાંતિ જટા શિર ઉપર, પરમહંસ પરમાણ રે;
દિવ્ય સ્વરૂપ ને વેશ દિગંબર, સુંદર ચતુરસુજાણ રે. ૪
ઊર્ધ્વરેતા અવધૂત અનોપમ, આનંદનો આગાર રે;
નિઃકંચન નિર્લેપ નિરામય, ભગવદી બ્રહ્મકુમાર રે. ૫
ચર્ચા જોતા ચૌદ ભોવનમાં, ફરતા ઠામોઠામ રે;
શેષ થકી તે બ્રહ્મ શિવનાં, જોયાં સઘળાં ધામ રે. ૬
વેગે કરીને વૈકુંઠ પુરીમાં, આવ્યા તેણીવાર રે;
જય વિજય સનકાદિક જોયા, રોક્યા તેણે ઠાર રે. ૭
ક્યાં જાઓ છો અને કોણ છો, એમ બોલ્યા પ્રતિહાર રે;
નગ્ન નિઃશંક અને નિર્લજ્જ છો, નથી કરતા કાંઇ વિચાર રે. ૮
કમલાસહિત બેઠા છે કેશવ, એકાંતે આ વાર રે;
તે ઠેકાણે તમને જાવા, આજ નથી અધિકાર રે. ૯
એમ કહી છડી આડી દીધી, તે પ્રતિહારે ત્યાંય રે;
શાંત ઘણા સનકાદિ છે પણ, કોપ થયો મનમાંય રે. ૧૦
ઓ પ્રતિહારો આવા અજાણ્યા, છો તમે દુર્મતિ કોણ રે;
પુત્ર અમે પરમેશ્વર કેરા, જાણે સર્વ સુજાણ રે. ૧૧
ચાકર છો તમે ચોર પ્રભુના, દુર્મતિ દીસે તમારી રે;
આ વૈકુંઠ છે ધામ અમારૂં, કોઇ શકે નહિ વારી રે. ૧૨
પિતા છે પરબ્રહ્મ અમારા, મહાલક્ષ્મીજી માત રે;
જો અમને નહિ જાવા દો તો, થાશે વિપરીત વાત રે. ૧૩

તાત તણી જે સંપત્તિ હોય તે, પુત્ર તણી કહેવાય રે;
ચાકરની કાંઇ ચૂક પડે તો, તરત ચાકરી જાય રે. ૧૪

દોહા

અમે પ્રભુના બાળકા, અવર નહિ આધાર;
પાળે પોષે પ્રીતથી, કૃપાસહિત કરતાર. ૧
જ્ઞાની પ્રભુનું અંગ છે, સેવક વસ્ત્ર સમાન;
અંગ અલગ થાએ નહિ, વસ્ત્ર ધરે છે અન્ય. ૨

છપ્પો

સંત શ્રીહરિ એમ, જેમ સૂરજ ને તડકો,
સંત શ્રીહરિ એમ, જેમ પાવક ને ભડકો;
સંત શ્રીહરિ એમ, તરંગ જેવા હોય જળમાં,
સંત શ્રીહરિ એમ, કનક રહે છે કુંડળમાં;
વાયુ ને વંટોળીઓ, તે જૂદા નવ જાણીએ,
એમ સંત ને શ્રીહરિ,કહે છોટમ સત્ય પ્રમાણીએ. ૧
સેવક હોય સકામ, મોજ માયાની માગે,
પામે નહિ પગાર, તરત સ્વામીને ત્યાગે;
સેવક હોય સકામ, સિદ્ધિઓ ઇચ્છે ભારી,
પામે પૂરો આહાર, સજે તે સેવા સારી;
સેવક સઘળા સ્વાર્થી, ભુક્તિ મુક્તિ વાંચ્છે ભલી,
વળી ગુણનો ગર્વ કરે ઘણો,સુખ દેખી જાએ છળી. ૨

દોહા

સેવક થઇને સંતને, ઓળખો નહિ અજાણ;
મહાકાળના મુખ થકી, કરશે રક્ષા કોણ. ૧
પાપી અહીં આવે નહિ, આવે પ્રભુના લાલ;
તેને નહિ માનો તમે, તો થાશે ભુંડા હાલ. ૨
અમલ અમારો છે અહીં, સાચું માનો સોય;
ઝટ દેઈ કાઢી નાખીએ, કંટક જો હોય કોય. ૩
કંટક જેવા છો તમે, કુટિલ હૃદયના ક્રૂર;
પૃથ્વી ઉપર જઈ પડો, અહીંથી થાવ અસુર. ૪
કુડ કપટ છળ દંભ ને, હિંસાના કરનાર;
જે દ્વેષી હરિભક્તના, ઠરે નહિ આ ઠાર. ૫
લુચ્ચા લંપટ લાલચુ, અવગુણ હોય અનેક;

તેને અહીંથી ટાળવા, રહી ન શકે પળ એક. ૬
સત્ય ધામ શ્રીહરિ તણું, પાવન વૈકુંઠ પુર;
તે જોવા અમે આવીઆ, દુરિજન કરવા દૂર. ૭
પ્રભુએ કીધી પ્રેરણા, જો મેલ્યો છે જોગ;
વૈકુંઠમાંથી ટાળવા, તમ સરખો મહારોગ. ૮
રજનો કણ હોય નેત્રમાં, તે કાઢે સુખ થાય;
દુષ્ટ વસે વૈકુંઠમાં, પ્રભુથી કેમ ખમાય. ૯
જાવ પડો પૃથ્વીવિષે, થાઓ અધમ અસુર;
લોક સર્વ ધિક્કારશે, કહેશે મોટા ક્રૂર. ૧૦
પ્રભુ મળવાના પંથમાં, કરે કોય અંતરાય;
પતિત થઈને તે પડે, સહિત મૂળ સૂકાય. ૧૧
જય વિજય ઝાંખા થયા, સુણી વિપ્રનો શાપ;
અરે દૈવ શું આપણે, કીધું મોટું પાપ. ૧૨
મદ મત્સર મનથી મટયો, થયા દોહ્યલા દિન;
થરથર લાગ્યા કંપવા, તેજ બુદ્ધિ બળહીન. ૧૩
લક્ષ્મીની હાંસી કરી, તેનું લાગ્યું પાપ;
પ્રભુના મનથી ઉતર્યા, લાગ્યો દ્વિજનો શાપ. ૧૪
સનકાદિકના શરણમાં, પડીઆ જોડી પ્રાણ;
અમે ન તમને ઓળખ્યા, એવા અધમ અજાણ. ૧૫
વાર્યા તમને વિપ્રવર, બેઠો અમને બાધ;
કરુણાસાગર છો તમે, ક્ષમા કરો અપરાધ. ૧૬
પ્રભુના પ્યારા છો તમે, સમદષ્ટિના સંત;
મોહે અંધ અમે થયા, જડબુદ્ધિના જંત. ૧૭
એવું જાણી આપને, રજે ન કરવી રીસ;
સ્વામી શરણે આવીઆ, સોંપ્યાં તમને શીષ. ૧૮
બાળક જાણી બાપજી, શાપ કરો ઉદ્ધાર;
જેથી પાછા આવીએ, ઝટપટ આણે ઠાર. ૧૯
કરગરતા જોઇ જયવિજય, રીઝ્યા તે મુનિરાય;
પ્રભુપદ વેગે પામવા, સુણજો સરલ ઉપાય. ૨૦
એક પલક ના વિસરે, એવી પ્રીતિ હોય;
તે છૂટે સંસારથી, પ્રભુપદ પામે સોય. ૨૧
પણ પ્રીતિ ઉપજાવતાં, વિશેષ લાગે વાર;

સ્નેહ પાશ સંસારમાં, વિરલા છાંડણહાર. ૨૨
લોકલાજની એષણા, પ્રબળ પાશ છે એહ;
બીજી ધનની એષણા, છોડી ન છૂટે એહ. ૨૩
ત્રીજી સુતની એષણા, જીવમાત્રમાં જોય;
ત્રણ એષણા છોડવા, સમરથ વિરલા કોય. ૨૪
બળીયું છે બંધન વળી, દેહતણું અભિમાન;
ભેખ ધરી ભવમાં ફરે, ટળે નહિ અજ્ઞાન. ૨૫
સહુ બંધન છૂટયા વિના, પ્રભુપર પ્રેમ ન હોય;
તૃષ્ણા દોરી કંઠમાં, છોડી ન શકે સોય. ૨૬
તન ધન સુત દારા સહુ, પ્રભુને અરપે જેહ;
પૂરણ પ્રેમે જે ભજે, પામે વૈકુંઠ તેહ. ૨૭
તેવું તમથી ના બને, કહું બીજો ઉપાય;
વૈરભાવથી જો ભજો, તો વહેલું દર્શન થાય. ૨૮
તામસ દેહે તમ થકી, સાધન હોય ન કાંય;
વૈરભાવથી મન સદા, રહેશે વિષ્ણુ માંય. ૨૯
ભયથી ભગવત દેખશો, કીટભ્રમરને ન્યાય;
પાપ સર્વ પ્રલયે થશે, ઉત્તમ એજ ઉપાય. ૩૦
હણશે હરિ હાથે કરી, તમને ત્રેણજ વાર;
ત્રીજે જન્મે આવશો, ઠરશો આણે ઠાર. ૩૧
ભગવતને મન ઉપજ્યો, યુદ્ધ કરવાનો ભાવ;
તે વેળાએ તરત ત્યાં, બનિયો આમ બનાવ. ૩૨
શબ્દ સુણ્યા પ્રતિહારના, સનકાદિક સમેત;
ધાયા હરજી ધસમસા, હૈએ આણી હેત. ૩૩

## અધ્યાય ૪ થો

### (રાગ-માલવ ગોડી)

પ્રતિહાર પડીયા રે, સનકાદિકને શાપે;
શબ્દ સાંભળી શ્રીહરિ, વળતા ધાયા આપોઆપે. ૧
એક વસ્ત્ર ઓઢેલું અંગે, અરવણ પાયે આવ્યા;
સનકાદિક સાધુજન દેખી, ભલા તે મનમાં ભાવ્યા. ૨
નવઘનશ્યામ કમળદલલોચન, તડિત પીતાંબરધારી;
મંગલ ધામ મનોહર માધવ, શોભા દીસે સારી. ૩

સનકાદિકે શીષ નમાવ્યાં, આનંદ ઉપજ્યો અંગે;
સાધુને સંતોષ પમાડયા, સ્નેહ ધરી શ્રીરંગે. ૪
કમળા ગરુડસહિત ત્યાં આવ્યાં, સઘળા વૈકુંઠવાસી;
સાધુમહિમા સહુ સાંભળતાં, પ્રભુએ કહ્યો પ્રકાશી. ૫
મારા પ્રાણજીવન ધન સાધુ, તેને રાખ્યા વારી;
ઓ પ્રતિહારો શું કહું તમને, ધિક્‌ધિક્‌ બુદ્ધિ તમારી. ૬
સાધુજનને જે સંતાપે, તે સહુ શત્રુ મારા;
કરૂં નિકંદન તેના કુળનું, ચઢે ચક્રની ધારા. ૭
જીવતો નખ ઉતારે જયારે, તનમાં દુઃખ હોય જેવું;
સાધુને સંતાપ પમાડે, મારા મનમાં તેવું. ૮
ચક્રાદિ જે ચારે આયુધ, મારા કરમાં ધારૂં;
તે તો મારા સાધુ જનનાં, રક્ષણ કરવા સારૂ. ૯
લોક ચતુર્દશ ભજે મને પણ, મારે ભજવા સાધુ;
સાધુજનને સેવ્યા તેણે, સેવ્યું બ્રહ્માંડ બાધું. ૧૦
જેને રોમે ઈંદ્ર રહ્યા છે, આવા અગણિત કોટી;
તે પ્રભુ જેના ઉરમાં રહે છે, તેની મહત્તા મોટી. ૧૧
જે તીરથ અવનિની ઉપર, છે સાગરમાં તેવાં;
પ્રભુના જનના દક્ષિણ પગમાં, વાસ કરે છે એવાં. ૧૨
સકળ દેવ સેવક થઇ રહે છે, તત્ત્વદર્શીના તનમાં;
કોટી ભુવનનો કર્તા રહે છે, મહાપુરુષોના મનમાં. ૧૩
સાધુ પુરુષની કરે અવજ્ઞા, તે નર પીડા પામે;
અધમ યોનિમાં જઈ અવતરે, સૌથી નીચા ઠામે. ૧૪
નીચ વરણમાં દેહ દેખીને, સંત પુરુષને નંદે;
તેને જમડા કૂટી નાખે, ઘોર નરકમાં ગંદે. ૧૫
મારા જન કાંઈ નવ માગે, રિદ્ધિ સિદ્ધિ મુક્તિ;
સર્વ સ્વપ્ન સમાન ગણીને, ભૂલે નહિ તે ભક્તિ. ૧૬
દેહ તણો વ્યવહાર કરે પણ, વિશ્વપાર રહે વૃત્તિ;
અમૃતસાગર પ્રભુને મૂકી, વિષમાં નથી વિચરતી. ૧૭
આ વૈકુંઠ વસાવી રહું છું, સાધુ તણે પ્રતાપે;
કરે કૃપા સાધુ જે ઉપર, તેને એ સુખ આપે. ૧૮
સાધુ કિંચિત્ કોપ કરે તો, પહોંચેલાને પાડે;
શિવ બ્રહ્માની સાહ્ય ન ચાલે, દુઃખના ઓઘ દેખાડે. ૧૯

સાધુ નિંદી મુજને સેવે, તે મુજને નવ પામે;
મુજને મૂકી સાધુ સેવે, તે આવે મુજ ઠામે. ૨૦
મારા બાંધ્યા સાધુ છોડે, કિંચિત્ કરુણાદૃષ્ટે;
સાધુજનના જે બાંધેલા, મેં નવ છૂટે કષ્ટે. ૨૧
સહુ આસક્તિ છોડી જેણે, મુજસુ પ્રીતિ બાંધી;
તેને આધીન હું પણ રહું છું, સ્નેહ નિરંતર સાંધી. ૨૨
સકળ લોકની હોય સંપદા, ચિત્તમાં તે નથી રહાતા;
સેહેજ સ્વભાવે સદાય વરતે, ગુણ મારાને ગાતા. ૨૩
કામધેનુ ને કલ્પતરુથી, પૂરા પરઉપકારી;
પારસનો ગુણ છે પોતામાં, હોય સહુના હિતકારી. ૨૪
શીતળ હૃદય સદ્દગુણ સાગર, પ્રેમ ભક્તિ રસ ભરીયા;
આઠે પહોર રહે આનંદે, અનુભવ કેરા દરીયા. ૨૫
મુજ કરતાં મારા જન મોટા, કર જોડીને કહું છું;
હું કોઈને આધીન નથી પણ, સંતતણે વશ રહું છું. ૨૬
કોટીક યજ્ઞ દાન તપ કરતાં, ફળ ન લહે એ પ્રાણી;
તે ફળ કેવળ સંત સેવતાં, આપે પળમાં આણી. ૨૭
સારાં સુકૃત સાધન સાધી, મોટા વૈભવ પામે;
સાધુ જનનો દ્રોહ કરે તો, નાશ હોય તે ઠામે. ૨૮
સો જુગ સુધી શેષ વખાણે, તોએ પાર ન પામે;
સરવ દેખતાં સાધુમહિમા, એમ કહ્યો ધનશ્યામે. ૨૯
શ્રીમુખ સાધુ જનનો મહિમા, બોલ્યા અંતર્યામી;
જય વિજય પૂરા પસ્તાયા, રહ્યા ચરણ શિર નામી. ૩૦
કર જોડીને ઘણા કરગર્યા, આંખે ભરીઆં પાણી;
દયાળુને મન દયા ઉપજી, વિષ્ણુ બોલ્યા વાણી. ૩૧
મારી ઈચ્છા મનમાં જાણી, શોક કશો નવ કરશો;
સાધુને સંતાપ્યા તેથી, અસુર તમે અવતરશો. ૩૨
સાધુજનને પીડા કરશો, હણીશ મારા હાથે;
હું અવતાર ધરી દુનિયામાં, યુદ્ધ કરીશ તમ સાથે. ૩૩
મુજ સંગાથે લડવા સમરથ, જોધ નથી તમ જેવા;
તે કારણથી વિચાર તમને, ઉપજાવ્યા મેં એવા. ૩૪
વચન સાંભળી વદે પોળીયા, સત સંકલ્પ તમારો;
કૃપા કરીને કરજો વહેલા, પ્રભુ ઓધાર અમારો. ૩૫

વૈરભાવથી વસીશ હૃદયે, હણીશ હું દેહ ધારી;
ત્રીજે જન્મે અહીં આવશો, આજ્ઞા એજ અમારી. ૩૬
પ્રભુની આજ્ઞા શિષ ચઢાવી, વાત હૃદયમાં ભાવી;
દિવ્ય દેહ છોડીને પ્રગટ્યા, અવનિ ઉપર આવી. ૩૭
સનકાદિક સ્વસ્થાન પધાર્યા, હરિ વૈકુંઠે વસીયા;
જય ને વિજય અસુર દેહમાં, પાપે આવી ફસીયા. ૩૮
કશ્યપ પ્રજાપતિ મુનિ મોટા, દીતિ નામે નારી;
પ્રતિહાર તેને ઘેર પ્રકટયા, દેહ અસુરી ધારી. ૩૯
જેને જોઇને ત્રિલોક ત્રાસે, ક્રૂર ભયંકર કાયા;
દેવતણા શત્રુ એ દાનવ, તે દીતિએ જાયા. ૪૦
હિરણ્યકશ્યપુ ને હિરણાક્ષ, એ નામ ઉભયનાં ધરીયાં;
મેરુને તે મરડી નાખે, પ્રૌઢાં પરાક્રમ કરીયાં. ૪૧

## અધ્યાય ૫ મો

### દોહા

કર જોડી વળતા કહે, નારદ પ્રત્યે ધર્મ;
દીતિસુત કેવા થયા, કીધાં કેવાં કર્મ. ૧
કહો વિસ્તારી તે કથા, દયા કરી મુનિરાય;
હાથે શ્રીહરિએ હણ્યા, તે મોટો મહિમાય. ૨
નારદજી વળતી વદે, સાંભળજે ભૂપાળ;
દીતિસુત દાનવ થયા, મહા મોટા વિકરાળ. ૩
પીળા ડોળા જેહના, અઘોર પાપી એહ;
શત્રુ સર્વે દેવના, હાટક લોચન તેહ. ૪
હિરણ્યકશ્યપુ બીજો હવો, નાસ્તિક નીચ અપાર;
વૈરી શ્રી વિષ્ણુ તણો દુષ્ટ તણો સરદાર. ૫

### ચોપાઈ ત્રિતાલ

હવે સાંભળજે નૃપ વાત, હિરણાક્ષે માંડયો ઉત્પાત;
એનો દેહ અતિ વિશાળ, લઇ પૃથ્વીને ચાંપી પાતાળ. ૧
જોઇ બ્રહ્માને પડીયો ત્રાસ, એવે આરાધ્યા શ્રીઅવિનાશ;
કરી અરજ પ્રભુની જ્યારે, ધર્યું રૂપ વરાહનું ભારે. ૨
બ્રહ્મદેવની નાસિકા માંય, થયા માંખ્ય બરાબર ત્યાંય;
પછી બહાર નીકળ્યા જ્યારે, થયા વૈરાટ જેવડા ત્યારે. ૩

થયું રૂપ અલૌકિક ત્યાંય, પછી પેઠા મહાજળમાંય;
હિરણાક્ષને નાખ્યો મારી,અવનિ એમ પ્રભુએ ઉદ્ધારી. ૪
વળી નરહરિનું ધરી રૂપ, હણ્યો હિરણકશ્યપુ ભૂપ;
બન્ને ભ્રાત પમાડયા મર્ણ, થયા રાવણ ને કુંભકર્ણ. ૫
તેનો કીધો હરિએ કાળ, થયા દંતવક્ત્ર શિશુપાલ;
તમ દેખતાં તેને માર્યા, હવે વૈકુંઠધામ સધાર્યા. ૬
મળ્યું તેજ પ્રભુની માંય, તેમાં સંશય ન કરવો કાંય;
સુણી નારદજીની વાણી, ધર્મરાયે તે સત્ય પ્રમાણી. ૭
કથા સુણવાને પ્રહ્‌લાદતણી, થઇ આતુરતા મનમાં ઘણી;
નમ્યા નારદજીને પાય, પ્રીતે પૂછે યુધિષ્ઠિર રાય. ૮
મહાપરમ ભક્ત પ્રહ્‌લાદ, ઉપજે સુણતાં કથા આહ્‌લાદ;
મૂળ થકી એ માંડીને વાત, મુને સંભળાવો સાક્ષાત. ૯
હરિભક્ત તણાં જે ચરિત્ર, સુણતાં પ્રાણી તે થાય પવિત્ર;
મહાપાતક દૂર પળાય, એવો હરિજનનો મહિમાય. ૧૦
વળતા બોલ્યા તે નારદ મુન્ય,અહો! રાય યુધિષ્ઠિર ધન્ય;
હોય વહાલા હરિના જેહ, તેને હરિજન સાથે સ્નેહ. ૧૧
કહું મૂળથી માંડીને વાત, તમે સાંભળજો સાક્ષાત;
થયા દીતિ તણા સુત જેહ,અતિ અતુલિત બળીઆ તેહ. ૧૨
હિરણાક્ષ થયો વિકરાળ, તેણે પૃથ્વીને ચાંપી પાતાળ;
કરી અરજ બ્રહ્માજીએ જયારે,ધર્યું વારાહનું રૂપ ત્યારે. ૧૩
સદા ઈશ્વર એક અરૂપ, ધરે ભક્તને કાજે રૂપ;
દેવ સેવક છે હરિ તણા, માટે વહાલા પ્રભુજીને ઘણા. ૧૪
હતા નાસ્તિક દાનવ માત્ર, અતિ ક્રૂર ઘણા કુપાત્ર;
નિજ માયા વડે ધરી દેહ, હણ્યા યુદ્ધ કરીને તેહ. ૧૫

ઝુલણા

દીતિના સૂતને મર્દીને મારવા, વિષ્ણુએ રૂપ વારાહ ધરીયું,
અર્કના કીર્ણ સમ ઊર્ધ્વ રોમાવળી,ભુવનનું તેજ તનમાંય ભરીયું;
દંત ને દાઢ તે પાહાડથી પ્રૌઢ છે, દેખીને રૂપ ત્રિલોક ડરીયું;
નિરખીને નાથને સુરતણા સાથને,શક્ર કહે આપણું કાજ સરીયું. ૧
મેરુ કણ માત્ર તે ખરીઓમાં ખડખડે, ઘૂઘવે ઘડઘડે મેઘ જેવો,
કેશવાળી અડે તારામંડળ લગે, દીર્ઘ દેખાય છે તેહ તેવો;
કો તણી ઉપમા દીજીએ એહને,એહ સરખો તો છે એજ જેવો,

પેસી પાતાળમાં ભૂમિના ગોળને, ધારીઓ ઉંચકી અધર લેવો. ૨
ઘોર કરી ગર્જના તે સમે તર્જના, દીતિસુત દોડીઓ ક્રોધ આણી,
ઝાલી કરમાં ગદા પ્રહાર કીધો તદા, વદનથી બોલતો મર્મ વાણી;
ચાલ્ય રે સુવરા ભાળી જો ભુંડરા, મંદ આવ્યો મુને અલ્પ જાણી,
જોઈ લે મર્દને મેળવું ગર્દને, આજ તુજને કરૂં ધૂળધાણી. ૩
માર બહુ મારતો હામ નથી હારતો, લોક સૌ દેખતાં ખૂબ લડીયો,
રણતણા રંગમાં જોરથી જંગમાં, વીરરસ અંગમાં પ્રબળ ચઢીયો;
વીસ ને સાત દિન રાત્ય તો વહી ગયાં, વળતી વરાહજીએ ઘાટ ઘડીયો,
મુષ્ટિના મારથી મૂઢ માર્યો ગયો, તરફડી તરત જળ મધ્ય પડીયો. ૪

**સવૈયા એકત્રીસા**

દીતિસુત દાનવને મારી, ભૂમિ ઉદ્ધારી ભગવંત,
મહાબળીયાને મર્દી નાખ્યો, જેમાં હતું જોર અનંત;
ભગવંતની સાથે પણ ભડીયો, જગમાં જે જોધ જશવંત,
પ્રૌઢ પરાક્રમ કીધું એણે, તેથી ગુણ સૌ ગાયે સંત. ૧

**દોહા**

હિરણાક્ષ હરિએ હણ્યો, સ્થાપી અવનિ સ્થિર;
સુરગણ સધળા હરખીયા, જય જય શુદ્ધ શરીર. ૧
બ્રહ્માદિક સહુ આવીયા, પૂજ્યા પ્રભુના પાય;
સ્તુતિ કરી તેણે સમે, કહી જય જય જગરાય. ૨
અંતરધાન થયા હરિ, વસીયા વૈકુંઠ માંય;
દીતિ માતા દૈત્યની, રોવા લાગી ત્યાંય. ૩
સુતના ગુણ સંભારતી, કરતી અતિ પોકાર;
માર્યો મારા પુત્રને, મરજો મારણહાર. ૪
ઉર તાડન અતિશે કરી, રોતી કરીને રોષ;
મારે મારણહારને, તો પામું સંતોષ. ૫
હિરણકશ્યપુ ત્યાં બોલીયો, માતા તું માં રોય;
ક્ષણભંગુર સૌ ખેલ છે, માતા તું માં રોય. ૬

**રાગ-જનુની જીવો રે ગોપીચંદની.**

જનુની જગત સહુ કારમું, સ્વપ્ના જેવો સંસાર જી;
જોતાં જોતાં ટળી જાય છે, જે જે દીસે આકાર જી. જનુની૦ ૧
પૂતળી જેવી બરાસની, ઇંદ્રધનુષનો રંગ જી;
જેવો પરપોટો જળતણો, થાય ક્ષણમાં તે ભંગ જી. જનુની૦ ૨

આદ્ય જોતાં સહુ શૂન્ય છે, મધ્યે મિથ્યા આકાર જી;
અંતે જોતાં શૂન્ય એકલું, એવો કરી લે વિચાર જી. જનુની૦ ૩
જેવી ગગનમાં રે વાદળી, દીસે અવનવા રંગ જી;
વિચિત્ર પ્રકારે રે વિલસે, થાય ક્ષણમાંહે ભંગ જી. જનુની૦ ૪
પરમાણુ સહુ તત્ત્વના, સેહેજે થાય સંજોગ જી;
રૂપ દીસે બહુ અવનવાં, વળી થાય વિજોગ જી. જનુની૦ ૫
ક્ષિતિ જળ પાવક પવનના, ઝીણા પરમાણુ જેહ જી;
સેહેજે સરવ હોય એકઠા, દીસે દુનિયાના દેહ જી. જનુની૦ ૬
એક ક્ષણે સહુ ઉપજે, બીજી ક્ષણ રહે સ્થિર જી;
ત્રીજી ક્ષણે હોય જરજરાં, દીસે વૃદ્ધ શરીર જી. જનુની૦ ૭
ચોથી ક્ષણે વેરાય છે, મરણ કહે છે સહુ કોય જી;
કર્તા ને હરતા બીજો નથી, સાચું સમજી લે સોય જી. જનુની૦ ૮
દુઃખ સમુદય માર્ગ ને, ચોથું કહીએ નિરોધ જી;
ચારે તત્ત્વ વિચારજે, સાચો કરી લે ને શોધ જી. જનુની૦ ૯
દુઃખ તણા સ્કંધ પાંચ છે, તેનો સુણજે વિસ્તાર જી;
પાંચે સ્કંધ ક્ષણિક છે, નથી અમર લગાર જી. જનુની૦૧૦
વિજ્ઞાન ને વળી વેદના, સંજ્ઞા ને સંસ્કાર જી;
રૂપ સહુ એ સ્કંધનાં, જાણો પાંચે પ્રકાર જી. જનુની૦૧૧
શબ્દ સ્પર્શ રસ રૂપને, હોય ગંધનું જ્ઞાન જી;
જ્ઞાન ઇંદ્રિવડે એ લહે, તેને કહીએ વિજ્ઞાન જી. જનુની૦૧૨
પૂર્વકરમના ફળ થકી, દેહે સુખ દુઃખ હોય જી;
તેને કહેવાય છે વેદના, બીજો સ્કંધ છે સોય જી. જનુની૦૧૩
જુજવી જાતિયો જોઇને, તેનાં ધારેલાં નામ જી;
સંજ્ઞા કહે સૌ તેહને, કરવા સંસારી કામ જી. જનુની૦૧૪
પાપ તણા પરિણામથી, ફળ આગળ થાય જી;
સંસ્કાર કહીએ તેહને, વાવે તેવાં લણાય જી. જનુની૦૧૫
પરમાણુ એકઠા મળી, દૃષ્ટિગોચર થાય જી;
રૂપ નામ કહે તેહનું, સ્કંધ પાંચમો ગાય જી. જનુની૦૧૬
પાંચે સ્કંધ ક્ષણિક છે, વળી સાંભળો વાત જી;
કારણ કહું છું દુઃખનું, આનો સમુદય માત જી. જનુની૦૧૭
મોહાદિકથી થાય છે, ઘણા રાગ ને દ્વેષ જી;
આ તો મારૂં ને આ પારકું, એમાં કોટી ક્લેશ જી. જનુની૦૧૮

તૃષ્ણાને લીધે ઉપજે, પ્રીતિ દ્વેષ ને કામ જી;
ક્રોધને આદે વિકાર છે, તેનું સમુદય નામ જી. જનુની૦૧૯
ક્ષણમાં જેને દેખીએ, ક્ષણમાં ફીટી તે જાય જી;
વણસ્યા પછી નવ દેખીએ,મારગ તેને કહેવાય જી. જનુની૦૨૦
ઈચ્છાઓ સઘળી રોધવી, તેનું નામ નિરોધ જી;
સર્વ પદારથ ક્ષણિક છે, સાચો કરી જોવો શોધ જી. જનુની૦૨૧
સર્વ ક્ષણિક સમજી કરી, શૂન્યાકાર જે થાય જી;
ઈચ્છા કશી નવ ઉપજે, તેને મોક્ષ કહેવાય જી. જનુની૦૨૨
પાંચે સ્કંધ જન્મે મરે, સ્વર્ગ નરકે તે જાય જી;
સમજી સમાવે જો શૂન્યમાં, ફરી જન્મ ન થાય જી. જનુની૦૨૩
નિદ્રા પછી સ્વપ્ન થાય છે, ઝાઝાં રૂપ જણાય જી;
પાછા નિદ્રામાં સહુ સમે, એવો જગતનો ન્યાય જી. જનુની૦૨૪
મિથ્યા દીસે સહુ મધ્યમાં, શૂન્ય આદિને અંત જી;
સેહેજે ઉપજે ને સેહેજે શમે, એવું સમજે છે સંત જી. જનુની૦૨૫
ઈશ્વર કોપ કરતો નથી, નથી આત્મા સદાય જી;
દીપક જ્યોતિ સમાન છે, સહુ શૂન્યમાં સમાય જી. જનુની૦૨૬
હિરણ્યકશ્યપુએ માતને, કહ્યું આસુરી જ્ઞાન જી;
છોટમ કહે દાનવ સહુ, ધરતા શૂન્યનું ધ્યાન જી. જનુની૦૨૭

દોહા

સુતની વાણી સાંભળી, વાધ્યો મન વૈરાગ્ય;
દીતિ તો રોતી રહી, શોક કર્યા સહુ ત્યાગ. ૧
હિરણ્કશ્યપુએ મન વિષે, વળી વિચારી વાત;
સાચો શત્રુ શોધવો, જેણે હણીઓ ભ્રાત. ૨
વનમાં જઇને તપ કરૂં, લઉં વિધિનું વરદાન;
વળતી લોપુ ધર્મને, પ્રગટ થશે નીદાન. ૩
ક્રિયા કરમ કરી ભ્રાતની,વનમાં ચાલ્યો વીર;
અઘોર તપ ત્યાં આદર્યું, ધારી મનમાં ધીર. ૪

## અધ્યાય ૬ ઠ્ઠો

### રાગ ચોપાઇ ત્રિતાલ

હિરણ્કશ્યપુએ કીધો વિચાર, મ્હારે તપ કરવું નિરધાર;
તપ કેરો છે મહિમા અપાર, વશ થાય સકળ સંસાર. ૧

ધરૂં બ્રહ્માતણું જઈ ધ્યાન, તેથી પામું ઘણાં વરદાન;
એવું ઉગ્ર મહાતપ કરૂં, પછી કોયનો માર્યો નવ મરૂં. ૨
એવો નિશ્ચય કરી મનમાંય, સહુ ત્યાગ કર્યો પછી ત્યાંય;
એકાએકી તે વનમાં ગયો, તપ સાધવા તત્પર થયો. ૩
ખાનપાન તજ્યા બહુ ભોગ, પછી સાધવા બેઠો જોગ;
વાળે આસન એંશી ને ચાર, પ્રાણાયામ ને પ્રત્યાહાર. ૪
રવિ સન્મુખ રાખીને દૃષ્ટ, પછી કરવા લાગ્યો બહુ કષ્ટ;
ફળ મૂળ ને જળનો આહાર, એમ વીત્યાં વર્ષ હજાર. ૫
પછી આહારતણો કરી ત્યાગ, બાંધ્યો ઈષ્ટ સાથે અનુરાગ;
એક અંગુઠે તોલી શરીર, પિંડ સાધીને પીધો સમીર. ૬
થયો અચળ જેવો હોય પ્હાડ, ચઢી ઉધેય ઉગ્યાં ઝાડ;
સહુ દેહ તે સૂકાઈ ગયો, મોટો રાફ ઉધેઈનો થયો. ૭
તેની ઉપર ઉગ્યાં તરણ, તેમાં ચરવા તે લાગ્યાં હરણ;
ઉગ્યાં બાવળ બોરડી માંય, માળા પંખીએ ઘાલ્યા ત્યાંય. ૮
દીસે પર્વત સરખું દીલ, તેમાં સર્પોએ કીધાં બીલ;
દવ લાગતો હોયે જેવો, દીસે આંખોએ ભડકો એવો. ૯
જોઇ ઉગ્ર અસુરની કરણી, પછી ડોલવા લાગી ધરણી;
તપ દેખીને એનું અગાધ, થવા લાગ્યો બધે ઉતપાત. ૧૦
સાતે સાગર રહ્યા ઉછળી, દશ દિગપાળ ડોલ્યા વળી;
હતા દેવ ઇંદ્રાદિક જેહ, તપ દેખીને કંપ્યા તેહ. ૧૧
વીત્યાં વર્ષ તે બત્રીસ હજાર, શત એક વળી નિરધાર;
દીઠાં દારુણ તપ જેણી વારે, દુઃખ પામ્યા ઇંદ્રાદિક ત્યારે. ૧૨
સહુ દેવોએ કીધો વિચાર, વિધિ પાસે ગયા તેણી વાર;
કર જોડીને કીધો પ્રણામ, કરી વિનય કહ્યું સહુ કામ. ૧૩
દીતિપુત્ર કરે તપ સારૂં, વળી ધ્યાન ધરે છે તમારૂં;
એના તપથી ડોલે ત્રિલોક, એથી સર્વને ઉપન્યો શોક. ૧૪
એને જઇને ઉઠાડો આપ, તેથી ટળશે સર્વના તાપ;
વર પામીને એ ઘેર જશે, પછી થનારૂં હશે તે થશે. ૧૫
વળતી બ્રહ્માજી બોલ્યા વાણી, એ તો વાત સરવ મેં જાણી;
તમે ચિંતા ન કરશો લેશ, હરિ ટાળશે સહુનો ક્લેશ. ૧૬
ગયા દેવ પોતાને અવાસ, આવ્યા બ્રહ્મા અસુરના પાસ;
તપ દેખીને વિસ્મય થયા, ઘણી મનમાં તે ઉપજી દયા. ૧૭

રાગ-ધોળ

આવ્યા આવ્યા લોક પિતામહ ત્યાંય રે,
દીઠો દીઠો દીતિતનય વનમાંય રે;
અતિ તપ દેખી દયા મનમાં આણી રે,
માગ્ય માગ્ય બોલ્યા વિરંચી વાણી રે. ૧
ધન્ય ધન્ય ધીરજ પુત્ર તમારી રે,
તુજ પર નાખું સરવને વારી રે;
ઋષિ મુનિ દાનવ દેવ અનેક રે,
તુજ જેવો ધીર ન દીસે એક રે. ૨
જાગ્ય જાગ્ય જાગ્ય તજીને ધ્યાન રે,
માગ્ય માગ્ય તે આપું વરદાન રે;
વાણી સુણી જાગ્યો દાનવનો રાય રે,
પ્રીત કરી લાગ્યો બ્રહ્માજીને પાય રે. ૩
કૃપા કરી મસ્તક મૂક્યો હાથ રે,
દીતિસુત કીધો તે તરત સનાથ રે;
કંચન જેવી કાયા બની ગઇ જ્યારે રે,
કર જોડી વરદાન માગ્યાં ત્યારે રે. ૪
હવે મુને અમર કરો મહારાજ રે,
તેથી સહુ સરે અમારાં કાજ રે;
કોઇ થકી મારૂં ન થાએ મરણ રે,
એવો વર આપો અશરણ શરણ રે. ૫
દેવ દૈત્ય યક્ષ પિતૃ ગાંધર્વ રે,
નાગ નર કિન્નર આદિ સર્વ રે;
ભૂત પ્રેત વીર વ્યાધિ વૈતાળ રે,
જીતે નહિ ઇંદ્ર વરુણ જમ કાળ રે. ૬
અસ્ત્ર શસ્ત્ર આયુધ બંધુક બાણ રે,
કાષ્ઠ લોહ આદિ ધાતુ પાષાણ રે;
ખગ મૃગ વાઘ વૃશ્ચિક વીખ વ્યાલ રે,
કોય મારો કરી શકે નહિ કાળ રે. ૭
સરીસર સાગર ગિરિ વનવાસી રે,
ગૃહસ્થાશ્રમી બ્રહ્મચારી કે સંન્યાસી રે;
નારી નર જાતિ નપુંશક હોય રે,

તેમાં મુને જીતી શકે નહિ કોય રે. ૮
ઘરમાંહે બાહાર દિન કે રાત રે,
જીતે નહિ લક્ષ ચોરાશી જાત રે;
સરજેલી સૃષ્ટિ તમારી જેહ રે,
મુને કોય જીતી શકે નહિ તેહ રે. ૯
નીચે ઉંચે સૂકે લીલે શસ્ત્ર ધારે રે;
વિદ્યુત વાહ્નિ વાયુ કે તુષારે રે;
કોય રીતે મૃત્યુ મારૂં નવ હોય રે,
કૃપા કરી આપો મુને વર સોય રે. ૧૦
તમે આદિપુરુષ અજ ભગવાન રે,
દયા કરી આપો મુને વરદાન રે;
તમે સૃષ્ટિકર્તા ધ્યાતા પિતુ માતા રે,
સદા પ્રભુ સેવકના સુખદાતા રે. ૧૧
એવી અરજ સુણી અસુરની જ્યારે રે,
અસ્તુ કહી આપ્યો વિધિએ વર ત્યારે રે;
થજે સુત અજર અમર બળવાન રે,
એવું કહી બોલ્યા તે અજ ભગવાન રે. ૧૨
હશે મારી સૃષ્ટિ તણો નર કોય રે,
તુજને તો જીતી શકે નહિ કોય રે;
રિદ્ધિ સિદ્ધિ સંપત્તિ સુખ ને રાજ રે,
થશે મનવાંચ્છિત સઘળાં કાજ રે. ૧૩
દેવ વર્ષ એકસો બત્રીસ હજાર રે,
તપ કરી માગ્યું એવું નિર્ધાર રે;
હંસારૂઢે હસીને આપ્યું વરદાન રે,
પછી પોતે થઇ ગયા અંતરધાન રે. ૧૪
અસુરે તો જાણ્યું મહાજગ જીત્યો રે,
મૂઢે જાણ્યું મરણતણો ભય વીત્યો રે;
પાપી નથી જાણતો પ્રભુનો પ્રતાપ રે,
અતિ મદે અંધ થયો પછી આપ રે. ૧૫
ઉઠી ત્યાંથી આવ્યો નગરમોઝાર રે,
કીધો સહુ લોકોએ જયજયકાર રે;
ઘેર ઘેર ગડગડીયાં નિશાન રે,

પ્રીતે મળીયા પુરજન ને પ્રધાન રે. ૧૬
શેહેર તણી શોભા કરી અતિ સારી રે,
નાટારંગ થાય છે ગાય છે નારી રે;
વિધ વિધ વાજીંત્ર વાગે છે ત્યાંય રે,
હિરણ્યકશ્યપુ પધારીયા પુરમાંય રે. ૧૭
રાજ્યાસને બેઠો અસુરનો રાય રે,
સર્વેને આનંદ અંગ ન માય રે;
જાચક બોલે ઘણા જશ ત્યાંય રે,
હિરણ્યકશ્યપુ હરખ્યો ઘણું મનમાંય રે. ૧૮
મહાજન તેડીને દીધાં માન રે,
પુરમાંહે વહેંચ્યાં છે ફોફળ પાન રે. ૧૯
અધમને આવે ઘણો અધિકાર રે,
વળતી તેને વાધે છે ગર્વ અપાર રે;
હિરણ્યકશ્યપુ કરે અનીતિનાં કર્મ રે,
છોટમ કહે લોપવા લાગ્યો ધર્મ રે. ૨૦

## અધ્યાય ૭ મો
### ચોપાઈ ત્રિતાલ

હિરણ્યકશ્યપુએ કીધો વિચાર, જગ જીતવાનો નિર્ધાર;
પહેલા દેવ ઇંદ્રાદિક જેહ, જઇ જીતવા સઘળા તેહ. ૧
સહુ સેન્યા ત્યાં સજ્જ કીધી, ધરી હરખ ને દુંદુભી દીધી;
પછી સંગ્રામભેરી બજાવી, સહુ યોદ્ધા મળ્યા ત્યાં આવી. ૨
હય, ગજ, રથ, પાળા અપાર, મળ્યા યોદ્ધા ઘણા તે ઠાર;
સજ્યાં ટોપ કવચ બહુ અંગે, ધર્યાં આયુધ પરમ ઉમંગે. ૩
શંખ રણશૃંગના હોય નાદ, એક એકને કરતા સાદ;
પગપ્રહારે ધ્રૂજે ધરા, એવા અગણિત યોદ્ધા ખરા. ૪
કોય ઉંટે થયા અસવાર, કોય ખચ્ચર ને તોખાર;
કોય મહિષ ઉપર આરૂઢ, દીસે પર્વત સરખા પ્રૌઢ. ૫
મહાવિકટ ભયંકર વેશ, કરમાં ત્રિશૂળ છુટા કેશ;
વરવા દાનવ મહાવિકરાળ, કરમાંય ધર્યાં કરવાલ. ૬
વાજે ઢાલ પણવ ને નિશાન, મળ્યા અસુર બહુ બળવાન;
ઉડે પર્વત પગની ઠેસે, જાણે આભ ઉંડલમાં લેશે. ૭

ચમુ ચાલી દેતા વીરહાક, જાણે ક્ષોણી ચઢાવી ચાક;
દળ વાદળ જેવા અસુર, ચઢી સેન્યા તે સાગરપૂર. ૮
હિરણ્યકશ્યપુ તે હાથીએ ચઢીયો,જઈ ઇંદ્રપુરીમાં અડીયો;
ઘેરી લીધાં દેવોનાં ગામ, મચ્યો દારુણ ત્યાં સંગ્રામ. ૯
હિરણ્યકશ્યપુ છે રણરંગ ધીર,અસ્ત્ર શસ્ત્ર ન ભેદે શરીર;
કરી યુદ્ધ હાર્યા સહુ દેવ, પછી નાઠા ત્યાંથી તતખેવ. ૧૦
યુદ્ધ કરવાને કોય ન રહ્યા, ગિરિ ગુફામાં સંતાઈ ગયા;
પડયો દાનવ કેરો માર, સહુ છાંડી ગયા ઘરબાર. ૧૧
છાના સંતાતા દીઠા જેહ, હિરણ્યકશ્યપુએ પકડયા તેહ;
તેની પાસે કરાવ્યાં કામ, લીધાં લૂંટીને તેમનાં ધામ. ૧૨
દશે દિશાતણા દિગ્પાળ, પડી પેટમાં તેને ફાળ;
દીઠું દાનવનું દળ બહુ, જયાંહાં ત્યાંહાં છપાયા સહુ. ૧૩
કોયે સન્મુખ રહી કર જોડયા, લેઈ દંડ ને તેને છોડયા;
હતાં દેવતણાં જે ધામ, વસ્યા દાનવ તેણે ઠામ. ૧૪
ચૌદ લોકને વશ કરી, સઘળે આણ્ય પોતાની ફરી;
સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, એક હિરણ્યકશ્યપુ ભૂપાળ. ૧૫
દિગ્વિજય કરી ઘેર આવ્યો,પછી નગરને લોકે વધાવ્યો;
કરવા લાગ્યો પછી તે રાજ્ય,આણી દેવ ઉપર બહુ દાઝય. ૧૬
પ્રજા પાળે છે પુત્રની પેર, પણ વેદ ધરમપર વેર;
કોય લે જો હરિનું નામ, તેનો તરતજ ફેડે ઠામ. ૧૭
ભણે વેદ વિદ્યા કે પુરાણ, તેના તરત હણે છે પ્રાણ;
કરે તીરથ વ્રત કે દાન, તેનાં કાપે છે નાક ને કાન. ૧૮
કોય પૂજે દેવી કે દેવ, તેનો નાશ કરે તતખેવ;
કરે હોમ હવન કે શ્રાદ્ધ, તેનો મોટો પડે અપરાધ. ૧૯
ફરે ઢંઢેરો ગામે ગામ, ભજો હિરણ્યકશ્યપુનું નામ;
ચૌદ લોક તણો હું નાથ, ફળ આપવું મારે હાથ. ૨૦
મારે નામે કરો સહુ યાગ, નવ આપવા દેવના ભાગ;
જેને મોક્ષની ઇચ્છા હોય, મારો ઉપદેશ લેજો સોય. ૨૧
ધરો કેવળ શૂન્યનું ધ્યાન, નથી કોય બીજો ભગવાન;
વેદશાસ્ત્રતણાં જે વચન, રખે માનતા કોઇ જન. ૨૨
નથી કરતા જગતનો કોય, સહુ સૃષ્ટિ સંજોગે હોય.
મુજ શત્રુનું લેશે નામ, તેનો ફેડીશ નિશ્ચે ઠામ;

હોય પુત્ર કે મિત્ર જો મારે, તોય તેનો ન થાય ઉગારો. ૨૩
એવો ભૂપ થયો પાપિષ્ઠ, થયું સજ્જનને મહા કષ્ટ;
પામ્યા દેવ અતિ દુઃખ જ્યારે, પ્રભુપ્રાર્થના કીધી ત્યારે. ૨૪

છંદ–ભુજંગપ્રયાત

નમો એક અદ્વૈત આનંદકારી,
રચો કોટી બ્રહ્માંડ શક્તિ તમારી;
સૃજી સર્વને પ્રીતથી આપ પાળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૧
તમે સર્વ સૃષ્ટિ તણાં તત્ત્વ કીધાં,
યથાયોગ્ય દેહોવિષે સાંચી દીધાં;
રચ્યો પોષવા મેઘ રૂડો રસાળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૨
રચ્યા માનવી દાનવી દેવ જાતિ,
પશુ પક્ષી આદિ ભલી સર્વ ભાતિ;
વળી ઇંદ્રમાંહે રચ્યા સાત માળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૩
ભલા ભોગને પામવા જોગ સાધે,
મળે માન તેથી અભિમાન વાધે;
ગણે ના તમોને પછી ગર્વ ગાળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૪
ઘણા શૂન્યવાદી સહે કષ્ટ ધાડાં,
તપે તાપમાં ને ઉગે અંગ ઝાડાં;
પ્રભુને ન માને બધાં પુણ્ય બાળો;
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૫
અધર્મે પચીને ખરા ધર્મ ખંડે,
દયાહીન થઇને વિના દોષ દંડે;
ધણી છો તમે તેહનાં મૂળ ઢાળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૬
જુઓ દેવનાં સાધુનાં દુઃખ જ્યારે,
વપુ આપ ધારી ચઢો નાથ ત્હારે;
દળી દાનવોને વળી વેર વાળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૭

કરી વિનતિ તો અતિપ્રેમ આણી,
જનોની પ્રભુએ સહુ વાત જાણી;
દીઠો દેવનો દેવ દેવે નિરાળો,
દયાના નિધિ દાસનાં દુઃખ ટાળો. ૮

દોહા

દર્શન દીધું દેવને, દયા કરીને નાદ;
જગ્તપતિને જોઇને, હરખ્યો સુરનો સાથ. ૧
પ્રીતે કરી પાયે નમ્યા, પ્રભુને કર્યા પ્રણામ;
હવે અમારી શી ગતિ, કહીં રહેવાનો ઠામ. ૨
દીતિસુત દાનવ મહા, અઘોર પાપી એહ;
બ્રહ્માના વરદાનથી, અમર થયો છે તેહ. ૩
શત્રુ સઘળા દેવના, ચાલે વેદ વિરુદ્ધ;
દુઃખીયા કીધા સર્વને, જીત્યો કરીને યુદ્ધ. ૪
ધણી થયો સર્વે તણો, લીધાં લૂંટી ધામ;
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, નહિ રહેવાનો ઠામ. ૫
પર્વતમાં પેઠા ખરા, તોએ એનો ત્રાસ;
તે પાપીનો તમ વિના, કરી શકે કોણ નાશ. ૬
કર્તુંમકર્તું છો તમે,વળી અન્યથા કર્તું આપ;
ભાગો વર બ્રહ્મા તણો, ટાળો સહુનો તાપ. ૭
વચન સાંભળી દેવનાં, બોલ્યા વિશ્વાધાર;
જો પીડે હરિજનને, તો હણતાં નહિ વાર. ૮
ઘડો ભરાશે પાપનો, કરશે જ્યારે કેર;
સાધુજનને પીડશે, વાળીશ સહુનાં વેર. ૯
ભય ઉપજાવે ભક્તને, તપનું ફળ ટળી જાય;
રાખી વચન વિરંચીનું, કરીશ અન્ય ઉપાય. ૧૦
વિશ્વ સકળ મારૂં વપુ, ભક્ત નેત્રને ઠામ;
રજનો કણ તેમાં પડે, ખમી શકું નહિ નામ. ૧૧
અવધિ એની આવશે, પ્રકટ થશે પ્રહ્લાદ;
તેને દુઃખ ઉપજાવશે, તો ઉતારીશ નાદ. ૧૨
મ્હારા જન મુજને ઘણા,પ્યારા પ્રાણ સમાન;
તેને દુઃખ ઉપજાવતાં, નાશ હોય નિદાન. ૧૩

છપ્પો

સુખીયો શક્ર સમાન, માન ગણપતિથી મોટું,
વડો વિધિથી હોય, ખચિત એમાં નહિ ખોટું;
કરણ સમો દાતાર, કુબેર જેવો ધનવંતો,
હરિશ્ચંદ્ર સમ શીલ, ગિરા જેવો ગરજંતો;
જો પ્રૌઢ પ્રતાપી હોય પણ, ક્ષીણ સકળ થઇ જાય છે,
જે દ્રોહ કરે હરિભક્તનો, તે પ્રભુનો શત્રુ થાય છે. ૧

દોહા

તે માટે સર્વે તમે, ધીરજ ધારો આજ;
પ્રકટ થશે પ્રહ્લાદજી, સરશે સહુનાં કાજ. ૧
એમ કહી વળતી થયા, ઈશ્વર અંતરધાન;
ભક્તતણો ભય ટાળવા, પ્રકટ થશે ભગવાન. ૨

ચોપાઈ-ત્રિતાલ

હિરણ્યકશ્યપુ કરે છે રાજ, એને દેવ ઉપર બહુ દાઝ;
ઘણું વિષ્ણુની સાથે વેર, એને જન્મથી ઝાઝું ઝેર. ૧
કોય દેવપૂજા નવ થાય, પ્રભુઠામે તો પોતે પૂજાય;
હોય વિશ્વ સકળ વશ જેને, એક ઈશ્વર જાણવો તેને. ૨
શુભ કર્મ જે જે કહેવાય,હિરણ્યકશ્યપુને નામે થાય;
ગૌ બ્રાહ્મણ સાધુ કે દેવ, તેની કોય કરે નાહ સેવ. ૩
હિરણ્યકશ્યપુ થયો પાપિષ્ઠ, કરતો સાધુ પુરુષને કષ્ટ;
સહુ લોક અસાધુ થયા, ગઈ દેશ મૂકીને દયા. ૪
ધર્મ ધરણીમાં ધુસી ગયું, પુણ્ય પાતાળ માંહે રહ્યું;
કીધો સત્યે તે સ્વર્ગમાં વાસ,રહી જૂઠ સરવની પાસ. ૫
ચોરી જારી ને ચાડી જેહ, વસી દાનવ કેરે દેહ;
અનાચાર અનીતિ અપાર, નહિ સત્ય કે શૌચ લગાર. ૬
ચૌદ લોકમાં એનું રાજ્ય, હરિભક્તિ કરાવી તાજ્ય;
જ્ઞાન વૈરાગ્ય હતા જેહ, પેઠા પર્વતમાં જઇ તેહ. ૭
જે જે વિવેકનો પરિવાર, તેણે છોડયો સકળ સંસાર;
પછી પ્રભુએ કર્યો વિચાર, નાશ કરવો એનો નિર્ધાર. ૮
હોય પુત્ર જો એનો પ્યારો, તે ભક્ત જો હોય અમારો;
તેને કરશે અતિદુઃખ જયારે,નિશ્ચય નાશ કરીશું ત્યારે. ૯

દોહા

એમ વિચારી ઈશ્વરે, પ્રકટ કર્યો પ્રહ્‌લાદ;
અસુરતણો ઉતારીયો, નાથે વળતી નાદ. ૧

## અધ્યાય ૮ મો

દોહા

એક સમે આનંદમાં, બેઠો છે ભૂપાળ;
દુષ્ટ સભા દાનવ તણી, પરમ ધરમના કાળ. ૧
રાણી મોટી રાયની, સતીશિરોમણિ નાર;
જન્મ્યો જન જુગદીશનો, કરુણાસિંધુ કુમાર. ૨
અખિલ લોકમાં ઉપન્યો, એજ સમે આહ્‌લાદ;
તે માટે તે કુંવરનું, નામ ધર્યું પ્રહ્‌લાદ. ૩

રાગ ગરબી

હરિજન હરિના રે લાડીલા, પ્રકટયા પરમ ભક્ત પ્રહ્‌લાદ;
સુંદર સ્વરૂપ રે જોઇને, ઉપજ્યો સર્વને આહ્‌લાદ. હરિ૦
જેવું સ્વરૂપ રે શ્યામનું, એવો અંગ તણો આકાર;
શી કહું શોભા રે સંતની, ભક્તિ જ્ઞાન તણો ભંડાર. હરિ૦
મુખડું દીસે રે મલપતુ, જેવો શરદ પુનમનો ચંદ્ર;
અંબુજ સરખી રે આંખડી, જેમાં ભરીઓ સુધાસમુદ્ર. હરિ૦
નિર્મળ જ્યોતિ રે નાસિકા, અલક અનોપમ લલિત કપોળ;
લાલ ભ્રકુટી રે રાજતી, દીસે અધર અરુણ રંગચોળ. હરિ૦
કંબુ સરખો રે કંઠ છે, છે હરિ કંધર હૃદય વિશાળ;
આજાનબાહુ રે ઓપતા, નખ શિષ સુંદર રૂપ વિશાળ. હરિ૦
કટિલંક જેવો રે કેસરી, લલિત ઉદર નાભી ગંભીર;
જાનુ જંધા રે શોભતી, ચરણકમળ શોભાની શિર. હરિ૦
લક્ષણ લાયક રે સંતનાં, ક્ષમા દયા આદિ ભરપૂર;
દૃષ્ટિ લાગી રે ધ્યાનમાં, આનંદ સિંધુ ભરીયો ઉર. હરિ૦
અવગુણ ન રહે રે અંગમાં, સર્વે સદ્‌ગુણનો આગાર;
મહા રસમાંહે રે મગ્ન છે, હરિશું નિમિષ ન તૂટે તાર. હરિ૦
નિશ્ચય નિર્ગુણ રે નામનો, મોહ માયામાં ન ચળે ચિત્ત;
સુરતા જેની રે સ્વરૂપમાં, જેવું વહાલું હોએ વિત્ત. હરિ૦
ધીર ધુરંધર રે ધર્મના, પર ઉપકારી પરમ પ્રવીણ;

હાપણુ ભલપણુ રે અતિભલું, વિવેકસાગર મધુરાં વેણ. હરિ૦૧૦
ત્રિવિધિ તાપે રે ના તપે, સહનશીલતા અપરંપાર;
ાણ્ય વૃદ્ધિથી રે ના ડગે, મનમાં નાવે મોહ વિકાર. હરિ૦૧૧
પ્ર ચરાચર રે રામનું, દેખી નિર્મળ હરિના દાસ;
મગાધ આશય રે એહનો, વિષ્ણુ દેખે સર્વાવાસ. હરિ૦૧૨
ામ ભરોંસો રે અતિ ઘણો, વિશ્વંભરનો દ્રઢ વિશ્વાસ;
કટા ઉડે રે તનના, હરિને ન તજે હરિના દાસ. હરિ૦૧૩
ારૂં ઇચ્છે રે સરવનું, ઈચ્છે સજ્જન કેરો સંગ;
ીરથ સઘળાં રે ત્યાં વસે, જેને હ્રદયે હરિનો રંગ. હરિ૦૧૪
ઘળે દેખે રે શ્રીહરિ, દેખે નહિ કો કાયનો દોષ;
ુણથી અળગા રે જે ગણે, ઈશ્વર સદાય આનંદકોષ. હરિ૦૧૫
એવાં લક્ષણ રે લેઇને, પોતે પ્રકટ થયા પ્રહ્લાદ;
વરૂપ દેખી રે સંતનું, ઉપજ્યો સરવેને આહ્લાદ. હરિ૦૧૬
હિરણ્યકશ્યપુ રે હરખીયો, દીધાં જાચકને બહુ દાન;
ાજાં વાગ્યાં રે વધાઇનાં, પુરમાં વહેંચ્યાં ફોફળપાન. હરિ૦૧૭
જન્મ્યા હરિજન રે જોઇને, સુંદર સ્વચ્છ થયું આકાશ;
રવિ શશિ હરખ્યા રે મનમાં, પૂરણ સઘળે થયો પ્રકાશ. હરિ૦૧૮
વાયુ ત્રિવિધિ રે વાય છે, સઘળે માગ્યા વરસે મેહ;
વસુધા હરખી રે અતિ ઘણી, થઈ છે કામદુધાશી તેહ. હરિ૦૧૯
ફૂલે ફૂલી રે વનસ્પતિ, ફળવા લાગી બારે માસ;
સરસરિતામાં રે સર્વદા, ખીલ્યાં પંકજ સરસ સુવાસ. હરિ૦૨૦
હરખ્યા સુરનર રે દેવતા, સહેજે ટળ્યો સર્વનો શોક;
હરિના જનને રે જોઈને, આનંદ પામ્યા સઘળા લોક. હરિ૦૨૧
રાજા બેઠો રે રંગમાં, ગુણીજન ગાંધ્રવ કરતા ગાન;
નૌતમ નાચે રે અપ્સરા, વાજાં વાગે વિવિધ વિધાન. હરિ-૨૨
દિવસ કેટલા રે વહી ગયા, થયો છે પાંચ વર્ષનો બાળ;
ગુરુની પાસે રે તેહને, ભણવા મોકલીયો નિશાળ. હરિ૦૨૩
પ્રહ્લાદ સુદ્ધાં રે તેહને, ચંચળ પુત્ર થયા છે ચાર;
તેને દેખી રે ભૂપને, વાધ્યો અતિ ઘણો અહંકાર. હરિ૦૨૪

રાગ–ચોપાઈ ત્રિતાલ

ગરવે ભરાણો દાનવ ઘણો, પાર નહિ તેના બળ તણો;
સભા મળી સર્વે આસુરી, કોય ન શકે નિવારણ કરી. ૧

સભામધ્યે બોલ્યો ભૂપાળ, હું તો કાળ તણો છું કાળ;
કોય એવો નથી મહાવીર, મુજ સામો ધારી રહે ધીર. ૨
શિવ ને વિષ્ણુ સરીખા જેહ, મારા ભયથી ડરે છે તેહ;
શિવે કર્યો શ્મશાને વાસ, વિષ્ણુ સાગરમાંય નિવાસ. ૩
બીજા સહુ સેવક થઈ રહ્યા, ભૂખે મરીને નિર્બળ ગયા;
હું અજરામર છું નિર્ધાર, કોય થકી હું નહિ મરનાર. ૪
એવાં વચન બોલ્યો ભૂપાળ, નિશાળેથી આવ્યો બાળ;
દૂર થકી દીઠો જેણી વાર, પાસે તેડયો રાજકુમાર. ૫
આલિંગન ને ચુંબન કરી, કુંવર પ્રત્યે બોલ્યો ફરી;
કહોજી શું ભણી આવ્યા તાત, મુજને કહોને સાચી વાત. ૬

ઢાળ

એવું સાંભળી પ્રહ્‌લાદ બોલ્યો રે વાણી,
હું તો ભાવે ભજું છું રે સારંગપાણી;
અજ અક્ષર બ્રહ્મ સદા અવિનાશી,
વાસુદેવ ચરાચરમાંય નિવાસી. ૧
જેના નામતણો છે ઘણો મહિમાય,
તેથી કિલ્બિષ કોટી જનમનાં રે જાય;
મહાવિદ્યા સરવ થકી મોટી છે એહ,
નિત્ય ભાવ કરીને ભણો સહુ તેહ. ૨
જેણે વિશ્વ સમસ્ત રચ્યું છે રે આવું,
તેને હું તો નિરંતર ધ્યાનમાં લાવું;
રોમે રોમે રહ્યાં છે ઇંડ અપાર,
એવો સમરથ છે સહુ સરજનહાર. ૩
જેનું ધ્યાન ધરે શિવ વિષ્ણુ ને શેષ,
બ્રહ્માદિક પાર ન પામેજ લેશ;
જેને પામવા યોગી ઘણા યોગ સાધે,
ધરી ધ્યાન નિરંતર એને આરાધે. ૪
જેની શક્તિ અમોઘ અનંત અપાર,
એક અંશ તે સરજે પાળે સંસાર;
પુરુષોત્તમ પ્રાણજીવન—ધન એહ,
તેની સાથે કરી લ્યોજી સાચો સ્નેહ. ૫

રાગ ધોળ

એવું સુણીને કોપ્યો ભૂપાળ, ઉછંગેથી ઉછાળ્યો બાળ;
રીસે કરીને રાતો થયો, બોલ પછી બાળકને કહ્યો. ૧
અરે કર્યું આ કોણે કામ, શીખવ્યું મુજ શત્રુનું નામ;
જેણે શીખવ્યો હોયે ભેદ, તેનો તરત કરૂં શિરચ્છેદ. ૨
સુડા મરકટ ગુરુના તન, રીસ કરી તેડયા રાજન;
તાણી ખડગ ને કીધો ત્રાસ, નિશ્ચય કરવો તમારો નાશ. ૩
સાચો શત્રુ અમારો જેહ, બાળક કેમ બોલે છે તેહ;
શીખવીયું શત્રુનું નામ, તેનો નિશ્ચય ફેડીશ ઠામ. ૪
સુણતાં બ્રાહ્મણ કંપી ગયો, કર જોડીને ઉભો રહ્યો;
અમને રાય તમારી આણ, જો શીખવી હોય એવી વાણ. ૫
એ તો સ્વભાવે બોલ્યો બાળ,લવતો હશે કાંય આળ પંપાળ;
સમ ખાઇ બ્રાહ્મણ ત્યાંથી ગયા,સમાચાર તે પછી શા થયા. ૬
પ્રહ્લાદને કહે છે રાજન, કોણે ભમાવ્યું તારૂં મન;
જો બોલ્યો શત્રુનું નામ, મારીશ તુજને આણે ઠામ. ૭
પ્રહ્લાદ કહે મુને ટેવજ પડી,ભૂલું નહિ હરિને એક ઘડી;
શત્રુ તમારો કહો છો જેહ, મિત્ર અમારો સાચો તેહ. ૮
હિરણ્યકશ્યપુ કહે રે તન, પુત્ર પિતાનું પાળે વચન;
વચન તજી જે ઉલટો જાય, રૌ રૌ નરકમાં તેહ પળાય. ૯
પ્રહ્લાદ કહે હરિમારગ જાય, તેમાં કોય કરે અંતરાય;
માતપિતા કે ગુરુજન હોય, વચન તજે તો દોષ ન કોય. ૧૦
જો તન કેરા કકડા થાય, તોયે ન તજું ત્રિભોવનરાય;
પ્રહ્લાદ કહે ન તજું નામ, જો ચુંટી લે સઘળી ચામ. ૧૧
ક્ષણભંગુર દેહને કોણ રડે, રહે ઘડી કે પળમાં પડે;
હરિ ભૂલે તે મોટી હાણ, ભમીએ વળગી ચારે ખાણ. ૧૨
હિરણ્યકશ્યપુએ નિશ્ચય કર્યો, શત્રુ સુતરૂપે અવતર્યો;
ઉછેરતાં જો હણીએ નહિ, તો વિપરીત વાધે સહી. ૧૩
વૈરી વ્યાધિ ને વળી વૃક્ષ, છેદે ઉછરતાં તે દક્ષ;
તે માટે એ હણવો ઘટે, માર્યાવિના તો દુઃખ નહિ મટે. ૧૪
હિરણ્યકશ્યપુને ચઢીયો કાળ, નિશ્ચય મારે હણવો બાળ;
કર ઝાલીને કાઢયો બાહાર,અન્ન ઉદક કોય ના'પે આહાર. ૧૫
એમ કરતાં દિવસ આથમ્યો, બાળક બધા પુરમાં ભમ્યો;

એક કુંભારતણે ઘેર ગયો, ત્યાં તો એક અચંબો થયો. ૧૬
માંઝારીનાં બચ્ચાં જેહ, નિભામાં ખડકાયાં તેહ;
ચારે ફેર થઈ અગ્નિની ઝાળ, ભાંડ મધ્યે અવરાયાં બાળ. ૧૭
માંઝારી કરતી પોકાર, તે જોઇને બોલ્યો કુંભાર;
અરે પ્રહ્લાદતણો પ્રભુ જેહ, આની રક્ષા કરશે તેહ. ૧૮
તે વાણી પ્રહ્લાદે સુણી, અરજ પ્રભુની કીધી ઘણી;
સૂરજ ઉદય થયો જેટલે, નિભાડો કહાડયો તેટલે. ૧૯
જીવતાં માંઝારીનાં બાળ, માતાને મળીયાં તત્કાળ;
પ્રહ્લાદને આવી પરતીત, છે હરિજનની સઘળી જીત. ૨૦
અરજ સુણી માંઝારીતણી, તે રક્ષા કરશે મુજ તણી;
હૈયામાં બહુ હિંમત ધરી, આવ્યો રાજસભામાં ફરી. ૨૧
હિરણ્યકશ્યપુએ દીઠો બાળ, નખશિખ સુધી ઉઠી ઝાળ;
થંભ મંગાવ્યો લોઢાતણો, ને અગ્નિમાં ધીકાવ્યો ઘણો. ૨૨
પ્રહ્લાદને ભીડાવા બાથ, હુકમ કર્યો સેવકની સાથ;
એટલે સમર્યા જુગદાધાર, દીઠી ત્યાં કીડીઓની હાર. ૨૩
પ્રહ્લાદજીની પોહોંચી હામ, સઘળે દીસે સુંદરશ્યામ;
છે અનંતરૂપે અવિનાશ, જો ઉપજે સાચો વિશ્વાસ. ૨૪
પાસે પ્રહ્લાદ ગયા જેટલે, શીતળ સ્તંભ થયો તેટલે;
જેવો કોમળ હોય મૃણાલ, બાથ ભરીને ફેરવે બાળ. ૨૫

દોહા

પ્રાણ લેવા પ્રહ્લાદનો, દુષ્ટે કર્યો વિચાર;
રાખે જેને રામજી, તેને કોણ હણનાર. ૧
સહુથી સમરથ શ્રીહરિ, કાળ તણો છે કાળ;
તેના જનનો કોયથી, વાંકો ના હોય વાળ. ૨

રાગ—મેઘાડંબર ગાજે.

હિરણ્યકશ્યપુએ આણીયા, વળી હાથી રે એવા,
મારકણા મસ્તાન છે, ઐરાવત જેવા;
પાસે નાખ્યો પ્રહ્લાદને, જાણે નાખશે મારી,
દર્શન કરી હરિદાસનાં, હાથી રહ્યા છે હારી. ૧
સુંઢયવડે સામા જઈ, પ્રીતે પ્રણામ કીધા,
તામસ બુદ્ધિ તેની ગઈ, સારા થયા સીધા;
સર્પ આણ્યા વળી તે સમે, ઝેરી તક્ષક જેવા,

ડંશ કરાવા દાસને, અંગે વળગાડયા એવા. ૨
નાગ થયા સહુ નિર્મળા, જનનું દુઃખ જોઇ,
ગરલ ગયું અમૃત થયું, ખળતા સહુ ખોઈ;
વાઘ ઘણા વળગાડીયા, હરિદાસને હણવા,
પાયે નમ્યા પ્રહ્લાદને, લાગ્યા ગણગણવા. ૩
તામસ બુદ્ધિ તેની ગઇ, સારા થયા સાધુ,
સાહાય્ય કરે જ્યાં શ્રીહરિ, શું કરે જગ બાધુ;
પથ્થર સાથે બાંધીયા, જળમાંહે ડૂબાવ્યા,
તુંબીફળ પેઠે તરી, વળી ઉપર આવ્યા. ૪
પર્વતની ટોચે ચઢી, પછી નાખ્યો રે ઢોળી,
એવા ઉપાય અફળ ગયા, પાયાં વિખ ઘોળી ઘોળી;
વિખ ફીટી અમૃત થયાં, પ્રભુ કેરે પ્રતાપે,
આયુધ મારે અતિઘણાં, કોયે કેમે ન કાપે. ૫
ધાર અણી કે ધીબકો, અંગે એક ન વાગે,
વજ્ર વપુ પ્રહ્લાદનું, ઉલટાં આયુધ ભાગે;
હિરણ્યકશ્યપુ હારી ગયો, હવે શું કરૂં એને,
હેવી હતી એક દારુણા, પછી સંભારી તેને. ૬
હોળી આવી હરખે કરી, શું છે સંકટ તારે,
પ્રલય કરો પ્રહ્લાદનો, એ છે અરથ અમારે;
કાષ્ઠતણો ઢગલો કરો, પછી અગ્નિ પ્રજાળો,
બેસીશ હું લેઇ બાળને, તમે ધૂળ ઉછાળો. ૭
મુજને તો અગ્નિ અડે નહિ, બાળક તો બળશે,
એવો ઉપાય કર્યા થકી, તારાં દુઃખ ટળશે;
સાચું માનીને મૂરખે, અગનિ સળગાવી,
પાપણી લેઇ પ્રહ્લાદને, બેઠી માંહ્ય આવી. ૮
હોળી હતી તે બળી ગઇ, બહુ બૂમો પાડી,
ઢોલ વગાડયાં દાનવે, બહુ ધૂળ ઉરાડી;
ફાગણ સુદી પૂનમે, સળગી ગઈ હોળી,
આંચ ન આવી પ્રહ્લાદને, રહ્યા આંખ્યો ચોળી. ૯
હિરણ્યકશ્યપુએ જાણીયો, શત્રુ છે એ મારો,
સઘળે ઠામે બાળને, રક્ષણ કરનારો;
પ્રકટ થશે કોઇક સમે, હાથે કરી હણશે,

ચિંતા કોણ કરે હવે, બનનારી તો બનશે. ૧૦
પાસે તેડયો પ્રહ્લાદને, શિખામણ દીધી,
બાળક જાણી તુજને, પીડા નથી કીધી;
માતા કહે સુત માહરા, જુઓ સમય વિચારી,
છાના ભજી લ્યો શ્રીહરિ, થશે આનંદકારી. ૧૧
પ્રહ્લાદજી કહે માવડી, એ કેમ રહે છાનુ,
અંધારૂં અળગુ પડે, જ્યારે ઉગે ભાનુ;
હરિ ભજતાં ભય ના ધરે, તેનું કારજ સરશે,
છોટમ ભવસાગર થકી, તે સુખેથી તરશે. ૧૨

## અધ્યાય ૯ મો

### દોહા

નિર્ભય થકા નિશાળમાં, આવ્યા નરહરિદાસ;
ભોગી બ્રહ્મવિદ્યાતણા, નહિ અવર અભ્યાસ. ૧
પાટી પુરુષોત્તમ સદા, લેખણ આત્મા લક્ષ;
ખડીયો તો ખટચક્રનો, ભણતર બ્રહ્મ પ્રત્યક્ષ. ૨

### ચોપાઈ ત્રિતાલ

સુડા મરકટ પંડયાનું નામ, કાંય કામે ગયો પરગામ;
રહ્યો દિવસ ત્યાં દશ બાર, પછી પ્રહ્લાદે કીધો વિચાર. ૧
આવો અવસર નહિ આવે ફરી, મારા મિત્રોને સ્મરાવું હરિ;
કહે નિશાળીઆને હરિદાસ, તમે શું ભણ્યા ગુરુજીની પાસ. ૨
બોલ્યા નિશાળીઆ તેણીવાર, તમે સાંભળો રાજકુમાર;
અમે ભણીયાજી અંકગણિત, લિપિ લખવાની સઘળી રીત. ૩
તોલ માપ હિસાબ અનેક, ખટ ભાષાઓ વાણી વિવેક;
એવું સાંભળી કહે ભક્તરાય, એ તો અપરા વિદ્યા કહેવાય. ૪
એથી ના સરે આત્માનો અર્થ, એથી થાય છે કોટી અનર્થ;
પરા વિદ્યાને જાણીએ જ્યારે, સરે કામ સરવનું ત્યારે; ૫
અંતકાળે ન આવે કામ, એ તો જાણો અવિદ્યા તમામ;
પ્રાણ જાતાં રહે જે પાસ, નિજ ધામમાં થાય નિવાસ. ૬
પરાવિદ્યા તો કહીએ એહ, મુજ પાસેથી શીખો તેહ;
તમે અપરાનો કરશો અભ્યાસ, તેથી બંધાશે માયાનોપાસ. ૭
બહુ જૂઠ કપટ છળ કરે, કોટી કુકર્મથી નવ ડરે;

કરે હિંસા અનીતિ ને ઘાત, જૂઠો ધંધો ને જૂઠી વાત. ૮
સુતદારાના પોષણ સારૂ, કરે નિંદિત કર્મ નકારૂ;
ધનમાલ મૂકી મરી જાય, જમકિંકરને વશ થાય. ૯
પાપ પુણ્યનું લેખું કરે, નાના યોનિ વિષે અવતરે;
વળી કર્મની વૃદ્ધિ થાય, કોટી કલ્પ લગી અથડાય. ૧૦

રાગ-ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો.

સમરી લ્યો સરજનહારને, મૂકી મનના વિકાર;
શોકસમૂહ સંસાર છે, એમાં દુઃખ અપાર. સ૦ ૧
ગર્ભનિવાસની વેદના, તે તો કહી નવ જાય;
જઠરા અનલના તાપનું, દુઃખ કેમ ખમાય. સ૦ ૨
ઉંધે મસ્તક રહેવું પડે, મળમૂત્રમાં વાસ;
ભક્ષણ લીંટ ને લાળનું, દુઃખ સહે દશ માસ. સ૦ ૩
જંતુ કરડે બહુ જાતના, દુઃખ કોને કહેવાય;
આવે દયા જો દયાળને, પેટ બાહર થાય. સ૦ ૪
બાળપણામાં બાળનાં, દુઃખ દીસે અપાર;
ભૂખ તરસ ને ટાઢનાં, વ્યાધિ વિવિધ પ્રકાર. સ૦ ૫
ઓરી-અછબડા ને શીતળા, સહે કોમળ કાય;
પીડા પડે બહુ પેરની, મુખે બોલ્યું ના જાય. સ૦ ૬
કાળ ભયંકર શિર ભમે, દિનમાં દશ વાર;
એવા વિઘનથી જો ઉગરે, તો પછી થાય કુમાર. સ૦ ૭
માતપિતા સદ્‌ગુણી મળે, બહુ સુધરે તે બાળ;
વિદ્યા વિનય હુન્નરવડે, કાઢે સુખમાં તે કાળ. સ૦ ૮
મૂરખ માતપિતા મળે, રાખે મૂરખ પુત્ર;
પામર હોય પશુ સમો, શોભે નહિ ઘરસૂત્ર. સ૦ ૯
અપરા પરા વિદ્યા સહુ, શીખે કોય કુમાર;
આ લોક ને પરલોકમાં, ન હોય દુઃખ લગાર. સ૦ ૧૦
વેદની આગે વિદ્યા સહુ, છે આ લોકે અરાઢ;
અપરા એનું નામ છે, સઘળા સદ્‌ગુણનું ઝાડ. સ૦ ૧૧
પરા વિદ્યાથી પ્રભુ તણું, હોય ઘટમાં રે જ્ઞાન;
ભક્તિ કરે પરબ્રહ્મની, મળે મોક્ષ નિદાન. સ૦ ૧૨
અપરા ભણે જે એકલી, હોય આસુરી જંત;
પામે નહિ પરબ્રહ્મને, ધરે જન્મ અનંત. સ૦ ૧૩

બાળક હોય કે બાળકી, ભણે ઉભય પ્રકાર;
શક્ર સમું સુખ ભોગવે, રહે ધર્મઆધાર. સ૦ ૧૪
અધર્મ અવિદ્યા આચરે, જાણી જોબન જોર;
પરધન પરદારા હરે, થાય ઈશ્વરનો ચોર. સ૦ ૧૫
જોબનમાં જગદીશનું, ધરે જે નર ધ્યાન;
ધર્મવડે ધન મેળવે, મળે મોક્ષ નિદાન. સ૦ ૧૬
વૃદ્ધ અવસ્થા વિચારીએ, ધ્રૂજે કર ને રે કાય;
સાધન કાંય બને નહિ, નવ બેઠા રહેવાય. સ૦ ૧૭
દાંત પડે ને આંખો ગળે, નવ સાંભળે કાન;
ગણતીમાં કોય ગણે નહિ, નહિ દેહનું ભાન. સ૦ ૧૮
અંગ લાગે અળખામણું, બળ બુદ્ધિ તો જાય;
અવસર ખોયો અભાગીએ,બ્રહ્મ ભજવા ન ચહાય.સ૦ ૧૯
કોટી કુકર્મ કરી કરી, ભર્યા ધનના ભંડાર;
અંતકાળે ગયા એકલા, મળ્યો જમડાનો માર. સ૦ ૨૦
માટે ચેતાવું છું આજથી,માનો મારા જો મિત્ર;
બ્રહ્મવિદ્યા ભણો ભાવથી, થશે પ્રાણ પવિત્ર. સ૦ ૨૧
અવસર આવો નહિ મળે,પછી પસ્તાશો વીર;
સ્વપ્નાની પેઠે ફરી ફરી, વળી ધરશો શરીર. સ૦ ૨૨
વળી વળી કહું તે સાંભળો, પરા અપરાનો ભેદ;
સમજી લેજો તમે સજ્જનો, થશે સંશય ઉછેદ. સ૦ ૨૩
વેદ વેદાંગ ઉપવેદ ને, ધર્મશાસ્ત્ર પુરાણ;
ન્યાય મીમાંસા જાણીએ,વિદ્યા અપરા પ્રમાણ. સ૦ ૨૪
યજ્ઞ યાગાદિ ક્રિયા કરી, ઘણું પુણ્ય કમાય;
બ્રહ્મ ભુવન લગી જઇ ચઢે, ફળ ભોગવે કાય. સ૦ ૨૫
ક્ષીણ પુણ્યે મૃત્યુલોકમાં, વસે આવીને તેહ;
કાંઈક પુણ્યના જોગથી, પામે માનવ દેહ. સ૦ ૨૬
વળી વળી સુકૃત આચરે, વળી સ્વર્ગે રે જાય;
કૂપ અતિ ઘટમાળનો, લેજો સમરી રે ન્યાય. સ૦ ૨૭
ભેદ પરાનો લહે નહિ, ભમે ત્યાં લગી એમ;
નિજ ઘર ના લહે જીવડો, ઠરે ઠેકાણે કેમ. સ૦ ૨૮
ભેદ પરાનો હવે કહું, લેજો સમજીને સાર;
શાણાને સૂઝ ઘણી પડે, જેની બુદ્ધિ ઉદાર. સ૦ ૨૯

બાવન અક્ષર બોલીએ, વેદ વિદ્યા વદાય;
અક્ષર જ્યાં થકી ઉપજે, પરા તેજ સદાય. સ૦ ૩૦
સૂક્ષમ વેદ જેમાં વસે, પરા તેનું રે નામ;
એ પદ પ્રીછે પ્રાણિયો, સરે તેનું રે કામ. સ૦ ૩૧
વૃક્ષ વસે જેમ બીજમાં, ઉગી નીકળે જેમ;
વિશ્વ વસે સહુ તેહમાં, તમે સમજી લ્યો તેમ. સ૦ ૩૨
એ પદના જે ભોમીયા, મળે જો ગુરુદેવ;
એક મને એક ચિત્તથી, કરો તેમની સેવ. સ૦ ૩૩
પુરુષોત્તમ પરમાતમા, અક્ષરાતીત એહ;
પૂરા ગુરુથી પામીએ, ટળે સર્વ સંદેહ. સ૦ ૩૪
એ પદને જે ઓળખે, તેનું નામ છે જ્ઞાન;
દશવિધિ ભક્તિ તેની કરી, ધરો નિશદિન ધ્યાન. સ૦ ૩૫
નારદ ગુરુ મુજને મળ્યા, દીધો એ ઉપદેશ;
તેજ જુઓ તમને કહ્યો, નથી સંશય લેશ. સ૦ ૩૬
નિશાળીયા સહુ સાંભળી, પામ્યા હરખ અપાર;
ભાવ ભરોંસો વધ્યો ઘણો, મટયા મનના વિકાર. સ૦ ૩૭
પાયે નમ્યા પ્રહ્લાદને, જાણી હરિના રે જન;
છોટમ શ્રીહરિની કથા, થયું સાંભળવા મન. સ૦ ૩૮

## અધ્યાય ૧૦ મો

### ચોપાઈ ત્રિતાલ

બોલ્યા નિશાળીઆ તેણી વાર, તમે પાંચ વર્ષના કુમાર;
મળ્યા નારદ કહો છો જેહ, એ તો અમને ઘણો સંદેહ. ૧
અમ આગળ ઉછર્યા તમે, મળ્યા મહામુનિ તે કોણ સમે;
નાને વદને વદો છો મોટું, કેમ જાણીએ સાચું કે ખોટું. ૨
સુણી નિશાળીઆનાં વચન, બોલ્યા હેત કરી હરિજન;
તમે સાંભળો સજ્જન વાત, ગયો તપ કરવા મમ તાત. ૩
જાણ્યો સુરપતિએ તે મર્મ, ધાર્યો મનમાં તેણે અધર્મ;
મુજ માતા હતી ઘેર જેહ, ચાલ્યો હરણ કરીને તેહ. ૪
મુનિ નારદ બ્રહ્મકુમાર, મળ્યા મારગમાં નિર્ધાર;
બોલ્યા ઇંદ્રપ્રત્યે મુનિરાય, તમે આ શો કરો અન્યાય. ૫
કરી હરણ ચાલ્યા પરનારી, એ તો ખોટીજ ટેવ તમારી;

એ છે અબળા બિચારી રાંક,કહોજી એનો તે શો છે વાંક. ૬
સુનું દેખીને એનું ધામ, હરી નારી એ નીચું કામ;
હોય સંભાવિત નર જેહ, એવું કર્મ કરે નહિ તેહ. ૭
કરે રાજા અનીતિ જ્યારે, પછી તેને તે કોણ નિવારે;
કરે ધર્મનો જ્યારે લોપ, તેથી ઇશ્વરનો હોય કોપ. ૮
તૂટે ધર્મ તણી મરજાદ, હોય લોક તણો અપવાદ;
રૂડા જનની અપકીર્તિ હોય, જાણો મરણ બરાબર સોય. ૯
અપકીર્તિથી સારૂં મરણ, પણ કરવું નહિ દુરાચરણ;
સારા પુરુષ કરે કુકર્મ, પછી કોય ન પાળે ધર્મ. ૧૦
જ્યારે ધર્મ ન પાળે કોય, ત્યારે નાશ સરવનો હોય;
પરનારી તણું બહુ પાપ, તેથી ઉપજે ઘણો સંતાપ. ૧૧
સુણી નારદજીની વાણી, બોલ્યો ઇંદ્ર જોડીને પાણી;
મુનિ સાંભળો વાત અમારી,એ છે હિરણ્યકશ્યપુની નારી. ૧૨
એના ઉદરમાં છે બાળ, તેનો કરવો મારે કાળ;
પછી જાશેજી એને ધામ, મારે કાંય નથી બીજું કામ. ૧૩
એવું સાંભળી કહે મુનિજ્ઞાની, તમે દેવ ઘણા અજ્ઞાની;
એના ગર્ભવિષે છે જેહ, થશે ભક્ત પ્રભુનો તેહ. ૧૪
એથી થાશે સર્વને સુખ, વળી દેવનાં ટળશે દુઃખ;
થશે પરમભક્ત પ્રહ્‌લાદ, સૌને ઉપજશે આહ્‌લાદ. ૧૫
એને દાનવ પીડા કરશે, પ્રભુ નરહરિનું રૂપ ધરશે;
એ છે સર્વે શિરોમણિ સંત, એથી આવશે દુષ્ટનો અંત. ૧૬
એની માતા સતી છે સારી, માટે સોંપો મુને એ નારી;
એને આપીશ હું ઉપદેશ, થશે ગર્ભમાં જ્ઞાન પ્રવેશ. ૧૭
એવું સાંભળીને સુરરાય, મુજ માતાને લાગ્યો પાય;
કર જોડીને વિનતિ કીધી, પછી નારદને કર દીધી. ૧૮
કહે ઇંદ્ર કર્યો મેં બાધ, ક્ષમા કરજો માતા અપરાધ;
ગયો ઇંદ્ર પોતાને અવાસ, માતા રહી નારદજીની પાસ. ૧૯
નિત્ય સાંભળે કથાપ્રસંગ, તેથી મુજને લાગ્યો રંગ;
કંઇ કંઇ જ્ઞાન નિરૂપણ થાય, તે તો ગર્ભ વિષે સંભળાય. ૨૦
માતાજીને મિષે કરી, મુનિજન મુજને કહે ફરી ફરી;
અધ્યાત્મ સુણીયો ઉપદેશ, મેં જાણી લીધા હૃષિકેશ. ૨૧
ગર્ભવિષે મેં ધ્યાનજ ધર્યું, પ્રભુને ચરણે ચિત્ત સ્થિર કર્યું;

એકસો ને બત્રીસ હજાર, વર્ષ દેવ કેરાં નિર્ધાર. ૨૨
હિરણ્યકશ્યપુએ તપ આચર્યું, મેં પણ ગર્ભ વિષે તે કર્યું;
એટલાં વર્ષ ગર્ભમાં રહ્યો, ધ્યાન કરી અજરામર થયો. ૨૩
સારી પેઠે સાધ્યો જોગ, પામ્યો પરમ અમીરસ ભોગ;
મેં પણ દીઠું પ્રભુનું રૂપ, સર્વાતીત અખંડ સ્વરૂપ. ૨૪
રવિ સાથે કિરણ છે જેમ, જાણો મારે પ્રભુને એમ;
અસ્તિ માંસ રુધિર ત્વચ જેહ, તેથી ભિન્ન છે મારો દેહ. ૨૫
મન બુદ્ધિ ને ચિત્ત અહંકાર, તેથી હું અળગો નિર્ધાર;
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, નથી મારે ને તેને સંબંધ. ૨૬
પૃથ્વી પાણી અગ્નિ ને સમીર, નભ પાંચમું છે ગંભીર;
તેથી ભિન્ન છે મારૂં રૂપ, શુદ્ધ સત્‌ચિદ્ આનંદરૂપ. ૨૭
ગુણ ઇંદ્રિયો નહિ સંસાર, મારૂં રૂપ પરાની પાર;
હરિ સાથે રહ્યો રસ રૂપ, મને ભાસ્યું છે બ્રહ્મ સ્વરૂપ. ૨૮
પરાભક્તિ પ્રકટ થઈ સાર, તેથી જાણ્યો જગત્‌કર્તાર;
એવો આપ્યો ગુરુએ વિવેક, પ્રભુ ભજીએ ધરીને ટેક. ૨૯
ઓમ–સોહં શબ્દે કરી, રાત દિવસ સ્મરો શ્રીહરિ;
એમ તે આત્મા આપણો, સોહં તે શ્રીહરિને ગણો. ૩૦
દ્વૈતભાવથી ભક્તિ થાય, ભક્તિ વિના બંધન નહિ જાય;
એ ઉપદેશ નારદથી લહ્યો, તે તો મેં તમ પ્રત્યે કહ્યો. ૩૧
સુણી પ્રહ્લાદજીનાં વચન, કહે નિશાળીઆ ધન્ય ધન્ય;
નમ્યા પ્રીત કરીને પાય, સહુ ગોવિંદના ગુણ ગાય. ૩૨

રાગ–ગરબી

હરિજન સમરો રે હરિ હરિ, બોલ્યા પરમ ભક્ત પ્રહ્લાદ;
અવસર આવ્યો રે ફરી ફરી, રખે ગમાવો કરી બકવાદ. હરિ૦ ૧
જૂઠી કાયા રે જાણજો, એ તો ક્ષણભંગુર કહેવાય;
એવું ઉરમાં રે આણજો, રાખી કોઇથી નહિ રહેવાય. હરિ૦ ૨
સ્વપ્ના જેવી રે સાહ્યબી, જોતાં જોતાં થાયે ફોક;
સહુ દીસે છે રે કારમું, મિથ્યા જાણો ચૌદે લોક. હરિ૦ ૩
વિધ વિધ રંગે રે વાદળી, થાતી જાતી સહુ દેખાય;
કાચી કાયા રે આ વળી, જોતાં જોતાં ફીટી જાય. હરિ૦ ૪
જોબન લેહેરે રે જાય છે, જેવું સરિતા કેરૂં પૂર;
દિન દિન ઘટતું રે થાય છે, નિશ્ચળ નહિ રહેવાનું નૂર. હરિ૦ ૫

કુટુંબ કબીલો રે જાણજો,તરુ ઉપર પંખીનો વાસ;
એવું ઉરમાં રે આણજો, ઉડી જાશે ચારે પાસ. હરિ૦ ૬
કાળે થાતું રે દેખીએ, કાળે રહે ને કાળે જાય;
એવું સઘળું રે પેખીએ, તેનો શોક કરે શું થાય. હરિ૦ ૭
વૈરાટરૂપી રે વૃક્ષ છે, તેનો પરમ ચતુર કરનાર;
પરમ દયાળુ રે દક્ષ છે,એનું ડહાપણ અપરંપાર. હરિ૦ ૮
એ તરુ ઉપરે આદથી, કીધો બે પંખીડે વાસ;
સરવાબોલે રે સાદથી,સખા સમાણા રહે છે રે પાસ. હરિ૦ ૯
એકે તરુફળ રે ચાખીયાં, જડ અભિમાને કહાવ્યો જંત;
વિપરીત વચનોરે ભાખીયાં,તેથી ભમીયો જન્મ અનંત.હ૦૧૦
પાપ પુણ્યનું રે જીવને, ઈશ્વર ફળ દાતાર;
જો નવ જાણે રે શિવને, ધરે ત્યાં સુધી અવતાર. હરિ૦૧૧
સદ્ગુરુ સાચા રે જો મળે, મેળવશે પૂર્વનો મિત્ર;
છોટમ બંધન રે તો ટળે, પ્રેમભક્તિથી થાય પવિત્ર. હરિ૦૧૨

દોહા

મળી સખાની મંડળી, કરતા બહુ કલ્લોલ;
પાપી પંડયો આવીયો,ધંધ મચ્યો ધમરોળ. ૧
સુડા મરકટ બોલીયો, પાપી તું પ્રહ્લાદ;
જીવક ટાળ્યું માહરૂં, વણસાડી નિશાળ. ૨
તેં સઘળા સાધુ કર્યા, ભાવે ભણશે કોણ;
જો રાજાજી જાણશે, લેશે મારા પ્રાણ. ૩
હાથ ગ્રહ્યો પ્રહ્લાદનો, કરી અતિશે ક્રોધ;
સભા મધ્ય તે સંચર્યો, જ્યાં બેઠા છે જોધ. ૪

---

## અધ્યાય ૧૧ મો

### રાગ-ઝધડો લોચન મનનો.

હઠ મૂકે નહિ હરિદાસ, રાણાજી રોષ ન કરશો;
આણ્યો પ્રહ્લાદ રાજા પાસ, રાણાજી રોષ ન કરશો. ટેક.
કુળ લજાવ્યું કુંવરે, વણસાડી નિશાળ;
કહો હવે શું કીજીએ,એણે બોધ્યાં છે સઘળાં બાળ. રા૦ ૧.
કોઇક કામે હું ગયો, બે દિન બીજે ગામ;
શીખવ્યાં સઘળાં છોકરાં, ભજે તમ શત્રુનું નામ. રા૦ ૨

લેહે લાગી એને ઘણી, તમ શત્રુસુ સ્નેહ;
કહ્યું ન માને કોઈનું, સાચો શત્રુ તમારો છે એહ. રા૦ ૩
શત્રુ સબળ છે તમ તણો, પ્રકટ થશે એ પાસ;
કોઇક દિવસ કોપશે,ત્યારે તમને જીવ્યાની શી આશ.રા૦ ૪
કનકનયન કેવો હતો, પૃથ્વી ચાંપી પાતાળ;
તમ શત્રુએ તેહનો, જુઓ કીધો છે ક્ષણમાં કાળ. રા૦ ૫
કહેતાં ખેદમાં કોપીયો, વળી સાંભર્યું વેર;
ઘનની પેઠે ગાજીયો, એની આંખ્યોમાં આવ્યું ઝેર. રા૦ ૬
અંગારો તું ઉપજ્યો, કાળું કીધું કુળ;
હાથે કરી તુજને હણું, ત્યારે મટશે અમારૂં શૂળ. રા૦ ૭
પ્રહ્લાદ કહે પિતા સુણો, છે સમરથ રખવાળ;
તેના જનનો કોયથી, એક વાંકો ના હોય વાળ. રા૦ ૮
હિરણ્યકશ્યપુ વળતો કહે, શીદ લવે છે બાળ;
ઈશ્વર કોઈ કર્તા નથી, તારી કોણ કરે પ્રતિપાળ. રા૦ ૯
વિષ્ણુ તો વેરી માહરો, તેમાં બળ નથી કાંય;
મારા ભયથી તે જઇ, વસીયો સાગર માંહ્ય. રા૦ ૧૦
વાણી સુણી અસુરની, વચન વદે હરિદાસ;
હું દેખું છું શ્રીહરિ, તે છે વ્યાપક સર્વાવાસ. રા૦ ૧૧
હિરણ્યકશ્યપુ બોલીયો, સાંભળ રે તું તન;
ઈશ્વર વ્યાપક છે નહિ, છે વ્યાપક સઘળે શૂન્ય. રા૦ ૧૨
સબળ રહ્યો છે શૂન્યમાં, રચનાનો રચનાર;
અગણિત ઇંડ નવાં કરી, રાખે અધર ધરી નિર્ધાર. રા૦ ૧૩
દાનવ કહે રે દુર્મતિ, તું જાણે શું વાત;
સહેજે ઇંડ રચાય છે, નથી કર્તા કોઇ સાક્ષાત. રા૦ ૧૪
પૃથ્વી પાણી ને પવનનો, વળી પાવકનો સંજોગ;
ચેતન તેથી થાય છે, વળી વેરાય હોય વિજોગ. રા૦ ૧૫
પ્રહ્લાદ કહે કર્તા વિના, સહેજે ન હોય અણુમાત્ર;
જ્ઞાન ક્રિયા ઇચ્છાવડે, રચે પિંડ સરીખાં પાત્ર. રા૦ ૧૬
વસ્તુ નિત્ય છે આતમા, તેમાં છે બે ભેદ;
એક વસે રે શરીરમાં, એક વ્યાપક શૂન્યમાં વેદ. રા૦ ૧૭
વ્યાપક છે પરમાતમા, તે સહુનો કર્તાર;
શરીરમાં છે આતમા, તેને પરમાત્માનો આધાર. રા૦ ૧૮

શરીરમાં છે આતમા, જાણે સર્વ સુજાણ;
પરમાત્માને જાણવા, એક છે અનુમાન પ્રમાણ. રા૦ ૧૯
ઔષધીઓના બીજમાં, કેવા છે અંકુર;
કોણ ગોઠવે કર્તા વિના, માટે સઘળે છે હાલ હજુર. રા૦ ૨૦
ઘટના બને કુલાલ વિન, ચીતારા વિણ ચિત્ર;
બને નહિ કર્તા વિના, તેમ આ સહુ જગત વિચિત્ર. રા૦ ૨૧
પરમાણુ આદે સહુ, ઘડવા ઝીણું જ્ઞાન;
તે તો આત્માને નથી, છે પરમાત્માને નિદાન. રા૦ ૨૨
પૃથ્વી જળ વાયુ તણા, ઘડે પરમાણુ જેહ;
કરી સર્વને એકઠાં, વળી ઇંડ રચે છે એહ. રા૦ ૨૩
નિયંતા કર્તા વિના, નિમ રહે નહિ કોય;
ખગોળના તારા સહુ, ઉગે અવળા ને સવળા સોય. રા૦ ૨૪
સમય વિના છએ ઋતુ, અવળા સવળી થાય;
ઉનાળે શીત ઉમટે, વળી શિયાળે લૂ વાય. રા૦ ૨૫
સચેતન વસ્તુ વિના, વાંકુ તૃણ નવ હોય;
એમ અચેતન વસ્તુથી, આપે કાજ બને નહિ કોય. રા૦ ૨૬
તે માટે કર્તાર છે, સદા સચેતન રૂપ;
તે કહીએ પરમાતમા, શુદ્ધ આનંદસિંધુ અનૂપ. રા૦ ૨૭
સઘળે વ્યાપક તેહ છે, એક ઠામે નથી સોય;
એક ઠેકાણે હોય તો, બીજે ઠામે સૃષ્ટિ નવ હોય. રા૦ ૨૮
સઘળે સાથે થાય છે, ઉત્પત્તિ સ્થિતિ સંહાર;
માટે વ્યાપક જાણવો, છે સઘળે ઠામે કરતાર. રા૦ ૨૯
ત્રણ શક્તિ કર્તા વિષે, ઇચ્છા ક્રિયા ને જ્ઞાન;
ત્રણ શક્તિ જેમાં નહિ, તે જાણવો શૂન્ય સમાન. રા૦ ૩૦
કરવાની ઇચ્છા કરે, પરમાણુના ઘાટ;
પરમ જ્ઞાન તેને વિષે, પરમેશ્વર તે માટ. રા૦ ૩૧
ક્રિયા શક્તિવડે ઘડે, ઘાટ ઇચ્છા હોય જેહ;
ઘટતી ગોઠવણી કરી, જુઓ રચે સર્વને તેહ. રા૦ ૩૨
જો સૃષ્ટિ રચવા તણી, ઈચ્છા તેને થાય;
તો પરમાણુ મેળવી, કરે ક્રિયા સકળ જગરાય. રા૦ ૩૩
સૃષ્ટિ વેરી નાખવા, ઇચ્છા જ્યારે હોય;
પરમાણુ છૂટા પડે, એવી ક્રિયા કરે છે સોય. રા૦ ૩૪

પ્રથમ પરમાણુ મેળવી, પૃથ્વી રચી વિશાળ;
ઉદ્ભિજ્જનાં બીજક કરી,સંચ્યાં તે મહીં પરમકૃપાળ.રા૦ ૩૫
પશુ પંખી માનવ રચ્યાં, વળી જળજંતુ નિર્ધાર;
સૃષ્ટિ તેણી રચનાવિષે, એનું ડહાપણ અપરંપાર. રા૦ ૩૬
શિલ્પકળા કર્તારની, સહુ દેખી દિંગ થઈ જાય;
દેહધારીથી ના બને, જો કોટી કરશે ઉપાય. રા૦ ૩૭
ખામી ભરેલાં છે ખરાં, દેહધારીનાં કામ;
જડનાં જડ રહે છે સહુ, નથી ચેતનતાનું નામ. રા૦ ૩૮
પરમાણુ આદિકનું, છે સૂક્ષ્મ પ્રભુમાં જ્ઞાન;
માટે તે સર્વજ્ઞ છે, અતિ અદ્ભુત શક્તિવાન. રા૦ ૩૯
પડવાનો ગુણ છે નહિ, છે ભારે ને સ્થિર;
કોઈ દેહધારી સરીખું નથી, તે પ્રભુજીનું શરીર. રા૦ ૪૦
શરીરવાળો હોય તો, મહત્ત્વ ગુણ ત્યાં હોય;
ઉમરડાના ફળવિષે, જંતુ ઘડી ન શકે પછી સોય. રા૦ ૪૧
શરીરવાળો હોય તો, તે રહે એકજ ઠામ;
બીજે ઠામે તેહથી, કહો કેમ કરી નીપજે કામ. રા૦ ૪૨
શરીરવાળો હોય તો, મરે ધરે અવતાર;
કરમતણાં ફળ ભોગવે,હોય જીવના જેવો વ્યવહાર. રા૦ ૪૩
કોઇક ઈશ્વરને કહે, છે તે દિવ્ય શરીર;
તે રહે છે એક દેશમાં, એમ પરઠી કહે મતિ ધીર. રા૦ ૪૪
એક દેશમાં હોય તો, ખાલી બીજો દેશ;
ત્યાં બીજો કહેવો પડે, વળી કર્તા ને હરતા નરેશ. રા૦ ૪૫
શરીર વિના કર્તા પ્રભુ, કરી શકે બહુ કામ;
સબળ શક્તિ સહિત એ, વ્યાપક છે સહુ ઠામ. રા૦ ૪૬
શરીર કહે કર્તારનું, એવાં જે જે ગ્રંથ;
વેદ મૂળ તે તો નથી, એ તો કલ્પેલા છે પંથ. રા૦ ૪૭
શરીર વનો વેદે કહ્યો, સદ્ચિદ્ આનંદરૂપ;
તે તો સઘળે વ્યાપી રહ્યો,વળી અવિગત અકલ અનૂપ.રા૦ ૪૮
શરીર શરીરમાં જૂજવા, આત્મા રહે છે જેહ;
બંધ મોક્ષ હોય તેહને, વળી તેજ ધરે છે દેહ. રા૦ ૪૯
સ્થૂલ પદારથનું વળી, જ્ઞાન આત્માને હોય;
સૂક્ષ્મ પરમાણુ તણું, વિના કર્તા ન લહે કોય. રા૦ ૫૦

દેહધારી આત્મા સહુ, તે માટે અલ્પજ્ઞ;
શરીરનો ઈશ્વર સદા, એ તો છે સમરથ સર્વજ્ઞ. રા૦ ૫૧
આત્મા વ્યાપક શરીરમાં, તે નથી અણુ આકાર;
અણુ આકારે હોય તો, કેમ અનુભવે સુખદુઃખ સાર. રા૦ ૫૨
હું સુખી ને હું દુઃખી, એમ હું હું જે કહેનાર;
તેને કહીએ આતમા, એવા અનુભવનો ધરનાર. રા૦ ૫૩
આત્મા જાણે મનવડે, સુખદુઃખ અનુભવ સર્વ;
દેહ થકી તે ભિન્ન છે, પણ દેહ તણો ધરે ગર્વ. રા૦ ૫૪
હું ગંગા દેખું નેત્રથી, એવું જે કહેનાર;
નેત્ર ઇંદ્રિ છે બાહ્યરી, અને હું તે આત્મા નિરધાર. રા૦ ૫૫
વેદાંતી કહે છે વળી, સહુનો આત્મા એક;
એક હોય તો અન્યનું, લહે સુખદુઃખ એકનો એક. રા૦ ૫૬
પાપ પુણ્ય વળી સર્વનું, હોય ભોગવનારો એક;
કોણ દંડ કોનો કરે, એ તો સઘળે દીસે અવિવેક. રા૦ ૫૭
માટે આત્મા છે ઘણા, પરમાત્મા છે એક;
તે સૌનો કરનાર છે, એમ જોજો વિચારીને છેક. રા૦ ૫૮
ભક્તિ ભાવે જે ભજે, તેને દેખે તેહ;
ભીડ પડે જો ભક્તને, ધરે નિજ ઈચ્છાએ દેહ. રા૦ ૫૯
સ્વામી મારો સબળ છે, વ્યાપક સર્વાવાસ;
તે તમને નથી સૂઝતો, પણ હું દેખું છું પાસ. રા૦ ૬૦
વચન સુણી પ્રહ્‌લાદનાં, ચઢયો અસુરને ક્રોધ;
મૂરખ ગુરુ મારો થયો, મુને ઉલટો કરે છે બોધ. રા૦ ૬૧
પ્રહ્‌લાદે પ્રીત્યે કહ્યું, ન્યાય તણું નિરમાણ;
છોટમ જે નથી માનતા, તે તો દાનવ અધમ અજાણ. રા૦ ૬૨

## અધ્યાય ૧૨ મો

### દોહા

નાસ્તિક નર માને નહિ, ઉત્તમ એ ઉપદેશ;
વચન સુણી પ્રહ્‌લાદનાં, કરવા લાગ્યો ક્લેશ. ૧
જ્યારે આવ્યો ઢુંકડો, માથા ઉપર કાળ;
દ્રોહ કરે સજ્જન તણો, પાપી પાડે ફાળ. ૨
શઠ બુદ્ધિ સમજે નહિ, સારૂં કાંઇ સિદ્ધાંત;

માંહે મન મેલું કરે, ભાસે અવળી ભ્રાંત્ય. ૩
જૂઠો મત ઝાલી રહે, હઠથી બાંધે હોડય;
સાચું જૂઠું પાડવા, કલ્પે વાતો ક્રોડ. ૪
પ્રભુ મહિમા પ્રીછે નહિ, લેશ ન સમજે લક્ષ;
કુમતિ ન તજે કુટિલતા, પકડે જૂઠો પક્ષ. ૫
જન દેખી જગદીશના, ખળને ઉપજે ખાર;
ઉલક ન માને અરકને, ગુણ નવ જુએ ગમાર. ૬
પ્રત્યક્ષ પ્રભુ વિલસી રહ્યા, દુર્મતિ જાણે દૂર;
કરે અનીતિ અતિઘણી, માયાતણા મજૂર. ૭
જેમ અંગારો જારમાં, એવા નાસ્તિક જન;
દોષરૂપ છે દુર્ગુણી, મેલાં જેનાં મન. ૮
દૂધ પીએ દશલાખ દિન, સર્પ ન છાંડે ઝેર;
કુમતિ ગ્રંથ કથે ઘણા, કરે કરાવે કેર. ૯
પરમભક્ત પ્રહ્લાદનાં, પરમ વચન પરમાણ;
હિરણકશ્યપુના હૃદયમાં, વાગ્યાં થઈને બાણ. ૧૦
રીસે તન રાતું થયું, કોપી ઉઠયો કાળ;
મૂરખ ઉઠયો મારવા, બહુ બીવરાવ્યો બાળ. ૧૧

રાગ–ગરબી

દુરમતિ દાનવ રે, દયા ધરમ નહિ જેને;
પ્રહ્લાદે પરમાણ કહ્યાં તે, બાણ વાગીયાં એને. દુર૦ ટેક
કહે રે કોણે તને શીખવી, વિચિત્ર આવી વાતો;
તેનું નામ બતાવ મુજને, તો રહે જીવથી જાતો. દુર૦ ૧
પૂરાં પાંચ વર્ષની ઉમ્મર, જોને થઈ છે તારી;
વાત કરી વેદાંત પારની, નથી માનતો મારી. દુર૦ ૨
મારા શત્રુ કેરી મોટમ, તું મુજ આગળ કહે છે;
મારી નજરે દેખાડ મુજને, કહે કોણ ઠામે રહે છે. દુર૦ ૩
પ્રહ્લાદ કહે તે પ્રકટ રહ્યો છે, સહુની દષ્ટિ સામો;
ભાવે તેનું ભજન કરો તો, પ્રીતે દર્શન પામો. દુર૦ ૪
હું દેખું ને તમે ન દેખો, એ અજ્ઞાન તમારૂં;
તજી અનીતિ રાખો પ્રીતિ, કારજ સુધરે સારૂં. દુર૦ ૫
બ્રહ્માકેરો એ છે બ્રહ્મા, વિષ્ણુકેરો વિષ્ણુ;
શંકરકેરો શંકર એ છે, સમરથ સર્વ સહિષ્ણુ. દુર૦ ૬

જ્યોતિ કેરી જ્યોતિ છે એ, શક્તિ કેરી શક્તિ;
બ્રહ્મતણો એ બ્રહ્મ નિરંતર, કરીએ તેની ભક્તિ. દુર૦ ૭
નભનું નભ નિશ્ચય પદ એ છે, વાયુકેરો વાયુ;
તેજતણું એ તેજ નિરંતર, તેમાં સર્વ સમાયુ. દુર૦ ૮
જળનું જળ પૃથ્વીની પૃથ્વી, કોટી ઈંડનો કર્તા;
દેવતણો તે દેવ સનાતન, ધર્મતણો છે ધર્તા. દુર૦ ૯
ચંદ્ર સુરજ ને પાવક મધ્યે, તેજ રહ્યું છે તેનું;
નિરાકાર આકારથકી પર, અકલ રૂપ છે એનું. દુર૦ ૧૦
નેત્ર નેત્રનો કાન કાનનો, નાસાની છે નાસા;
જીભતણી છે જીભ ત્વચા ત્વક, શ્વાસતણી છે શ્વાસા. દુર૦ ૧૧
હાથ હાથનો ચરણ ચરણનો, મનનું મન એ કહીએ;
બુદ્ધિની બુદ્ધિ પણ એ છે, ચિત્તતણું ચિત્ત લહીએ. દુર૦ ૧૨
અહંકારનો અહંકાર એ, જીવ જીવનો જાણો;
ચાર અવસ્થા કેરો સાક્ષી, તેનો પતિ પરમાણો. દુર૦ ૧૩
નિરાધાર આધાર સરવનો, કરુણાસિંધુ કહાવે;
પ્રપંચપાર રહ્યો છે પોતે, તેને ભજીએ ભાવે. દુર૦ ૧૪
વચન સાંભળી વૈષ્ણવજનનાં, ઝાઝી ઝાળા લાગી;
કહે રે તુજને કોણ શીખવે, આવી વાતો આઘી. દુર૦ ૧૫
કહે પ્રહલાદ શીખવે મુજને, પ્રાણજીવન છે પાસે;
પરાપારથી વાણી પ્રેરે, ઉચરે એનો આશે. દુર૦ ૧૬
માહારો આશય મુજને પોષે, તારો આશય તુજને;
શૂન્ય સરીખું તમને ભાસે, મહાપ્રભુ દીસે મુજને. દુર૦ ૧૭
અનેક આયુધ ગ્રહી હાથમાં, તુજ પર રહે છે તાકી;
શત્રુભાવે જો છંછેડયો, તો નહિ મૂકે બાકી. દુર૦ ૧૮
એમ સાંભળી દાનવ કોપ્યો, રીસ ઘણી ઉર જામી;
ખેંચી ખડગ દાસને કહે છે, દેખાડય તારો સ્વામી. દુર૦ ૧૯
ટુકડે ટુકડા કરીશ તારા, જો તું નહિ દેખાડે;
તારે તેને સ્નેહ હશે તો, તરત આવશે આડે. દુર૦ ૨૦
મારો બાંધી કહે દૂતને, આજ્ઞા એવી દીધી;
સંકટની વેળા પ્રહલાદે, અરજ પ્રભુની કીધી. દુર૦ ૨૧
પાહી પાહી પુરુષોત્તમ પૂરણ, જનની પીડા ટાળો;
ભક્તવત્સલ ભગવંત દયાળુ, ભાવે સામું ભાળો. દુર૦ ૨૨

કમળનયન કરુણામય કેશવ, કોટી ભુવનના કર્તા;
ખલ ખંડન મહી મંડન, હે હરિ હરકત ધરતા. દુ૨૦ ૨૩
ગુણસાગર ગોપાળ ગુણાકર, ગુણાતીત ગોવિંદા;
ગરુડધ્વજ ઘનશ્યામ ગદાધર, સત્‌ચિદ્ આનંદકંદા. દુ૨૦ ૨૪
નારાયણ નરસિંહ નરોત્તમ, નટવર નવલ વિહારી;
નિજાનંદ નિર્ગુણ નિર્લેપક,છો નિજ જન સુખકારી.દુ૨૦ ૨૫
ચિદાનંદ ચિદ્દરૂપ ચતુર્ભુજ,સકલ ચરાચર વાસી;
છો વિકારરહિત છોગાળા, પૂરણ બ્રહ્મ પ્રકાશી. દુ૨૦ ૨૬
જનરંજન જગદીશ જનાર્દન,જ્યોતિરૂપ જયકારી;
જનનાં દુઃખ ટાળો જગજીવન, સાહાય કરોને મારી.દુ૨૦ ૨૭
દીનાનાથ દયાળ દયાનિધિ, દાસતણાં દુઃખ કાપો;
ધર્મધુરંધર છો ધરણીધર, અધર મને ઉથાપો. દુ૨૦ ૨૮
નિત્ય નિરંજન નાથ નિરામય,નિર્મળ છો બહુનામી;
પરમાત્મા પરબ્રહ્મ પ્રભુજી, સકલ પરાપર સ્વામી. દુ૨૦ ૨૯
મંગળરૂપ મુકુંદ મોરારી, મહાસંકટ મૂકાવો;
યજ્ઞરૂપ જગભૂપ પ્રભુજી, આ વેળાએ આવો. દુ૨૦ ૩૦
રામચંદ્ર રઘુનાથ રસિકવર, રાજીવલોચન સ્વામી;
લક્ષ્મીવર લાયક ગુણવંતા, ઈશ્વર અંતર્યામી. દુ૨૦ ૩૧
વાસુદેવ વિષ્ણુ વિશ્વેશ્વર, વિશ્વાત્મા વનમાળી;
શક્તિ અનંતવંત દુઃખ સઘળાં,કોણ હરે તમ ટાળી. દુ૨૦ ૩૨
હે હરજી ! હિરણાક્ષ હણીને,દેવ તણાં દુઃખ કાપો;
સાધુજનનાં સંકટ ટાળી, સત્ય ધરમ દૃઢ થાપો. દુ૨૦ ૩૩
એવી અરજ કરી પ્રહ્લાદે, પ્રકટયા અંતર્યામી;
પ્રત્યક્ષ પ્રભુને પોતે દીઠા, સકલ ભુવનના સ્વામી. દુ૨૦ ૩૪
ભક્તવત્સલ કહે ભય નવ પામીશ,હું છું સઘળે ઠામે;
અરૂપ છું પણ રૂપ ધરીને, આવીશ તારે કામે. દુ૨૦ ૩૫
હિરણ્યકશ્યપુ તાડુકી બોલ્યો,દેખાડય સ્વામી તારો;
જો દેખું તો નિશ્ચે મારૂં, એ છે શત્રુ મારો. દુ૨૦ ૩૬
કયાં દીઠો તેં દેખાડય મુજને,એવું બોલ્યો પાપી;
પ્રહ્લાદજી કહે ખડ્ગ ખંભમાં,સઘળે રહે છે વ્યાપી.દુ૨૦ ૩૭
કોપ કરીને પ્રહાર કરવા, ગયો ખંભમાં જ્યારે;
જન છોટમ કહે નરહરિ પ્રગટ્યા, તરતજ તેણીવારે. દુ૨૦ ૩૮

એ પ્રહ્‍લાદ ચરિત્ર અનોપમ, જે શીખે ને ગાશે;
તેનાં સંકટ સધળાં ટળશે, સદાય સુખીઓ થાશે. દુ૨૦ ૩૯

## અધ્યાય ૧૩ મો

### દોહા

નારદજી કહે ધર્મને, સાંભળ રે તું રાય;
રૂપ થાય છે અરૂપનું, એ ભક્તિનો મહિમાય. ૧
વ્યાપક સધળા વિશ્વમાં, ઇશ્વર એક અરૂપ;
પોતાની ઈચ્છાવડે, પ્રકટ કરે છે રૂપ. ૨
સાધુને સંકટ પડે, પ્રીતે કરે પોકાર;
નિર્ગુણ ગુણ અંગી કરે, પ્રકટે તેણીવાર. ૩
વ્યાપક અગ્નિ કાષ્ઠમાં, રહે છે અકળ અરૂપ;
મંથન જો તેનું કરે, ધારે તત્ક્ષણ રૂપ. ૪
અરૂપ અગ્નિ કાષ્ઠમાં, બાળી ન શકે લેશ;
પ્રકટે રૂપ મથ્યા થકી, બાળે સધળો દેશ. ૫
એ દૃષ્ટાંતે જાણવો, ઈશ્વર આપ અરૂપ;
પ્રકટે જનના મનથકી, અદ્‍ભુત રૂપ અનૂપ. ૬
અરૂપને આરાધીએ, મોક્ષ કામના હોય;
સંકટ સધળાં ટાળવા, સરૂપ ભજીએ સોય. ૭
કારજ હોયે જ્યાં લગી, ત્યાં લગી રહે સરૂપ;
પોતાનું કારજ કરી, વળતી થાય અરૂપ. ૮
સદા સંતના હૃદયમાં, વાસ કરે છે નાથ;
માટે સજ્જન સેવીએ, સ્નેહ કરી તે સાથ. ૯
જેમ પદારથમાત્રમાં, વ્યાપક અગ્નિ એક;
દીવાસળીથી દેવતા, વહેલો હોય વિશેક. ૧૦
એમ હરિ હરિજનમાં, સદા વસે છે વાસ;
જરાક દુઃખ જનને પડે, પ્રકટે થઇ પ્રકાશ. ૧૧
સર્વ પદારથને વિષે, હરિજનને હરિભાવ;
સાચા દૃઢ વિશ્વાસથી, એવો બને બનાવ. ૧૨
સાક્ષી સર્વે કર્મનો, ઈશ્વર જીવની પાસ;
અન્ય જીવ નથી જાણતા, જાણે હરિના દાસ. ૧૩
સાચા સદ્‍ગુરુ જો મળે, પરખાવે પ્રભુ પાસ;

ભક્તિભાવે તે ભજે, રાખી દૃઢ વિશ્વાસ. ૧૪
અલ્પ જીવ ના ઓળખે, મોહતણે વશ મૂઢ;
સદ્‌ગુરુને સેવે નહિ, ક્યમ પામે પદ પ્રૌઢ. ૧૫
સદ્‌ગુરુ વિના ઘણા કરે, કોટી અન્ય ઉપાય;
કલ્પ લગી કૂટી મરે, મળે નહિ હરિરાય. ૧૬
નારદના ઉપદેશથી, પામેલો પ્રહ્લાદ;
વિશ્વાસે પ્રકટ્યા પ્રભુ,ઉપજ્યો મન આહ્લાદ. ૧૭
નિર્ગુણ ગુણરૂપે થયા, ઈશ્વર આપોઆપ;
સંકટ ટાળ્યાં સર્વનાં, ભક્તિ તણો પ્રતાપ. ૧૮
નારદ કહે છે ધર્મને, પરીક્ષતને શુકદેવ;
મનસા વાચા કર્મણા, કરો સંતની સેવ. ૧૯
સદ્‌ગુરુને સેવ્યા વિના, લક્ષ ન સમજે લેશ;
અન્ય ઉપાસન જો કરે, વાંકુ જાય વિશેષ. ૨૦
ભૂલેલા કંઇ કાળના, ભટકે સઘળા જીવ;
સદ્‌ગુરુને સેવ્યા વિના, કોય લહે નહિ શિવ. ૨૧
પોતામાં દેખે પ્રભુ, તે દેખે સહુમાંય;
અળગો ધારે ઈશને, કાજ સરે નહિ કાંય. ૨૨
તુજમાં મુજમાં ખડ્ગમાં,ખંભ વિષે છે રામ;
દીઠા સઘળે નરહરિ, તેથી સરીયું કામ. ૨૩
હિરણ્યકશ્યપુએ હઠ કરી,કર્યો થંભમાં પ્રહાર;
નિશ્ચે પ્રકટ્યા નરહરિ, અદ્‌ભુત રૂપ અપાર. ૨૪

છપ્પા

ચડડ ચીરાયો ખંભ, ગડડ બ્રહ્માંડ ગગડીયો,
હિરણ્યકશ્યપુ ભૂપાળ, હડબડી હેઠો પડીયો;
સપ્ત દ્વીપમાં શોર, થયો અતિ ઘોર ભયંકર,
કંપ્યા દશ દિક્‌પાળ, સમાધિ તજીયા શંકર;
સિંધુ સહિત ધ્રૂજી ધરા, વળી શેષ કૂર્મ કંપી ગયા,
બ્રહ્માંડ ખંડ જાણ્યે થયું,શ્રીનૃસિંહ આપ પ્રકટ થયા.૧
અદ્‌ભુત રૂપ અપાર, ત્રિભોવનમાં નહિ તેવું,
કાળતણો મહાકાળ, ઉગ્ર દીસે છે એવું;
વિકટ દંત વિકરાળ, જીભ પાવકની ઝાળા,
ડોળા મોટા દિવ્ય, વળી પીળા ને કાળા;

જાણે સિંધુ ક્રોધનો, આવ્યો ધાયો ઉછળી,
જોઈ જોઈ રૂપ નૃસિંહનું,સહુનાં ચિત્ત ગયાં ચળી. ૨
કર્યો પ્રૌઢ ટંકાર, હણણ હુંકાર હરિએ,
પડયો અસુરને ત્રાસ,જંપ કોયને નહિ જરીએ;
મોટું વદન વિશાળ, જગ્ત જાણે ગળી જાશે,
લાગ્યા કહેવા લોક, ખચીત સર્વેને ખાશે;
બહુ મુખ ને બહુ હાથ પગ,એવું રૂપ નહિ ત્રિલોકમાં,
નિરખી દેવ નૃસિંહને,પછી પડયા અસુર સહુ શોકમાં.૩

છંદ-ઝુલણા

સ્વરૂપ નરસિંહનું જાય કોણે કહ્યું, સત્યલોકે જઇ શિશ અડીયું,
ચંદ્રને સૂરજ તે નેત્ર ઠામે રહ્યા, તારકા મંડળ રોમ મઢીયું;
જીભને ઠામ તે વિજળી ઝળકતી, વદનને ઠામ તે મેઘવાણી,
લોક સમસ્તમાં હાથ હરિના ફરે, જગ્તમય અંગ તે લેવું જાણી.૧
દેખી નરસિંહને દાનવ ઉઠીયો, હિરણ્યકશ્યપુએ હામ ધાલી,
વીરનું વેર તે આજ વાળું હવે, આવીયો સદનમાં શત્રુ ચાલી;
એમ કહી ઉઠીયો રીસ કરી રૂઠીયો,ભય તજી વાગી સંગ્રામભેરી,
અસ્ત્ર ને શસ્ત્ર લઇ વીર વકારીયા, પ્રથમથી દાનવી ફોજ પ્રેરી.૨
દાનવ દોડીયા જમતણા જોડીયા, શંખ રણશૃંગના નાદ કરતા,
હાક હુકાર લલકાર ભારે મચી, પાછળ કો નથી પાગ ધરતા;
ધનસમી ગર્જના કંઇ કરે તર્જના, રૂમતા ઝુમતા ફાળ ભરતા,
વીર વિકરાળ નરસિંહને જોઈને, કોઈ તો જાય દિલમાંહ્ય ડરતા.૩
કોય બંધુક ને બાણ બરછી ગદા, કોય ત્રિશૂળ ને ખડ્ગ ધરીયાં,
ગુપ્તી ગોફેણ ને ચક્ર કોય ચાલવે,કવચ ને ટોપ સજી ત્રિકોણભરીયાં;
જોઇ નૃસિંહજી કટકટી કોપીયા, ઝાલીયા ઝડપ હજાર હાથે,
પરમ વિશાળ ત્યાં વદન પહોળું કર્યું, ઉડળે ઓરીયા સર્વ હાથે.૪
જોઈ સંહાર ત્યાં સૈન સર્વે તણો, હિરણ્યકશ્યપુએ હામ ધાલી;
છત્રીસ આયુધ અંગ લીધાં સજી, જોરથી યુદ્ધમાં આવ્યો ચાલી;
શૂરના પૂરમાં કાંઈ નથી સૂઝતું, વદનથી બોલતો વ્યંગ વાણી,
પશુ તણો વેશ લઇ આવીયો પામરા,આજ મારૂં તને મંદ પ્રાણી.૫
શત્રુને જીતવા પ્રબળ તપ મેં કર્યું, અજ કને અમર વરદાન લીધું,
દેવ દિગ્પાળ તો સર્વ મેં જીતીયા, શત્રુ લાધ્યો હવે કાર્ય સીધ્યું;
એમ કહી ઉંચકી મારી મૂઠે ગદા, સન્મુખ આવીયો સબળ ચાલી,

બાથમાં લેઇને નાથે મુખમાં ભર્યો, ખૂબ ખંખેરીયો કંઠ ઝાલી.૬
મુખ વિષે લેઈને પાછો મૂકે પડયો, વળી વળી ઉઠીને જાય વઢવા,
મલ્લની પેર વળી મૂઢ ઠોકે ખભા, દીપમાં જાય જેમ પતંગ પડવા;
પ્રૌઢ ટંહંકાર અહંકાર કરતો લડે, વીરનર સિંહની હાક વાગે,
પગતણા પ્રહારથી ધ્રૂજે સઘળી ધરા, શેષના શિરપર ભાર લાગે.૭
લડથડે ને લડે પાછો પૃથ્વી પડે, કરકડે દંત ને હોઠ કરડે,
અતુલબળ જોધ કોય એવો દીસે નહિ, ઝાલી નૃસિંહ મુડી મચરડે;
કચરડી હાડ ને ભાગી ભૂકા કર્યો, શિથિલ થયાં ગાત્ર ને બેઠો હારી,
દિવસનો અંત તો એમ કરતાં થયો, લીધો ઉછરંગમાં અધર ધારી.૮
ઉમરા ઉપરે આપ ઉભા રહ્યા, કહે હવે કોણ છે રૂપ મારૂં,
બ્રહ્મ સૃષ્ટિવિષે જાતિ તું જોઇ લે, જ્યાંલગી હોય વરદાન તારૂં;
અસ્ત્ર કે શસ્ત્ર છે લોહ કે લાકડું, સૂકું લીલું વળી જો વિચારી,
તું સહી તું સહી એમ બોલ્યો પછી, મૂઢને નખવડે નાખ્યોમારી.૯
ઉદરથી ફાડીને કાઢી અંતાવળી, કોટમાં ઘાલીને રુધિર પીધું,
ચર્મ તો લેઇને અંગપર ઓઢીયું, દેખીને દુંદભી દેવે દીધું;
જય જય ઉચ્ચરી પુષ્પવૃષ્ટિ કરી, નરહરિ રૂપ જોયું નિહાળી,
ભક્ત પ્રહ્લાદને ભાવે પ્રકટ થયા, સુરતણી આપદા સરવ ટાળી.૧૦

**દોહા**

હિરણ્યકશ્યપુનો વધ કર્યો, પડીયો પૃથ્વીમાંય;
જેજેકાર કર્યો ઘણો, દેવ ઋષિએ ત્યાંય. ૧
બ્રહ્મા સાથે આવીયો, સઘળો સુરનો સાથ;
સ્તવન કરે નરસિંહનું, સરવે જોડી હાથ. ૨
અળગા સહુ ઉભા રહ્યા, કોણ જઈ શકે પાસ;
રૂપ ભયંકર જોઈને, સરવે પામે ત્રાસ. ૩
એ પાપીએ અતિઘણું, દીધું અમને દુઃખ;
કો કહી નાસી છૂટીયા, ભારે વેઠી ભૂખ. ૪
હોમ યાગ આદિ ક્રિયા, શ્રાદ્ધ તર્પણ ને ત્યાગ;
એણે સઘળા લોપીયા, પિતૃદેવ વિભાગ. ૫
નાસ્તિક નીચ અતિ ઘણો, કીધાં પૂરણ પાપ;
મહાપ્રભુજીએ મારીયો, ટાળ્યા સહુના તાપ. ૬
કર જોડી બ્રહ્મા કહે, ક્રોધ ઉતારો નાથ;
દર્શન કરવા આવીયો, સઘળો સુરનો સાથ. ૭

દેખી સઘળા દેવને, ઘોર કર્યો ઘુઘવાટ;
ભયથી સઘળા ભાગીયા, વિખર્યા બારે વાટ. ૮
કમળાને બ્રહ્મા કહે, જુઓ તમારા નાથ;
ક્રોધ શમાવો તેહનો, હેતે ફેરવો હાથ. ૯
સિંધુસુતા વળતી ગયાં, હળવે હળવે પાસ;
અદ્ભુત દેખી આકૃતિ, તેને પડીયો ત્રાસ. ૧૦
પદ્મા કહે પ્રભુને વિષે, દીસે ક્રોડ કરાળ;
પાસે જશે પ્રહ્લાદજી, શમશે સઘળી ઝાળ. ૧૧
વળતી વિધિએ મોકલ્યો, વિનય કરી પ્રહ્લાદ;
તે દેખી નરસિંહને, ઉપજ્યો અતિ આહ્લાદ. ૧૨
આદરથી ઉછરંગમાં, બેસાર્યો લેઈ બાળ;
ચટપટ લાગ્યા ચાટવા, મટી ક્રોધની ઝાળ. ૧૩
પશુ ચેષ્ટા પોતે કરી, જણાવ્યો જાતિસ્વભાવ;
પ્રહ્લાદે વળતી કહ્યો, પ્રભુતાતણો પ્રભાવ. ૧૪
એક અખંડિત છો તમે, અજ અક્ષર અવિનાશ;
માયાનો આશ્રય કરી, વિધવિધ કરો વિલાસ. ૧૫
કામ ક્રોધ મદ લોભ છે, માયાના ગુણ એહ;
ઉગી નીકળે આપથી, જે જે ધારે દેહ. ૧૬
જેમ વૃક્ષના બીજમાં, કંટક સ્વાદ સુગંધ;
જળજોગે ઉગે સહુ, પણ જળને નહિ સંબંધ. ૧૭
ઉત્તમ મધ્યમ અતિ ઘણા, ગુણ અવગુણ છે જેહ;
તે સર્વે માયા તણા, ચેતનમાં નહિ તેહ. ૧૮
ચેતન છો ઈશ્વર તમે, માયા દીસે દેહ;
પોતાની ઈચ્છાવડે, કાર્ય કરે છે તેહ. ૧૯
નિર્મળ નિશ્ચળ છો તમે, નિત્ય નિરંજન નાથ;
કાળ કર્મ સ્વભાવ છે, સર્વ તમારે હાથ. ૨૦
દેહ વિના આપે કરો, ઉત્પત્તિ સ્થિતિ સંહાર;
ભક્ત તણા હિત કારણે, આપ ધરો અવતાર. ૨૧
ચઢે નીર સાગરતણું, મેઘમંડળની માંય;
જીવાડે સહુ જગતને, પાછું ત્યાંનું ત્યાંય. ૨૨
ચેતનસાગરમાંયથી, એમ ધરે અવતાર;
ભક્ત તણું રક્ષણ કરે, દુષ્ટ તણો સંહાર. ૨૩

વચન સુણી પ્રહ્લાદનાં, રીઝયા દીનદયાળ;
ચતુર્ભુજ રૂપે થયા, કરુણાસિંધુ કૃપાળ. ૨૪

ચોપાઈ ત્રિતાલ

થયું રૂપ મનોહર ત્યાંય, ચારે આયુધ છે કરમાંય;
પગે નેપુરનો ઝમકાર, કટિ કંકણી શોભા સાર. ૧
કોટિ કંદ્રપ લાવણ્યધામ, દીઠા કમળનયન ઘનશ્યામ;
પામ્યા દેવ પરમ આનંદ, બોલે જયજય શ્રીગોવિંદ. ૨

## અધ્યાય ૧૪ મો

રાગ ગરબી

મહિમા મોટો રે, ત્રિભોવનનાથ તમારો;
અલ્પમતિ હું શું કહું સ્વામી, નથી આશરો મારો. મ૦ ટેક
પ્રથમ સૃષ્ટિ કરવાની જ્યારે, ઈચ્છા આપે કીધી;
તે ઇચ્છામાં તેજ ધરીને, ગર્ભવતી કરી દીધી. મ૦ ૧
તેમાંથી મહત્તત્ત્વ થયું છે, પ્રકાશરૂપે એવું;
તેમાં સહુ સૃષ્ટિનું બીજક, તમે સરજીયું તેવું. મ૦ ૨
એ અધ્યાત્મરૂપ થયાથી, ચિત્ત એમ પણ કહે છે;
અધિદેવ તે વાસુદેવ થઇ, એનું એ વર્તે છે. મ૦ ૩
સ્વચ્છ શાંત ને નિર્વિકારી, એ સ્વભાવ સઘળો એનો;
સર્વ તત્ત્વ એમાંથી પ્રકટયાં, પરિવાર છે તેનો. મ૦ ૪
મહત્તત્ત્વ વળી વિકાર પામ્યું, અહંકાર ઉપજાવ્યો;
સાત્વિક રાજસ તામસરૂપે, ત્રણગુણાત્મ કહાવ્યો. મ૦ ૫
શાંતપણું ને ઘોરપણું વળી, મૂઢપણું છે એમાં;
ત્રણે ગુણના સ્વભાવ જૂદા, દેખાયા છે તેમાં. મ૦ ૬
પંચભૂત ને દશે ઇંદ્રિયો, મન ઉપજ્યું છે એથી;
કાર્ય કારણ કર્તા થઇને, એ વરતે છે તેથી. મ૦ ૭
અધ્યાત્મરૂપે અહંકારને, અધિભૂત અહંકરતી;
દેવરૂપ સંકર્ષણ પોતે, ત્રણે એવી વરતી. મ૦ ૮
સાત્વિકરૂપે અહંકારથી, મનની ઉપજ કહાવે;
એથી સઘળા સંકલ્પ ઉઠે, પાછા વળી શમાવે. મ૦ ૯
સર્વે ઇંદ્રિતણા અધિપતિ, અનિરુદ્ધ છે એમાં;
જોગી જન એને સ્થિર કરવા, જતન કરે છે તેમાં. મ૦ ૧૦

રાજસનામા અહંકારથી, પ્રકટ થઈ છે બુદ્ધિ;
પ્રધુમ્ન છે દેવ એહમાં, સઘળી જેમાં શુદ્ધિ. મ૦ ૧૧
સમરણ સંદેહ નિશ્ચે નિદ્રા, એવા ગુણ છે એના;
વળી ઇંદ્રિયો થઈ રાજસથી, કહેવાશે ગુણ તેના. મ૦ ૧૨
તામસમાંથી શબ્દ ઉપજ્યો,શબ્દે સ્પર્શ પ્રમાણો;
સ્પર્શથકી તો રૂપ થયું ને,રૂપ થકી રસ જાણો. મ૦ ૧૩
રસથી ગંધ થયો છે પેદા, સૂક્ષ્મભૂત એ કહીએ;
તેથી પંચભૂત ઉપજ્યાં છે, મહાભૂત તે લહીએ. મ૦ ૧૪
સેળભેળ એ સર્વ થયા પણ, કાંય ન નીપજ્યું એથી;
જ્યારે અંશ મૂક્યો જગદીશે,થયું સચેતન તેથી. મ૦ ૧૫
વાસુદેવ નારાયણ ઈશ્વર, નામ સરવ છે તેનાં;
કમળ થયું તેની નાભિથી, લોક ચતુર્દશ જેનાં. મ૦ ૧૬
આઠે આવરણથી વિંટેલું, બ્રહ્મ ઇંડ એ કહાવે;
સ્થૂલદેહ એ ઈશ્વર કેરો, વેદ પુરાણ બતાવે. મ૦ ૧૭
સૂક્ષ્મદેહ વળી ઈશ્વરનો, હિરણ્યગર્ભ તે કહીએ;
સૂક્ષ્મ તત્ત્વ રહ્યાં છે તેમાં,તે સ્વપ્ન અવસ્થા લહીએ. મ૦ ૧૮
ત્રીજો દેહ અવિદ્યા માયા, જુઓ સુષુપ્તિ ઠામે;
ચૌદ લોકના સઘળા જંતુ, તે ઠામે લય પામે. મ૦ ૧૯
અંધકાર અજ્ઞાન અતિશે, ઘોર ભયંકર એવી;
ઈશ્વરની પ્રાજ્ઞા અભિમાની, ગળે સર્વને તેવી. મ૦ ૨૦
ચોથો દેહ વળી ઈશ્વરનો, તે કહીએ મૂળ માયા;
પરમ પ્રકાશક રૂપ છે તેનું, દેખે કોઈક ડાહ્યા. મ૦ ૨૧
પ્રત્યક્ષ આત્મા છે અભિમાની,તેને તુરીયા કહીએ;
સદ્ચિદ્આનંદરૂપ ભોમિકા, તે ગુરુગમથી લહીએ. મ૦ ૨૨
મહાકારણ છે નામ તેહનું, મૂળ પ્રકૃતિ જાણો;
અક્ષર બ્રહ્મ રહ્યો તે ઉપર,તે અનુભવમાં આણો. મ૦ ૨૩
કોટી સૂરજનો પ્રકાશ તેમાં, અનહદ વાજાં વાગે;
તેનું ધ્યાન ધરે યોગીશ્વર, મોહનિદ્રાથી જાગે. મ૦ ૨૪
અક્ષરાતીત ધામ તે ઉપર, પરમ પ્રભુ તે કહીએ;
સર્વાતીત સરવનો કર્તા, ગુરુકૃપાથી લહીએ. મ૦ ૨૫
પરાભક્તિએ તે પ્રભુ ભજીએ,નિશદિન તાર ન તૂટે;
ગુરુકૃપાએ ઘટમાં ભાસે, ભવનાં બંધન છૂટે. મ૦ ૨૬

ઉંચ જાતિમાં એ પ્રભુ ન ભજે, નીચ જાણવો તેને;
નીચ જાતિમાં ભજે પ્રભુને, ઉંચ જાણવો એને. મ૦ ૨૭
વિપ્ર હોય દ્વાદશ ગુણવાળો, વેદવિધિ કરી જાણે;
જો પ્રભુથી તે વિમુખ હોય તો, માનો શ્વપચ પ્રમાણે. મ૦ ૨૮
જો ચાંડાળ જાતિમાં હોય ને, ભજે પ્રભુને ભાવે;
તીરથનો તે તીરથ જાણો, પવિત્ર પૂરો કહાવે. મ૦ ૨૯
ગંગાજી તો પાપ નિવારે, તાપ ચંદ્રથી નાસે;
કલ્પવૃક્ષ તો હરે દીનતા, જો જઈએ તે પાસે. મ૦ ૩૦
પાપ તાપ ને વળી દીનતા, સાધુસંગે વામે;
કેવળ કૃપા તમારી હોય તો, તે સત્સંગતિ પામે. મ૦ ૩૧
અન્ય દેવનું કરે ઉપાસન, તે પ્રલયમાં આવે;
કેવળ નામ તમારૂં ભજતાં, જીવ પરમ પદ પાવે. મ૦ ૩૨
અનેક નામનાં ધામ અનેરાં, કલ્પે બહુ પ્રપંચી;
સત્ય શબ્દને જે નવ પરખે, શંકે નહિ ભવ વંચી. મ૦ ૩૩
નિર્ગુણ સગુણ રૂપ બે પ્રભુનાં, વેદે કહ્યાં વખાણી;
સગુણ એજ વૈરાટ દેહ છે, જુગતે લેવો જાણી. મ૦ ૩૪
સહસ્ત્રશિરસા નામ ધરાવી, ઈશ્વર કહે છે એને;
લોકચતુર્દશ અંગે અંગે, કલ્પેલા છે જેને. મ૦ ૩૫
કર્ણવિષે દિક્‌પાળ રહ્યા છે, નેત્રવિષે છે ભાનુ;
વિબુધ વૈદ્ય તે નાકે રહે છે, તેથી નહિ કાંઈ છાનું. મ૦ ૩૬
આનન તેનું અનળ જાણવો, રસના વરુણ વખાણું;
હાથ ઇંદ્ર ને ઉપેન્દ્ર ચરણો, વાયુ ત્વચા એ જાણું. મ૦ ૩૭
ઉપસ્થ ઠામે બ્રહ્મા રહે છે, સૃષ્ટિ સકળ ઉપજાવે;
ગુદામંડળે છે યમરાજા, અધોદ્વાર એ કહાવે. મ૦ ૩૮
મનને ઠામે રહ્યો ચંદ્રમા, બુદ્ધિમાં ગુરુ રહે છે;
મહારુદ્ર અહંકાર પ્રભુનો, વેદ પુરાણે કહે છે. મ૦ ૩૯
ધર્મ હૃદય ને અધર્મ પૃષ્ઠે, મેધ વીર્ય છે તેનું;
નદીઓ તે તો સર્વ નાડીઓ, ઉદર સમુદ્ર જેનું. મ૦ ૪૦
વનસ્પતિ રોમાવળી તેની, પર્વત અસ્થિ કહાવે;
મનુષ્ય આદિ જીવ સચરાચર, અંગ થકી ઉપજાવે. મ૦ ૪૧
બ્રહ્માજીની સૃષ્ટિ સઘળી, જાગ્રતમાં ઉપજાવે;
હિરણ્યગર્ભ તે આદિનારાયણ, સ્વપ્ન તેમનું કહાવે. મ૦ ૪૨

ઈશ્વર કેરી નિદ્રા તે તો, ઘોર અવિદ્યા કહીએ;
તે ઈશ્વરની તુર્યાને તો, મૂળપ્રકૃતિ લહીએ. મ૦ ૪૩
અક્ષરબ્રહ્મ કહાવે તે તો, જીવન સહુનું જાણો;
તે અક્ષર ૐકાર સ્વરૂપે, વ્યાપક વસ્તુ પ્રમાણો. મ૦ ૪૪
અક્ષર પાર રહ્યો પરમેશ્વર, તે સર્વેનો સ્વામી;
કર્તા હરતા ભરતા પોતે, સહુનો અંતર્યામી. મ૦ ૪૫
અપાર શક્તિ અપાર મહિમા, અપાર ડહાપણ એનું;
કોટી શેષથી કોટી કલ્પલગી, વર્ણન ના હોય તેનું. મ૦ ૪૬
વાણી તેમાં વિરામ પામે, તો કેમ શકે વખાણી;
નેતિ નેતિ નિગમે કહી છે, તે પદ એવું જાણી. મ૦ ૪૭
વાતાવરણથી કોઇ પંખી, આધું ન શકે ઉડી;
ગુણની પાર કલ્પના કરતાં, બુદ્ધિ સર્વની બૂડી. મ૦ ૪૮
કોઇક રૂપ ઠરાવે તેનું, કોઈ અરૂપી કહે છે;
જેવો છે તેવો પરમેશ્વર, અદબદ એવો રહે છે. મ૦ ૪૯
અલ્પમતિ હું બાળક તમને, ક્યમ કરી નાથ વખાણું;
કહે છોટમ કરુણાના સિંધુ, એવા ઉરમાં આણું. મ૦ ૫૦

## અધ્યાય ૧૫ મો

### દોહા

એવા પ્રભુને પામવા, સંતનો કરીએ સંગ;
ભાગે ભ્રાંતિ મનતણી, હૃદયે લાગે રંગ. ૧
સત્સંગતિનો સરવથી, છે મોટો મહિમાય;
લવ એક સતના સંગથી, જીવ શિવ એક થાય. ૨

### છંદ ત્રોટક

સુણજો મહિમા સતસંગ તણો, ગુણદાયક છે જુગમાંહી ઘણો;
કદી કોકિલ થાય છે કાગતણી, બગ હોય સુહંસ રહેજ બણી. ૧
જળ ક્ષુદ્ર મળે જઈ ગંગજળે, સમ તુલ્ય થઈ પછી તેજ પળે;
જન નીચ લહે જગ ઉંચપણું, તપથી બળ છે સતસંગતણું. ૨
સુધરે સરવે સતસંગવડે, જુગમાં સૌ સાર અસાર જડે;
શુભ વાણી વિચાર ઉદાર અતિ, વપુ ધારી લહે સતસંગવતી. ૩
પશુબુદ્ધિ મટે વળી પામરની, ખળને ઉપમા મળશે ખળની;
સુધરે નહિ જે સતસંગવડે, જળ ચીકટને જરીએ ન અડે. ૪

સુધર્યા નરને સતસંગ મળે, તરુ તરત વસંતથી ફૂલે ફળે;
મલયાગરમાં તરુ જ્યાં અડશે, તરુ ચંદન તુર્ત થઈ ચડશે. ૫
ઋતુ શર્દ સહુ જળ સ્વચ્છ કરે, સર ને સરિતા સહુ થાય સરે;
તપતા જનને વળી તેહ જળે, તત્કાળ તૃષા તન તાપ ટળે. ૬
પટ લે અય પારસને સ્પર્શે, બની હાટક લોહપણું હરશે;
પરિપૂરણ છે પરતાપ ઘણો, સરવે જુગમાં સસતંગતણો. ૭
અઘ નાશ કરે સતસંગ અતિ, મહિમા ન લહે જીવ મંદમતિ;
શુક નારદ શારદ શેષ કહે, જન છોટમ કોયક સંત લહે. ૮

ચોપાઈ ત્રિતાલ

હોય પુણ્ય પુરાતન જ્યારે, સતસંગતિ પામે ત્યારે;
લહે સાર અસાર વિવેક, મટે સંશય ભ્રાંતિ છેક. ૧
સતસંગ વિના જન પશુ, નવ જાણી શકે તે કશું;
પ્રભુમહિમા છે અપરંપાર, તેને શું લહે જીવ ગમાર. ૨
નેતિ નેતિ નિગમ કહે જેને, જીવ જાણી શકે કેમ તેને;
મળે કોય પ્રભુના દાસ, ઓળખાવે તે પોતા પાસ. ૩
તમે જીવતણા છો જીવ, વળી શુદ્ધ સનાતન શિવ;
સહુ વિશ્વમાં શક્તિ તમારી, રહ્યા કોટી બ્રહ્માંડને ધારી. ૪
નભ કોટી થકી અવકાશ, કોટી ભાનુ થકી છે પ્રકાશ;
કોટી ચંદ્રથી શીતલ સાર, કોટી કાળ થકી ભયકાર. ૫
કોટી વિદ્યુતથી બળવંત, કોટી વાયુથકી વેગવંત;
કોટી સાગરથી ગંભીર, કોટી વીરથકી મહાવીર. ૬
કોટી ધરાથી અચલ અપાર, કોટી શેષથકી ધરનાર;
કોટી બ્રહ્મા થકી સહુ કરતા, કોટી શંકરથી સહુ હરતા. ૭
કોટી વિષ્ણુથી પાલનહાર, કોટી દુર્ગાથી રિપુ દલનાર;
કોટી ઇંદ્રથી વૈભવવાન, કોટી ગણપતિથી મહામાન. ૮
કોટી ધનિકથકી ધનધારી, કોટી મેઘથકી સુખકારી;
કોટી પાતાળથી છો અગાધ, ગુણ કર્મતણો નહિ બાધ. ૯
એવી અતુલિત શક્તિ અનંત, ભક્તવત્સલ છો ભગવંત;
તવ મહિમા અપાર અનંત, સર્વ ભજે શિરોમણિ સંત. ૧૦
નેતિ નેતિ નિગમ જેને ગાય, મારી બુદ્ધિએ કેમ કહ્યા જાય;
મન વાણી ન પહોંચે જ્યાંય, કલ્પે બુદ્ધિ તો કાંયનું કાંય. ૧૧
રૂપ રંગ નહિ આકાર, રહ્યા આપ પરાની પાર;

તમે વાણી પ્રેરો છો જ્યારે, આવે અક્ષર શ્વાસની બાહારે. ૧૨
નાભીઠામે પશ્યંતીમાં ઠરે, સ્વર રૂપ પછી તે કરે;
શોધે માંહ્ય બુદ્ધિ ઘડે ઘાટ, મુખે વેરાગ વૈખરી વાટ. ૧૩
વેદ શાસ્ત્ર અનેક પુરાણ, કરે વૈખરી સરવ વખાણ;
જેની બુદ્ધિએ કલ્પ્યું જેવું, તેણે વર્ણન કીધું તેવું. ૧૪
ચાર્વાકોએ કલ્પી શૂન્ય, સહેજે ઉઠે છે ત્યાં થકી ધૂન્ય;
નથી ત્યાં થકી આઘા ગયા, શૂન્યવાદી તે તેમાં કહ્યા. ૧૫
કહ્યાં મીમાંસકોએ કર્મ, તેણે પરઠ્યો અનાદિ ધર્મ;
કહે છે વેદ અનાદિ તેહ, રહ્યા અક્ષરરૂપે એહ. ૧૬
ભર્યું અહરથી આકાશ, ત્યાંથી થાય છે વાણી પ્રકાશ;
સોમવલ્લી પીએ છે જેહ, દેખે અક્ષર સઘળા તેહ. ૧૭
માટે વેદ અનાદિ બ્રહ્મ, પાળે તેવો કહેવો ધર્મ;
સાંખ્યવાદી વદે છે વળી, રહ્યા પુરુષ પ્રકૃતિ મળી. ૧૮
સહુ વ્યંજન અક્ષર જેહ, રહ્યા પુરુષસ્વરૂપે તેહ;
સ્વર સોળ છે કંઠની માંય, રહ્યા શક્તિસ્વરૂપે ત્યાંય. ૧૯
સ્વર અક્ષર સંજોગ થાય, ત્યારે વૈખરી વાણી વદાય;
એવા જુદા જુદા મત કરે, કોય કર્તા પ્રભુને ન લહે. ૨૦
રહે કર્તા પરાની પાર, ત્યાંથી શબ્દ ઉઠે ૐકાર;
બહુ શક્તિ રહી છે જેમાં, બહુરૂપ ધરે છે તેમાં. ૨૧
થયો ૐકાર ત્રિધા સ્વરૂપ, વદે વિધવિધ શબ્દ અનૂપ;
ઘડે ઘાટ તો બુદ્ધિ બિચારી, ગતિ શું લહે નાથ તમારી. ૨૨
નમો નમો અખંડાનંદ, નમો ગુણાતીત ગોવિંદ;
નમો સદ્ચિદ્ આનંદ રૂપ, નમો એક અખંડ સરૂપ. ૨૩
નમો પરબ્રહ્મ પુરુષ પુરાણ, નમો પ્રાણ તણા પ્રભુ પ્રાણ;
નમો વ્યાપક વિશ્વાધાર, નમો કરુણાનિધિ કરતાર. ૨૪
અજ અક્ષર છો અવિનાશી, સર્વાતીત સ્વયંપ્રકાશી;
કોય પાર તમારો ન લહે, જન છોટમ તે શું કહે. ૨૫

## અધ્યાય ૧૬ મો

### રાગ-ગરબી

નમો નિરંજન નરહરિ, ઈશ્વર અખિલ ભોવન કરતાર;
શું કહું શું કહુ રે ફરી ફરી, તમારો મહિમા અગમ અપાર. ૧

કોયક રજકણ રે જો ગણે, નભ તારાનું લેખું થાય;
બિંદુ ગણીએ રે મેઘનાં, તમારો મહિમા કહ્યો ન જાય. ૨
કોય આષાડી રે પૂનમે, આથમે અગસ્ત ઉગે ચંદ્ર;
મિથુને સૂરજ રે આવતાં, ભારે ભરતી ચઢે સમુદ્ર. ૩
બાર દિવસની રે બાળકી, તરી શકે તે સઘળું [1]તોય;
પણ તવ મહિમા રે નાથજી, તેનો પાર ન પામે કોય. ૪
શેષ મુનિ ને રે શારદા, પાર ન પામે કરે વખાણ;
તો હું કેમ કરી રે કહી શકું, અલ્પમતિ છું અતિઅજાણ. ૫
અરજ સુણીને રે દાસની, વળતા બોલ્યા વિશ્વનિવાસ;
સંતોષ મુજને રે તો થશે, જો કાંય માગું મારી પાસ. ૬
પ્રહ્લાદ કહે છે રે પ્રીતથી, રાખો ચરણકમળની છાંય;
બીજું સરવે રે ફોક છે, જોતાં ચૌદ લોકની માંહ્ય. ૭
આસન ન લઉં રે ઇંદ્રનું, ન ઇચ્છું અજપદ ને કૈલાશ;
ગોલોક વૈકુંઠ રે ના ગમે, છે એક ચરણકમળની આશ. ૮
ભક્તિ તમારી રે સાર છે, મિથ્યા માયા ચૌદે લોક;
અજાણ ઈચ્છે રે તેહને, સર્વે સ્વપ્ના સરખું ફોક. ૯
નારદ ગુરુએ રે મુજને, કહ્યો ચરણકમળમહિમાય;
તે મૂકીને રે અન્યમાં, મારૂં મન કહીંએ ના જાય. ૧૦
સાગર મૂકી રે [2]સુધાતણો, [3]કાલકૂટ કોણ કરશે પાન;
મહાસુખ મૂકી રે માવજી, માયા સુખ ઈચ્છે હેવાન. ૧૧
કણ મૂકીને રે કુશકા, લેનારાને શું ફળ થાય;
[4]તૂપ તજીને રે [5]તક્રને, પીનારા પામર કહેવાય. ૧૨
સુખ સંસારી રે અલ્પ છે, અક્ષર સુખ છે આત્મા લાભ;
વિષયાનંદી રે જીવને, અંતે દુઃખના ઉપજે [6]ડાભ. ૧૩
ભવસુખ લાગે રે અતિ ભલું, સુતવીત દારા દેહ સંજોગ;
લુખસ મીઠી રે લાગશે, ઘરવડતાં હોય દુઃખના ઓઘ. ૧૪
જેવો પ્યાલો રે હર સિંધનો, લેશે નિરસ તેહ રુધીર;
એવું સુખડું રે સંસારનું, તે નવ ઈચ્છે સંત સુધીર. ૧૫
બાળ અજાણે રે બાપજી, ઝટપટ મુખમાં ઘાલે ઝેર;
તરત નિવારે રે તેહને, માતા આણી મનમાં મહેર. ૧૬
જેવાં ઝાકળ રે ઝાંઝુવાં, એવા ભવના સઘળા ભોગ;

૧ પાણી. ૨ અમૃત. ૩ ઝેર. ૪ ઘી. ૫ છાશ. ૬ દર્ભ.

જોતાં જોતાં રે થાય છે, એમાં અંતે દુઃખના ઓઘ. ૧૭
ભક્તિ તમારી રે મહામણિ, પૂરે સઘળા મનના કામ;
બીજી કણિકા રે કાચની, તેમાં કોડી ન ઉપજે દામ. ૧૮
માયા મદિરા રે જે પીએ, ભૂલે તે પોતાનું ભાન;
જ્યાં ત્યાં જુગમાં રે રડવડે, એવા અધમ જીવ અજ્ઞાન. ૧૯
ધન જોબન ને રે રાજથી, મદ પામે છે મૂઢ ગમાર;
હરિને ભૂલી રે તે ભમે, તેના દુઃખનો નાવે પાર. ૨૦
તત્ત્વ તપાસ્યું રે નાથજી, શોધી જોયા સઘળા લોક;
સુખ ના દીસે રે કોયને, સઘળે ભર્યો મોહ ને શોક. ૨૧
ચરણ તમારાં રે શ્રીહરિ, સહુને ઠરવાનાં છે ઠામ;
તે મૂકીને રે ત્રીકમા, મારે નથી અવરનું કામ. ૨૨
કૃપા કરીને રે એટલું, આપો મુજને શ્રી અવિનાશ;
પરપંચ પીડા રે ના કરે, કરજો હૃદયકમળમાં વાસ. ૨૩
માયા મુજને રે ના નડે, જ્યારે પ્રભુનો થાય પ્રકાશ;
સૂરજ ઉગે રે શૂન્યમાં, તેથી થાય નિશાનો નાશ. ૨૪
વળી માગુ છું રે એટલું, આપો સર્વે જનને સુખ;
મોહ માયામાં રે બાપડા, સહન કરે છે દારુણ દુઃખ. ૨૫
વચન સુણીને રે ભક્તનાં, વળતા બોલ્યા નરહરિ નાથ;
મુક્તિ આપું રે સર્વને, જો કોઈ આવે તમારી સાથ. ૨૬
વચન સાંભળી રે પ્રભુતણાં, હૈયે વાધ્યો હરખ અપાર;
નરનારીને રે નગરમાં, પોતે જઇને કર્યો પોકાર. ૨૭
ચાલો ચાલો રે ચાંપથી, જેને મુક્તિ જોયતી હોય;
શ્રવણે એવું રે સાંભળી, હસવા લાગ્યા સરવે કોય. ૨૮
થાક્યા સઘળે રે ફરી ફરી, કોઈએ કહ્યું ધર્યું નહિ કાન;
જડ માયાવશ રે જીવડા, એમનું કેમ છૂટે અજ્ઞાન. ૨૯
પાછા આવ્યા રે પ્રીતથી, લાગ્યા પુરુષોત્તમને પાય;
જીવ ન માને રે જક્તના, તેનો શો કરવો ઉપાય. ૩૦
દયાળ કહે છે રે દાસને, જેને સંગ તમારો હોય;
સેવે તમને રે સ્નેહથી, માયા બંધન છૂટે સોય. ૩૧
આસન બેસો રે આજથી, રૂડી રીતે ચલાવો રાજ;
ધર્મ દઢાવો રે લોકમાં, તેથી સરશે સર્વનાં કાજ. ૩૨
ધારણ કરશે રે ધર્મને, પ્રાણી થાશે સર્વ પવિત્ર;

માનવ સઘળા રે માનશે, જ્યારે થશો તમારા મિત્ર. ૩૩
ધર્મ ન ધારે રે જ્યાં લગી, ત્યાં સુધી છે પામર જંત;
વિવેક બુદ્ધિ રે ના વધે, પરખે નહિ તે સંત અસંત. ૩૪
અંધ અભાગી રે જીવની, પહેલી ધર્મ ઉઘાડે આંખ્ય;
નીતિ અનીતિ રે જાણશે, વળતી વિધિ જોશે સાંખ્ય. ૩૫
જડ ને ચૈતન રે જાણશે, સર્વે પાપ પુણ્યના ભેદ;
સતસંગ સારો રે શોધશે, જાણી શકશે વિધિ નિષેધ. ૩૬
રાજ્ય તમારા રે તાતનું, તમે ચલાવો રૂડી રીત્ય;
ધર્મ દઢાવો રે લોકમાં, પાળો પ્રજા ધરીને પ્રીત્ય. ૩૭
સહુને ભક્તિ રે શીખવો, રાજ્ય કરો મન્વંતર એક;
નીતિમારગ રે ચાલતાં, સહુમાં વધશે પરમ વિવેક. ૩૮
આજ્ઞા પાળો રે ઈશ્વરી, મૂકી દેહ તણું અભિમાન;
દોષ ન લાગે રે દાસને, રાખો હૃદયે મારૂં ધ્યાન. ૩૯
વચન પ્રભુનાં રે સાંભળી, વળતો બોલ્યો નરહરિદાસ;
ભજન તમારૂં રે ભૂલવે, પ્રબળ ઘણો છે માયાપાશ. ૪૦
નાખે અંતે રે નરકમાં, એવું રાજ્યતણું છે કાજ;
માટે મુજને રે ન આપશો, તમારે શરણે રાખો આજ. ૪૧

દોહા

વળતા નરહરિ બોલીયા,સાંભળ રે તું દાસ;
વચન અમારૂં પાળતાં, ન નડે માયાપાશ. ૧
લોક તણા હિતકારણે, કરવું રૂડું રાજ;
નીતિ ધર્મ દૃઢાવતાં, સરે સરવનું કાજ. ૨
વચન સાંભળી પ્રભુતણાં, દીન થઇ કહે દાસ;
ભક્તિ ભૂલે રાજથી, હોય નરકમાં વાસ. ૩
તે માટે મૂકું નહિ, સુંદર ચરણ સરોજ;
પરમ ધરમને પરહરિ, કોણ વહે ભવ બોજ. ૪
આજ્ઞા પાળે પ્રભુ તણી,પરમ ધર્મ છે એહ;
માટે કાજ કરો તમે, મૂકી મન સંદેહ. ૫
પ્રહ્‌લાદે પ્રીતે કરી, વચન ચઢાવ્યાં શિષ;
કરતા હરતા છો તમે,સમરથ શ્રી જગદીશ. ૬
આસન બેઠા નરહરિ, ટાળ્યો સઘળો દોષ;
દીધું વળતું દાસને, થયો ઘણો સંતોષ. ૭

દુંદુભી વાગ્યાં દેવનાં,ઉપજ્યો હરખ અપાર;
છોટમજનસુખીઆ થયા,વર્ત્યો જયજયકાર. ૮

## અધ્યાય ૧૭ મો

### દોહા

પ્રીત કરી પ્રહૂલાદને, સોંપ્યું સઘળું રાજ;
દુ:ખ ટળ્યાં સહુ દેવનાં, સહેજે સરીયાં કાજ. ૧
શ્રીનરસિંહના નામની,અખિલ લોકમાં આણ્ય;
વર્તાવી વિધિએ કરી, જુગ બાધે થઇ જાણ્ય. ૨
એટલે સઘળા આવીયા, ઇંદ્રાદિક વળી દેવ;
બ્રહ્માદિક વળી આવીયા, કરવા પ્રભુની સેવ. ૩
નીરખ્યા દેવ નૃસિંહને, ઉપજ્યો બહુ આનંદ;
વિનય કર્યો વિધિએ ઘણો,કહી જયજય ગોવિંદ. ૪
હે પ્રભુ મહિમા તમતણો, મુખથી કહ્યો ન જાય;
શેષ મુનિ ને શારદા, નિગમ નેતિ કહી ગાય. ૫

### ચોપાઇ ત્રિતાલ

નમો સતચિદ્ આનંદરૂપ,નમો અખિલ ભુવનના ભૂપ;
અજ અક્ષર છો અવિનાશી,રહ્યા સકળ ચરાચરવાસી. ૧
અતિ પાવન પરમ અનૂપ, અખિલેશ્વર આનંદરૂપ;
ગુણ માયા થકી છો રહિત, શુદ્ધ ચૈતન સર્વાતીત. ૨
એક અદ્વૈત આપ સ્વતંત્ર, રચ્યા જીવ કરી દેહ જંત્ર;
દેહ લાગે છે વલ્લભ જેને, તેથી વ્યાપે અવિદ્યા એને. ૩
મહામલિન અશુચિ જેહ, તેને આપ માને છે એહ;
વળી તેની અહંકૃતિ થાય,એનું નામ અસ્મિતા કહેવાય. ૪
હોય તે થકી રાગ ને દ્વેષ, દેહ તજતાં પામે છે ક્લેશ;
એવા પાંચ છે જીવની માંય,તેથી સુખ ન પામે કાંય. ૫
પંચક્લેશ જેને નવ હોય, ઈશ્વર સમરથ કહીએ સોય;
પંચક્લેશ વશ જીવ સદાય, તે સ્વતંત્ર કેમે નવ થાય. ૬
ઈશ્વર ઈચ્છાએ દેહ ધરે, વળી ઇચ્છાએ તે પરહરે;
જીવ પરાધીન છે બાપડો,માયા કાળ તણો છે દડો. ૭
જેમ કોઇ નટ પાળે માંકડું, પરવશ થઈ રહે રાંકડું;
કોટે દોરી તેને હોય, ઘેર ઘેર નાચ નચાવે સોય. ૮

આપે કોયેક એને આહાર, તે નટ ખુંચી લે નિર્ધાર;
એમ જીવ મરકટ છે નાથ, તૃષ્ણાદોરી કાળને હાથ. ૯
અનેક દેહમાં નાચ કરે, સુખને અર્થે તપ આચરે;
ઈશ્વર ફળ આપે જો કોય, કાળ સરવ ઝુંટી લે સોય. ૧૦
હિરણ્યકશ્યપુએ મહાતપ કર્યું,અમર થવાનું માગ્યુંખરૂં;
જે જે માગ્યું એણે સાર, તે તે તમે આપ્યું નિરધાર. ૧૧
એણે મૃત્યુ મેટયું છળે, તમે ઘાટ બેસાર્યું કળે;
તમથી કોણ સમરથ છે નાથ,બાજી સરવ તમારે હાથ. ૧૨
નિમિત્તમાત્ર અમે સહુ દેવ,કોઇ ન લહે તમારો ભેવ;
કરતા ભરતા ને હરતા તમે,તમ સત્તાએ સઘળા અમે. ૧૩
અપાર ડહાપણ છે તમતણું,રસનાએ નવ આવે ઘણું;
શિલ્પ ચાતુરી આપની જેહ,કોયથી કહી ન જાયે તેહ. ૧૪
સદાય એક તમે સર્વજ્ઞ, બીજા સર્વે છે અલ્પજ્ઞ;
જીવનું ધાર્યું કાંય ન થાય, તે માટે નિર્બળ કહેવાય. ૧૫
કરે સમાધિ તપ આચરે, તેથી બળીયા થાયે સરે;
ભક્તિ તમારી જો નવ હોય,અંતે જાય પ્રલયમાં સોય. ૧૬
કરે જોગ જગન ને જાગ, ધરે વેશ આણી વૈરાગ્ય;
તજી લુણ અલુણું ખાય, પણ મનતણો મેલ ન જાય. ૧૭
કોઈ અડસઠ તીરથ ફરે, બહુ વ્રત વિધિએ કરે;
ફળમૂળતણો કરે આહાર, તોય મનના ન જાય વિકાર. ૧૮
કોય ધારે જટા નખ કેશ, વળી વિધવિધ ધારે વેશ;
કરી પાખંડ ભવમાં પૂજાય, તેણે રાગ ને દ્વેષ ન જાય. ૧૯
કોય અગ્નિએ બાળે કાયા,તોય ન ટળે મોહ ને માયા;
કરે કોટિ એવા પ્રપંચ, નવ જાય અવિદ્યા રંચ. ૨૦
મળે અનુભવીનો સત્સંગ,તેથી ઓળખે વસ્તુ અભંગ;
તેની ભક્તિનો લાગે તાર, તેથી મનતણા જાય વિકાર. ૨૧
તમે નિર્ગુણ નિર્મળ રૂપ, અજ અક્ષર એક અનૂપ;
પડે ભક્તને સંકટ જ્યારે, ધરી દેહને ટાળો ત્યારે. ૨૨
કરી ભક્ત તણાં સહુ કામ,જઇ આપ રહો નિજ ધામ;
પ્રભુ ધામ તમારૂં જેહ,કોય ગુરુ વિના ના લહે તેહ. ૨૩
સહુ નેત્રમાં સૂરજ જેમ, રહ્યા વ્યાપક સઘળે તેમ;
સહુ જીવ તણા છો આધાર,રહ્યા આપ પરાની પાર. ૨૪

સહુ જીવની અવળી દષ્ટ, દમે દેહ કરે બહુ કષ્ટ;
એમ જુગ જુગ વીતી જાય, પ્રભુદર્શન કેમ કરી થાય. ૨૫
હોય કૃપા તમારી જ્યારે, મળે સદ્‌ગુરુ સાચા ત્યારે;
ઓળખાવે તમારૂં રૂપ, પછી ઉપજે પ્રેમ અનૂપ. ૨૬
લાગે પ્રેમતણો એકતાર, તેથી બાળે છે મનના વિકાર;
ગુરુ ગોવિંદ જાણે એક, એથી વાપે ઘણેરો વિવેક. ૨૭
તેથી જાણે તમારૂં રૂપ, પછી તે નવ પડે ભવકૂપ;
કહે બ્રહ્માજી જોડીને હાથ,આપો ભક્તિ તમારી નાથ. ૨૮
અહં બ્રહ્મ માને છે જેહ, નથી કર્તાને લહેતા તેહ;
માને મચ્છજે અહંસમુદ્ર,પણ તે છેકજ છે અતિક્ષુદ્ર. ૨૯
જળ જીવન છે એનું ખરૂ, પણ કર્તાપદ છે તેથી પરૂ;
જડ ચૈતનનો કરતા જેહ, પૂર્ણ પુરુષોત્તમ છે તેહ. ૩૦
એવી વિનતિ બ્રહ્માએ કરી,વળતી બોલ્યા શ્રીનરહરિ;
દીધું ખળને તમે વરદાન, કર્યું દેવો તણું અપમાન. ૩૧
ચતુરાનન કહે સુણો નાથ, સહુની દોરી તમારે હાથ;
કરો પ્રેરણા જેને જેવી, તેને ઉપજે બુદ્ધિ તેવી. ૩૨
સહુ જીવોના અંતર્યામી, સહુ લોક તણા છો સ્વામી;
બ્રહ્મદેવનાં સુણી વચન, માન્યું નરહરિ કેરૂં મન. ૩૩
સહુ દેવોએ પૂજા કીધી, પછી આજ્ઞા સરવને દીધી;
ગયા પોતપોતાને ધામ, પછી પામ્યા છે પરમ વિરામ. ૩૪
પછી પાટે બેઠા પ્રહ્‌લાદ, ઉપજ્યો સરવને આહ્‌લાદ;
હિરણ્યકશ્યપુને દીધો દાગ,કરી ક્રિયા આણી અનુરાગ. ૩૫
કર્યું પ્રહ્‌લાદને ઘણું જ્ઞાન, થયા નરસિંહ અંતર્ધાન;
રૂડું પ્રહ્‌લાદે કીધું રાજ, સહુ દેવનાં સરીયાં કાજ. ૩૬
રૂડી નીતિની ચાલી રીતિ, પ્રજા પાળે કરીને પ્રીતિ;
નિત્ય આનંદ ઓચ્છવ થાય,સૌ નરહરિના ગુણ ગાય. ૩૭

રાગ-ધોળ પ્રભાતનું

ધન્ય ધન્ય આજ રે, નરહરિનું રાજ રે;
કંઇ કંઈ જનનાં કારજ સુધરી ગયાં રે. ૧
પરમ વિવેક પ્રધાન રે, ભક્તિ ધરમ ને જ્ઞાન રે;
દાન દયા દમ જપ તપ સાધન સહુ કરે રે. ૨
વિરતીને વિચાર રે, અનુભવિયા ફોજદાર રે,

શીલ સંતોષ ક્ષમાદિ સેવક સાથમાં રે. ૩
વિનયાદિ ગુણ જેહ રે, વસીયા સઘળે તેહ રે;
સત્ય સુમતિ ને ડહાપણ ભલપણ અતિ ઘણાં રે. ૪
હોમ હવન ને યાગ રે, તીરથ વ્રત ને ત્યાગ રે;
ભાવ ભરોંસો ધીરજ ધરમ ઉપાસના રે. ૫
શુભ ઈચ્છા સતસંગ રે, ઈશ્વર જ્ઞાન અભંગ રે;
શૂરવીર દૃઢ ધીર સરવે જન થઈ રહ્યા રે. ૬
મોહ મદાદિ જેહ રે, નાઠા સઘળા તેહ રે;
અવગુણ આળસ ઈર્ષાદિ છુપી ગયાં રે. ૭
વિશ્વવિજય કરનાર રે, એવા જોધ અપાર રે;
જન છોટમ કહે પ્રહ્લાદજીના રાજમાં રે. ૮

**દોહા**

દેવ સરવ સેવા કરે, આણી હરખ અપાર;
પ્રહ્લાદજીના રાજમાં, વરત્યો જયજયકાર. ૧

## અધ્યાય ૧૮ મો

**રાગ-ધોળ**

રાજ કરે પ્રહલાદજી રે, ફરે નરહરિ કેરી આણ,
દશે દિશાઓ હસી રહી રે,પ્રગટી ગિરિપર રત્નની ખાણ;
સરસરિતાઓ શોભી રહ્યાં રે,ખીલ્યાં કમળ અમલ બહુ રંગ,
જળ ખગ નાના જાતનાં રે,માંય બોલે મનોહર ભ્રંગ. ૧
ભાર અઢાર ફૂલે ફળે રે, તેના પરિમળનો નહિ પાર,
મોર ચકોર ને કોકિલા રે, રૂડા શબ્દ કરે ઉચ્ચાર;
સારસ હંસ ને સારિકા રે,શુક આદિ અનેક વિહંગ,
વેર વિરોધ નહિ કહીં રે, મૃગ સિંહ રહે એક સંગ. ૨
કામધેનુસમ ધરા થઇ રે, પૂરે ઈચ્છિત સઘળાં કામ,
હીરા હાટક ને મણિની રે, થઈ ખાંણ્યો તે ઠામે ઠામ;
સાગર બહુ હરખે કરી રે,નાખે રત્ન તે સઘળાં તીર,
માગ્યા મેહ વરસે સદા રે, વહે મંદ સુગંધ સમીર. ૩
શોભા બની બહુ શહેરની રે,દીસે કંચન કોટ ઉધાર,
ચંદ્રકાંતિના કાંગરા રે, બહુ વજ્રખચિત પુરદ્વાર;
બાગ બગીચા સોહામણા રે, વસે બારે માસ વસંત,

નવદલ ફૂલે ફળે ઘણાં રે,શોભે સુરતરુ સરખાં અનંત. ૪
ધવળ ધામ શોભી રહ્યાં રે, અતિ સુંદિર શેરી બજાર,
ધનિક વણિક ધન સમા રે,માંય વેચે છે વસ્તુ અપાર;
ભુવન ભુવન પ્રત્યે ભલા રે,વાજે નૌતમ વિધવિધ નાદ,
જ્ઞાન કરે ગોવિંદનું રે, નરનારીના સુંદર સાદ. ૫
સુખ સંપત શોભા ભલી રે,ઘણા ગુણીયલ સઘળા લોક,
શ્રીનરસિંહ પ્રતાપથી રે, નહિ કોયને રોગ ને શોક;
ભક્તિ કરે ભગવંતની રે,નિત્ય આનંદ ઓચ્છવ થાય,
સેવા કરે સૌ સંતની રે, ગુણ નરહરિ કેરા ગાય. ૬
નીતિનિપુણ સહુ જન થયા રે,નહિ અધર્મનો કંઈ લેશ,
ચોર જાર કપટી હતા રે, ગયા સરવ તજીને દેશ;
દાન દયા તપ આચરે રે, સહુ બોલે છે સત્ય વચન,
પ્રહ્‌લાદજીના પ્રતાપથી રે, થયા નિર્મળ સઘળા જન. ૭
વિદ્યા વિનય ગુણ ચાતુરી રે,નીતિ ધર્મ સહિત ઉદ્યોગ,
ભક્તિ કરે પરબ્રહ્મની રે, સુર દુર્લભ ભોગવે ભોગ;
આળસ વેહેમ તજી કરી રે,થયા અનુભવી સઘળા જન,
સ્નેહ સંપ સહુમાં ઘણો રે,કવિ કોમળ ઉજ્જવળ મન. ૮
રાજસભા રળિયામણી રે, તેમાં થાય સદા સત્સંગ,
જ્ઞાન ભક્તિ ને વિવેકના રે, ચાલે વિવિધ વાદ પ્રસંગ;
માનુભાવ મળે ઘણા રે, નિત્ય નવનવી ચર્ચા થાય,
શ્રીનરસિંહના નામનાં રે, નિત્ય ગાન મનોહર ગાય. ૯
પરમ ભક્ત પ્રહ્‌લાદનું રે, શોભે સરસ સર્વથી રાજ,
સુખ સંપત્તિ સરવને રે, કોટી જીવનાં સરીયાં કાજ;
નારી પતિવ્રત આચરે રે, પ્રભુભક્તિપરાયણ લોક,
પ્રહ્‌લાદજીના પ્રતાપથી રે, નહિ કોયને રોગ ને શોક. ૧૦
કાયિક વાચિક માનસિક રે, હરિ અર્થે કરે સહુ કર્મ,
ચારે વર્ણ વિવેકથી રે, પાળે પોતપોતાનો ધર્મ;
એક દિવસ પ્રહ્‌લાદને રે, એવો મનમાં થયો ઉમંગ,
પુણ્યપ્રતાપે પામીએ રે, કોઈ અનુભવી નરનો સંગ. ૧૧
વાચિક જ્ઞાની મળે ઘણા રે, ભણી ગ્રંથ બતાવે જ્ઞાન,
આપ ઉદ્યોત થયા વિના રે,એ તો સરવે છે જીવસમાન;
વાત સુણી વેદાંતની રે, કોઇ બ્રહ્મને માને પરોક્ષ,

પ્રત્યક્ષ લક્ષ્ય બ્રહ્મ વિના રે, કેમ જીવનો થાયે મોક્ષ. ૧૨
કોય સગુણ કહે શ્રીહરિ રે, એક પરઠે છે તેનો દેશ,
પંથે પંથના જૂજવા રે, માની કંઈ કંઇ કરે છે ક્લેશ;
કોય કહે વૈકુંઠમાં રે, વળી કોય કહે ગોલોક,
કો કહે ક્ષીરસમુદ્રના રે, પ્રભુ ટાળે છે સૂરનો શોક. ૧૩
કોયક પૃથ્વી પાર છે રે, કહે ભૂમા—નારાયણ નામ;
કોયક પરઠે પાતાળમાં રે, એક નાભી નારાયણ ધામ,
કોયક કહે વૈરાટ છે રે, તેની પૂઠળ આવરણ આઠ;
આદિનારાયણ ત્યાં રહે રે, જેણે આપ્યો છે વેદનો પાઠ. ૧૪
કોય કહે એક ધામમાં રે, રાધાકૃષ્ણ કરે છે વિહાર,
અગણિત નારીના સંગમાં રે, કરે કેલી આનંદ અપાર;
કો કહે શબળીક બ્રહ્મ છે રે, કોય કેવળી બ્રહ્મને ગાય,
કો કહે અક્ષરધામમાં રે, વસે સખીઓની સંગ સહાય. ૧૫
કોયક અક્ષરાતીતમાં રે, વળી પરઠે છે રૂડો રાસ,
એમ પરોક્ષ ઉપાસના રે, કરે કલ્પી બિચારા દાસ;
મુવા પછી તેને મળે રે, એવું માને છે જીવ અજાણ,
ગ્રંથ કરી તેના ઘણા રે, કરે વિધવિધ ભાત વખાણ. ૧૬
વાણી કેરી જાળમાં રે, ઘણા જીવ બિચારા ધુંચાય,
અંતરગ્રંથિ છૂટે નહિ રે, મત તાણી અધુરા જાય;
ઠગ ગુરુઓના ઠાઠમાં રે, કોય જીવ ન પામે પાર,
ઉગ્ર અનુભવી જો મળે રે, તેનો આપે છે તત્ત્વવિચાર. ૧૭
એમ વિચારીને સરવને રે, કરવો તત્ત્વદર્શીનો સંગ,
આપે કળા અનુભવતણી રે, થાય ભ્રાંતિ સરવનો ભંગ;
પ્રહ્લાદજીએ પ્રીતથી રે, એવો મનમાં કીધો વિચાર,
તત્ત્વદર્શીને શોધવા રે, થયા અશ્વ ઉપર અસ્વાર. ૧૮
એકાએકી ચાલીયા રે, કોય સેવકનો નહિ સંગ,
તત્ત્વવેત્તા મળવા તણો રે, વધ્યો મનમાં અપાર ઉમંગ;
સુકૃત કોટી જન્મનાં રે, જેને ઉદય થયેલાં હોય,
દર્શન તત્ત્વદર્શીતણાં રે, કહે છોટમ પામે સોય. ૧૯

## અધ્યાય ૧૯ મો
### રાગ-સોરઠા

પ્રીતે કરીને પ્રહ્‌લાદજી રે, ચાલ્યા વનની રે વાટ;
સરસરિતા ગિરિ શોધતા, સારા સત્સંગ માટ. પ્રીતે૦ ૧
કોય જટીલ કોય મુંડીયા, કોય ખેંચેલા કેશ;
જોગી જંગમ ને સેવડા, ધારે વિધ વિધ વેષ. પ્રીતે૦ ૨
અન્ય આરાધન સહુ કરે, નહિ તત્ત્વવિચાર;
કલ્પિત મત ઉભા કરે, એવા ભેખ અપાર. પ્રીતે૦ ૩
જોતા જોતા પછી જઇ ચઢયા, મહાવનની રે માંય;
અવધૂત દીઠા એકલા, મન માન્યું છે ત્યાંય. પ્રીતે૦ ૪
અજગર વૃત્તિ અતિ ભલી, લેઇ પોઢયા છે આપ;
આશા ને તૃષ્ણા અંતર નહિ, નહિ શોચ સંતાપ. પ્રીતે૦ ૫
ઉરથી ટળી ત્રણ એષણા, ખટ ઉર્મીના જીત;
પરમાનંદમાં પોઢીયા, ગુણ ત્રણે અતીત. પ્રીતે૦ ૬
જળહળ તન ઝળકી રહ્યું, પરિપૂર્ણ છે પુષ્ટ;
સહેજ સમાધિના સુખમાં, સદાકાળ સંતુષ્ટ. પ્રીતે૦ ૭
પરમ લાભ પામી કરી, મહારસ માંહે મગ્ન;
દીપે દિગંબર દેહડી, લાગ્યું લક્ષ્યમાં લગ્ન. પ્રીતે૦ ૮
હરખે વદન હસી રહ્યું, જેવો શરદ મયંક;
ભેદ નહિ કોઇ ભાતનો, સમ રાય ને રંક. પ્રીતે૦ ૯
અક્ષરરહિત ૐકારમાં, થયા સમરસ સોય;
જ્ઞાનામૃતમય ગગનમાં, નહિ આવરણ કોય. પ્રીતે૦ ૧૦
એવા પુરુષને જોઇને, આવ્યો હરખ અપાર;
હય થકી હેઠા ઉતર્યા, નમ્યા જઈ નિરધાર. પ્રીતે૦ ૧૧
પાણિ જોડીને પ્રહ્‌લાદજી, વધા મધુર વચન;
મહાન પુરુષ મુજને મળ્યા, મારા ભાગ્યને ધન્ય. પ્રીતે૦ ૧૨
કોટીક દેવ પૂજા કરે, કોટી તીરથ ન્હાય;
તત્ત્વદર્શીના દર્શને, ફળ સોગણું થાય. પ્રીતે૦ ૧૩
સ્વર્ગ અને અપવર્ગનું, સુખ જે જે કહેવાય;
લવ એક સંતના સંગની, સમ તુલ્ય ન થાય. પ્રીતે૦ ૧૪
સુકૃત કોટીક જન્મનાં, કોય નરને જો હોય;
તત્ત્વના દર્શી તેને મળે, એવું કહે સૌ કોય. પ્રીતે૦ ૧૫

મહારાજા મુજને હવે, કહો વિસ્તારી વાત;
પુષ્ટ થયા શું પામીને, સુખ શાનું સાક્ષાત. પ્રીતે૦ ૧૬
આ વનમાં આવી ચઢે, કયાં થકી આહાર;
વસ્ત્ર કે પાત્ર પાસે નથી, નથી કાંય આધાર. પ્રીતે૦ ૧૭
તેજ ઘણું છે તનમાં, વળી પૂરણ પુષ્ટ;
ભોજનપાનવિના પ્રભુ, રહે શાથી સંતુષ્ટ. પ્રીતે૦ ૧૮
ગુણીયલ કેરી ગિરા સુણી, ઉપજ્યો આહ્લાદ;
આવાં વચન કોણ ઉચ્ચરે, હશે ભક્ત પ્રહ્લાદ. પ્રીતે૦ ૧૯
બીજા બિચારા જીવથી, અહીં કેમ અવાય;
આવે તો કેમ ઓળખે, કેમ વચન વદાય. પ્રીતે૦ ૨૦
મધુર વચન એના મુખ તણાં,સાચો એજ છે સંત;
ભક્તવત્સલ જેને કારણે, પ્રકટ્યા ભગવંત. પ્રીતે૦ ૨૧
આજ થશે વળી એહની, સાથે રૂડો સંવાદ;
તત્ત્વનો દર્શી એજ છે, પૂરો ભક્ત પ્રહ્લાદ. પ્રીતે૦ ૨૨
આંખ ઉઘાડીને એટલે, બોલ્યા અજગર મુન્ય;
સાંભળ વીરા તુને કહું, નહિ રાખું હું ન્યુન્ય. પ્રીતે૦ ૨૩
આપું ઉઘાડીને આ સમે, ઘણા જ્ઞાન ભંડાર;
લેવાય તેમ લેજો તમે, આણી હરખ અપાર. પ્રીતે૦ ૨૪
પૂરણ પાત્ર મળ્યા તમે, માટે કરીયું પ્રકાશ;
જક્ત ન દીસે જે સ્થળે, એવું ચિદાકાશ. પ્રીતે૦ ૨૫
આનંદસિંધુ ઉછળે, આવે સેહેજે હીલોલ;
ત્રિવેણીના તીરમાં, કરે નિત્ય કલ્લોલ. પ્રીતે૦ ૨૬
શૂન્ય સરોવર માંહીથી, આવે અમૃત સેર;
પુષ્ટ થયો તેવા પાનથી, ઠરી બેઠો છું ઠેર. પ્રીતે૦ ૨૭
પેચ પરાની પારનો, જાણે કોય સુજાણ;
આનંદ લેહેરી આવે ભલી, તેણે પોષાય પ્રાણ. પ્રીતે૦ ૨૮
એ સુખના અંબારમાં, ભૂલ્યો દેહનું ભાન;
ચંચળ ચિત્ત ઠરી ગયું, ભાસ્યું બ્રહ્મનું જ્ઞાન. પ્રીતે૦ ૨૯
કોટી સ્વર્ગસુખ હોય તો, એની આગળ રંચ;
આનંદસિંધુમાં ઝીલતાં, ભાસ્યો મિથ્યા પ્રપંચ. પ્રીતે૦ ૩૦
લીન થઇ સહુ વાસના, મહાચૈતન માંય;
જ્ઞાન અમૃતમય થઇ ગયો, નથી સંશય કાંય. પ્રીતે૦ ૩૧

એકોડહં વ્યાપી રહ્યો, થયો ગગન આકાર;
જનમ ને મરણ મટી ગયું, ટળ્યા વિવિધ વિકાર. પ્રીતે૦ ૩૨
અનંત જીભ્યા એ ના કહી શકે, સુખ એવું અતોલ;
અક્ષર ત્યાં નવ જઈ શકે, કેમ બોલાય બોલ. પ્રીતે૦ ૩૩
આવે સેર આધી થકી, પછી નભીએ જાય;
અંતઃકરણના જોગથી, બહુ ઘાટ ઘડાય. પ્રીતે૦ ૩૪
જેનો આશય હોય જેહવો, તેવી બોલશે વાણ;
ક્યાંથી આવે ને ક્યાં ભળે, નથી કોયને જાણ. પ્રીતે૦ ૩૫
માટે એ સુખ મુખથી, નવ કોયે કહેવાય;
નેતિ નેતિ કહ્યું વેદમાં, તેનો એહજ ન્યાય. પ્રીતે૦ ૩૬
તત્ત્વમસિ પદ તેહ છે, નહિ જીવ ને શિવ;
આવરણ અંતરથી ટળ્યું, રહ્યો સોડહં સદૈવ. પ્રીતે૦ ૩૭
નામ ને રૂપ તેમાં નથી, નથી દ્વૈત અદ્વૈત;
અંગને રંગ કશો નથી, નહિ ઉષ્ણ ને શીત. પ્રીતે૦ ૩૮
જે જે કહે જીભ્યાવડે, તેવા ન મળે તેહ;
વચન ન લાગે વસ્તુને, નહિ દેહ વિદેહ. પ્રીતે૦ ૩૯
બળ નવ પહોંચે બુદ્ધિનું, કેમ થાય વખાણ;
સમસ્યામાં સમજી જશે, હશે કોય સુજાણ. પ્રીતે૦ ૪૦
સૂરજધામ સામું જુએ, દીસે તેજનું તેજ;
જગ્ત ન દીસે મુજને, દીસે એકલું એજ. પ્રીતે૦ ૪૧
શું કહું શું કહું શું કહું, અદ્ભુત આનંદ;
વિશ્વ બધે વ્યાપી રહ્યો, ગુણ પાર ગોવિંદ. પ્રીતે૦ ૪૨
એવા આનંદમાં હું રહ્યો, શમ્યા કોટી વિકાર;
અજગર વૃત્તિ આદરી, ઠર્યો એકજ ઠાર. પ્રીતે૦ ૪૩
આહાર આવે ઈચ્છાવિના, લેવો આનંદ તેહ;
સ્વાદ અસ્વાદ લહુ નહિ, જેમ તેમ રાખવો દેહ. પ્રીતે૦ ૪૪
સ્વાદની આશાએ સહેજનું, સુખ ના લહે જીવ;
આધીન થઇ એક એકને, પામે દુઃખ સદૈવ. પ્રીતે૦ ૪૫
પરવશ થઇ પડ્યો પેચમાં, થયો બ્રહ્મનો જીવ;
જાય અંતરથકી વાસના, તોય શુદ્ધ છે શિવ. પ્રીતે૦ ૪૬
વસ્તુ જોતાં એક બ્રહ્મ છે, જેવા જળ ને તરંગ;
કંચન કુંડળ એક છે, દીસે જુજવાં નંગ. પ્રીતે૦ ૪૭

ભાંડ સરવ માટીતણાં, નહિ માટીથી ભિન્ન;
જીવ બ્રહ્મ એમ જાણવા, દીસે ભ્રાંતિએ દીન. પ્રીતે૦ ૪૮
ભ્રાંતિરૂપે માયા સદા, રહી બ્રહ્મની માંહ્ય;
આપ ભૂલાવે આપનું, દીસે કાંચનું કાંચ. પ્રીતે૦ ૪૯
ઇંદ્રજાળ એ ઈશની, તેનું માયા છે નામ;
ચૈતનની સત્તાથકી, કરે અદ્‌ભુત કામ. પ્રીતે૦ ૫૦
અજ્ઞાત રૂપ માયાતણું, જ્ઞાન રૂપ છે બ્રહ્મ;
સંબંધ બંધાયો બેઉનો, સર્જે સૃષ્ટિનાં કર્મ. પ્રીતે૦ ૫૧
શક્તિ ઉભય અજ્ઞાનની, આવ્રણ ને વિક્ષેપ;
આવરે બ્રહ્મના અંશને, બાકી છે નિર્લેપ. પ્રીતે૦ ૫૨
ભુજંગ દીસે રજ્જુ તણો, રજ્જુ ભૂલી જવાય;
વિક્ષેપથી પછી તેહનાં, ભુજંગજ જણાય. પ્રીતે૦ ૫૩
રૂપ દેખાડે છીપનું, દીસે ઢુંઢતો ચોર;
એમ ભૂલાવે અંશને, એવું માયાનું જોર. પ્રીતે૦ ૫૪
વચન સુણી મુનિવર તણાં, બોલ્યા નરહરિદાસ;
સ્વામી સંશય માહરો, આવ્યો આપની પાસ. પ્રીતે૦ ૫૫
આનંદ કહો છો બ્રહ્મને, તેનો લેનારો કોણ;
એકમેવ અદ્વૈતનું, કરે કોણ વખાણ. પ્રીતે૦ ૫૬
ભ્રાંતિ કહો જો બ્રહ્મને, આવે બાધ અપાર;
સૂરજમાં કેમ સંભવે, આવરૂ અંધકાર. પ્રીતે૦ ૫૭
અજ્ઞાન આવરે બ્રહ્મને, નિજ આપ ભૂલાય;
કોણ ગુરુ તેને મળે, એનું અજ્ઞાન જાય. પ્રીતે૦ ૫૮
શુદ્ધ સચ્ચિદાનંદ છે, નિર્મળ નિર્લેપ;
ભ્રાંતિથી આપ ભૂલી ગયો, દીઠું જગ્ત વિક્ષેપ. પ્રીતે૦ ૫૯
એ તો અસંભવ છે અતિ, કેમ સંશય જાય;
રજ્જુરૂપે પરબ્રહ્મ છે, કોને સર્પ જણાય. પ્રીતે૦ ૬૦
છીપરૂપે ચૈતન સદા, રૂપું દેખે છે કોણ;
જ્ઞાનવિષે અજ્ઞાનનું, કેમ થાય પ્રમાણ. પ્રીતે૦ ૬૧
જળને ઠેકાણે બ્રહ્મ છે, સહુ જગ્ત તરંગ;
કોણ વાયુના જોગથી, થયા અગણિત અંગ. પ્રીતે૦ ૬૨
કંચન પૂરણ બ્રહ્મ છે, ભૂષણ જીવની જાત;
કયે સોનારે તે કરી, અતિ અવનવી ભાત. પ્રીતે૦ ૬૩

બ્રહ્મરૂપે છે મૃત્તિકા, ઘટ જગ્ત અપાર;
ઘાટ વિચિત્ર કોણે ઘડયા, કયો કર્તા કુંભાર. પ્રીતે૦ ૬૪
ભ્રાંતિથકી તો જણાય છે, મૃગતૃષ્ણાનું તોય;
સૂરજની સત્તા વડે, એવું ભાસે છે સોય. પ્રીતે૦ ૬૫
સાચું દીઠું હોય કો સમે, તેની ભ્રાંતિ તો થાય;
દીઠા વિના સર્પ દોરીને, કહો કેમ મનાય. પ્રીત૦ ૬૬
બ્રહ્મે તો જગ્ત કર્યું નથી, કર્યું માયાએ એહ;
માયા તો કહો છો અજ્ઞાનને, તેથી કેમ બને દેહ. પ્રીતે૦ ૬૭
કો કહે માયા સદાય છે, જીવ શિવ સદાય;
ત્યારે અધિપતિ એમનો, કહો કોણ કહેવાય. પ્રીતે૦ ૬૮
એકમેવ અદ્વૈત એ, આવે શ્રુતિમાં બાધ;
ખંડ ન લાગે વેદને, પડે તે અપરાધ. પ્રીતે૦ ૬૯
એવા એવા બહુ ઉપજે, મારા મનમાં વિચાર;
ઉત્તર આપો એહનો, મટે સઘળા વિકાર. પ્રીતે૦ ૭૦
એક અખંડ અદ્વૈતનું, થયું કેમ કરી દ્વૈત;
સહેજે થયું નવ સંભવે, જોતાં જગ્તની રીત. પ્રીતે૦ ૭૧
કારજ દીસે જેટલાં, તેનો છે કરતાર;
ચિત્ર બને ન આપથી, જો ન હોય ચિત્રકાર. પ્રીતે૦ ૭૨
બ્રહ્મ જગતરૂપે થયો, કોની ઈચ્છાએ એહ;
ઈચ્છા ન હોય જો આપને, કોણ સરજે છે દેહ. પ્રીતે૦ ૭૩
દેહમાં ડાહાપણ છે ઘણું, કોય બીજે ન થાય;
લક્ષ ચોરાશી જાતનો, વેલો વધતો જાય. પ્રીતે૦ ૭૪
પાછળ પ્રલય થાય છે, નહિ આગળથી નેમ;
મધ્યે સર્વ ઉપજે શમે, બને સેહેજથી કેમ. પ્રીતે૦ ૭૫
વૃક્ષ હતાં નહિ જે સમે, કર્યાં બીજ અનેક;
અદ્ભુત સંકેત એહનો, વળી પરમ વિવેક. પ્રીતે૦ ૭૬
શિલ્પ ચાતુરી સર્વમાં, દીસે અપરંપાર;
દેહધારીથી બને નહિ, કોય છે કરતાર. પ્રીતે૦ ૭૭
જયાં જોઇએ ત્યાં છે વળી, યથાયોગ્ય પ્રમાણ;
ઘટતી ગોઠવણી દીસે ઘણી, હશે કરનારો કોણ. પ્રીતે૦ ૭૮
પ્રશ્ન સુણી પ્રહ્લાદનાં, ઉઘડી અજગરની આંખ્ય;
ઉત્તર એનો આપવા, પછી સંભાર્યું સાંખ્ય. પ્રીતે૦ ૭૯

દોહા

અજગર મુનિ આનંદમાં, વળતી બોલ્યા એમ;
ધન્ય ધન્ય બુદ્ધિ તાહરી, પ્રભુપદ ઉપર પ્રેમ. ૧
પોતાની ઈચ્છાવડે, જગ્ત કરે કરતાર;
શ્રમ કાંઈ કરવો ના પડે, એની શક્તિ અપાર. ૨
સરજે સઘળું શ્રમ વિના, માટે કહે છે સેહેજ;
પરમ ચતુરતા પ્રભુ વિષે, સદાય કાળે છેજ. ૩

## અધ્યાય ૨૦ મો

રાગ—સોરઠા

અકળ કળા કરતારની રે, કળી કોએ ન જાય;
અનુમાને સહુ ઉચ્ચરે, કવિ કોવિદરાય. અકળ૦ ૧
તર્ક કરે બુદ્ધિબળે, પછી ગોઠવે ગ્રંથ;
એક બીજાથી જૂદું બકે, કાઢે પોતાનો પંથ. અકળ૦ ૨
બુદ્ધિનું બળ હોય જેટલું, તેવી વાણી વદાય;
બુદ્ધિ બૂડે છે જે પદે, ત્યાં તો અનુભવ જાય. અકળ૦ ૩
ભૂચર ભૂમિ ઉપર ફરે, ઉડે ખેચર આકાશ;
કવિજન કહે દીઠી સાંભળી, કરી વાણી વિલાસ. અકળ૦ ૪
વિશ્વ થકી આઘા વહે, એવા અનુભવી કોય;
ઉત્પત્તિ સ્થિતિ પ્રલયની, આપે સમજણ સોય. અકળ૦ ૫
અનુભવી કવિ સરખા ગણે, એ તો ગૂઢ અજાણ;
આકાશ આઘેરી વારતા, કહે કવિજન કોણ. અકળ૦ ૬
ઈશ્વરના અવતારનાં, કરે કવિઓ વખાણ;
જગ્ત થયું છે જે થકી, એના સરવ અજાણ. અકળ૦ ૭
કૃત્ય ભજે કરતા તજી, એથી ના સરે અર્થ;
નીર વલોવે ન નીપજે, ગુણદાયક ગ્રંથ. અકળ૦ ૮
અનુભવ સાચો ઉપજે, કરે સાંખ્ય વિચાર;
તે માટે તુજને કહું, સમજાશે કરતાર. અકળ૦ ૯
એક અદ્વૈત આપે હતો, શૂન્યમાં કરતાર;
ઇચ્છા લગારેક ઉપજી, કરવા જગ્ત વિસ્તાર. અકળ૦ ૧૦
શક્તિ શબળ પરબ્રહ્મની, ઇચ્છા એજ ૐકાર;
બીજ સકળ સૃષ્ટિતણું, થયો તેનો પસાર. અકળ૦ ૧૧

તામસ અંશ ૐકારનો, તેનું નામ મકાર;
પંચમાત્રા પંચભૂતનો, થયો તેથી વિસ્તાર. અકળ૦ ૧૨
રાજસ અંશ અકારથી, દશ ઇંદ્રિયો સાર;
સાત્વિક અંશ ઉકારનાં, અંતઃકરણ ચાર. અકળ૦ ૧૩
તત્ત્વ ત્રિગુણથી ચોવીસ થયાં, વળી તેમના દેવ;
માયા જાણો અર્ધમાત્રિકા, ભારે તેનો છે ભેવ. અકળ૦ ૧૪
બિંદુ પુરુષ પ્રમાણીએ, એક કર્તાનો અંશ;
પુરુષ પ્રકૃતિ જુગલ મળી, વળતી વિસ્તાર્યો વંશ. અકળ૦ ૧૫
ક્ષેત્ર પ્રકૃતિ જાણીએ, મૂકે પુરુષ બીજ;
ક્ષેત્રજ્ઞ નામ છે તેહનું, અંશ કર્તાનો નિજ. અકળ૦ ૧૬
પંચે ભૂત દશ ઇંદ્રિનો, દેહ જાણવો સ્થૂળ;
સૂક્ષ્મ અંતઃકરણ છે, પંચમાત્રાઓ મૂળ. અકળ૦ ૧૭
કારણદેહ અહંકાર છે, ત્રિગુણાત્મક નામ;
મહાકારણ માયા સદા, સહુ ગુણનું રે ધામ. અકળ૦ ૧૮
પરમ કારણ દેહ પાંચમો, કહ્યો પુરુષ જેહ;
કેવળ આનંદ બ્રહ્મનો, જાણી લેનારો તેહ. અકળ૦ ૧૯
તેજનો અંશ છે નેત્રમાં, તેથી દેખે છે તેજ;
પુરુષ અંશ છે બ્રહ્મનો, બ્રહ્મ દેખે છે એજ. અકળ૦ ૨૦
જાગ્રત અવસ્થા સ્થૂળની, વળી વિશ્વ અભિમાન;
હૃદયથી કંઠ પરિયંત છે, વળી તેહનું સ્થાન. અકળ૦ ૨૧
સ્વપ્ન છે સૂક્ષ્મ દેહમાં, કંઠ તાળુ પરિયંત;
તૈજસનું અભિમાન છે, દીસે રૂપ અનંત. અકળ૦ ૨૨
પ્રાજ્ઞ જાણો સુષુપતિ, તે છે કારણદેહ;
તાળુ થકી ત્રિકુટી લગી, વળી વરતે છે એહ. અકળ૦ ૨૩
પ્રત્યક આત્મા અભિમાન છે, મહાકારણ માંય;
ભ્રૂ થકી તે કુંડળી લગી, જાણો તુરીયા છે ત્યાંય. અકળ૦ ૨૪
પરમકારણ બ્રહ્મરંધ્રમાં, તેમાં નહિ અભિમાન;
તેની અવસ્થા છે ઉન્મુનિ, યોગી ધારે છે ધ્યાન. અકળ૦ ૨૫
કેવળ કર્તા સર્વનો, પંચ દેહથી પાર;
સમરથ સર્વાતીત છે, તેને ધ્યાનમાં ધાર. અકળ૦ ૨૬
અક્ષરાતીત અખંડ છે, અહં અસ્મિ સ્વરૂપ;
અખિલ કારણ કરતાર છે, નહિ નામ ને રૂપ. અકળ૦ ૨૭

શૂન્ય મહાશૂન્ય ઉપરે, શિખર છે એક;
અમિત શિખર તેની મધ્યમાં,કરી જોજો વિવેક. અકળ૦ ૨૮
પરમ પ્રકાશ શિખર તણી, મધ્યે ડેરી છે સાર;
તેરે ડેરી માંહે દેવ છે, તેનો મહિમા અપાર. અકળ૦ ૨૯
દેવ સકળ સેવા કરે, એવો દેવ અભંગ;
કાળ કરમ લાગે નહિ, નહિ રૂપ ને રંગ. અકળ૦ ૩૦
શક્તિ સદા દરણાં દળે, ભરે નિરંજન નીર;
ચારે વેદ ચોકી કરે, કરે પંખો સમીર. અકળ૦ ૩૧
ભોગ સકળ બ્રહ્મા ધરે, કરે અર્ચન ઇંદ્ર;
શંકર સુખસજ્યા સજે, વહે ભાર ઉપેંદ્ર. અકળ૦ ૩૨
દેવ ગણેશ ઝાડુ કરે, ચોકી કરે દિક્પાળ;
અક્ષર ઉતારે આરતી, એવો દેવ વિશાળ. અકળ૦ ૩૩
કલ્યાણ ગુણ તેમાં ઘણા, શુભ શક્તિ અપાર;
ત્રિધા માયા થઇ તેહની, રચવા સંસાર. અકળ૦ ૩૪
માયા રહી છે બ્રહ્મમાં, ચિદ્ શક્તિ છે નામ;
બ્રહ્મના સરખી તેહ છે, સહુ સદ્ગુણનું ધામ. અકળ૦ ૩૫
ઈશ્વરમાં માયા રહી, તેને વિદ્યા કહેવાય;
જ્ઞાનસ્વરૂપે શુદ્ધ છે, આપ ભૂલી ન જાય. અકળ૦ ૩૬
વ્યાપે અવિદ્યા જીવને, અંશ જાણીને અલ્પ;
જ્ઞાન ન થાય ગુરુ વિના, વીતે કોટીક કલ્પ. અકળ૦ ૩૭
રૂપ અવિદ્યાનું જાણવું, ભ્રાંતિ થાય છે જેહ;
રજ્જુનો સર્પ જણાય છે, એને લક્ષણે એહ. અકળ૦ ૩૮
આભડછેટથી ઉપજે, અતિ દુર્ગંધી એહ;
હાડ ચરમનું પૂતળુ, આપ માને છે દેહ. અકળ૦ ૩૯
દુઃખરૂપી વિષયો સહુ, માને તે સુખરૂપ;
નિત્ય ગણે છે અનિત્યને, એવો મોહનો રૂપ. અકળ૦ ૪૦
આપ અંતઃકરણને ગણે,એનું અસ્મિતા નામ;
સતસ્વરૂપ ભૂલી કરી, અવળું દેખે છે આમ. અકળ૦ ૪૧
રાગ રહે સુખને વિષે, દુઃખ ઉપર દ્વેષ;
કંટાળો ઉપજે શરીર જતાં,એ છે અભિનિવેષ. અકળ૦ ૪૨
એવા એવા બહુ ક્લેશ છે, અવિદ્યામાં અપાર;
ભૂલે સ્વરૂપ પોતાતણું, હોય વિવિધ વિકાર. અકળ૦ ૪૩

કાષ્ઠ ને અગ્નિના જોગથી, ધૂમ્ર થાય છે જેમ;
જડ ને ચૈતન્યના જોગથી,ઉપજે અવિદ્યા એમ. અકળ૦ ૪૪
મિથ્યા મનોરથ ઉપજે, વળી તેમાં સમાય;
રૂપ અવિદ્યાનું એ સહુ, મૃગતૃષ્ણાને ન્યાય. અકળ૦ ૪૫
નામ વળી છે એહનાં, ભ્રાંતિ ને અજ્ઞાન;
બ્રહ્મના અંશને આવરે, ભૂલે પોતાનું ભાન. અકળ૦ ૪૬
કાટ વળે છે લોહને, નહિ કંચનને કાંય;
વ્યાપે અવિદ્યા જીવને, નહિ ઈશ્વરમાંય. અકળ૦ ૪૭
અલ્પ અંશ સહુ જીવ છે,ઈશ્વર અંશ વિશેષ;
ઘેરે અંધારૂં આંખને, નહિં અર્કને લેશ. અકળ૦ ૪૮
જીવ ઈશ્વર ને બ્રહ્મનો, એવો ભેદ છે જેહ;
તત્ત્વમસિ મહાવાક્યથી, અર્થ સમજી લ્યો એહ. અકળ૦ ૪૯
ત્વં પદ જીવ કહેવાય છે, તત્પદ ઈશ્વર એક;
નામ અસિપદ બ્રહ્મનું, જુઓ કરી વિવેક. અકળ૦ ૫૦
એક અહં બહુધા થયું, તે તો માયાની સંગ;
માયા વિજાતી બ્રહ્મથી, સજાતી છે અહંમ. અકળ૦ ૫૧
ઈશ્વરને વળી જીવના, પંચે તત્ત્વના દેહ;
પ્રલયકાળે સમાય છે, જઇ બ્રહ્મમાં તેહ. અકળ૦ ૫૨
જીવ ને ઈશ્વર જાણવા, બ્રહ્મ જળના તરંગ;
નિર્બળ બહુબળ હોય છે, પણ એકજ અંગ. અકળ૦ ૫૩
દેહ અહંકૃતિ પરહરિ, નિજ અહં વિચાર;
ભક્તિ કરો પરબ્રહ્મની, સહેજે પામશો પાર. અકળ૦ ૫૪
જૂઠ પ્રપંચને પરહરે, એનું નામ વૈરાગ્ય;
જાય અવિદ્યા મન થકી, તેનું નામ છે ત્યાગ. અકળ૦ ૫૫
પ્રીતિ રહે પરબ્રહ્મમાં, તેનો ના તૂટે તાર;
ભક્તિ તો નામ છે એહનું, સદા તત્ત્વવિચાર. અકળ૦ ૫૬
લાગી રહે મન લક્ષમાં, તેનું નામ છે જોગ;
આનંદ પામે અતિઘણો, તેનું નામ છે ભોગ. અકળ૦ ૫૭
જુક્તિ બતાવું જોગની, સુણજો ધરી ચિત્ત;
જીવ ઈશ્વર એકતા કરી, પછી થાવું અદ્વૈત. અકળ૦ ૫૮
સ્થૂલશરીર છે જીવનું, ઈશ્વર કેરૂં વૈરાટ;
મેળવો બેને અકારમાં, વળતી સીધી છે વાટ. અકળ૦ ૫૯

હિરણ્યગર્ભ ઈશ્વર તણો, સૂક્ષ્મ જીવનો જેહ;
મેળવો બેને ઉકારમાં, એથી ઉપજેલો એહ. અકળ૦ ૬૦
દેહ અવિદ્યા ઈશ્વરતણી, કારણ જીવનો સાર;
મેળવો બેને મકારમાં, કરીને એકતાર. અકળ૦ ૬૧
દેહ ચોથો છે ઈશ્વર તણો, મૂળ માયા છે નામ;
મહાકારણ દેહ જીવનો, કરો એક એ ઠામ. અકળ૦ ૬૨
અર્ધમાત્રા માંહે મેળવો, એવા દેહજ ચાર;
બિંદુ પુરુષ મધ્યે કરો, જીવનો એકતાર. અકળ૦ ૬૩
સદ્‌ચિદ્‌ આનંદ કંદમાં, મળે પુરુષ એક;
છોટમ એવો પ્રહ્‌લાદને, કહ્યો દત્તે વિવેક. અકળ૦ ૬૪
ઉત્તમ ભક્તિ ઉપજી, શમ્યા સઘળા વિચાર;
પૂજા કરી અજગર તણી, થયો હરખ અપાર. અકળ૦ ૬૫
ગાય શીખે ને સાંભળે, કરે તત્ત્વવિચાર;
લક્ષ લહે પરબ્રહ્મનો, પામે ભવજળ પાર. અકળ૦ ૬૬

## અધ્યાય ૨૧ મો

### દોહા

પ્રહ્‌લાદે પ્રીતે કરી, પૂજ્યા મુનિના પાય;
આજ્ઞા માગી ગુરુતણી, વળતી થયા વિદાય. ૧
નિજ નગરીમાં આવીયા, વાધ્યો તત્ત્વવિચાર;
સદ્‌ગુરુતણી કૃપા થકી, ઉપજ્યું જ્ઞાન ઉદાર. ૨
અંતરચક્ષુ ઉઘડયાં, ભાસ્યું બ્રહ્મસ્વરૂપ;
જડ ચૈતન જાણ્યા થકી, અનુભવ વધ્યો અનૂપ. ૩
બે બે લોચન સર્વને, કીધાં છે કરતાર;
તેજ તણી સત્તા થકી, સૂઝે સાર અસાર. ૪
ત્રીજું લોચન છે વળી, અઢાર વિદ્યા વેદ;
તેથી સઘળો જાણીએ, અર્થ અનર્થનો ભેદ. ૫
દશ લોચન છે ધર્મનાં, જે પરખાવે પરલોક;
આ લોકે સુખ ઉપજે, ટાળે સઘળા શોક. ૬
ધરમતણા પરતાપથી, કીર્તિ જુગમાં થાય;
ધણી તણા દરબારમાં, કોય ન કરે અંતરાય. ૭
અનંત લોચન જ્ઞાનનાં, આપે સદ્‌ગુરુ દેવ;
તે ગુરુ જોઇએ અનુભવી, કરીએ તેની સેવ. ૮

આડંબર મોટા કરી, ફરે જગતમાં જેહ;
અનુભવનેત્રે આંધળા, ગુરુ ન કહીએ એહ. ૯
આપ લહે નહિ આપનું,નહિ પ્રભુપદની જાણ્ય;
જડ પૂજે ને જડ ભજે, તે ગુરુ અંધા જાણ્ય. ૧૦
જે જે ભક્ષણ કાળનું, તે નહિ પ્રભુનું રૂપ;
કાળ ડરે જેના થકી, કર્તા તેજ અનૂપ. ૧૧
તે કર્તાને જાણીએ, જો ગુરુ અનુભવી હોય;
જ્ઞાની ગુરુ મળ્યા વિના, પાર ન પામે કોય. ૧૨
આપ્યુંતું મુજ માતને, નારદ ગુરુએ નામ;
સુરત ધરી મેં સાંભળ્યું, જપતો આઠે જામ. ૧૩
હિરણ્યકશ્યપુ નાસ્તિક હતો,કરતો મુજને ક્લેશ;
તેને માર્યો ત્રિકમે, ધરી નરહરિ વેશ. ૧૪
દત્તગુરુ મુજને મળ્યા, આપ્યો ઉત્તમ લક્ષ;
અળગો ગુણ નિર્ગુણ થકી,ભાસ્યો બ્રહ્મ પ્રત્યક્ષ. ૧૫
ગુરુ મોટા ગોવિંદ થકી,જો અનુભવિયા હોય;
બીજા તો બીજું બકે, કાજ સરે નહિ કોય. ૧૬
ઢોંગી ધૂતારા ઘણા, કાઢે ગુરુનો વેશ;
ગ્રંથ ઘણા શીખી કરી, દે સહુને ઉપદેશ. ૧૭
વાચક ગુરુ વાચાબળે, કહે આઘેરી વાત;
અનુભવી ગુરુ જ્યારે મળે,તવ લહીએ સાક્ષાત. ૧૮

ચોપાઈ

સાચા ગુરુ તે આપે જ્ઞાન, માયા કેરું મોડે માન;
સ્થૂળ સૂક્ષ્મ ને કારણદેહ, મહાકારણ દર્શાવે તેહ. ૧
પરમ કારણ પરખાવે વળી,સંશય સઘળા જાએ ટળી;
જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ થાય,તુરીયા ઉન્મુનિ જે કહેવાય. ૨
તેહ તણાં બતલાવે ઠામ, તેથી સરે જીવનું કામ;
પરા પશ્યંતી મધ્યમા સાર,ચોથી વૈખરી મુખને દ્વાર. ૩
તેહ તણાં સમજાવે રૂપ, તેથી લહીએ ભેદ અનૂપ;
જે જે ઇંદ્રિ કેરા દેવ, તેનો સરવ જણાવે ભેદ. ૪
જીવ ઈશ્વર માયાનું રૂપ, કરતા કૈવલ્ય બ્રહ્મ અનૂપ;
તેહ તણો સમજાવે લક્ષ્ય, વળતી ભાસે રૂપ પ્રત્યક્ષ. ૫
ગુણાતીત ગુણમાં દર્શાય, તેથી સઘળા સંશય જાય;

તત્ત્વ અતત્ત્વ બતાવે જેહ,જ્ઞાની ગુરુ તો કહીએ તેહ. ૬

દોહા

વચન સુણી નારદ તણાં, રીઝયા રાજા ધર્મ;
કૃપા કરી મુજને કહ્યો, મહાવાક્યનો મર્મ. ૧
પરિક્ષિત કહે શુકદેવને, પ્રીતે લાગી પાય;
સંશય છેદ્યો માહરો, કૃપા કરી મુનિરાય. ૨
પાવન જશ પ્રહ્લાદના, કહ્યા તમે મહારાજ;
મેહેર કરી મુજને ધણી, થયા કૃતારથ આજ. ૩
પ્રહ્લાદે ભક્તિ કરી, પ્રકટ્યા નરહરિ નાથ;
લગામ સઘળા રાજની, સોંપી એને હાથ. ૪
સુખે રહ્યા સંસારમાં, રૂડું કીધું રાજ;
દાનવ સુધર્યા દેવથી, કીધાં અદ્ભુત કાજ. ૫
જળકુકડી જળમાં ફરે, રહે કોરી નિરધાર;
ભક્ત રહે સંસારમાં, લેપ ન હોય લગાર. ૬
સુરત રહે સ્વામીવિષે, દુનિયામાં રહે દેહ;
ધ્રુવતારાથી નાવ જ્યમ, જળમાં ચાલે તેહ. ૭
એવી ભક્તિ ઉપજે, કૃપા તમારી હોય;
જળપંકજવત્ જગ્તમાં, લેપ કરે નહિ કોય. ૮
જ્યાં આતુરતા જેટલી, જનના મનમાં હોય;
કૃપા પ્રભુની તેટલી, નિશ્ચે જાણો સોય. ૯
આતુરતા નવ ઉપજે, પ્રભુપદ મળવા માટ;
તેની બુદ્ધિ વાંઝણી, અવસર ખુવે અટાટ. ૧૦

કાવ્ય છંદ

આતુરતા હોય અંગ સંગ તે શોધે સારો,
હૃદયે લાગે રંગ પિયુ પણ લાગે પ્યારો;
ઉડે ઉંચી છીપ જુઓ સ્વાતિ ધન સારૂં,
જઈ ગ્રહે બુંદ સમીપ હોય મુક્તાફળ ચારૂ. ૧
તપે ઘણો જો તાપ અવનીને તે અકળાવે,
તેનો એજ પ્રતાપ મેઘ પણ ઝાઝો આવે;
દેખી ઋતુ વસંત જુઓ તરુ વિરહે જાગે,
ઉમટે પુષ્પ અનંત ઘણાં લાયક ફળ લાગે. ૨
પ્યારી પેખી ચંદ્ર ઝટપટ ઉઠે છે જોવા,

ભરતી ચઢે સમુદ્ર જુઓ આતુર ગુણ એવો;
પશુ પંખી નરમાંય વસે કંદ્રપ કળ જેવી,
આતુર થઇને ત્યાંય કરે પ્રીતિ પણ તેવી. ૩
સતી પતિની સંગ આગળે જાતી બળવા,
એવો હોય ઉમંગ પ્યારથી પિયુને મળવા;
શૂરાને સંગ્રામ જોઈ બહુ શૂર ચઢે છે,
મૂકીને ધન ધામ લાખ દળ માંય લડે છે. ૪
આતુર હોય કોય એમ જરૂર પ્રભુપદને પામે,
પૂરણ ઉપજે પ્રેમ લક્ષ લાગે નિજ નામે;
સુકૃત સારાં હોય જનમ કોટીનાં જ્યારે,
સમજે રીતિ સોય પ્રભુ મળવાની ત્યારે. ૫
જળથી વીછડે મીન ત્રાસ હોય જેવો તનમાં,
એવો હોય અનીન પ્રભુ મળવાને મનમાં;
બહુ બડભાગી જેહ ઉર આતુરતા આવે,
ફરી ધરે નહિ દેહ પ્રભુપદ માંહી સમાવે. ૬
આતુરતા નવ હોય વાંઝ હોય જેની વૃત્તિ,
પ્રભુ ન પામે સોય નહિ જેમાં આકૃતિ;
પરમ ભક્ત પ્રહ્લાદ નહિ કોય એના જેવો,
જેવા ગુણાનુવાદ લખ્યો છે ગ્રંથે તેવો. ૭
જે પ્રહ્લાદ ચરિત્ર ગાય ગુણીજન નરનારી,
પૂરણ થાય પવિત્ર લહે સુખ સંતતિ સારી;
સદ્ગ્રંથોનો સાર સકળ આણ્યો છે એમાં,
ભક્તિ જ્ઞાન ઉદાર તત્ત્વ દર્શાવ્યાં તેમાં. ૮
સંવત ઓગણી નામ સાલ પચીસા કેરી,
કરવા રૂડું કામ પ્રભુએ બુદ્ધિ પ્રેરી;
પોષ પ્રથમનો પક્ષ પ્રતિપદ ને શશિવારે,
પૂરણ થયો પ્રત્યક્ષ ગ્રંથ ગુરુકૃપાનુસારે. ૯
ગુર્જર દેશ રસાળ ગામ મળાતજ નામે,
નાગર છોટાલાલ વ્યાસ વસે તે ઠામે;
એ પ્રહ્લાદ ચરિત્ર ભાષણ તેનું કીધું,
પ્રાણી થાય પવિત્ર તેહ માટે રચી દીધું. ૧૦

**ઈતિ શ્રીપ્રહ્લાદચરિત્રે એકવીસમો અધ્યાય સંપૂર્ણ.**

# ૫—જડમુનિનું આખ્યાન

દોહા

જગરચના જેણે રચી, વિવિધ ભાત વિચાર;
તે પ્રભુને પ્રીતે કરી, વંદું વારંવાર. ૧
માર્કંડેય પુરાણમાં, છે જડઋષિ વૃત્તાંત;
ધર્મ યોગ ને જ્ઞાનનું, છે તેમાં સિદ્ધાંત. ૨
પિતા પુત્ર સંવાદથી, કહુ જડઋષિ પ્રબંધ;
જન જિજ્ઞાસુ જાગશે, અચેત રહેશે અંધ. ૩
સૃષ્ટાએ સરજ્યો સહુ, શોકરૂપ સંસાર;
સુખ એ પણ દુઃખરૂપ છે, સંશય નહિ લગાર. ૪
જીવ રચ્યા જગદીશ્વરે, પડ્યા કર્મને પાશ;
પરવશ પીડા ભોગવે, કરે મોક્ષની આશ. ૫
જ્યાંસુધી જગદીશમાં, જીવ કરે નહિ જોગ;
ત્યાંસુધી સુખદુઃખ સહે, કરે કર્મફળ ભોગ. ૬

ચોપાઈ ત્રિતાલ

દ્રોણાચારજ તણા સુત ચાર, શાપે તે પામ્યા અવતાર;
હતી જાતિ સ્મૃતિ અતિસાર, કરતા વેદતણો ઉચ્ચાર. ૧
વિંધ્યાચલ પર તેમનો વાસ, ગયા જૈમુનિ તેમની પાસ;
હતા ભારતમાંહી સંદેહ, લાગ્યા પંખીને પૂછવા તેહ. ૨
અહો દેવજ સંશય મ્હારો, કૃપા કરી તમે નીવારો;
તમે છો દેવ પરમ સુજાણ, તેથી પૂછું જોડીને પાણ. ૩
મહાભૂત છે પાંચે જેહ, જડરૂપ છે સઘળા તેહ;
આવિર્ભાવ તિરોભવ પામે, તેમાં જંતુ ક્યાં થકી જામે. ૪
વળી દિન દિન વાધે કાય, ઇંદ્રી અંકુર ઉગતાં જાય;
રહે માતા ઉદરે એહ, કોણ પામે છે પીડા તેહ. ૫
દેહ કર્મ કરેલાં હોય, મરણાન્તે રહે કાંય સોય;
ફરી દેહ બને છે જ્યારે, ફળ ક્યાંથકી મળશે ત્યારે. ૬
નારી કેરા ઉદરની માંય, ભક્ષમાત્ર પચે છે ત્યાંય;
કેમ ગર્ભ પચી નવ જાય, કહોને ઋષિજી દ્વિજરાય. ૭
એવા સંદેહ થાય અનંત, તેમાં મોહ પામે છે જંત;

સુણી જૈમુનિ કેરાં વચન, બોલ્યા પંખી દ્રોણના તંન. ૮
તમે પ્રશ્ન કરો છો જેહ, મહાગૂઢારથ છે તેહ;
પિતા પુત્ર સંવાદે કરી, કહું છું હું બધું વિસ્તરી. ૯
પુત્ર સુમતિ નામે સાર, છું હું ધર્મી પરમ ઉદાર;
વિપ્ર ભાર્ગવ નામે કોય, તેનો પુત્ર કહાવે સોય. ૧૦
એને ઉપવીત દીધું જ્યારે, કીધું જડદેહ ધારણ ત્યારે;
કહે તાત ભણો હવે વેદ, જાણો ધર્મ ને બ્રહ્મનો ભેદ. ૧૧
ભિક્ષા માગીને ભોજન કરવું, ગુરુસેવાવિષે મન ધરવું;
પરિપૂરણ વેદ ભણાય, ત્યારપુંઠે ગૃહસ્થાશ્રમ થાય. ૧૨
કૃત્ય ધર્મનાં કરવાં ત્યાંય, પછી જઇ વસવું વનમાંય;
જીતી ખટરિપુ લેવો સંન્યાસ,બ્રહ્મધ્યાનનો કરવો અભ્યાસ. ૧૩
બ્રહ્મમાંહે ભળે મન જ્યારે,ટળે જન્મ–મરણ–ભય ત્યારે;
એમ બોધ કરે છે તાત, પુત્ર કાને ધરે નહિ વાત. ૧૪

દોહા

પ્રેમવડે નિજ પુત્રને, બોધ કર્યો બહુ વાર;
હાશ કરીને બોલીઓ, વળતી સુમતિકુમાર. ૧
પુત્ર કહે પિતા સુણો, વિદ્યા સઘળી જેહ;
અનેક જન્મ ધરી ધરી, ભણી ઘણી મેં તેહ. ૨
ચાર વેદ વેદાંગ ખટ, બીજાં શાસ્ત્ર અનેક;
શિલ્પશાસ્ત્ર આદે સહુ, બાકી ન રહી એક. ૩
દશ હજાર જન્મો તણી, મુને સાંભરે વાત;
તેમાં જે જે મેં સહ્યું, તે સંભળાવું તાત. ૪
શત્રુમિત્ર કલત્રના, પામ્યો જોગ વિજોગ;
જન્મ ધરી ધરી ભોગવ્યા,સર્વે કર્મફળ ભોગ. ૫
અનેક માતાઓ થઈ, અનેક મારા તાત;
સુખ ને દુઃખ જે અનુભવ્યાં,તેની કહું શી વાત. ૬
બહુ બાંધવ મ્હારા થયા, પિતૃ થયા અનેક;
કષ્ટ સહ્યાં બહુ ગર્ભમાં, ગણતાં નાવે છેક. ૭
જનુની કેરા જઠરમાં, ગયો ઘણીએક વાર;
વિષ્ઠા શોણિત મૂત્રમાં, વેઠયાં દુઃખ અપાર. ૮
આધિવ્યાધિ શરીરમાં, દારુણના છે રોગ;
દેહ ધરી ધરી ભોગવ્યા, પૂર્વકર્મ સંજોગ. ૯

કોઈ કોઈ કેરા ગર્ભમાં, ધુંચાયો મુજ દેહ;
કાપી કાપી કાઢીઆ, તે દુઃખનો નહિ છેહ. ૧૦
અરર એ પીડા બહુ, મુખથી કહી નવ જાય;
પાપકર્મ સંજોગથી, જીવ ભોગવતો જાય. ૧૧
જીવ રહ્યો છે બીજમાં, તેથી વૃદ્ધિ થાય;
વિના જીવ વાધે નહિ, સડી સડી ગંધાય. ૧૨
સમાનવાયુ ગર્ભનું, રક્ષણ કરે સદાય;
તેથી ગર્ભ પચે નહિ, પીડા જીવને થાય. ૧૩
ઉંધે મસ્તક ગર્ભમાં, વળી જઠરનો તાપ;
પીડા તે વેળા તણી, શું તમને કહું બાપ. ૧૪
પ્રસવકાળની વેદના, યોનિ યંત્રની માંય;
અરે તાત હું શું કહું, કહ્યું જતું નથી કાંય. ૧૫
બાળપણામાં દુઃખ છે, દુઃખ યૌવનની માંય;
વૃદ્ધાવયમાં દુઃખ છે, કહ્યું જતું નથી કાંય. ૧૬
સઘળું મુજને સાંભરે, હું ભૂલ્યો નથી લેશ;
ભાત્ય ભાત્યના દેહમાં, મેં દીઠા છે ક્લેશ. ૧૭
બ્રાહ્મણ ને ક્ષત્રી વળી, વૈશ્ય શૂદ્રના દેહ;
પશુ પક્ષી મૃગ કીટના, ધારણ કરવા તેહ. ૧૮
કોઇ વખતે રાજા થયો, રાજદૂત કોઈ પેર;
ઉંચ નીચ્ કુળ અવતર્યો, તેમ તમારે ઘેર. ૧૯

છપ્પા

થયો ઘણાનો દાસ, ઘણાનો કહાવ્યો સ્વામી;
કરતો બહુની સેવ, ચાલતો મસ્તક નામી.
કોઇ ફેરા ધનવંત, ગર્વમાં ફરતો ઘેલો;
કોઇક વાર દરીદ્ર, મૂઢ થઈ ફરતો મેલો.
કંઇવાર શત્રુ મારીઆ, કંઇવાર હું માર્યો ગયો;
એમ દેહ બહુધા ધરી, કર્મભાર ભરતો રહ્યો. ૧
પશુ પંખીના દેહ ધરી, રણમાં રડવડીઆ;
છેદનભેદન દુઃખ, પારધિ હાથે ચઢીઆ.
કંઇ વાર થઇ દાતાર, દાન કોટીકને દીધાં;
કંઇ વાર માગી ભીખ, દાન દીન થઇને લીધાં.
સંસારચક્રમાંહે વળી, અનેક યોનિ ભમી વળ્યો;

તત્ત્વજ્ઞાન ઘટમાં થયું, હવે દેહ ધરવો ટળ્યો. ૨

દોહા

ઋક્ યજુષ્ ને સામનું, સારભૂત વિજ્ઞાન;
તે મુજને પ્રાપ્ત થયું, ગયું ઘોર અજ્ઞાન. ૧
હવે માહ્યરે વેદને, ભણવાનું શું કામ;
છૂટી સઘળી ઈષણા, પામ્યો પરમવિરામ. ૨
તૃપ્ત થયો વિજ્ઞાનથી, થયું નિરામય મન;
હવે નથી મ્હારે રહ્યું, કરવું કાંય જતન. ૩
ગુણવર્જિત પરબ્રહ્મની, પ્રાપ્તિ કહીએ જેહ;
તે સુખે મુજને થઈ, રહ્યો નથી સંદેહ. ૪
ત્યાગ કર્યો સંસારનો, તે માટે મેં તાત;
માટે ધર્મ અધર્મની, મુને ન કહેવી વાત. ૫

ચોપાઈ ત્રિતાલ

સુણી પુત્રનાં પરમ વચન, માન્યું તાતતણું બહુ મન;
ગદ્‌ગદ્ કંઠે પોતે થયો, વળતો બોલ બાળને કહ્યો. ૧
આવું વચન વદે છે વેદ, ક્યાંથી જ્ઞાન થયું અભેદ;
આવી બુદ્ધિ છે તારી સાર, ક્યમ જડતા કરી અંગીકાર. ૨
મુનિ દેવતણો છે શાપ, અથવા કાંઈ થયું છે પાપ;
તિરોભાવ પામેલું જ્ઞાન, આવિર્ભાવ પામ્યું નિદાન. ૩
કહે પુત્ર સુણો હવે તાત, સુખ દુઃખ તણી કહું વાત;
મારા પૂર્વજનમનું વૃત્તાંત, તમે સાંભળજો ધરી શાંત. ૪
હતો વિપ્ર તણો અવતાર, આત્મવિદ્યાનો કરતો વિચાર;
બ્રહ્મ ઉપર નિષ્ઠા જેવી, અન્ય દેવ ઉપર નહિ તેવી. ૫
મારો આત્મા પરમાત્મા માંહી, કરી એક ચિંતવતો ન કાંઇ;
યોગયુક્ત નિરંતર રહી, કરતો અભ્યાસ એવો સહી. ૬
સતસંગતિ સત્ય સ્વભાવ, તુચ્છ વિષયોનો કરતો અભાવ;
કરતો સત્ અસત્‌ની શોધ, દૃઢ કરતો હું આસ્તિક બોધ. ૭
જગકરતાનું ડહાપણ જેહ, વસ્તુમાત્રમાં જોતો તેહ;
એક ઈશ્વર ઉપર પ્રીત્ય, બીજું ધારતો સર્વ અનિત્ય. ૮
એથી અનુભવ વાધ્યો જ્યારે, ગુરુપદ લેઇ બેઠો ત્યારે;
જે જે પ્રશ્ન કરે જન કોય, તેવા ઉત્તર આપતો સોય. ૯
શિષ્ય શાખાઓ વાધી ગઇ, લોક પૂજવા લાગ્યા સહી;

ધરે ભેટ આપે ધન ધામ, સ્વામી સ્વામી કહી ભજે નામ. ૧૦
બહુ માન તો મ્હારૂં થયું, તેથી સાધનનું ફળ ગયું;
અભિમાન પ્રમાદે કરી, ચિત્ત ચંચળતા શકે ઠરી. ૧૧
રજોગુણ વધી ગયો જ્યારે, ધ્યાન ધારણા ના બની ત્યારે;
જાગ્યો બુદ્ધિમાં કામ ને ક્રોધ, ક્યમ ચિત્તમાં થાય નિરોધ. ૧૨
ભોગ માંહે ભમે મન જઈ, તેથી યોગની સિદ્ધિ ગઈ;
મધ્ય વાણી એ વાચક સાન, પણ લક્ષ રહે નહિ ધ્યાન. ૧૩
થઇ જાતિ સ્મૃતિ હતી જેહ, આજસુધી ગઇ નથી તેહ;
બાહ્યધર્મ પાળે ના હોય, જ્ઞાન દાનથી થઈ છે સોય. ૧૪
પૂર્વજન્મે કર્યું હતું જેહ, વળી સાધન કરવું છે તેહ;
પ્રથમ જન્મની કહી વાત, તેમાં વિઘ્ન પડયું છે તાત. ૧૫
અજ્ઞાને આકર્ષ્યું મન, માટે એવું પડયું વિઘન;
કાળ કેટલો એમ વહી ગયો, વળી વિચાર મ્હારે મન થયો. ૧૬
ફરી કરવા એવો અભ્યાસ, કીધો મેં એકાંતે વાસ;
તજી ભુવન ને ત્યાગી થયો, સંન્યાસી થઇ વન રહ્યો. ૧૭
પરબ્રહ્મ પર રાખી પ્રીત્ય, કરવું ધ્યાન યોગની રીત્ય. ૧૮

દોહા

વનમાં વિઘ્ન પડયા પછી, ત્યાગ થયો મુજ દેહ;
વળતી આવી અવતર્યો, તાત તમારે ગેહ. ૧
પૂર્વજન્મથી છે મને, પરબ્રહ્મપર પ્રીત્ય;
કરીશ સાધન તેહનું, યોગ યુક્તિની રીત્ય. ૨
પિતા કહે પરબ્રહ્મમાં, જો પ્રીતિ વધી જાય;
તો દુસ્તર સંસારથી, કેમ પાર ન થવાય. ૩
પુત્ર કહે પિતા સુણો, અજર પાશ સંસાર;
મેં જોયો છે અનુભવી, જન્મ ધરી બહુ વાર. ૪
તે સઘળો તમને કહું, હોય સુણ્યાનો ભાવ;
સંક્ષેપે તમને કહું, જેવો બને બનાવ. ૫
જે અનુભવ છે મુજને, મરણસમેનો તાત;
તે પરથમ તમને કહું, વિસ્તારીને વાત. ૬
દશ વાયુ છે દેહમાં, કોપી ઉઠે તેહ;
મર્મસ્થાન ભેદન કરે, પ્રબલ થાય છે એહ. ૭
ઉદાનવાયુ કંઠનો, ઉંચો જ્યારે જાય;

અન્ન ઉદક જે જે ભખે, તે સઘળું રોધાય. ૮
અન્ન ઉદકના રસતણી, રુચિ ન ઉપજે કાંય;
પણ તૃપ્તિ તેને રહે, એ ગુણ વાયુ માંય. ૯
પાપી નરને તે સમે, પીડા ઝાઝી થાય;
પુણ્યવંત સુખે મરે, જેને ધર્મ સહાય. ૧૦
પુણ્યવંતને તે સમે, અમૃત પોષણ થાય;
ભૂખ તરસ પોકારતો, પાપી નર મરી જાય. ૧૧
જે જૂઠું નથી બોલીઆ, કર્યો ન પ્રીતિ ભેદ;
આસ્તિક શ્રદ્ધાવંતને, મરણસમે નહિ ખેદ. ૧૨
દેવ વિપ્ર પૂજાવિષે, તત્પર રહેતા જેહ;
સત્યવંત ધીમંતને, મરતાં દુઃખ નહિ દેહ. ૧૩
જે નર પરઉપકારરત, ધર્મવિષે રત હોય;
અધર્મ ન રહે ઉરમાં, સુખે મરે જન સોય. ૧૪
ભૂખ્યાને ભોજન વળી, તૃષાવંતને તોય;
દેનારા મરતી સમે, દુઃખ ન પામે કોય. ૧૫
શીતકાળમાં તાપણી, કરી તપાવનહાર;
ચંદન ચર્ચે તાપમાં, તે સુખે મરનાર. ૧૬
રંક જીવને મોહથી, દુઃખના જે દાતાર;
તે નરને મરવા સમે, પીડા પડે અપાર. ૧૭
જૂઠી પૂરે સાક્ષીઓ, બોલે જૂઠા બોલ;
જૂઠાં ખત લખનારને, પીડા પડે અતોલ. ૧૮
ભય ઉપજાવે જીવને, કરે ઘણો અન્યાય;
કપટી નંદ કે ચાડીઆ, તેને દુઃખ બહુ થાય. ૧૯
તજે મૂઢ નર મોહથી, ધર્મ તણી મરજાદ;
મરણસમે તે માનવી, પામે પરમ વિષાદ. ૨૦
વેદ તણી નિંદા કરે, કરે ધર્મનો લોપ;
તે ઉપર જમરાજનો, થાય અતીશે કોપ. ૨૧

### ચોપાઈ ત્રિતાલ

તજે પાપી પોતાની કાયા, જમકિંકર આવે ધાયા;
મહા પરમ ભયંકર તેહ, જેનો દુર્ગંધવાળો દેહ. ૧
પાશ મુદ્ગળ કરમાં ધરી, ઝાલે પાપીને કોપે કરી;
પ્રાણી દેખે નજરે જ્યારે, તાત માત પોકારે ત્યારે. ૨

કંઠ રોધે ને પીડા થાય, પડે ત્રાસ ને કંપે કાય;
સૂકે શ્વાસ ને કંઠ સૂકાય, સહુ અંગ શિથિલ થઈ જાય. ૩
ઊર્ધ્વ શ્વાસ વહે તે વારે, થાય દૃષ્ટિ તણા ભંગ ત્યારે;
ભયભીત થાય છે પ્રાણી, નથી બોલી શકતું વાણી. ૪
પડે કષ્ટ અતીશે જ્યારે, તજી દેહને નાશે ત્યારે;
જમકિંકર ઝટ લે ઝાલી, ચાલે દેહ બીજામાં ઘાલી. ૫
માતતાતવિનાનો દેહ, જીવ કર્મ તણો બને તેહ;
જેવો દેહ તજીને જાય, વળી તેવો ને તેવો થાય. ૬
તેવી વય ને તેવો આકાર, બને વાસનાનો નિરધાર;
બને સ્વપ્નવિષે દેહ જેવો, પરલોકે જવા બને તેવો. ૭
દૂત પાશથી બાંધી લે તેને, જમપુર પછી લઈ જાય તેને;
લઇ ચાલે દક્ષણ પાસ, મારે દંડ ને દે બહુ ત્રાસ. ૮
એવો મારગ જમપુર તણો, દુઃખરૂપ ભયંકર ઘણો;
વન પર્વત ઘોર કંટાળ, વરૂ વાઘ વિંછી ને વ્યાળ. ૯

રાગ ગરબી

અરેરે ઓ પામર પ્રાણીઆ, પામી નર અવતાર;
પતિત ગમાવ્યો તેં પાપથી, ના ભજ્યો ભાઈ કિરતાર. અરેરે૦
ધર્મ તજી ધન મેળવ્યું, કાંઇ ગયું નહિ સાથ;
કુટુંબ રહ્યું સૌ કળકળી, પડયા જમડાને હાથ. અરેરે૦
જમપુરમાં જાવા તણી, ઘણી વિકટ છે વાટ;
ગિરિ ગહ્વર વન છે વડાં, ઘણા અવઘટ ઘાટ. અરેરે૦
કુશ કંટક ને કાંકરા, ધીકે બળતા અંગાર;
વાઘ વરૂ વિખધર ડશે, માથે જમ કેરો માર. અરેરે૦
ચૂરેચૂરા હોય ચર્ણના, એવો મારગ એહ;
તીક્ષણ તાપ રવિ તણો, ઘણો દાઝે છે દેહ. અરેરે૦
હય ગજ રત્ન ને છત્રનાં, દીધાં દાન ઉપાન;
તે આપે છે તે સમે, ધર્મ કરુણાનિધાન. અરેરે૦
ભૂખ તરશ ને તાપથી, પીડા પામે છે પ્રાણ;
અન્ન ઉદક આપ્યાં નથી, તેને આપે છે કોણ. અરેરે૦
જમપુરમાં જાતાં લગી, બાંધવો દેજો પિંડદાન;
જમપુર જાતાં તે જીવને, મળે અમૃતપાન. અરેરે૦
ઘર તજી જીવ જાય છે, દીન બાર પર્યંત;

ભાળે વળી વળી ઘર ભણી, આશા રાખે જન. અરેરે૦
અન્ન ઉદક એનાં નામથી, આપે બાંધવ કે નાર;
તે થકી આશા તેહની, પૂરે છે કિરતાર. અરેરે૦
તેરમે દિવસે તે જઇ, દેખે જમનો દેદાર;
પરમ ભયંકર જોઈને, ધ્રૂજે જીવ અપાર. અરેરે૦
દંત વિકટ મુખ તેહનું, ભાસે ભ્રૂકુટિ કરાળ;
દંડ ને દોર તેના હાથમાં, પડે દેખીને ફાળ. અરેરે૦
કરમ શુભાશુભ જીવનાં, કરે તરત તપાસ;
ચિત્રગુપ્ત લેઈ ચોપડો, વાંચે જમપતિ પાસ. અરેરે૦
પાપ કર્યાં હોય જેટલાં, તેવો દંડ ત્યાં થાય;
છોટમ સુકૃત જોઇને, કરે સ્વર્ગ વિદાય. અરેરે૦
પાપી પડે છે નર્કમાં, પામી પીડા જેહ;
તાત હવે તમને કહું, સહુ વિસ્તારી તેહ. અરેરે૦

### ચોપાઈ ત્રિતાલ

કુડી સાક્ષીઓ પૂરી હોય, જૂઠા સોગન ખાનાર સોય;
તેને નાખે છે રૌ રૌ ભણી, હવે શી ગતિ બને તે તણી.

### છપ્પો

રૌ રૌ કેરા ઠામ, જોયા ન કદી સંભારી;
યોજન જંગમ હજાર, રહે રાત્રિ અંધારી.
તાંબાવરણી ભોમ, ભરેલા છે અંગારા;
લાગે તીક્ષણ તાપ, જાય આકાશે જ્વાળા.
તેમાં નાખે જીવને, જૂઠી સાક્ષી પૂરનારને;
અપાર પીડા ભોગવે,પછી પામે દુઃખના પારને.૧

### ચોપાઈ

એમ પાપની શુદ્ધિ થાય, વળી કૃમિ કીટમાં જાય;
ભૃંગ પતંગ દેહમાં જઇ,પશુ શ્વાનાદિક પામે સહી. ૧
વૃક્ષાદિક પામે અવતાર, તેમાં પામે દુઃખ અપાર;
મનુષ્ય હોય તો રોગે મરે, ચંડાલાદિમાં અવતરે. ૨
પાપે થાએ અંગથી હીન,અંધ પાંગળો દુઃખીઓ દીન;
પાપ પુણ્યની સમતા હોય, આરોહણી ગતિએ રહે સોય. ૩
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય અવતરે,હોય શૂદ્ર તે સુખીઓ સરે;
વિપ્ર દેવઇંદ્રપદ મળે,કદાચ અવરોહણી માપ જળે. ૪

પાપકર્મથી નીચો હોય, પુણ્ય કર્મથી ઉંચો સોય;
પુણ્યવંત પામે સુખ જેહ, હવે તમને કહું છું તેહ. ૫
પુણ્યવંતને જોઈ યમરાજ, આપે સ્વર્ગસુખ ભોગરાજ;
ગીત તાન ગાંધર્વ ગણાય, નાચ અપ્સરા કેરા થાય. ૬
હાર નેપુરની શોભા સાર, વિમાન વૈભવ ભોગ અપાર;
પુષ્પ અનેક સુગંધી સાર, અંગે આપે ઉજ્જવલ હાર. ૭
પડે સ્વર્ગથી હેઠો જદા, થાય પૃથ્વીનો રાજા તદા;
નીતિ ધર્મનો પાલક હોય, વસે સ્વર્ગવિષે જઇ સોય. ૮
અવરોહણી જાતિમાં જાય, ભોગ ભોગવી સુખીઓ થાય;
પુણ્ય પાપથી સુખ દુઃખ એમ, પામે જીવ કહ્યું મેં તેમ. ૯
હવે ગર્ભ વિષેની વાત, કહું સાંભળજો તમે તાત;
સ્વર્ગ નર્કના ભોગવી ભોગ, પામે જન્મ તે કર્મસંજોગ. ૧૦
મેઘમંડળમાં જીવ રહી, વરસે વૃષ્ટિની સાથે જઈ;
અન્ન ઔષધિએ સમાય, કરે ભક્ષ તે તનુમાં જાય. ૧૧
નર નારી તણો સંગ કરે, ધરે ગર્ભ તેમાં અવતરે;
પ્રથમ રજ વીરજ એક થાય, થઈ બુદબુદ પેશી બંધાય. ૧૨
પેશીમાંથી અંકુર હોય, બને અંગ ને ઉપાંગ સોય;
નેત્ર નાક કર્ણ શિર હાથ, ચરણ આંગળી ને નખ સાથ. ૧૩
ત્વચા રોમ ને શિરના કેશ, નખશિખ સુધી બને વેશ;
નાળીએર તણું ફળ જેમ, બને ગર્ભમાં બાળક તેમ. ૧૪

દોહા

ઉંધે મસ્તક ગર્ભમાં, વધે બાળનો દેહ;
જઠરાનલના તાપથી, કઠણ થાય છે તેહ. ૧
જીવ જીવે છે ગર્ભમાં, કરી પિત્તનું પાન;
નાભિની નાડીવડે, પોખે શરીર સમાન. ૨
જેવું હોયે જીવનું, પુણ્ય તથા જે પાપ;
તેવી સ્થિતિ તે ગર્ભમાં, પામે બાળક આપ. ૩
સો જન્માંતરની સ્મૃતિ, થાય જીવને ત્યાંય;
કહે પાપ હાવે પછી, કરે સહુ નહિ કાંય. ૪
કહે પ્રભુને કરગરી, જો ઉગારો આજ;
સત્યવડે સંસારમાં, કરીશ સારાં કાજ. ૫
દાન દયા ને દીનતા, પ્રીતે પર ઉપકાર;

સત સંગતિને સત્કથા,ભજીશ જગકીરતાર. ૬
વેદધર્મ વિધિએ કરી, પાળીશ પ્રેમ સમેત;
ભક્તિ એકજ બ્રહ્મની, કરીશ આણી હેત. ૭
ફરી ન આવું ગર્ભમાં, એવાં કામ કરીશ;
સત્ય ધર્મ સાધન કરી, હું ભવસિંધુ તરીશ. ૮
ઘણું કષ્ટ જોઇ ગર્ભમાં, પડે :જીવને ત્રાસ;
કર્તાને કહે કરગરી, પૂર્ણ થાય દશ માસ. ૯

### ચોપાઇ ત્રિતાલ

કરે ઉદરબાહ્ય ભગવંત, તેવો મૂર્છા પામે છે જંત;
આવે તેવો થાય અચેત, વાયુ લાગે ને થાય સચેત. ૧
ભાન પાછલું ભૂલી જાય, દેહાકાર દેહમાં થાય;
મહાવૈષ્ણવી માયા જેહ, કરે પ્રવેશ વપુએ તેહ. ૨
દશ ઈંદ્રિયે થાણા ધરે, વળતી વાસ હૃદયમાં કરે;
પ્રબળ અવિદ્યાનો પરિવાર, તે જીવને દુઃખનો દાતાર. ૩
માયા મોહથી મોહિત કરી,લે છે જ્ઞાન જીવનું હરી;
બાળભાવ પમાડે જેહ, વળી કુમાર થાય છે તેહ. ૪
યુવા વૃદ્ધ ને મૃત્યુ થાય, જીવ જન્મ ધરતો જાય;
કરે શુભાશુભ કર્મ અપાર, ઘટ માયાવત્ સંસાર. ૫
એમ ચક્ર ફરતું રહે સદા, જીવ નિવૃત્તિ લહે કદા;
ક્યારે તો જીવ સ્વર્ગે જાય, ક્યારે તે નરનો દેહ થાય. ૬
ક્યારે એમ ઘણાં દુઃખ લહે, પ્રવાહે નિરંતર સહે;
ક્યારે નીચ દેહમાં જાય, ક્યારે પાપ થકી પીડાય. ૭
ક્યારે સુખતણો મદ ચઢે, ક્યારે દુઃખીઓ થઇને રડે;
સ્વર્ગ વિષે પણછે દુઃખ ઘણું,તેમાં ભય છે પડવાતણું. ૮
મેં અનુભવી જોયું તાત, મોક્ષવિના ન સુખ સાક્ષાત;
માટે ત્રય ધર્મને તજી, લઇ મોક્ષનું સાધન સજી. ૯
જન્મ મરણનો મુજને ત્રાસ,સહ્યો ના જાય ગર્ભમાં વાસ;
બાળપણની પીડા પ્રૌઢ, મુખે બોલી ન શકે મૂઢ. ૧૦
કામ ક્રોધ મદ જોબન માંય, મોહ અંધ ન સૂઝે કાંય;
ગર્વે કરે અનીતિ ઘણી, તૃષ્ણા ધન દારાદિક તણી. ૧૧
જેમજેમ દેહ જર્જરો થાય,તેમ તેમ તૃષ્ણા વધતી જાય;
શરીર કેરૂં સામર્થ ઘટે, પણ મનની મમતા ન મટે. ૧૨

પુત્ર પૌત્રાદિક પર હેત, પણ પ્રભુ ન ભજે અચેત;
ઓચિંતા આવે જમદૂત, રહે અળગાં સુંદરી ને સૂત. ૧૩
ધર્મવિના કોણ પાસે રહે, દારુણ દુઃખ તે પાપી સહે;
એવો દુઃખરૂપ છે સંસાર, મેં અનુભવ્યો બહુ વાર. ૧૪
માટે સુખ નથી તાત કહી, સુખ સાચું છે મોક્ષમાંહી;
જ્યારે માખણ આવે હાથ, ત્યારે કોણ મથે છે છાસ. ૧૫
અન્ય ધર્મ છે તક્ર સમાન, માખણ તો છે તત્ત્વજ્ઞાન;
તેહ મુજને લાધ્યું છે તાત, મુને ન રૂચે બીજી વાત. ૧૬
અજ્ઞાનીના જે જે ધર્મ, તજે નહિ બંધનવાળાં કર્મ;
દિશાભ્રમથી જન અવળો વળે, મૂળ ધામ તેને ન મળે. ૧૭

દોહા

જન્મ અનેક ધરી ધરી, પાળ્યા ધર્મ અપાર;
તત્ત્વજ્ઞાન ઉપજ્યા વિના, મટ્યા ન મનોવિકાર. ૧
રાગ આપના પંથપર, પરના ઉપર દ્વેષ;
એ ધર્મો પશુ જીવના, કાંય ના મટે ક્લેશ. ૨
વેર ઝેર ખળતા ઘણી, દંભ દ્વેષ પાખંડ;
એ કલજુગીઆ ધર્મથી, મટે ન જમનો દંડ. ૩
ચોરી જારી ના તજે, તજે ન નિંદા દ્વેષ;
એ પામર પંથીવિષે, ધર્મ લહે નહિ લેશ. ૪
વચન સાંભળી પુત્રનાં, વળતી બોલ્યો તાત;
ધન્ય મતિ સુત તાહરી, કહી યથારથ વાત. ૫
રૌ રૌ આદિ નર્કનાં, દુઃખ પામે છે જેહ;
વિસ્તારી સઘળાં હવે, મુજ પ્રત્યે કહે એહ. ૬

ચોપાઈ ત્રિતાલ

હવે પુત્ર કહે સુણો તાત, કહી રૌ રૌ નર્કની વાત;
મહા રૌ રૌ આદિક જેહ, હવે સાંભળજો તમે તેહ. ૧
મહા રૌ રૌનો વિસ્તાર, જાણો જોજન બાર હજાર;
તેમાં ભૂમિ છે ત્રાંબા તણી, મહાતાપે તપાવેલી ઘણી. ૨
દશે દિશાએ જ્વાળા જાય, જોતાં થરથર કંપે કાય;
હાથ ચરણ બાંધીને ત્યાંય, મહા પાપીને નાખે માંય. ૩

ગરબી

શે ન ભજ્યા તેં શ્રીહરિ, અહો જીવ અજાણ જી;

`મહા રૌરવના ભારમાં, કરશે રક્ષણ કોણ જી. શે ન૦
પુંઠલ પાવક પરજળે, ઉપર પંખી અપાર જી;
ભક્ષણ સારૂ ભમે ઘણા, મારે ચાંચના માર જી. શે ન૦
કાગ ઉલક ખગ ગણ બહુ, વિંછી મશક અનંત જી;
ગીધ ઘણાય ઉપર ભમે, કાઢે મારીને અંત જી. શે ન૦
પૂરણ વિપાક થતાં લગી, પીડા પામે અપાર જી;
હાય રે હાય પોકારતાં, વીત્યાં વર્ષ હજાર જી. શે ન૦
બીજું તમોમય નામ છે, અતિ શીત અપાર જી;
ટાઢે ધ્રૂજે તનડું ઘણું, વળી ઘોર અંધાર જી. શે ન૦
વાયુ વહે ને દંત કરકડે, હીમે દાઝે છે દેહ જી;
ભૂખ તરસ વ્યાપે ઘણી, દુઃખ દારુણ એહ જી. શે ન૦
બીજા ઉપદ્રવ છે બહુ, સહે પાપે શરીર જી;
વર્ષે રુધિર કચ હાડકાં, ધારણ ક્યમ ધરે ધીર જી. શે ન૦
પાપ વિપાક થતાં લગી, સહે સંકટ સોય જી;
સત્ય ધરમ વિના જીવને, નથી સહાયક કોય જી. શે ન૦
પાપ તણાં ફળ દુઃખ છે, નિર્મ્યાં ઈશ્વરે એહ જી;
છોટમ સુકૃતિ જીવને, સુખ આપે છે તેહ જી. શે ન૦

છપ્પા

કાલસૂત્રનું કષ્ટ, વળી પામે છે પાપી;
જોરાવર જમદૂત, કરે છે કકડા કાપી.
વળી વળી સંધાય, વળી જમકિંકર છેદે;
એવાં વર્ષ હજાર, સહે પ્રાણી અઘભેદે.
એમ પાપફળ ભોગવી, નિર્મળ જ્યારે થાય છે;
પછી પુણ્યફળ પામવા, સુખીઆ દેહમાં જાય છે. ૧
અસિપત્ર વનમાંય, ભયાનક ભૂમિ એવી;
ઉપર નીચે તાપ, ઝાળ હોળીના જેવી.
ખડ્ગ સરીખાં પત્ર, ઘણાં તરુ દીસે એમાં;
પડે પાપથી જીવ, અતિ દુઃખ પામે તેમાં.
વળી વાઘ વરૂ આદિ ઘણાં, પશુઓ ફાટી ખાય છે;
અઘોર પાપે પ્રાણીઓ, એવા દુઃખમાં જાય છે. ૨
તપ્તકુંભની માંય, તેલ કડકડતું એવું;
શ્રીફળ ફાટી જાય, તપ્ત ક્રીધેલું તેવું.

મહાપાપીને ત્યાંય, અધોમુખ રાખી નાખે;
ફાટી ફૂલે અંગ, હાય હાય મુખે ભાખે.
ત્વચામાત્ર હોય વેગળી, પછી દારુણ દુઃખ તેને પડે;
સહસ્ત્ર વર્ષ દુઃખ ભોગવે, એમ રાંક થઇ પાપી રડે. ૩
વૈતરણી વિખ્યાત, વહે એક સરિતા મોટી;
લાલ રુધિર મલમૂત્ર, ઘણી દુરગંધી ખોટી.
કરડે જંતુ અપાર, માર જમદૂતો મારે;
આપ્યાં હોય ગૌદાન, પૂછ ગ્રહી પાર ઉતારે.
એવાં દુઃખ છે નર્કમાં, પાપી નર પામે સહુ;
મેં જોયાં છે અનુભવી, સત્ય વાત તમને કહું. ૪

ચોપાઈ ત્રિતાલ

પુત્ર કહે સાંભળજો તાત, મારા દુઃખની કહું છું વાત;
જન્મ સાતમો મારો જેહ, વૈશ્યજાતિમાં હુતો તેહ. ૧
એક ગાયને ખેતરમાંય, આવેલી મેં રોધી ત્યાંય;
તેને ઘેર વાછરડું જેહ, રહ્યું ઘણું ટળવળતું તેહ. ૨
ભૂખી તરસી રાખી ગાય, એ મોટો કીધો અન્યાય;
તે પાપે હું જમપુર ભણી, ઘોર યાતના પામ્યો ઘણી. ૩
મહાપાવકની જ્વાળામાંય, ઉંધે મસ્તક બાંધ્યો ત્યાંય;
મરણ એકસો પૂરણ થયો, બહાર આવી ઉભો રહ્યો. ૪
લહેરી શીતળ વાયુ તણી, આનંદકારી લાગી ઘણી;
યમરાયનું સ્થાનક જેહ, આગળ જાતાં દીઠું તેહ. ૫

દોહા

સુવર્ણ સિંહાસન વિષે, ભાજ્યા યમ ભગવાન;
દંડપાષ છે હાથમાં, કાન્તિ શનિ સમાન. ૧
કર જોડી ઉભો હતો, પાસે પુરુષ કોય;
નિડર થકો યમરાજને, કહેતો હુતો સોય. ૨
અહો યમરાજા અમે, શાં કીધાં છે પાપ;
ઘોર યાતનાને વિષે, કયમ પ્રેરો છો આપ. ૩
જનક તણા કુળમાં થયો, વિપશ્ચિત વિખ્યાત;
વિદેહ કેરા વંશમાં, પ્રજાપાલ પ્રખ્યાત. ૪
જ્ઞાનદાન કીધાં ઘણાં, ધર્મતણાં જે કામ;
પૃથ્વીનું પાલન કરી, કીધા યાગ તમામ. ૫

પિત્રિદેવ ઋષિઓ ઘણા, સંતોષ્યા બહુ વાર;
હઠયો નથી સંગ્રામથી, સેવા અતિથિ અપાર. ૬
પરદારા પરધન તણી, કરી ન ઇચ્છા કાંય;
અસત્ય હું નથી આચર્યો, જન્મ ધરી જગમાંય. ૭
પૂર્વે પૂજ્યા પિત્રી, વળી ત્રિકાળે દેવ;
ધેનુ દ્વિજ યોગી તણી, મેં કીધી છે સેવ. ૮
ગૃહસ્થાશ્રમીને ઘેરથી, યતિઓ નિર્મુખ જાય;
સુકૃત સઘળા જન્મનું, નાશ તે થકી થાય. ૯
ગૃહસ્થ તણે જો ઘેરથી, પિત્રી જાય નિરાશ;
પુણ્યજ સાતે જન્મનું, નિશ્ચે પામે નાશ. ૧૦
દેવ ઋષિ જે ગૃહસ્થના, ઘરથી જાય નિરાશ;
દૈવત ત્રણે જન્મનું, પામે તરત વિનાશ. ૧૧
તે માટે મેં દેવને, ઋષિ પિત્રીઓ જેહ;
સારી શ્રદ્ધાએ કરી, સંતોષ્યા છે તેહ. ૧૨
તો મુજને શા કારણે, ઘોર યાતના માંય;
કોણ પાપ કીધા થકી, નાખી દેશો ત્યાંય. ૧૩
વાણી સુણી નરેશની, વળતી કહે યમરાય;
કહો છો તેવા છો તમે, પણ એક થયો અન્યાય. ૧૪
થોડું તો પણ છે ઘણું, તો સંભારો આપ;
જેથી મળશે યાતના, એવું છે એ પાપ. ૧૫

ચોપાઇ ત્રિતાલ

વૈદરભી જે નારી તમારી, તેને તમોએ મૂકી વિસારી;
ઋતુકાળે તેનાથી નિરગમીયા, અન્ય નારીશું રંગે રમીયા. ૧
બાળહત્યાનું પાતક જેહ, ઋતુનિર્ગમે લાગ્યું તેહ;
પિત્રી ઋણનું બંધન રહ્યું, ઘોર પાપ તેનાથી થયું. ૨
પાપ ભોગવી રહેશો જદા, સ્વર્ગભોગ ભોગવશો તદા;
યમરાજાનાં સુણી વચન, વળતી તે બોલ્યો રાજન. ૩
જેમ ઘટે તેમ વળતી કરો, પ્રથમ મ્હારા સંશય હરો;
કેવે પાપે કેવું દુઃખ હોય, વિસ્તારી સંભળાવો સોય. ૪

છપ્પો

કઠણ ચાંચનો કાગ, જીવનાં નેત્ર હણે છે;
તરત વળી તે થાય, નવાં ને નવાં બને છે.

ફોડે વારંવાર, વળી તેવાં ને તેવાં;
પીડા પડે અપાર, સહે દુઃખ દારુણ એવાં.
કવણ પાપ કીધા થકી, વળી જિહ્વા તોડી ખાય છે;
બને અને પાછી હણે, એ પ્રાણી બહુ પીડાય છે. ૧
કવણ પાપથી અંગ, સરવ નાખે છે કાપી;
પાછાં બનતાં જાય, નવનવાં તેહ તથાપિ.
તાતી વેળુ માંય, ચલાવે છે કોણ પાપે;
ઉષ્ણ તેલમાં અંગ, વળી બાળી સંતાપે.
લોહ ચાંચવાળા ઘણા, વળી ખગગણ ચુંટી ખાય છે;
એવાં કષ્ટ અતિ ઘણાં, કહો કોણ પાપે દેવાય છે. ૨
ભૂખ તરસ ને તાપ, પાપ કોણ કીધે પામે;
અંગારા ગણમાંય, દેહ દાઝે તે ઠામે.
ગીધ ઘણા વિકરાળ, જાય છે ચાંચો મારી;
કઠણ ચાંચના કાગ, શરીર નાખે સંહારી.
ત્વચા સર્વ બળી જાય છે, વળી દારુણ દુઃખ તેને નડે;
મહાભયંકર યાતના, કોણ પાપથી નર પડે. ૩

દોહા

જે પૂછે છે નરપતિ, પાપ પુણ્ય ફળ ભોગ;
સંક્ષેપે તુજને કહું, મળે દુઃખ ભય રોગ. ૧
કરતારે સૃષ્ટિ કરી, વળી બાંધ્યા છે નેમ;
જીવ કર્મ જેવું કરે, તે ફળ પામે તેમ. ૨
કર્મ શુભાશુભ બીજથી, સુખ ને દુઃખ ફળ હોય;
કરે તેજ નર ભોગવે, ટાળી શકે નહિ કોય. ૩
છૂટે નહિ વણ ભોગવે, પુણ્ય કરો કે પાપ;
નિયમ એજ કિરતારનો, કરી શકે કોણ માફ. ૪
દુર્ભિક્ષમાં દુર્ભિક્ષ એ, ક્લેશ વિષે એ ક્લેશ;
ભયમાં ભય એ પાપ છે, પહોંચે દેશ વિદેશ. ૫
મૃત્યુમાં મૃત્યુ વળી, દરિદ્રમાં દરિદ્ર;
નાનાવિધિ ગતિ પાપની, સઘળાં એનાં છિદ્ર. ૬
સંચિત જન્મ અનેકનું, પાપ પુણ્ય છે જેહ;
અંકુર ફૂટી એહનાં, સુખદુઃખ આપે એહ. ૭

**ચોપાઈ ત્રિતાલ**

પાપ પુરુષ તણો બને દેહ, વામ અંગમાં રહે છે તેહ;
અંગુષ્ઠમાત્ર પ્રમાણ છે એનું, રૂપ શ્યામ ભયંકર તેનું. ૧
તે તો જીવની બુદ્ધિ ભમાવે, કરવું પાપ નિરંતર ભાવે;
તેને કહે કોય પુણ્યની વાત,તેના વચન તણી કરે ઘાત. ૨
તાતુ તેલ રેડે શિર જેવું, લાગે પુણ્યનું કારજ તેવું;
પાપ પુરુષ પાપમાં પ્રેરે, ઘણા જીવની બુદ્ધિને ઘેરે. ૩
નાનાવિધના પ્રગટે રોગ, પાપ કર્મ કરે દુઃખ ભોગ;
સ્થૂલ દેહ બને જે વારે, હોય રોગનો સંભવ ત્યારે. ૪

**છપ્પો**

કોયને શિરમાં રોગ, કોયને નેત્રે પીડા;
કાન નાક મુખ માંય, કોયને કરડે કીડા.
વાત પિત્ત કફ રોગ, જળોદર આદે ઝાઝાં;
ભીતર ભારે દુઃખ, ઉપરથી દીસે સાજાં.
કોઢઅઢાર પ્રકારના,વળી પ્રમેહ આદિ છે બહુ;
પાપકર્મના યોગથી, દુઃખ વેઠે પ્રાણી સહુ. ૧
દુઃખી દરિદ્રી દીન, હીન ભાગી હોય પ્રાણી;
મુગો બહેરો મૂઢ, શકે નહિ બોલી વાણી.
નીચ જાતિની માંહી, વળી અવતાર ધરે છે;
પૂરો ન મળે આહાર, ભાર વહી પેટ ભરે છે.
એવાં દુઃખ અતિ ઘણાં, પાપવડે પ્રાણી ભરે;
કહે છોટમ સંસારમાં, જન વાવે તેવું લણે. ૨

**દોહા**

યમરાજા કહે ભૂપતિ, તમે કહ્યું છે જેહ;
કોણ પાપથી જીવને, મળે યાતના તેહ. ૧
તે સઘળું સંક્ષેપથી, કહું તે સુણજો રાય;
જીવ પાપ જેવું કરે, તે તેવે સ્થળ જાય. ૨

**ચોપાઈ**

દુષ્ટ નજરે જુવે પરનારી, ઇચ્છે મનમાં તે કરવાને જારી;
વળી પરધનને દેખે જેહ, ઈચ્છે છલ કરી હરવાને તેહ. ૧
વજ્રચંચુ છે વાયસ જ્યાંય, નાખે જીવને તે સ્થળમાંય;
ફોડે નેત્રને પાછાં થાય, એક સહસ્ર વર્ષ પીડાય. ૨

ભૂખ તરશ ને ઉપર તાપ, દુષ્ટ દષ્ટિનું ભોગવે પાપ;
ખોટો બોધ કરે જન કોય, જેથી પ્રાણીનું અનહિત હોય. ૩
મેલા મંત્ર તંત્ર કુવાણી, શીખે શીખવે જે કોય પ્રાણી;
વેદ વિપ્ર ગુરુ જે નંદે, પડે નરકવિષે તે ગંદે. ૪
વજ્રચંચુના વાયસ તેની, જીભ્યા ખાય ખોતરી એની;
વળી થાય વળી વળી ખાય, એમ વર્ષ ઘણાં દુઃખ થાય. ૫

છપ્પા છંદ

કરે મિત્રમાં ભેદ, ભેદ વળી સજ્જન સાથે;
પિતા પુત્રમાં ભેદ, ભેદ વનિતાને હાથે.
ભ્રાત માતમાં ભેદ, પુરોહિત ગુરુમાં જેને;
વેર ઝેર વિરોધ, ક્રોધ કરી દે દુઃખ તેને.
એમ ભેદ જે જે કરે, તે અસિપત્રમાં જાય છે;
અપાર દુઃખને ભોગવી, પછી નિર્મળો થાય છે. ૧
કેવળ દે પરિતાપ, વળી આનંદ હરે છે;
દેહ જતાં લગી દુઃખ, વિના અપરાધ કરે છે.
હરે બાળના પ્રાણ, પ્રાણ નારીના લે છે;
દેઈ પ્રથમ વિશ્વાસ, પછી જે ઘાત કરે છે.
એવા પાપી જીવતે, મહારૌરૌમાં જઇ પડે;
તપી અતીશે તાપમાં, જુગો જુગ તે રડવડે. ૨

દોહા

જે જન સારા પુરુષને, મર્મ વચન કહેનાર;
તે પામે છે યાતના, માથે જમનો માર. ૧
ચોર લાંચીઆ ચાડીઆ, બોલીને ફરી જાય;
તે પાપીની જીભને, ખગગણ ખેંચી ખાય. ૨
માતા પિતા ગુરુ તણી, કરે અવજ્ઞા જેહ;
મળ મૂત્રાદિક કુંડમાં, રહે અધોમુખ દેહ. ૩

રાગ ગરબી

પાપકર્મથી પીડા પામે, સાંભળ રાજા સાચુ જી;
ધર્મ તજી ધરણી પર જીવે, તેનું જીવન કાચુ નીતિ.
દેવ અતિથિ વિપ્ર જમાડે, અભોજ્ય એઠું આપે જી;
સૂચીમુખ નામે નર્કતણાં, દુઃખ પામે તેવે પાપે નીતિ.
એક પંક્તીએ હોય જમનારા, ભેદ કરે નર તેમાં જી;

લીંટ લાળના કુંડ ભરેલા, અંતે નાખે એમાં. નીતિ.
ગૌબ્રાહ્મણ અગ્નિના મુખમાં, એઠું જૂઠું આપે જી;
તાતા કુંભની ઘોર યાતના, પામે એવે પાપે નીતિ.
ગૌબ્રાહ્મણ ગુરુ વૃદ્ધ વડાને, પગ અરકાડે પાપી જી;
કાળસૂત્રમાં યમના કિંકર, કડકા કરે છે કાપી નીતિ.
માત તાતની સેવા મૂકી, ભેખ ધરીને ભટકી જી;
અંધ કૂપમાં એવા પ્રાણી, ઉંધે મસ્તક લટકે નીતિ.
પરની નારી ગુણીયલ સારી, ત્યાગજ કરજો તેનો જી;
રાક્ષસગણમાં તેને રગડે, અંત ન આવે તેનો નીતિ.
પાપી નર પુત્રીને વેચી, ધન લેવાનું ધારે જી;
મહા રૌ રૌમાં તે પ્રાણીને, માર ઘણેરો મારે નીતિ.
દેવ દ્રવ્ય ને બ્રાહ્મણનું ધન, લેઇ પાછું નવ આપે જી;
અંધતામસ નરકે નાખી, તે નરને સંતાપે નીતિ.
વણ આપેલી વસ્તુ કોયની, ચોર થઇને ચોરે જી;
મહાભયંકર વાઘ વરૂમાં, જમડા નાખે જોરે નીતિ.
કુંવારી કે વિધવા નારી, કોઈ સાધવી સારી જી;
જોરાવર થઈ જોર કરે તો, અતિ દુઃખના અધિકારી નીતિ.
લીંટ લાળ મળમૂત્ર નાખે, સરિતા સરોવર જળમાં જી;
સીસું ઉકાળી મુખમાં રેડે, જમકિંકર બહુ બળમાં નીતિ.
ચોર જાર ખુની અપરાધી, અભય તેમને આપે જી;
ઘાંણે ઘાલી તેને પીલે, જમકિંકર એ પાપે નીતિ.
શસ્ત્ર વિના કો હોય સૂતેલો, તેને જો કોય મારે જી;
એ પાપીને સો જુગ સુધી, શૂળી ઉપર ધારે નીતિ.
દેવ ગુરુ ને વિપ્ર વેદની, નિંદાના કરનારા જી;
શાલ્મલી કંટક માંહે પડે છે, તજો ધર્મની નારી નીતિ.
એક પુરુષને કન્યા આપી, વળી બીજાને આપે જી;
વૈતરણી સરિતામાં વળતી, પડશે એવે પાપે નીતિ.
શરણાગત આવેલા જનને, ભયથી જે જન ત્યાગે જી;
તપ્ત લોહના ખુંટા મોટા, તે પ્રાણીને વાગે નીતિ.
વિશ્વાસીની ઘાત કરેને, વણ અપરાધે દંડે જી;
ઘોર યાતના માંહી પડે છે, જે વરતે પાખંડે નીતિ.
ફળદાયક હોય વૃક્ષ ભલેરાં, જીવે અનેક પ્રાણી જી;

તેને કાપે છે તેને, પીલે અવળી ઘાણી નીતિ.
જુઠી સાક્ષી જુઠા સોગન, જુઠી જેની કરણી જી;
અપાર પીડા તે નર પામે, વેદ પુરાણે વરણી નીતિ.
જાણીને જીવતા નર મારે, કે અગ્નિમાં બાળે જી;
જમના કિંકર સો જુગ સુધી, પાવક માંહી પ્રજાળે નીતિ.
પાપ ભેદથી નર્કતણાં દુ:ખ, કહેતાં પાર ન આવે જી;
કહે છોટમ સહુ પાપ તજીને,ભજીએ પ્રભુને ભાવે જી નીતિ.

દોહરા

કર જોડી યમરાયને, કહે વિદેહી રાય;
પાપ થયેલા દેહથી, કેમ નિવારણ થાય. ૧
યમરાજા કહે સાંભળો, પાપ થયાં હોય જેહ;
તપ વ્રત પ્રાણાયામથી, ભસ્મ થાય છે તેહ. ૨
દેવ ઋષિને પિત્રિઓ, બાળી શકતા પાપ;
તે વિધિઓ તમને કહું, તે સાંભળજો આપ. ૩

ચોપાઇ ત્રિતાલ

પ્રાજાપત્ય વ્રત છે જેહ, પાપ ટાળવા કરવું તેહ;
સવારે ભોજન એકવાર, ત્રણ દિવસ કરવું નિરધાર. ૧
ત્રણ દિવસ તો રાત્રિ સમે, ત્રણ દિવસ વણ માગ્યું જમે;
ત્રણ દિવસ કરવો અપવાસ, એમ વ્રત કરે બાર માસ. ૨
પ્રાજાપત્ય વ્રત છે એહ, પાપ ટાળવા કરવું તેહ;
બીજું વ્રત સાંતપન નામ, તેથી પાપ બળે છે તમામ. ૩
ગાયનું મૂત્ર ગાયનું છાણ, દૂધ ઘી વિધિ પ્રમાણ;
દર્ભ ઉકાળી રેડે નીર, તે પીતાં હોય શુદ્ધ શરીર. ૪
એક દિવસ કેવળ અપવાસ, એમ તપ કરે બારે માસ;
એક એક ગ્રાસ ભાતનો જેહ, ત્રણ વાર દિવસમાં એહ. ૫
ત્રણ દિવસ અપવાસ રહે, અતિકૃચ્છ્ર વ્રત તેને કહે;
ઉષ્ણ દૂધ ઊનું ઘૃત કરે, ઉષ્ણ કુશોદક તેમાં ધરે. ૬
પાંચ ટાંક નિત્ય પીવાય, તપ્તકૃચ્છ્ર વ્રત તે કહેવાય;
મન ઇંદ્રિ ને આત્મા જેહ, પોતાને વશ રાખે એહ. ૭
બાર દિવસ અપવાસી રહે, પરાક વ્રત મુનિજન કહે;
ચાંદ્રાયણ વ્રત તણો ઉપાય, કરતાં પાતક સઘળાં જાય. ૮
પૂરણમાસી હોય જેટલે, પંદર ગ્રાસ જમે તેટલે;

કૃષ્ણપક્ષમાં સાંભળ રાય, ગ્રાસ એક એક ઓછો ખાય.
અમાસને દિન કાંઇ ન ભક્ષે, તે ચાંદ્રાયણ સ્મૃતિ ઓળખે;
શુકલપક્ષમાં ચઢતો જાય, કૃષ્ણપક્ષમાં ઘટતો ખાય. ૧૦
વધે ઘટે ચંદ્રમા જેમ, ચાંદ્રાયણ વ્રત કરવું તેમ;
ત્રણે કાળ સ્નાન આચરે, સત્ શબ્દ અંતર ઉચરે. ૧૧
ત્રિશ્રવણ ચાંદ્રાયણ એહ, તેથી પાપરહિત હોય દેહ;
યવન મધ્યમ ચાંદ્રાયણ કરે, તે પણ એજ વિધિ આચરે. ૧૨
વશ રાખે મન ઇંદ્રિ જેહ, શુક્લ પક્ષથી કરવું તેહ;
યતિ ચાંદ્રાયણ વ્રતની રીત, તમે સાંભળો આણી પ્રીત. ૧૩
વીણી લઈ વગડાનું અન્ન, પાક કરી કરવું ભોજન;
આઠ ગ્રાસ તે મધ્યાન સમે, કરી દેવને અર્પણ જમે. ૧૪
એક માસ સુધી વ્રત એમ, યતિ ચાંદ્રાયણ કરવું તેમ;
ગ્રાસ ચાર પ્રભાતે જમે, લેવા ચાર સાંજને સમે. ૧૫
મન ઇંદ્રિ વશ રાખી રહે, ઋષિ ચાંદ્રાયણ તેને કહે;
માસ લગી એવું વ્રત કરે, તેનાં સઘળાં પાતક હરે. ૧૬
શ્રદ્ધા ભક્તિ મન રહે સંતોષ, વ્રત આચરતાં ટાળે દોષ. ૧૭

છપ્પા

રુદ્ર થયા અગીઆર, વ્રત ચાંદ્રાયણ કીધાં;
આદિત કહીએ બાર, તેમણે એ વ્રત લીધાં.
મરુત ઉનપચાશ, અષ્ટ વળી વસુ થયા છે;
સાત ઋષીશ્વર તેહ, વ્રત આચરી ગયા છે.
એ આદે બીજા ઘણા, દષ્ટ થકી છૂટી ગયા;
ચાંદ્રાયણવ્રત આચરી, પાપમુક્ત પોતે થયા. ૧

દોહા

ગાયત્રીના મંત્રનો, જપે વિપ્રવર જાપ;
આપે ઘૃતથી આહુતિ, બાળે સઘળાં પાપ. ૧
સત્ય અહિંસા ને વળી, આર્જવતા અક્રોધ;
પ્રાણાયામવડે કરી, મનનો કરે નિરોધ. ૨
શબ્દાદિક વિષયો તણો, ત્યાગ કરે છે જેહ;
તપની સિદ્ધિ થાય છે, તેમાં નહિ સંદેહ. ૩
મોટા મોટા પાપીઓ, દુષ્ટ કર્મ કરનાર;
તે પણ તપના બળ થકી, છૂટયા છે નિરધાર. ૪

સ્થાવર ને જંગમ વિષે, જીવ જાતિ છે જેહ;
તપનું બળ જેને થયું, સ્વર્ગે વસીઆ તેહ. ૫
મન વાણી ને દેહથી, કર્મ કરેલાં હોય;
તપના બળથી માનવી, ભસ્મ કરે છે સોય. ૬
કાષ્ઠ તણા અંબારને, બાળે અગ્નિ જેમ;
વેદ જ્ઞાન અગ્નિ થકી, બાળે પાતક તેમ. ૭

**ચોપાઈ ત્રિતાલ**

સહિત વ્યાહૃતિ ને ઓમ્કાર, પ્રાણાયામ હોય સોળ વાર;
એક માસ સુધી દ્વિજ કરે, મહાપાતક તે નિશ્ચે હરે. ૧
ચંદ્ર સૂર્યની મધ્યે રહી, જપે જાપ ત્રિપદાનો સહી;
બ્રહ્મહત્યાદિ હોય જો પાપ, બાળી ભસ્મ કરે તે આપ. ૨
પાતાળથી સત્ય લોક પર્યંત, પુરુષરૂપ ચિંતવે ભગવંત;
ગુરુતલ્પગને આદે જેહ, સઘળાં પાપ હરે છે તેહ. ૩
ત્રણ વેદ મુખેથી ઉચરે, અપાર પાપ થયેલાં હરે;
ત્રણ વેદનો સઘળો સાર, અક્ષર ત્રણ થયા ઓમ્કાર. ૪
વળી જાપ ગાયત્રી તણો, સારભૂત ત્રિવેદો તણો;
તેનો વિપ્ર જપે નિત્ય જાપ, અનેક જન્મનાં બાળે પાપ. ૫
પ્રણવ વ્યાહૃતિ ત્રિપદા જેહ, બ્રાહ્મણનું દૈવત છે તેહ;
તેને ભૂલીને પાપી થાય, તે ચાંડાલ સમો કહેવાય. ૬

**છપ્પો**

પિતારૂપ ઓમ્કાર, માત ગાયત્રી કહીએ;
તેથી જન્મ્યો જેહ, તેહ દ્વિજ જુગમાં લહીએ.
જપે નિરંતર જાપ, પાપ નવ સ્પર્શે તેને;
દેવોમાં પણ દેવ, શ્રેષ્ઠ કરી માને એને.
એ ત્રિપદા ઓમ્કારને, દ્વિજ જન ભૂલી જાય છે;
ધિક્કાર તે દેહ વિપ્રનો, એમ યમનો રાજા ગાય છે. ૧
ગાયત્રીનો જાપ, જપે બ્રાહ્મણ સંભાળી;
અષ્ટ અંગ ઓમ્કાર, ચિંતવે આસન વાળી.
કરે સૃષ્ટિ સંહાર, તોય પણ પાપ ન લાગે;
એવો બ્રાહ્મણ દેહ, દેવ પ્રભુ પાસે માગે.
એવો દેહ પામી કરી, જે બ્રહ્માક્ષર નથી જાણતા;
ચાંડાલ થકી ચાંડાલ તે, મરે તરીલાં તાણતા. ૨

દોહરા

ત્રણ અક્ષર ઓમકારના, ત્રણ વેદનો સાર;
અર્થસહિત એને લહે, બાળે પાપવિકાર. ૧

ચોપાઈ ત્રિતાલ

રાજા કહે સુણો યમરાય, પાપ બાળી જો ન શકાય;
કર્યાં કર્મ ભોગવવાં જેહ, કેવા કેવા તે પામે દેહ. ૧
તે મુજને સમજાવી કહો, મારા મનના સંશય દહો;
યમરાજા કહે સુણ રાય, કર્યાં કર્મ ભોગવ્યે છૂટાય. ૨
મન વાણી ને કાયા વડે, પાપ કર્મ તે પાછાં નડે;
સારૂં કે વળી માઠું હોય, કરે તેજ ભોગવે સોય. ૩

દોહા

કાયા વાચા મન વડે, કર્મ થાય છે જેહ;
મન પ્રેરક છે સરવમાં, કરે કરાવે તેહ. ૧
સારા માઠા કર્મથી, ફળ પણ તેવાં થાય;
દશ લક્ષણ છે કર્મનાં, તે સાંભળજે રાય. ૨
ધન જો દેખે પારકું, તે લેવાને ચહાય;
પડે પચાવી તેહને, એવા કરે ઉપાય. ૩
છુટ્ટા ઉઠે મનવિષે, કરવા ભુંડાં કામ;
નાસ્તિક તર્ક ઉઠે ઘણા, જપે નહિ એક જામ. ૪
એવા ત્રણ પ્રકારનાં, મનથી ઉપજે કર્મ;
માઠાં ફળ એથી મળે, મૂઢ ન જાણે મર્મ. ૫
સહુનાં ભુંડાં બોલવાં, મિથ્યા દેવા દોષ;
પરનિંદા ને ચાડીઓ, કરતાં રહે સંતોષ. ૬
ભુંડા બોલ બોલે વળી, મૂકે જૂઠી આળ;
ઈત્યાદિક વાણીવડે, બીજાં પાપ અપાર. ૭
વળી કરે કાયાવડે, તેનો કહું વિચાર. ૮

ચોપાઈ

અન્યાયે પરનું હરી જાય, મારી લૂંટીને તે ખાય;
કરે જીવની હિંસા ઘણી, ભટકે જઈ પરદારા ભણી. ૧
એવાં કાંઇક પાતક જેહ, કરે નિરંતર પાપી તેહ;
મનથી થયાં ભોગવે મન, તનથી થયાં ભોગવે તન. ૨
વાણીનાં વાણી ભોગવે, આ જન્મે કે બીજે નવે;

કાંઇક પાતક તણું ફળ એહ, પરજન્મે હોય થાવરદેહ. ૩
વૃક્ષ વેલી કે ધાતુ થાય, એમ પાપ ભોગવતો જાય;
વાણીને પાપે નિરધાર, પામે પશુ પંખી અવતાર. ૪
મનનો પાપી જ્યારે મરે, તે ચંડાળનો દેહ ધરે;
એવાં કર્મ ત્રિવિધિનાં જેહ, ધરી ભોગવે નાના દેહ. ૫

દોહરા

મન વાણી કાયા સદા, વશ રાખે નર જેહ;
યતિ તેહને જાણવો, ખરો ત્રિદંડી તેહ. ૧
કાષ્ઠદંડ ધારણ કરે, તન મન નવ જીતાય;
નામમાત્ર દંડી ખરો, સિદ્ધિ કાંઇ ન થાય. ૨
તન મન વાણી વશ કરે, કામ ક્રોધ હોય જીત;
સઘળી સિદ્ધિ વશ કરી, ઉત્તમ તેજ અતીત. ૩
જેહ પુરુષ સારાં કરે, શરીર સંબંધી કર્મ;
તે પંડિત ક્ષેત્રજ્ઞ તે, પવિત્ર સહુથી પર્મ. ૪
કર્મ તણા કરનારને, જીવાત્મા કહેવાય;
હલણ ચલણની શક્તિને, જીવાત્મા કહી ગાય. ૫
બીજો છે અંતરાત્મા, જન્મ દેહની સાથ;
મહત્ નામ એ જીવનું, દેહ ભાન એ હાથ. ૬
પૃથ્વી જળ ને તેજ એ, વાયુ ને આકાશ;
જીવ તથા ક્ષેત્રજ્ઞનો, છે તે ભેળો વાસ. ૭
પરમાત્મા પૂરણ બધે, વ્યાપક છે નિરબંધ;
જીવ તથા ક્ષેત્રજ્ઞનો, છે તે સાથ સંબંધ. ૮
પરમાત્માની માંહ્યથી, ઉપજે જીવ અપાર;
સઘળા જીવને કર્મમાં, પોતે પ્રેરણહાર. ૯
વાયુ પ્રેરે વહાણને, ભરદરીઆમાં જાય;
માલમ સંભાળે નહિ, તો આગળ અથડાય. ૧૦
એમ ઈશની પ્રેરણા, જીવને હાથ વિચાર;
કર્મ કરે સંભાળથી, સુખે પામે પાર. ૧૧
પાપી જીવ આ દેહને, મૂકીને મરી જાય;
નવો દેહ પંચ ભૂતનો, તરતજ તેવો થાય. ૧૨
પૂર્વદેહમાં જીવડે, પાપ કરેલાં જેહ;
નવા દેહમાં ભોગવે, જમપુરમાં જંઇ તેહ. ૧૩

ચોપાઈ ત્રિતાલ

વિષયસુખ ભોગની માંય, દુઃખ ઉપજેલાં દીસે ત્યાંય;
તેનો અનુભવ જીવજ લહે, જઈ ક્ષેત્રજ્ઞ મહત્‌માં રહે. ૧
મહત્‌ ક્ષેત્રજ્ઞ ઉભય છે જેહ, સદા જાગ્રત રહે છે તેહ;
તે પરમાત્મા ભેળા થાય, કર્મ તપાસે જીવના રાય. ૨
ધર્મ કેટલો જીવે કર્યો, કેટલો ભાર પાપનો ભર્યો;
તેનાં ફળ સુખ ને દુઃખ હોય, તે ભોગવવા પ્રેરે સોય. ૩
પુણ્ય ઘણું જો કીધું હોય, આપે સ્વર્ગ તણું સુખ સોય;
પુણ્ય અલ્પ ને પાપજ ઘણું, તે પામે દુઃખ જમપુર તણું. ૪
યમયાતનાની પીડા બહુ, પાપી જીવ ભોગવે સહુ;
પાપ કલંક ટળે જેટલે, ભૌતિક દેહ આપે તેટલે. ૫

દોહરા

એમ ગતિ હોયે જીવની, જાણી લ્યોને સર્વ;
સુકૃત્ય સઘળાં આચરો, મૂકી મિથ્યા ગર્વ. ૧
ત્રણ પ્રકાર પ્રકૃતિના, ગુણ આત્મામાં જેહ;
ઉત્તમ મધ્યમ ને અધમ, ફળ આપે છે તેહ. ૨
આત્મા ગુણના સંગથી, સુખીઓ દુઃખીઓ હોય;
નીકર સુખ ને દુઃખનો, નહિ દેનારો કોય. ૩
સાત્વિક રાજસ તામસ, ગુણનાં લક્ષણ જેહ;
સારાં માઠાં ફળ કરે, હું સંભળાવું તેહ. ૪

છપ્પા

વેદ તણો અભ્યાસ, જ્ઞાન તપ શૌચ કહાવે;
રહેવું ઇંદ્રિયજિત, ધર્મનાં કારજ ભાવે.
આત્મા ચિંતન થાય, એજ સત્વગુણ કહીએ;
સ્વર્ગાદિક સુખ હોય, મોક્ષસુખ એથી લહીએ.
એવા ગુણ આત્મા તણા, અક્ષર સુખ દાતાર છે;
એથી ઉલટા જેટલા, તેમાં દુઃખ અપાર છે. ૧
ધર્મ તણું જે કામ, આપ આરંભે જ્યારે;
રાખે ફળની આશ, પ્રથમથી મનમાં ત્યારે.
ધારે ઘણી અધીર, અશુભ તે કર્મ કરે છે;
સેવે વિષયો સર્વ, ભટકતું ચિત્ત ફરે છે.
એવાં લક્ષણ છે સહુ, તે રાજસ ગુણ જાણીએ;

તૃષ્ણા ન ટળે તેહની, વળી પ્રપંચરૂપ પ્રમાણીએ. ૨
અતુલ સ્નેહ વળી લોભ, કૃપણતા નિદ્રા જેને;
નાસ્તિક બુદ્ધિ હોય, અધમનાં લક્ષણ એને.
હોય હીન આચાર, ભટકતો સઘળે ભીખે;
વિદ્યા હુન્નર કળા, કુબુદ્ધિ કાંય ન શીખે.
વળી ધર્મ ઉપર પ્રીતિ નહિ,એ લક્ષણ ગુણ તામસ તણા;
જડ બુદ્ધિ હોય તે જીવની, વળી પાપે કર્મ ભાવે ઘણાં. ૩

દોહા

માણસના દેહને વિષે, ત્રણે ગુણ છે જેહ;
વિશેષ જેમાં વર્તશે, તરત જણાશે તેહ. ૧
જ્ઞાન યથારથ નરવિષે, નિર્મળ બુદ્ધિ ઉદાર;
એ ગુણ કહીએ સાત્વિક, સાર અસાર વિચાર. ૨
માણસમાં અજ્ઞાનતા, જડતા બુદ્ધિ કઠોર;
મૂઢપણું જેમાં ઘણું, તે તામસ ગુણ ઘોર. ૩
જે માણસના મનવિષે, હોય રાગ ને દ્વેષ;
એ ગુણ કહીએ રાજસી, તૃષ્ણા લોભ વિશેષ. ૪
ત્રણ ગુણ વ્યાપી રહ્યા, સઘળી સૃષ્ટિ માંહ્ય;
સ્થાવર ને જંગમ વિષે, સ્વભાવ રૂપો ત્યાંય. ૫
પુણ્ય ભણી વૃત્તિ વળે, લેશ ક્લેશ ના હોય;
જનના મનમાં જાણીએ, સાત્વિક ગુણ છે સોય. ૬
સ્વાર્થ તથા પ્રપંચમાં, બુદ્ધિ ભમતી હોય;
સાત્વિક ગુણથી ઉલટો, રાજસ ગુણ છે સોય. ૭
સારૂં માઠું સમજવા, જેમાં નહિ વિવેક;
લપટાયો રહે મોહમાં, એ ગુણ તામસ છેક. ૮

ચોપાઇ ત્રિતાલ

કામ પ્રધાન તમોગુણ સાથ, લોભ પ્રધાન રજોગુણ સાથ;
ધર્મ પ્રધાન સાત્વિક ગુણ સંગ, એક એકથી એમ ઉતંગ. ૧
ત્રણે ગુણની ગતિઓ જેહ, સાંભળ રાજા કહું છું તેહ;
સાત્વિક ગુણી દેવગતિ લહે, રાજસ ગુણ મનુષ થઈ રહે. ૨
તામસ પશુ પંખીએ પળે, એમ ત્રણ ગુણથી ગતિ મળે;
એમ ત્રણ ગુણની ગતિ માંય, ઉત્તમ મધ્યમ ને લઘુ ત્યાંય. ૩
તમોગુણી તામસ દેહ ધરે, સ્થાવર જાતિ વિષે અવતરે;

સર્પાદિક પશુ પંખી તણા, એવા દેહ ધરે તે ઘણા. ૪
શૂદ્ર મ્લેચ્છ હય હાથી જેહ, સિંહ વાઘ ને રીંછના દેહ;
તામસ ગુણની એ મધ્યમ ગતિ, દુષ્ટ દેહ ધરે તે અતિ. ૫
કપટ કર્મ કરનારા જેહ, ચારણ પક્ષી રાજસ દેહ;
પિશાચ આદિ જાતિ હોય, એવી ગતિ તામસની હોય. ૬
આયુધ વિદ્યા શીખવનાર, નટને મલ્લ તણા અવતાર;
મદ્યપી તથા જુગારી દેહ, રાજસ તુચ્છ ગતિ છે તેહ. ૭
રાજપુરોહિત રાજા હોય, યુદ્ધ વાદમાં કુશળ સોય;
ક્ષત્રી જાતિમાં અવતાર, મધ્યમ ગતિ રાજસી સાર. ૮
ગાંધર્વ અપ્સરા જાતિ જેહ, ગુહ્ય વિદ્યાધરના તેહ;
દેવ જાતિ એને કહેવાય, ઉત્તમ ગતિ રજોગુણ રાય. ૯
યતિ તપસ્વી બ્રાહ્મણદેહ, બેસી વિમાને વિચરે તેહ;
દૈતો ને નક્ષત્રો હોય, અધમ સાત્વિકી ગતિ સોય. ૧૦
દેવ ઋષિજન પવિત્ર દેહ, જ્યોતિષ વિદ્યા જાણે એહ;
સાધક સોમવલ્લી પીનાર, મધ્યમ ગતિ સાત્વિકી સાર. ૧૧
ચતુરાનન બ્રહ્મ જે થાય, મરીચિ આદિ જે ઋષિરાય;
ધર્મ બુદ્ધિ ને મહત્ અનૂપ, વળી અવ્યાકૃત જાણો ભૂપ. ૧૨
તત્ત્વોના અભિમાની દેવ, ઉત્તમ ગતિ સાત્વિકી મેવ;
ત્રિવિધિ ગતિ ત્રિગુણની કહી, પાપ ભેદથી પામે સહી. ૧૩

દોહા

વિષયોમાં લંપટ રહી, જે માને છે સુખ;
અધમ ગતિ પામી કરી, દેહે પામે દુઃખ. ૧
કેવાં કર્મ કર્યા થકી, કેવા દેહમાં જાય;
તે સઘળું તમને કહું, સુણો જનકકુળ રાય. ૨
પાપી જીવતો જાય છે, ઘોર નર્કની માંય;
વર્ષ હજારો પાપનાં, ફળ ભોગવે ત્યાંય. ૩
શેષ રહેલા પાપથી, આવે આ સંસાર;
પશુ પંખી ચંડાળના, દેહ ધરે બહુ વાર. ૪
બ્રહ્મહત્યારા જીવડા, શ્વાન ભુંડ ખર થાય;
નીચામાં નીચા ઘણા, દેહ ધરી કૂટાય. ૫
બ્રાહ્મણને કુળ અવતરે, કરે નિત્ય મધુપાન;
કીટ પતંગ તે અવતરે, કાગ શૂકર ને શ્વાન. ૬

સોનું ચોરે વિપ્રનું, તે કરોળીઓ થાય;
જળચરના દેહ ભોગવી, ભૂત દેહમાં જાય. ૭
ગુરુપત્નીના ગમનથી, ઘણી વાર હોય ઘાસ;
વૃક્ષ વેલી ને ગીધના, દેહવિષે હોય વાસ. ૮
હિંસાના કરનાર તે, મનુષ્ય હોય મંઝાર;
અભક્ષનું ભક્ષણ કરે, માંખ થાય નિરધાર. ૯
નીચ નારીના સંગથી, ભૂત પ્રેત નર હોય;
અલ્પ ચોર પણ થાય છે, અંધ ભીખારી સોય. ૧૦
સારી વસ્તુને વિષે, વન રતિ ભોળે જેહ;
તે માનવનો થાય છે, અંધ પશુનો દેહ. ૧૧
અનાજની ચોરી કરે, તે નર ઉંદર હોય;
જળ ચોરે તે મચ્છનો, દેહ ધરે છે સોય. ૧૨
મદ ચોરે તે ડાંસનો, દૂધચોર હોય કાગ;
રસ ચોરે તે કૂતરો, લવણ ચોરે ચાર્વાક. ૧૩
રત્નમણિ મોતી તણો, ચોર થાય સોનાર;
વસ્ત્રતણી ચોરી કરે, તે નર થાય ચમાર. ૧૪
એમ વસ્તુઓ માત્રની, ચોરીના કરનાર;
પશુ પંખી ચંડાળના, તે ધારે અવતાર. ૧૫

**લાવણી**

ચાર વરણમાં પોતપોતાનો, ધર્મ ન પાળે જે પ્રાણી,
અધમ ગતિ તો એ નર પામે, વેદ માંહી વદિ છે વાણી.
શત્રુને ઘેર સેવક થઇને, તે નરને રહેવું પડશે;
પરાધીન થઈ પશુદેહમાં, માર તો ધડાધડ પડશે. ચાર૦ ૧
બ્રાહ્મણધર્મ તજી પોતાનો, શૂદ્ર તણી કરણી કરશે;
વાંતાશી ઓકયું ખાનારો, ઉલ્કામુખનો પ્રેત થશે.
ખરો ધર્મ ક્ષત્રી નહિ પાળે, થાશે તેની ઘોર ગતિ;
કપટીજન એ પ્રેત થઇને, કુભક્ષ તે કરશે વળતી. ચાર૦ ૨
વૈશ્ય ધર્મે વેદ થાપેલો, પાળે નહિ પ્રાણી જ્યારે;
પૂયભક્ષક એ પ્રેત થઈને, ફરે ઉંદર ગંદી ખાળે.
શૂદ્ર સુધર્મમાં નહિ ચાલે તો, તે પણ પાપી થાય ઘણો;
ચૈલાશક એ પ્રેતદેહમાં, જન્મ થાય છે તેહ તણો. ચાર૦ ૩
નારીધર્મ તણી જે નીતિ, પ્રીતસહિત જે નહિ પાળે;

વાગોળ થઈને વળગી રહેશે, દીન અંધી તરુને ડાળે.
ધર્મ થકી તો જયને પામે, અધમથી પામે હાણી;ચાર૦ ૪
ધર્મ થકી સુખ સંપતી મળશે, ઉત્તમ કુળ અવતાર થશે;
સારે ઠામે વાસો મળશે, સારા નરનો સંગ થશે.
વિદ્યા ધન વાહન વનિતાદિક, વૈભવ ભોગવિલાસ બહુ;
પુત્ર સુપૂત સુલક્ષણ નારી, સેવક સદ્ગુણ મળે સહુ.ચાર૦ ૫
સ્નેહવંત સહુ સગાં સહોદર, મિત્ર મહાગુણવંત મળે;
પંડિત પૂજ્ય મળે ગુરુજ્ઞાની, સકળ મનોરથ સેજ ફળે.
ધાર્યાં કામ ધર્મથી સુધરે, કાયામાં નહિ રોગ કશા;
ઈશ્વિર ઉપર પ્રેમ ઉપજે, નડે નહિ ગ્રહદોષ દશા.
સુખનો સાગર ધર્મ એક છે, અધર્મ છે દુઃખની ખાણી.ચાર૦ ૬
ધર્મ વત્સ ને ધેનુ ધરા તે, દેવ ગાય સરખી દૂઝે;
સર્વેમાંહી સુયશ વધારે, સરસ ઉપાય ઘણા સૂઝે.
પરવત સરિતાને સાગરમાં, તે રક્ષા કરશે તારી;
વિદ્યુત વાયુ વૃષ્ટિ ને તૃષા, ગ્રહઆદિક તેને ન ગ્રહે;
સર્પ સિંહ આદે મહાસંકટ, દાવાનલમાં દેહ રહે.ચાર૦ ૭
ધર્મહીણને ધરતી ફાટી, ગર્ક થઇ ગયાં નગર ઘણાં.
મોટા મોટા મહેલ માળીયાં, નિશાન ન રહ્યાં તેહ તણાં;
વિષયોમાં લોલુપ્ત થયેલા, જડ બુદ્ધિ હોય તે જનની;
પાપકર્મમાં રહે પ્રવરતી, રાતદિવસ તેના મનની;
ધર્મહીન તો મળે ધૂળમાં, જન સરવે લેજો જાણી.ચાર૦ ૮
પરથમ તે સંસાર તજીને, ઘોર નર્કમાં વાસ કરે;
ભાત ભાતનાં કષ્ટ ભોગવી, તપ્તપિંડ મુખમાંહે ભરે;
તાતી વેળુ માંહી ચલાવે, પાપી બહુ પોકાર કરે.
કાગ ઘુડ ને ગીધ પક્ષીઓ, તેના તનનું ભક્ષ કરે;ચાર૦ ૯
દુઃખીઆ દેહ ધરે છે વળતી, કષ્ટ ભોગવે ગર્ભ તણાં;
ભૂખ તરસ ને ટાઢ તાપમાં, સહન કરે તે દુઃખ ઘણાં.
વારંવાર મરવું અવતરવું, પીલે કાળ તણી ઘાણી;
કુઠામ વાસો કુભક્ષ ખાવા, કુલક્ષણી મળશે નારી.
કુપુત સુત ને કપંટી બાંધવ, દુષ્ટ તણી તાબેદારી;ચાર૦ ૧૦
વહાલાંનો વળી વિયોગ થાશે, દુર્જનમાં સહવાસ થશે.ચા૦ ૧૧
કષ્ટવડે ધન મળે તથાપિ, એળે વેળે નાશ થશે;

કોઇ કદાપિ મિત્ર મળે તો, શત્રુ થઈ સામો નડશે.
વૃદ્ધપણામાં ઘણી વેદના, અંધાપો આવી પડશે;
ચિંતા ક્લેશ રોગ ભય મૃત્યુ, જમકિંકર જાશે તાણી;ચાર૦૧૨
જે જન જન્મ ધરી આ જગમાં,મન કરાવે એમ કરશે;
તેવા તેવા દેહ ધરીને, લખ ચોરાશીમાં ફરશે.
સારાં સુકૃત શોધી લેશે, પાપ કર્મ જેનાં ટળશે;
પરિબ્રહ્મનું ધ્યાન ધરીને,બ્રાહ્મણ થઈ પ્રભુમાં ભળશે.ચાર૦૧૩
દાન દયા દમ સત્ય અહિંસા,પરમ ધર્મ એ છે મોટો;
યોગવડે થાય આત્મદર્શન, કોય નહિ તેનો જોટો.
સરવ તજીને ભજી બ્રહ્મને,છોટમ લે મહાપદ માણી;
ચાર વર્ણમાં પોતપોતાના, ધર્મ ન પાળે જે પ્રાણી.ચાર૦૧૪

**દોહા**

કર જોડી રાજા કહે, સાધન મોટું જેહ;
કીધાથી બંધન ટળે, કહો કૃપા કરી તેહ. ૧

**ચોપાઈ ત્રિતાલ**

ધર્મરાય કહે સુણો ભૂપ, કહુ કર્મનાં ઉભય સ્વરૂપ;
એ કર્મ પ્રવૃત્તિ કહેવાય,બીજું નામ નિવૃત્તિ સદાય. ૧
વેદ વિધિએ જે કરવાં કામ, તે કર્મ પ્રવૃત્તિ છે નામ;
કરે ઈશ્વર જાણવા જેહ, કર્મ નામ નિવૃત્તિ તેહ. ૨
પ્રવૃત્તિ કર્મ કરતો સદા, દેવ જેવો તે થઇ રહે તદા;
યજ્ઞભાગ કાઢે જન જેહ, સુખ સ્વર્ગનું પામે તેહ. ૩
નરલોકે ધરે અવતાર, તોય હોય શ્રીમંત ઉદાર;
કરે કર્મ નિવૃત્તિનાં જ્યારે,મુક્ત થઈ રહે તત્ત્વોથી ત્યારે. ૪
સ્થાવરજંગમ જે જે દેહ, તેથી છૂટો થઇ રહે તેહ.
સ્થાવરજંગમ સૃષ્ટિ સહુ, તેમાં હું પરમાત્મા રહું. ૫
એક પરમાત્માની માંય, જક્ત પરમાણુરૂપે ત્યાંય;
એમાં આત્મા પોતાનો જેહ, કરે અર્પણ બ્રહ્મને તેહ. ૬
એમ જીવ સ્વરાજા હોય, બ્રહ્મભાવને પહોંચે સોય;
તેથી જીવપણું ટળી જાય, તદ્લીન બ્રહ્મમાં થાય. ૭
અન્ય વિદ્યાઓ સઘળી જેહ,બ્રહ્મવિદ્યા સમી નહિ તેહ;
બ્રહ્મવિદ્યા ઉપાસે રાય, તે નર મોક્ષવિષે મળી જાય. ૮
કર્મ અગ્નિહોત્રાદિક જેહ,તજે બ્રાહ્મણ જો કોય તેહ;

બ્રહ્મવિદ્યાનું સાધન જેહ, જાણો શ્રેષ્ઠ સરવથી તેહ. ૯
મહાપાપ તણી હરનાર, બ્રહ્મવિદ્યા જાણો નિરધાર;
જન અનુભવે એને જયારે, પામે પરમ નિવૃત્તિ ત્યારે. ૧૦
જન પોતાના આત્મા માંય, બ્રહ્મરૂપને જાણે ત્યાંય;
એકચિત્તે ધરે તેનું ધ્યાન, તે થઈ રહે બ્રહ્મસમાન. ૧૧
જયારે થઇ રહે સાક્ષાત્કાર, મટે જન્મ–મરણ સંસાર;
જુએ જક્તને બ્રહ્મની માંય, ફરી અધર્મ કરે નહિ કાંય. ૧૨
દેહ ધારણ કરતા પ્રાણી, તેણે લેવા પરમાત્મા જાણી;
પંચભૂત પોતામાં જેહ, ધરી ધારણા જોવા તેહ. ૧૩

છપ્પા

ઉદર તણું આકાશ, બાહ્યધ્યાને કરી દેખે;
વાયુ વાયુ માંય, તેજમાં તેજજ લેખે.
જળ દેખે જળ સંગ, અવનિ અવનિમાં એવી;
પિંડ તથા બ્રહ્માંડ, એકતા કરવી તેવી.
આત્મા પરમાત્મા તણી, એમ એકતા થાય છે;
ભવબંધનથી એમ પ્રાણીઓ, સદ્ય મુક્ત થઇ જાય છે. ૧
ધ્યાનવડે સમજાય, ઘણા ગુણ એમાં એવા;
ઝીણા ઝીણા માંય, સૂક્ષ્મ પરમાણુ જેવા.
તેને તેજે વિશ્વ, નિરંતર રહ્યું પ્રકાશી;
એવો બ્રહ્મ અનૂપ, ધ્યાનથી આવે ભાશી.
સ્વચ્છ સુવર્ણ કરતાં વળી, દેદીપ્યમાન સરખો ઘણો;
તે યોગકળાથી જાણવો, પાસે પ્રભુ પોતાતણો. ૨
કોઈ કહે એ પુરુષ, પ્રગટ પાવકમાં રહે છે;
કોઇ કહે મનમાંય, વળી તે વાસ કરે છે.
પ્રાણવાયુમાં કોય, ધારણા એની ધારે;
શબ્દબ્રહ્મમાં કોય, વાસ એનોજ વિચારે.
એવો એ પરબ્રહ્મ તે, પંચભૂત રૂપે રહે;
વૃદ્ધિ ક્ષય કરતો થકો, રથચક્ર સમો સહુને વહે. ૩

દોહા

કર જોડી કહે ભૂપતિ, સાંભળજો યમરાય;
પંચભૂત જડરૂપ છે, બ્રહ્મ કેમ કહેવાય. ૧
બ્રહ્મ તણું લક્ષણ કીયું, પંચભૂતની માંય;

સમજાવી મુજને કહો, સંશય ન રહે કાંય. ૨
વળતી યમરાજા કહે, સુણો વિદેહી રાય;
સત્‌ચિદ્‌ આનંદરૂપ એ, લક્ષણ બ્રહ્મ સદાય. ૩
સદ્‌ એ તો અવિનાશ છે, ચિદ્‌ તે જ્ઞાન પ્રકાશ;
આનંદ તે સુખરૂપ છે, એ લક્ષણ અવિનાશ. ૪
શક્તિ રહી છે બ્રહ્મમાં, માયા તેનું નામ;
સાત્વિક રાજસ તામસી, એ ત્રણ ગુણનું ધામ. ૫
શક્તિ શક્તિવંતથી, અળગી નહિ જરાય;
જેમ અગ્નિને ઉષ્ણતા, એમ બ્રહ્મને માય. ૬
અગ્નિમાંથી ઉપજે, ઝીણા તણખા જેમ;
બ્રહ્મ અગ્નિથી જીવની, છે ઉત્પત્તિ તેમ. ૭
માયામાંથી ઉપજે, પંચભૂતના દેહ;
જીવરૂપ તેમાં રહી, કરે સચેતન તેહ. ૮

ચોપાઈ ત્રિતાલ

પ્રથમ માયા મધ્યે જેહ, અંશ બ્રહ્મનો આવ્યો તેહ;
આદિપુરુષ તેને કહેવાય, તે સૃષ્ટિનું કારણ રાય. ૧
તેના અંગવિષેથી બહુ, સ્થાવરજંગમ સૃષ્ટિ સહુ;
ચોવીસ તત્ત્વ તણો સમુદાય,તેથી સરવ સચેતન થાય. ૨
ઈશ્વર નારાયણ છે એહ, સર્વ શક્તિમય કહીએ તેહ;
અખંડ જ્ઞાન ને સ્વયંપ્રકાશ,સદ્‌ચિદ્‌ આનંદ સર્વેવાસ. ૩
કારજરૂપી માયામાંય, જીવ અંશ રોકાયા ત્યાંય;
અલ્પ શક્તિ અનીશ્વર એહ, અલ્પ જ્ઞાનને પરવશ તેહ. ૪
એવા ગુણથી કહે છે જીવ, કર્મ તણે વશ ભમે સદૈવ;
ઈશ્વરને કર્મો નવ અડે, ચૌદ લોકને ભાગે ઘડે. ૫
છએ ભગ યુક્ત ગુણવાન, તે માટે કહે છે ભગવાન;
ખટવિધ ભગ છે પ્રભુમાં જેહ, શ્રુત ધરી સાંભળજો તેહ. ૬

દોહા

ઈશ્વરતા ત્રિલોકની, ધર્મ કીર્તિ કહેવાય;
અણિમાદિક સિદ્ધિ સહિત, લક્ષ્મી સેવે પાય. ૧
જ્ઞાન તથા વૈરાગ્ય ગુણ, અખંડ જેમાં હોય;
ઈચ્છે તે સહેજે બને, ઈશ્વર કહીએ સોય. ૨
જેવા ગુણ પરબ્રહ્મને, તે ઈશ્વરની પાસ;

ઈશ્વર માયાનો પતિ, જીવ માયાનો દાસ. ૩
બ્રહ્મવિષે ઐશ્વર્યતા, જો છે અપરંપાર;
જીવ અંશ છે તેહનો, તેમાં નથી લગાર. ૪
અંશીના ગુણ અંશમાં, આવ્યા જોઇએ જેહ;
બ્રહ્મ અંશ જીવને વિષે, કેમ ન આવ્યો તેહ. ૫
ઉત્તર એનો સાંભળો, તમે વિદેહી રાય;
બ્રહ્મ તણા ગુણ જીવમાં, માયામાં લેવાય. ૬
અગ્નિ અંશ રવિતણો, જળથી બૂઝે જેમ;
માયામાં ગુણ જીવના, લય પામે છે તેમ. ૭
જ્યારે જીવની બ્રહ્મમાં, ધ્યાને એકતા થાય;
તો સઘળા ઐશ્વર્ય ગુણ, આવે પાછા રાય. ૮
સરિતા સાગરમાં મળે, તો હોય સાગરરૂપ;
જીવ બ્રહ્મના ધ્યાનમાં, જો રહે મુહૂર્ત એક;
પાતક કોટી જન્મનાં, ભસ્મ કરી દે છેક. ૯
અણિમાદિક ઐશ્વર્ય ગુણ, ધ્યાને પ્રાપ્તિ થાય;
ભવબંધનથી છૂટવા, બીજો નથી ઉપાય. ૧૦

### ચોપાઇ ત્રિતાલ

ધ્યાન બ્રહ્મનું કહો છો જેહ, કોણ પ્રકારે કરવું તેહ;
અણિમાદિક ઐશ્વર્ય છે સાર, પ્રાપ્તિતણો કહો પ્રકાર. ૧
સગુણ બ્રહ્મની ધારણા ધરે, અણિમાદિક સિદ્ધિ વશ કરે;
નિર્ગુણ ખગાકાર જે ધ્યાય, મોક્ષમારગ તે જન જાય. ૨

### છપ્પા

હૃદયકમળની માંય, ધારણા ધરણી કહીએ;
ચાર કોણ આકાર, રંગ પણ પીળો લહીએ.
બ્રહ્મા તેમાં દેવ, બીજ લંકાર ઉચારે;
ઘટિકા પંચ પર્યંત, પ્રાણ કુંભક કરી ધારે.
એવી પૃથ્વી તત્ત્વની, જીવ ધારણા જે ધરે;
સ્થંભ કરી સિદ્ધિ મળે, વળી ધરા સકળમાં જય કરે. ૧
અર્ધ ચંદ્ર આકાર, ધારવું ધોળે રંગે;
કંઠ વિષે જળ તત્ત્વ, દેવ વિષ્ણુ તે સંગે.
અમૃત બીજ વકાર, વળી મનમાંય ઉચારે;
ઘટિકા પંચ પર્યંત, પ્રાણ રોકે તે ઠારે.

એમ ધારણા જળ તણી, જોગ જુક્તિએ જે કરે;
મહા વિષમ વિષ જીરવે, વળી ઝાઝા જળે તે ફરે. ૨
અગ્નિ તત્ત્વ ત્રિકોણ, તાળુની મધ્યે ધારે;
રક્ત રંગ જે રેફ, દેવ ત્યાંહાં રુદ્ર વિચારે.
ઘટિકા પંચ પ્રમાણ, પ્રાણને રોકે તેમાં;
ચમત્કાર બહુ હોય, અનોપમ સિદ્ધિ એમાં.
તે અગ્નિરૂપ આ વિશ્વમાં, ફાવે ત્યાં સુધી ફરે;
એ વિશ્વાનરી ધારણા, અતિ અદ્ભુત કારજ કરે. ૩
વાયુ તત્ત્વની માંય, ધારણા ભ્રૂમાં ધારે;
લીલો જેનો રંગ, બીજ યંકાર ઉચારે.
ઈશ્વર દેવ ઉદાર, સ્થિર ચિત્તેજ નિહાળે;
વિચરે વાયુ રૂપ, સ્વર્ગ મૃત્યુ પાતાળે.
વળી દૂર દેશની સાંભળે, દૂર થકી દેખે સહી;
પ્રાણીમાત્રના મનતણી, તે વાત સર્વ આપે કહી. ૪
શુદ્ધ નીર સમ તુલ્ય, તત્ત્વ આકાશ વિચારે;
બ્રહ્મરંધ્રની મધ્ય, ધારણા તેની ધારે.
નાદ સદાશિવરૂપ, બીજ હંકાર રહીજે;
પંચ ઘટી પર્યંત, ચિત્ત તેમાં સ્થિર કરીજે.
એ મોક્ષકપાટ ભેદન કરી, બ્રહ્મરૂપ દર્શાવશે;
કહે છોટમ એ ધારણા,અપાર સુખ ઉપજાવશે. ૫

દોહા

પંચ ઘટી લગી ધારણા, ખટ ઘટિકા લગી ધ્યાન;
એમ નિત્ય જે જન કરે, તે પરબ્રહ્મ સમાન. ૧
મનસા વાચા કર્મણા, પંચ ધારણા જેહ;
દુર્લભ છે સંસારને, જોગી જાણે તેહ. ૨
જે જે ભૂત તણી વળી, કરે ધારણા કોય;
તે તે ભૂત થકી કદા, ભય તેને નવ હોય. ૩
પંચભૂતની ધારણા, કરનારા જન જેહ;
બ્રહ્મ તણા પ્રલે લગી, મર્ણ ન પામે તેહ. ૪
નિત્ય નિત્ય અભ્યાસથી, વિચિત્ર સામર્થ હોય;
સદેહે સ્વર્ગ સંચરે, વળી આવે જઇ સોય. ૫
પદ્માસન વાળી કરી, કરે નિત્ય અભ્યાસ;

આવે ગુણ ઈશ્વર તણા, સઘળા પોતા પાસ. ૬

ચોપાઈ ત્રિતાલ

વળી ધારણા બીજી બહુ, યોગ સિદ્ધિદાયક તે કહું;
જેવા ગુણ છે ઈશ્વરમાંય, તેવા યોગી તે પામે સોય. ૧
આત્મા માયાને સંગે કરી,આપ સ્વરૂપ ગયો વિસરી;
જડ સંગે તે જડવત્ થયો,ખટભગ ઐશ્વર્ય ભૂલી ગયો. ૨

દોહા

જીવ બ્રહ્મના ધ્યાનથી, બ્રહ્મરૂપ થઈ જાય;
માટે ભજવો બ્રહ્મને, મનસા વાચા કાય. ૧
રાજા કહે યમરાયને, વચન તમારાં જેહ;
તે સઘળાં મેં સાંભળ્યાં, ગયા સર્વ સંદેહ. ૨
વચન સુધાસમ તમ તણાં,સુણ્યાં સર્વ મેં આજ;
સંશયરૂપી સર્પનું, ઝેર ગયું મહારાજ. ૩
કિલ્બિષ કોટી જન્મનાં,ભસ્મ થયાં મહારાજ;
બ્રહ્મરૂપ ભાસ્યું મને, સરીયાં સઘળાં કાજ. ૪
યમરાજા કહે ભૂપતિ, આ ઉત્તમ સંવાદ;
જે જન શ્રવણે સાંભળે, મટે સર્વ અપરાધ. ૫
બ્રહ્મવિદ્યાના શ્રવણથી, પાપ રહ્યું નથી કાંય;
સુકૃત સઘળાં ભોગવો, બ્રહ્મલોકની માંય. ૬
રાજા તે સ્વર્ગે ગયો, હું જન્મ્યો તમ ઘેર;
પૂર્વજન્મ મારા તણી, કહી મેં સઘળી પેર. ૭
હાવે કરવો માહ્યરે, યોગ તણો અભ્યાસ;
તેથી ભવબંધન તણો, નિશ્ચે થાશે નાશ. ૮
તાત કહે સુત સાંભળો, યોગતણી જે રીત;
કરવી કોણ પ્રકારથી, તે કહો આણી પ્રીત. ૯
મન વિષયો સાથે રહે, જેવું જળમાં મીન;
અતિશે ચંચલ એહ છે, કરી શકે કોણ ભિન્ન. ૧૦
પુત્ર કહે પિતા સુણો,જો મન વશ નવ થાય;
સિદ્ધિ ન મળે યોગની, યુગ યુગ વીતી જાય. ૧૧
દોષ જુએ વિષયો વિષે, જન્મ-મરણનો ત્રાસ;
મન દઢ રાખે લક્ષમાં, પ્રથમ જીતે શ્વાસ. ૧૨
ઢોંગી ધૂતારા ઘણા, લે યોગીનો વેશ;

દામ ચામના લાલચુ, ફરતા દેશેદેશ. ૧૩
ઔષધ ધાતુ કીમીઆ, જાદુ જંત્ર ને મંત્ર;
વાતો કરતા વહેમની, એહ તમાસા તંત્ર. ૧૪
ભોજન ઈચ્છે ભાવતાં, માલપુવા મિષ્ટાન;
ગર્ક રહે ગાંજાવિષે, ધરી દેખાડે ધ્યાન. ૧૫
સેવે અગ્નિ અંગના, જન સંગે રહે જેહ;
લોલુપ બહુ લવતા ફરે, યોગિ ન કહીએ તેહ. ૧૬

છપ્પા

ધરી ભયાનક ભેખ, ભાંગ ધંતુરો ચાવે;
લોચન રાખે લાલ, દંભથી લોક ડરાવે.
યમનિયમાદિક યોગ, રીત્ય તેની નવ જાણે;
સમરથ હુતા સિદ્ધ, ગુરુના ગુરુ વખાણે.
ગપ્પો હાંકે અતિ ઘણી, વળી સંસારીને છેતરે;
દામ હરે દુનિયા તણું, કપટ બહુ કરતા ફરે. ૧
યોગી કેમ જણાય, પરીક્ષા કહું છું તેની;
સબળ હોય કૃશ દેહ, ચળકતી કાન્તિ એની.
વદન સદાય પ્રસન્ન, નેત્ર નિર્મળ સુખકારી;
રણકે ઘટમાં નાદ, વદે મુખ વાણી સારી.
વળી બિંદુ અચલ અરોગતા, જઠરાનલ જાગ્રત રહે;
લાગ્યું રહે મન લક્ષમાં, મહાયોગીજન તેને કહે. ૨

દોહરા

પુત્ર કહે પિતા સુણો, યોગવિધિ છે જેહ;
દત્તે અલર્કને કહી, હું તમને કહું તેહ. ૧
તાત કહે મુજને કહો, દત્તાત્રેયની વાત;
યોગેશ્વર ક્યાંથી થયા, કોણ માત ને તાત. ૨
પુત્ર કહે પિતા સુણો, દત્તાત્રેય ચરિત્ર;
સુરત ધરીને સાંભળે, પ્રાણી થાય પવિત્ર. ૩
પુર પ્રસ્થાન વિષે હતો, કૌશીક બ્રાહ્મણ કોય;
પૂર્વજન્મના પાપથી, થયો કોઢીઓ સોય. ૪
પવિત્ર પત્ની તેહની, પતિવ્રતા ભરપૂર;
સ્વામીની સેવા વિષે, શંકા ધરે ન ઊર. ૫
ગંદો ગંધાતો ઘણો, ગળત કોઢથી તેહ;

સેવા કરતી સુંદરી, ઈશ્વર જાણી એહ. ૬
એક સમે તે વિપ્રના, મનમાં ઉપજ્યો કામ;
જાવાની ઇચ્છા કરી, ગણકા કેરા ધામ. ૭
પતિવ્રતાને પ્રીતથી, કહેવા લાગ્યો તેહ;
મુજને લેઈ જા માનુની, ગુણકા કેરે ઘેર. ૮
વચન પતિનાં પાળવા, હૈયે ધારી હામ;
સુખે વળતી સંચરી, જાણી પતિ સકામ. ૯
સુગંધ ચોળ્યું સ્વામીને,શરીર કીધું સ્વચ્છ;
કાંધે લીધો કંથને, ભીડી સારો કચ્છ. ૧૦
રસ્તો સૂઝે નહિ રાતમાં, ઘણી રાત ઘનઘોર;
મારગ મધ્યે શૂળીએ, ચઢયો હતો એક ચોર. ૧૧
અંધારામાં આથડી, શૂળી દ્વિજને શીશ;
પીડાથી પોકારીઓ, ચોરે પાડી ચીસ. ૧૨
ચોર કહે મુજને નડયો, જે જન મુજ અજાણ;
નિશ્ચે સૂરજ ઉગતાં, જાશે તારા પ્રાણ. ૧૩
શાપ સાંભળી સુંદરી, મનમાં કર્યો વિચાર;
ભાનુ ઉગ્યો ભાળશે, મરશે મુજ ભરથાર. ૧૪
મન વાણી કર્મે કરી, પતિવ્રત પાળ્યું હોય;
આજ થકી આકાશમાં, અર્ક ન ઉગે કોય. ૧૫
પતિવ્રતાના વચનથી, અટકી રહ્યો દિનેશ;
અંધારી રજની મહીં, થયો જક્તને ક્લેશ. ૧૬

છપ્પો

સ્નાન દાન જપ હોમ, કર્મ સંધ્યાદિ કોઇ;
ઉગે નહિ જો અર્ક, કરે કોણ સઘળાં સોઈ.
વાર પર્વ તિથિ કાળ, જ્ઞાન કોઇને કયમ રહેશે;
નર વાનર ખગ જાત,ભૂખ દુઃખ કયાં લગી સ્હેશે.
ખેતીવાડી ને વળી, વિધવિધ જે વ્યવહાર છે;
સઘળી સૃષ્ટિમાત્રને, એ અર્ક તણો આધાર છે. ૧

દોહા

દેવ મુનિ દુઃખીઆ થયા, દેખી મોટી રાત;
અંધારે અકળાય છે, સઘળી માનવજાત. ૧
પતિવ્રતાના વચનથી, અર્ક ઉદય ના થાય;

દેવમાત્ર દુઃખીઆ થયા, પ્રજા ઘણી પીડાય. ૨

**ચોપાઈ ત્રિતાલ**

પછી બ્રહ્માજી બોલ્યા ત્યાંય, તમે દેવ ન ડરશો કાંય;
અનસૂયા અત્રિની નારી, સતી શ્રેષ્ઠ પતિવ્રત ધારી. ૧
તેને મળશો તમે જઈ જ્યારે, થશે કારજ સિદ્ધિ ત્યારે;
રવિ સ્થંભ્યો વચને જેને, સતી સમજાવશે જઈ તેને. ૨
વિધિવચન સુણી તતખેવ, ગયા અનસૂયા પાસે દેવ;
અહો દેવી કરો શુભ કામ, જાવ પતિવ્રતાને ધામ. ૩
રવિ થંભ્યો છે વચને જેને, તમે સમજાવો જઈને તેને;
રહે રાત્રિ નિરંતર જ્યારે, ધર્મ કર્મ કરે કોણ ત્યારે. ૪
સુણી અનસૂયા એવી પેર, ગયાં કૌશીકપત્નીને ઘેર;
અરે ઘેલી પતિવ્રત તારૂં, કર્યું વિશ્વ બધામાં અંધારૂં. ૫
ધર્મ પાળતાં અધર્મ થાય, ત્યારે કેમ રીઝે જગરાય;
કહે પતિવ્રતા સુણો માય, મરે સ્વામી પ્રભાત જો થાય. ૬
માટે મેં સૂરજને કહ્યું, ઉદયવિના અંધારૂં રહ્યું;
અનસૂયા કહે તારો પતિ, હું જીવાડી આપીશ સતી. ૭
અજર અમર ને આરોગ્ય, ભોગવશે તુજ સાથે ભોગ;
આજ્ઞા આપો રવિને આજ, તો ઉગે નભે ગ્રહરાજ. ૮
મરે પતિ તો જીવતો કરૂં, તોજ પતિવ્રત મ્હારૂં ખરૂં;
પતિસેવાથી જે જે હોય, તે તુજને દેખાડું સોય. ૯
પતિવ્રતા રીઝી મનમાંય, આજ્ઞા આપી રવિને ત્યાંય;
ઉદયાચળપર ઉગ્યો દેવ, પામ્યો મરણ પતિ તતખેવ ૧૦
અનસૂયા બોલ્યાં બળ કરી, જો હું પતિવ્રતા છું ખરી;
તો આ બ્રાહ્મણ જીવતો થજો,આરોગ્ય ને આરામ રહેજો. ૧૧
અનસૂયાની વાણી સુણી, થયો જીવતો સતીનો ધણી;
આળસ મરડી ઉઠયો તેહ, થયો દેવના જેવો દેહ. ૧૨
પુષ્પવૃષ્ટિ થઈ તેણી વાર, કર્યો દેવોએ જયજયકાર;
ધન્યધન્ય પતિવ્રત કહેવાય, જેથી મૃત સજીવન થાય. ૧૩

**દોહા**

પરમ ધર્મ પતિવ્રતા, કહેવા લાગ્યા સોય;
પતિવ્રત જેવું જક્તમાં,તપ મોટું નહિ કોય. ૧
દેવીં કારજ દેવનું, કીધું ઉત્તમ એહ;

હાવે વર કાંઇ અમ કને,માગો જોઇએ તેહ. ૨

### ચોપાઈ ત્રિતાલ

શિવ બ્રહ્માને વિષ્ણુ સમેત, બોલ્યા એણીપેર આણીને હેત;
બોલ્યાં અનસૂયા તેણીવાર, થાવ ત્રણે અમારા કુમાર. ૧
અસ્તુ કહીને આપ્યું વરદાન, થયા વળતા તે અંતરધાન.
વળતી અંશ બ્રહ્માનો જેહ, થયા ચંદ્રમારૂપે તેહ. ૨
શિવ અંશ દુર્વાસારૂપ, થયા વિષ્ણુ તે દત્તસ્વરૂપ;
દેવદત્ત તણું ચરિત્ર, અતિ ઉત્તમ પરમ પવિત્ર. ૩
અંગોઅંગ મહાદ્યુતિકારી, દીસે નખશિખ શોભા સારી;
રૂડું વદન રહ્યું છે હસી, જેવો શરદ્પૂનમનો શશી. ૪
ઘનશ્યામ કમલદલનેને, મહામંગળ ગુણ કરુણા એને;
દીર્ઘ બાહુ ને હૃદય વિશાળ,ભલું તિલક બિરાજે ભાળ. ૫
જટા મુગટ બિરાજે શીશ, મહાયોગી રૂપે જુગદીશ;
હતું સરોવર મોટું જ્યાંય, કીધું આશ્રમ જઇને ત્યાંય. ૬
વહે મંદ સુગંધ સમીર, અતિ નિર્મળ સરોવર નીર;
ખીલ્યાં કમળ સુગંધીદાર, ચંપો મોગરો કેળી મંદાર. ૭
ત્યાં દત્તે કીધો નિવાસ, બેઠા કરવાને યોગ અભ્યાસ;
બીજા ઋષિઓના પુત્રો જેહ, રહ્યા સેવામાં સઘળા તેહ. ૮
યમ નેમ ને આસન સાર, પ્રાણાયામ ને પ્રત્યાહાર;
પછી ધારણા ધ્યાન સમાધી, રાજયોગની પદવી બાંધી. ૯
મહાસિદ્ધિઓ સઘળી જેહ, રહી સેવામાં આવી તેહ;
ગયા દિવસ કેટલા વહી, મહાલક્ષ્મી પ્રગટ ત્યાં થઇ. ૧૦
સુંદર સરોવરના જળમાંય, દીઠી નારી મનોહર ત્યાંય;
રાખી દત્ત મુનિએ પાસ, કરે નિત્ય આનંદ વિલાસ. ૧૧

### દોહા

કાર્તવીર્યાર્જુન થયો, અવની ઉપર રાય;
ગર્ગાચાર્ય ગુરુજીને, પૂછ્યું લાગી પાય. ૧
કોણ દેવ ઉપાસતાં, સુખ સંપત્તિ હોય;
મનવાંચ્છિત ફળ પામીએ,શત્રુ ન ગાંજે કોય. ૨
ગર્ગ કહે સુણ ભૂપતિ, દત્ત દેવ છે આજ;
ભાવે ભજતાં તેહને, સિદ્ધ કરે સૌ કાજ. ૩
મહિમા મોટો દત્તનો, જાણે છે સહુ દેવ;

જીત્યા દાનવમાત્રને, કરતા જેની સેવ. ૪
દાનવના ભયથી થયો, ઇંદ્રાદિકને ત્રાસ;
આવ્યા સહુ ટોળે મળી, દત્તાત્રેયની પાસ. ૫
ઇંદ્ર કહે પ્રભુ આપ છો, વિષ્ણુના અવતાર;
તમ વિણ કોણ કરી શકે, દાનવનો સંહાર. ૬
દત્ત કહે મદિરા તણું, હું કરનારો પાન;
તેથી જીતાશે નહિ, છે દાનવ બળવાન. ૭
દેવ કહે મદિરા થકી, તમને દોષ ન હોય;
ગંદુ જળ ગંગાવિષે, ભળતાં દોષ ન કોય. ૮
દત્ત કહે યુવતી તણો, મેં કીધો છે સંગ;
તેથી જાણો માહરૂં, અશુદ્ધ સઘળું અંગ. ૯
દેવ કહે દૂષણ નહિ, મહા માયાનું કાંય;
અખિલ સૃષ્ટિ ઉપજે, એના ઉદર માંય. ૧૦
વચન સાંભળી દેવનાં, રીઝયા દત્ત દયાળ;
દાનવ મુજ દષ્ટે પડે, કરૂં એમનો કાળ. ૧૧

ચોપાઇ ત્રિતાલ

પછી દેવ ને દાનવ તણો, મચ્યો દારુણ સંગ્રામ ઘણો;
તેથી હારીને નાઠા દેવ, આવ્યા દત્ત પાસે તત્ખેવ. ૧
આવી દાનવ પૂઠે ધાયા, દીઠી લક્ષ્મી દેવી માયા;
ભલી ભામિની અદ્ભુત રૂપ, મોહ પામ્યા તે દાનવ ભૂપ. ૨
લીધી પાલખીમાંય ચઢાવી, હવે દાનવની બની આવી;
જોઈ દત્તને ઉપજ્યું હાસ, બોલ્યા દેવ હુતા જે પાસ. ૩
હાસ તણું કારણ હોય જેહ, દેવ કહે કહો સ્વામી તેહ;
દત્ત કહે લક્ષ્મી છે સાર, સ્થાન ભેદ ફળની દાતાર. ૪
ચરણે લક્ષ્મી સ્થાનક હોય, વાહન વસ્ત્ર વસુપ્રદ સોય;
ગુહ્યે હોય લક્ષ્મીનો વાસ, પામે વનિતા ભોગ વિલાસ. ૫
ક્રોડ સ્થાનકે પુત્રો બહુ, હૃદય મનોરથ પૂરે સહુ;
લક્ષ્મી કંઠ સ્થાનકે હોય, કંઠાભૂષણ પામે સોય. ૬
મુખે હોય તો કવિતા કરે, શિષવિષે તો સર્વસ્વ હરે;
શિષે ધરી દાનવે એહ, નિશ્ચે માર્યા જશે તેહ. ૭
વળી કર્યું પરદારા હરણ, માટે થશે તેમનું મરણ;
એવી જુક્તિ દત્તે કરી, દાનવનું બળ લીધું હરી. ૮

### દોહા

દાનવ હાર્યા જુદ્ધથી, જય પામ્યા સહુ દેવ;
પોતપોતાને સ્થાનકે, વસ્યા સુખે તતખેવ. ૧
ગર્ગમુનિએ દત્તનો, કહ્યો ઘણો મહિમાય;
ભક્તિ ઉપજી ભૂપને, મનસા વાચા કાય. ૨
સહસ્રાર્જુન વળતો ગયો, દત્ત દેવ છે જ્યાંય;
સેવા શુદ્ધ ચિત્તે જઈ, કીધી વળતી ત્યાંય. ૩
ભક્તિ જોઈ ભૂપાળની, રીઝયા શ્રી ભગવાન;
સહસ્રાર્જુનને આપીયાં,વળતી શુભ વરદાન. ૪
બળ હજાર બાહુ તણું, આપ્યું એણીવાર;
ત્રણે લોકમાં જય કરે, એવો થયો ઉદાર. ૫
દત્તે અલર્કને કહી, યોગતણી જે રીત;
પુત્ર પિતા પ્રત્યે કહે, આણી પૂરણ પ્રીત. ૬

### ચોપાઈ ત્રિતાલ

નગર અયોધ્યા કૌશલ દેશ, થયો અલર્ક નામે નરેશ;
મદાલસા છે તેની માત, તેણે બોધ કર્યો સાક્ષાત. ૧
આપી હતી મુદ્રિકા એક, લખ્યો હતો તેમાં વિવેક;
કષ્ટ સમયે સહુ કરવું ત્યાગ,ભજવો બ્રહ્મ ધરીઅનુરાગ. ૨
પરચક્રે પીડાયો બહુ, કોશ થઈ ગયા ખાલી સહુ;
વાંચી મન ઉપજ્યો વૈરાગ, તરત સર્વેનો કીધો ત્યાગ. ૩
આવ્યો દેવદત્તની પાસ, કરવા લાગ્યો દુઃખપ્રકાશ;
દત્ત કહે કોને દુઃખ થાય, કરી વિચાર કહો મુને રાય. ૪
જોયું અલર્કે મનમાં મથી,દુઃખ કે સુખ આત્માને નથી;
આકાશાદિ તત્ત્વો જેહ,દુઃખસુખથી યુક્ત નહિ તેહ. ૫
અહંમમેતિ દુઃખનું મૂળ, તેથી ઉપજે સઘળાં શૂળ;
માટે દુઃખ જેવું નથી કાંઇ, મેં શોધી જોયું મનમાંઇ. ૬
વળતી કહે દત્ત ભગવાન,તારા ઘટમાં ઉપજ્યું જ્ઞાન;
આત્મા પરમાત્મામાં મળે, અહંમમતાની ગ્રંથિ ટળે. ૭
કરે યોગનો જે અભ્યાસ, વિષયવાસના પામે નાશ;
યોગ તણાં છે આઠે અંગ,તે સાંભળજો ધરી ઉમંગ. ૮
પ્રથમ પાળે યમ ને નેમ, તેથી હોય છે યોગ ક્ષેમ;
પ્રથમ અહિંસા યમ કહેવાય,કોઈ જીવની હિંસા ન થાય. ૯

બીજું સત્ય નામ છે જેહ,અસત્ય ભાષણ ન કરે તેહ;
આસ્તેય છે ત્રીજું સહી, કોઇનું ચોરી લેવું નહી. ૧૦
બ્રહ્મચર્ય ચોથું કહેવાય, સ્વપ્ને પણ બિંદુ નવ જાય;
અપરિગ્રહ છે પાંચમું જેહ,દેહાદિક ઉપર નહિ સ્નેહ. ૧૧
હવે પાંચ નેમ છે સાર, પાળે તે યોગી નિરધાર;
યમ સાધનવીણ યોગી હોય, યોગસિદ્ધિ ન પામે કોય. ૧૨

દોહા

શૌચ સંતોષ સ્વાધ્યાય તપ,વળી ઈશ્વરપ્રણિધાન;
પાંચ નેમ એ પાળવા, રાખી બુદ્ધિ સમાન. ૧
બાહ્ય જળ મૃત્તિકા વડે, પવિત્ર રાખે દેહ;
રાગ દ્વેષ મનથી તજે, શૌચ કહાવે તેહ. ૨
લાભ થકી હરખે નહિ, હાનિથી નહિ શોક;
સુખ દુઃખમાં સમતા રહે, તે કહીએ સંતોષ. ૩
અર્થ વિચારે વેદને, ઉપનિષદ્ અધ્યાય;
સૂક્ષ્મ વેદ ભૂલે નહિ, તે કહીએ સ્વાધ્યાય. ૪
દેહ દમન કરવા થકી, ઇંદ્રિયનિગ્રહ થાય;
મન મારી મેંદો કરે, તેને તપ કહેવાય. ૫
ઈશ્વરને અર્પ્યા વિના, કરે નહિ જળપાન;
સર્વે સમર્પી જે ગ્રહે, તે ઈશ્વરપ્રણિધાન. ૬
એવા યમ ને નિયમથી,યોગ સિદ્ધ થઇ જાય;
મહા વ્રતધારી જે રહે, તે યોગી કહેવાય. ૭

છપ્પા

પાળે નહિ યમ નેમ, ભેખ બહુ ધરે પખંડી;
પાળે નહિ યમ નેમ, દંડી તે લહો વિતંડી.
પાળે નહિ યમ નેમ, સ્વાદ તે ઇચ્છે સારા;
પાળે નહિ યમ નેમ, ભજે જે જન પરદારા.
યમ નેમ નથી જે પાળતા,તે સાધક સિદ્ધ થતા નથી;
દત્ત કહે અલર્ક સુણો,સત્ય વાત કહું છું કથી. ૧

ચોપાઈ ત્રિતાલ

ચોરાશી આસન છે રાય, સારભૂત તે બે કહેવાય;
સિદ્ધાસન પદ્માસન જેહ, શ્રેષ્ઠ સકળથી જાણો તેહ. ૧
વામચરણની પાની જેહ, જમણા ઉપર ધરવી તેહ;

જમણા પગની પાની સાર, ધરવી વામે ઉર મોઝાર. ૨
પૂંઠળ હાથ ફેરવી કરી, બે અંગુઠા ગ્રહવા ફરી;
ચીબુક છાતીએ સ્પર્શ કરે, દૃષ્ટિ તે ભ્રકુટીમાં ધરે. ૩
પદ્માસન છે એનું નામ, તેથી નાશે રોગ તમામ;
ડાબા પગની એડી જેહ, યોનિસ્થાનક ધરવી તેહ. ૪
મેઢ્ર ઉપર જમણો પગ ધરે, દૃષ્ટિને નાસાગ્રે ધરે;
સ્થંભાકાર શરીરથી હોય, પ્રણવ હૃદયમાં ધારે સોય. ૫
સિદ્ધાસન એને કહેવાય, મોક્ષ-કપાટ ઉઘાડે રાય;
ગુદાસ્થાને પંકજ સાર, કહીએ તે પાંખડી ચાર. ૬
મૂળકમળ છે એનું નામ, મૂળ નાડીનું છે તે ઠામ;
મૂળ કમળની ઉપર જેહ, સ્વાધિષ્ઠાન કમળ છે એહ. ૭
શ્વાસાતણું મૂળ તે ઠામ, સ્વાધિષ્ઠાન તે થકી નામ;
તે પંકજની છે ખટ આર, નાડી ત્યાં બહોતેર હજાર. ૮
વાયુવાહિની દશ તે માંય, પ્રાણ પ્રવેશ કરે છે ત્યાંય;
તંતુ મણિમાં પ્રોવે જેમ, નાભીમધ્યે પ્રોવાયો તેમ. ૯
માટે નાભિકમળ છે જેહ, મણિપુર નામ ધર્યું છે તેહ;
નાભીથી ઉંચો વહે પ્રાણ, નીચો વહે અપાન પ્રમાણ. ૧૦
એક એકને ખેંચે રાય, ઉંચા વહે ને નીચે જાય;
શ્વાસોશ્વાસની મધ્યે જીવ, ધક્કા ખાતો રહે સદૈવ. ૧૧
શ્વાસ પ્રવેશે થાય સકાર, નીસરતાં તે થાય હકાર;
સોહં હંસ મંત્ર છે જેહ, જપે જીવ નિશદિન તેહ. ૧૨
ખટસેં ને એકવીસ હજાર, જાપ જીવના એ નિરધાર;
ઇડા નાડી તે ડાબી વહે, દક્ષિણ ભાગે પિંગળા રહે. ૧૩
મધ્યે વહે સુષુમ્ણા નામ, ચંદ્ર સૂરજ પાવક તે ઠામ;
અજપા ગાયત્રી છે સાર, યોગીને મુક્તિદાતાર. ૧૪
પંચ ભૂતના પ્રાણીની માંય, પંચ ઘટિકા વહે છે ત્યાંય;
પંચદેવનો તેમાં વાસ, સર્વ મળી થયો શ્વાસોશ્વાસ. ૧૫
શ્વાસોશ્વાસની મધ્યે જીવ, ઉંચો નીચો જાય સદૈવ;
જ્યારે પ્રાણાયામ સધાય, ત્યારે જીવની સ્થિરતા થાય. ૧૬

દોહા

વાયુની સ્થિરતા થકી, ચિત્તની સ્થિરતા હોય;
જો ચિત્તની સ્થિરતા કરે, જીવ શિવમય સોય. ૧

એ સમાન વિદ્યા નહિ, એ સમાન નહિ ધર્મ;
એ સમાન સાધન નહિ, એ દાયક પદ પર્મ. ૨
પ્રણવ ઉપાસન પરહરી, અન્ય ઉપાસે કોય;
કાચે ઘડે સમુદ્ર જળ, તરવાઇ છે સોય. ૩
હૃદયકમળ દળ બારનું, શોડષ કંઠે હોય;
ભ્રુકુટી દ્વેદલ જાણીએ, શીષ સહસ્ત્રદલ સોય. ૪

ચોપાઈ ત્રિતાલ

પ્રાણાયામ તણી જે રીત, તે સાંભળજો આણી પ્રીત;
પૂરક કુંભક રેચક જેહ, પ્રાણાયામ કહાવે તેહ. ૧
બ્રહ્મચર્ય ને મિતાહાર, ત્યાગી યોગપરાયણ સાર;
એક વર્ષમાં સિદ્ધિ હોય,એમાં સંશય ન કરો સોય. ૨
ઇડા નાડીએ પૂરે શ્વાસ, કરે રેચક પિંગલા પાસ;
કુંભવિષે પૂરે જળ જેમ, કુંભક શ્વાસ જાણવો તેમ. ૩
એમ પ્રાણને સાધે જેહ, તેનો હોય અજરામર દેહ;
જુગતે જુગતે સાધે પ્રાણ, થાય સિદ્ધ પરમ સુજાણ. ૪
જુક્તિવિના સાધન આચરે, તે યોગી થઈ નિશ્ચે મરે;
સિંહ ગજ વાઘ આદિ જેહ, શનૈ શનૈ વશ થાયે તેહ. ૫
એમ જુગતે કરે અભ્યાસ, જોગી જન જીતે શ્વાસ;
બ્રહ્મા વિષ્ણુ ને શિવ જેહ, પ્રાણાયામ પરાયણ તેહ. ૬
કડવું ખાટું ખારૂં કહીં, યોગી જને ખાવું નહીં;
ધાતુ પોષણકારક જેહ, જમવું યોગી જનને તેહ. ૭
ઓઘ પાપના જો હોય બહુ, પ્રાણાયામે બાળે સહુ;
હવે કહું છું પ્રત્યાહાર, જેથી મનના મટે વિકાર. ૮
કૂર્મ અંગ સંકોચે જેમ, પ્રત્યાહાર જાણવો તેમ;
બાહ્ય ઈંદ્રીના વિષયો જેહ, આત્મામાં યોજે તેહ. ૯
લાગી રહે મન લક્ષાકાર, તેને કહીએ પ્રત્યાહાર;
તત્ત્વ તણી ધારણા ધરે, તે યોગી મન વશ કરે. ૧૦
જ્યારે મનની સ્થિરતા થાય,ત્યારે ધ્યાન પ્રભુમાં જાય;
ધ્યાનવડે મન નિશ્ચળ કરે, તેથી થઇ સમાધિ કામ સરે. ૧૧

દોહા

જળમાં જળ જેમ જઈ મળે, પયમાં પય મળી જાય;
જીવ મળે જગદીશમાં, શુદ્ધ સમાધિ થાય. ૧

એમ યોગ અષ્ટાંગનાં, સાધન જે કરનાર;
જીવ શિવ થઈ જાય છે, ભિન્ન ન રહે લગાર. ૨

ચોપાઇ ત્રિતાલ

આઠે અંગ યોગનાં જેહ, કહ્યા દત્તે અલર્કને તેહ;
સુણી વચન સુખીઓ થયો, પછી ઘેર પોતાને ગયો; ૧
પુત્રે કહી પિતાને વાત, તેથી રીઝયો મનમાં તાત;
ત્યાગ કરી સઘળો સંસાર, યોગી થઇ પામ્યા ભવપાર. ૨

દોહા

પક્ષી કહે જૈમુનિ સુણો, કર્મ કરે છે જેહ;
વારંવાર સંસારમાં, ધારે બહુધા દેહ. ૩
જ્ઞાન ઉપજે બ્રહ્મનું, કર્મ ભસ્મ થઈ જાય;
જીવભાવ સઘળો ટળે, જીવ બ્રહ્મ થઇ જાય. ૪

ચોપાઈ ત્રિતાલ

જડ આખ્યાન સાંભળે જેહ, પાપરહિત હોય તેનો દેહ;
અહંકારની ગ્રંથિ ગળે, શોક મોહ સંતાપ ટળે. ૧
માર્કંડેય પુરાણે વાત, અલ્પ મતિએ કહ્યું સાક્ષાત;
એનો જે જન કરે વિચાર, તેહ પ્રાણી પામે ભવપાર. ૨
ઓગણીસે અઠ્ઠાવીસ સાર, જયેષ્ઠ કૃષ્ણ સાતમ ગુરુવાર;
અંતરજામી ઈશ્વર જેહ, રચ્યો ગ્રંથ પરમારથ તેહ. ૩
નિમિત્તમાત્ર છે છોટમ નામ, કર્તા અંતરજામી રામ. ૪

ઇતિ શ્રી જડમુનિ આખ્યાન સંપૂર્ણ.



# ૬-ચંદ્રચરિત્ર આખ્યાન

દોહા

પુરુષોત્તમ પરમાત્મા, અકળ અક્ષરાતીત;
સત્ ચિત્ આનંદરૂપ છે, એક સદા અદ્વૈત. ૧
તે પ્રભુને પ્રીતે કરી, પરથમ લાગુ પાય;
જેની કૃપાકટાક્ષથી, મનવાંછિત ફળ થાય. ૨
નગર એક ચંદ્રાવતી, ચંદ્રસેન રાજન;
પટરાણી પદ્માવતી, શીલનિધિ એક તન. ૩
સકળ કળાએ શોભીતો, બુદ્ધિવંતો બાળ;
જોઈ જોઈ આનંદ પામતો,ભાવ ધરી ભૂપાળ. ૪

ચોપાઈ ત્રિતાલ

થયો આઠ વરસનો કુમાર, પછી રાજાએ કીધો વિચાર;
દીધું ઉપવીત આણી ઉમંગ,પછી સોંપ્યો ગુરુની સંગ.૧
એને વિદ્યા ભણાવો સહુ, તેથી બુદ્ધિ સુધરશે બહુ;
હોય મૂરખ કુંવર જ્યારે, તેથી રાજ નભે નહિ ત્યારે. ૨
હોય વિદ્યા વગરનો જેહ, થાય પશુ બરાબર તેહ;
તેને જ્યાં દોરે ત્યાં જાય, એમ અંધ બધે અથડાય. ૩
પર આધીન રહે પશુ જેમ, નર વિદ્યાવિનાનો તેમ;
ન્યાય અન્યાય કાંય ન લહે, જડ બુદ્ધિનો તેને કહે. ૪
વેદશાસ્ત્ર તણો જે સાર, નવ ભણે તે જીવ ગમાર;
જીવ ઈશ્વર ધર્મ અધર્મ, તેનો મૂઢ ન જાણે મર્મ. ૫
હોય મૂરખ કુળમાં જેહ, બોળે નામ બાપનું તેહ;
હોય મૂરખ જ્યારે રાય, તેની પ્રજા ઘણી પીડાય. ૬
ગુણવંત તણા ગુણ જેહ,તેને પરખી શકે નહિ તેહ;
હતો વરરુચિ પંડિત જ્યાંય,સોંપ્યો પુત્ર તેના કરમાંય. ૭
કહે પંડિત પ્રત્યે ભૂપાળ,સોંપ્યો તમને અમારો બાળ;
એને વિદ્યા ભણાવો સહુ, ગુણ માનીશું તેથી બહુ. ૮
સુણી ભૂપતિ કેરાં વચન, માન્યું પંડિત કેરૂં મન;
રાખ્યો કુંવર પોતાને ધામ,તેને ગ્રંથ ભણાવ્યા તમામ. ૯
ચાર વેદ ને વેદનાં અંગ,ભણ્યાં કુંવરે આણી ઉમંગ;

ધર્મશાસ્ત્ર પુરાણ ને ન્યાય, ઘણા વૈદક કેરા ઉપાય. ૧૦
ચૌદ વિદ્યા ને ઉપવેદ ચાર, પામ્યો વિધવિધ ગ્રંથોનો પાર. ૧૧

દોહા

ગાન તાન વાજીંત્રની, શીખ્યો વિદ્યા સાર;
અસ્ત્ર શસ્ત્ર આયુધના, શીખ્યો સકળ પ્રકાર. ૧
માનવદેહને સાધવા, જે પુરુષારથ ચાર;
તેના ગ્રંથ ભણી કરી, થયો ઘણો હુંશિયાર. ૨
ધર્મ અર્થ ને કામના, મોક્ષ તણા જે ગ્રંથ;
ચારે પુરુષારથ થકી, મળે મોક્ષનો પંથ. ૩
ધર્મ ધર્મ સહુ કો કહે, ધર્મ ન જાણે કોય;
પ્રભુની આજ્ઞા પાળવી, ધર્મ કહાવે સોય. ૪
સત્ય વડે જે ધન રળે, હુન્નર કરી હજાર;
પુણ્યમારગે વાપરે, અર્થ એજ નિરધાર. ૫
પોતાની પત્ની થકી, પ્રજા ઉપજાવે જેહ;
પરદારાને ના ભજે, કામ કહાવે તેહ. ૬
પાપતણાં બંધન થકી, જે જન છૂટો થાય;
ભક્તિ કરે કરતારની, મોક્ષ તેહ કહેવાય. ૭
એ પુરુષારથ ચારથી, ભ્રષ્ટ થાય છે જેહ;
પશુ બરાબર માનવી, નિશ્ચે જાણો તેહ. ૮
ધર્મ અર્થ ને કામનો, પ્રથમ કરી ઉપભોગ;
પરમેશ્વરને પામવા, વળતી કરવો જોગ. ૯
એવી આજ્ઞા વેદની, મર્મ શાસ્ત્ર તણો એહ;
પુરુષારથ સાધન કરે, પંડિત પૂરો તેહ. ૧૦
પુરુષારથ સાધ્યા વિના, ભેખ ધરીને જાય;
સેવે કંચન કામિની, તે નર નરકે જાય. ૧૧
એવી વિદ્યા ગુરુ થકી, પામ્યો રાજકુમાર;
ગુરુને આપી દક્ષિણા, ગયો પોતાને ઠાર. ૧૨
કરી પરીક્ષા પુત્રની, રાય થયો રળિયાત;
પાસ બેસાડી પ્રીતથી, પૂછી સઘળી વાત. ૧૩
એક દિવસ એ કુંવરે, મનમાં કર્યો વિચાર;
દેશાટન કીધા વિના, અફળ જાય અવતાર. ૧૪
દેશ વિદેશ ફરે નહિ, જે માનવની જાત;

તે કૂવાનો દેડકો, ન લહે બીજી વાત. ૧૫
ભાષા સઘળા દેશની, જૂદી જૂદી જેહ;
દેશાટન કીધા વિના, માનવ ન લહે તેહ. ૧૬
પહેરવેશ વળી જૂજવા, જૂદી જૂદી રીત;
રાજકાજ ને ધર્મની, જૂદી સઘળી નીત. ૧૭
પર્વત સાગર ને નદી, પશુ પક્ષી ને વૃક્ષ;
જૂદાં દેશે દેશમાં, જોતો હોયે દક્ષ. ૧૮
દેશાટન કીધા વિના, ઠગથી તેહ ઠગાય;
ભેખ ધરી બહુ ભાતના, ધૂર્તો ધૂતી ખાય. ૧૯
ગપો ઝાઝી ગોઠવે, ગોસાંઇ સાધુ લોક;
નજરે જઈ જોયા વિના, માને મૂરખ કોક. ૨૦
ગ્રંથ અનેક જુએ નહિ,વળી જુએ નહિ દેશ;
તેની બુદ્ધિ બાપડી, પંગુ રહે હમેશ. ૨૧
બાવો બોલ્યા તે ખરૂં, ખોટું કેમ કહેવાય;
વચન તણા વિશ્વાસથી, ભોળાને ઠગી જાય. ૨૨
કાળો ને ધોળો વળી, રાતો પીળો જેહ;
સાગર છે ભૂગોળમાં, જઇને જોવો તેહ. ૨૩
એમ વિચાર કરી ઘણા, કહી તાતને વાત;
દેશાટન કીધા વિના,નર પશુ સમ સાક્ષાત. ૨૪
આજ્ઞા આપો મુજને, તો જઈ જોઉં તમામ;
તીરથ સઘળાંમાં ફરી, કરીશ ઉત્તમ કામ. ૨૫
તાતે આપી આગના, જાઓ જુઓ સૌ દેશ;
બહુ બુદ્ધિ જેથી વધે, એ સાચો ઉપદેશ. ૨૬

ચોપાઇ ત્રિતાલ

ચાલ્યો સજ થઇ રાજકુમાર, ગયો ઉત્તર દેશ માંઝાર;
હિમગિરિ છે પર્વત જેહ, તેની પાર ગયો પછી તેહ. ૧
આવ્યું માનસરોવર ત્યાંય, જઇ સ્નાન કર્યું તે માંય;
તેની શોભા તણો નહિ પાર, આવે દેવ સકળ તે ઠાર. ૨
જક્ષ કિન્નર ગાંધર્વ સહુ, આવે દેવ ને દેવીઓ બહુ;
માનસરોવર છે મહાદેવ, કરે દેવ નિરંતર સેવ. ૩
કરી દર્શન રાજકુમાર, રહ્યો રજનીએ તેણે ઠાર;
નાગદેવની પુત્રી જેહ, નામે ચંપકમાળા તેહ. ૪

લેઈ પૂજા તણો ઉપચાર, શિવસેવા કરે નિરધાર;
ધરી શંકર કેરૂં ધ્યાન, વળતી કરવાને લાગી ગાન. ૫
સોળ શણગાર ધરીયા અંગ, કરે નૃત્ય તે આણી ઉમંગ;
રામા રૂપ તણો ભંડાર, ગુણ ચાતુરી શોભા અપાર. ૬
રાજકુંવરે દીઠી તેહ, પછી વાધ્યો પરસ્પર સ્નેહ;
બોલી નાગની કન્યા ત્યાંય, કેમ આવ્યા છો આ વનમાંય. ૭
કોણ દેશ ને કોણ છે જાત, વળી કોણ છે માત ને તાત;
સુણી પદ્મિની કેરાં વચન, પછી બોલ્યો ત્યાં રાજન. ૮
એક નગર ચંદ્રાવતી સાર, તેના ભૂપ તણો હું કુમાર;
જોવા ઇચ્છું છું સઘળા દેશ, કીધો પ્રથમ અહીં પ્રવેશ. ૯
દશે દિગપાળ કહે છે જેહ, મ્હારે જોવા છે નજરે તેહ;
મેરુ પર્વત છે કોણ ઠામ, તેની ઉપર દેવોનાં ધામ. ૧૦
એવી વાત પુરાણે કહી, મ્હારે જોવી છે નજરે સહી;
કહે પદ્મિની સાંભળ રાય, તમે દેશ જોયા નહિ જાય. ૧૧
મેરુ પર્વત કહે છે જેહ, દેવચક્ષુથી દીસે એહ;
તમે આવો જો મારી સાથ, સૌ દેખાડું હાથોહાથ. ૧૨
આપું વિદ્યા હું તમને એક, તેથી દેખાશે લોક અનેક;
સુણી વનિતાનાં એવાં વચન, માન્યું રાજકુમારનું મન. ૧૩
અરે પદ્મિની તું કોય દેવી, નથી નારી કો તારા જેવી;
મને દેખાડો દેવોનાં ધામ, સરે તે થકી મારૂં કામ. ૧૪
કહો કોણ તમારી જાત, કોણ માત પિતા ને નાત;
સુણી પદ્મિની બોલી ત્યાંય, હું તો રહું છું પાતાળની માંય. ૧૫
શેષનાગ છે મારો તાત, ચૌદ લોકની જાણું છું વાત;
ઇચ્છાવર વરવાને ધારૂં, શિવ સેવા કરૂં તે સારૂ. ૧૬
વરે માનવ મુજને જેહ, થાય અજર અમર તે દેહ;
ગુણ શીલ ને રૂપ તમારૂં, મન માન્યું છે કાંઈક મ્હારૂં. ૧૭
હોય ઇચ્છા તમારી રાજ, મુજ સાથે વરો તમે આજ;
ચૌદ ભોવન કહો છો જેહ, સ્હેજે દેખાડું તમને તેહ. ૧૮
સુણી નાગકન્યાની વાણી, સાચી વાત નરેશે જાણી;
સાહ્યો પદ્મિની કેરો હાથ, ગયો પાતાળમાં તેની સાથ. ૧૯
કરી વિવાહની રૂડી રીત, વર્યો પદ્મિની આણીને પ્રીત;
દીધાં નાગે અતિ ઘણાં દાન, તેથી શોભ્યો તે ઇંદ્રસમાન. ૨૦

એક બંધાવ્યું જૂદું ધામ, રહ્યો રાજકુંવર તે ઠામ;
કરે નિત્યનિત્ય નવલ વિહાર, વધ્યો આનંદ અંગ અપાર. ૨૧
બહુ વિદ્યાના વાદ વિનોદ, રમે રંગ ધરી મન મોદ;
એક દિવસ કીધો વિચાર, જોવા ધર્મ તણો દરબાર. ૨૨
કહે પદ્મિનીને રાજન, જમપુરી જોવાનું છે મન;
પાપ પુણ્ય તણો જે ન્યાય, જોઉં કેવો કરે જમરાય. ૨૩
બોલી પદ્મની તેણી વાર, કોઇ બુદ્ધિ આપું છું સાર;
તે કોટે બાંધી રાખશો, પછી ઈચ્છા હશે ત્યાં જશો. ૨૪
બીજી બુટ્ટી આપું છું વળી, ભૂખ તરસ જશે સૌ ટળી;
જોઈ ધર્મ રાજાનું ધામ, વળી આવજો આણે ઠામ. ૨૫
પડી જાશે જો ઔષધ એહ, રહેશે તેજ ઠેકાણે દેહ;

દોહરા

જાળવજો જુગતે કરી, સાવધ રહીને રાય;
પાસેથી જાશે પડી, વળતી નહિ અવાય. ૧
શિખામણ દીધી ઘણી, વળતો કર્યો વિદાય;
સંજમની નગરીવિષે, આવ્યો તતક્ષણ રાય. ૨
શોભા દીઠી શહેરની, અદ્દભુત અતિ અપાર;
ચોરાશી જોજન લગી, છે જેનો વિસ્તાર. ૩
પૃથ્વીથી નીચે વળી, જળની ઉપર જેહ;
નગરી તે જમરાયની, ભૂપે ભાળી તેહ. ૪
કનકકોટ ઝળકી રહ્યો, તેમાં રત્ન જડાવ;
ફરતી ફૂલની વાડીઓ, વાપી કૂપ તળાવ. ૫
જોતો જોતો જઇ ચઢયો, રાજસભાની માંય;
ચૌદ ક્રોડ જમદૂતને, દીઠા ઉભા ત્યાંય. ૬
કાજળથી કાળા ઘણા, વેષ ઘણા વિકરાળ;
વિકડદંત બિહામણા, જીહ્વા પાવક ઝાળ. ૭
ઉડળમાં લે આભને, ફૂંકે ફાટે પહાડ;
દંડ ધરેલા હાથમાં, દીસે ઉંચા તાડ. ૮
અંગારા કોય ઝળકતા, એવી દીસે આંખ;
જો ભય લાગે જીવડા, ભાવે હરિ હરિ ભાખ. ૯
જોતાં જીવ છળી મરે, એવા દૂત અપાર;
મનમાં લાગ્યો કંપવા, જોઈ જોઈ રાજકુમાર. ૧૦

વાઘ સરીખા કોઇ છે, કોઇ સિંહ સમાન;
કોઈક છે વિષધર સમા, કોઈક જેવા શ્વાન. ૧૧
કાળજ્વર છે કેટલા, સનેપાત ને શૂળ;
વાત પિત્ત ને કફ ઘણા, છે વ્યાધિનું મૂળ. ૧૨
કાગળીયાં ને ટચકીયાં, એવા દૂત અપાર;
ઝાલી લાવે જીવને, મારે ઝાઝો માર. ૧૩
મહાભયંકર દૂતને, દેખી સૌ ડરી જાય;
પાપ કર્મ કરનારને ખૂબ કચરડી ખાય. ૧૪
પાપી જીવને પીડતા, દુનિયામાં જમદૂત;
દેખા દે છે દુષ્ટને, થઈ ભયાનક ભૂત. ૧૫
સીકોતેર ને ઝાંપડી, થઈને વળગે તેહ;
પાપી જીવના પિંડમાં, પેસી ધૂણે એહ. ૧૬
કરડી ખાયે કાળજું, થાય વીર વૈતાળ;
જંદ થઈ વળગે ખરા, કરે દુષ્ટનો કાળ. ૧૭
જે દ્રોહી હરિજનતણા, તેને દંડે તેહ;
પાપીને પીડા કરે, અનેક રૂપે એક. ૧૮
ઈશ્વરને ના ઓળખે, મમત કરી મરી જાય;
દ્વેષી કોય સજ્જન તણા, તે જમને કર જાય. ૧૯
ઘો વિંછી ને સાપનાં, દૂત ધરે છે રૂપ;
કોઇને હાલે હડકવા, કોઈને નાખે કૂપ. ૨૦
નાખે પાવક પાણીએ, વાઘ પશુનો વેષ;
અસ્ત્ર શસ્ત્ર કે ઝેરમાં, દૂત કરે પ્રવેશ. ૨૧
પાપી નરને પીડવા, અનેક રૂપે એહ;
પેસી સૌના પિંડમાં, દૂત છોડાવે દેહ. ૨૨
એથી બીજાં છે ઘણાં, ધર્મરાયને દ્વાર;
જાય અહીંથી જીવડો, મારે તેને માર. ૨૩
રત્ન તણે સિંહાસને, બેઠો છે જમ ભૂપ;
જેવો સૂરજ ઉગતો, એવું એનું રૂપ. ૨૪

ચોપાઈ ત્રિતાલ

ચિત્ર વિચિત્ર દફતરદાર, પાપ પુણ્ય તણા લખનાર;
કર્યાં માનવી સૃષ્ટિમાં જ્યારે, કીધા વેદ પ્રભુએ ત્યારે. ૧
તેમાં ધર્મ કહ્યો છે જેવો, ચાર વર્ણને પાળવો તેવો;

ચારે આશ્રમમાં નરનારી, પાળે વેદની આજ્ઞા સારી. ૨
વેદવચન તજે જન જેહ, ચિત્ર વિચિત્ર લે લખી તેહ;
ડાબે ખાંધે છે ચિત્રનો વાસ, જમણે ખાંધે વિચિત્ર નિવાસ. ૩
પાપ પુણ્ય કરે જન જેવું, તેનું તરત લખી લે તેવું;
જીવ જાય તજીને દેહ, જમદૂત બાંધી લે તેહ. ૪
લેઇ જાય છે જમની રે પાસે, પછી તેહનું ખાતું તપાસે;
ચિત્ર વિચિત્રે રાખેલું સાંચી, તેવું તરત દેખાડે વાંચી. ૫
પૂછે જીવને રાજા ધરમ, કેમ આવાં કર્યાં છે કરમ;
પ્રભુ આજ્ઞા તજીને મૂઢ, તમે પાપ કર્યાં છે પ્રૌઢ. ૬
સારો કર્યો નથી સતસંગ, પ્રભુઆજ્ઞા કરી છે ભંગ;
પુણ્ય દાન કર્યાં નથી કાંય, ભમ્યા નિશદિન ભવજળ માંય. ૭
ભૂત પ્રેત ભજ્યા છે વીર, ખોયું ઉત્તમ મનુષ્ય શરીર;
જગકર્તા પ્રભુ છે જેહ, પ્રેમ ભક્તિથી ના ભજ્યા તેહ. ૮
હરી પરધન ને પરનારી, આખો જનમ ગયા છો હારી;
હરિભક્તોની નિંદા કીધી, દુષ્ટ ચોરોની લાંચો લીધી. ૯
જીવ જીવના હાથે હણીયા, થયા જીવ અનેકના ઋણીઆ;
મિથ્યા માતાને ભારે મારી, અપરાધ કર્યા અતિ ભારી. ૧૦
અરે દુષ્ટો તમને ધિક્કાર, કોટી વાર ખાધો જમમાર;
નથી લાજ તમોને કાંય, વળી આવ્યા છો જમપુર માંય. ૧૧
બહુ વાર તમોને મારી, મારી દૂતો ગયા સૌ હારી;
તમે સુકૃત કાંઈ ન કીધું, મૂકી અમૃતને વિષ પીધું. ૧૨
એક ઘડીએ ન સાધ્યો જોગ, દુઃખદાયક ભોગવ્યા ભોગ;
ધરી દેહ તણું અભિમાન, નથી ધર્યું પ્રભુનું ધ્યાન. ૧૩
કોટી જીવોને કીધી પીડા, ખાશે તે તમને થઇને કીડા;
ધૂતી પરધન લીધું જેવું, પીશે રુધિર તમારૂં તેવું. ૧૪
જૂઠાબોલી છે જીભ તમારી, અહીં શૂળોએ નાખશું સ્હારી;
હાથે કીધાં છે કામ હરામ, અહીં ચુંટી નંખાશે ચામ. ૧૫
ભૂંડી નજરે જોયું હશે ભાળી, તેથી નાખશું ડોળાને બાળી;
કાને સાંભળી પાપીની ઘાત, અહીં ખીલા ઠોકાશે સાત. ૧૬
બોલ્યા પરદુઃખ દાયક જાણી, સીસું ઉકાળી રેડાશે આણી;
પરનારીનો કીધો છે સંગ, અહીં છેદાશે સઘળું અંગ. ૧૭
પગે ચાલી કીધાં છે કુકામ, તેથી પડશો કંટકને ઠામ;

કરમ જેણે કર્યાં છે જેવાં, કોટી જુગ પડશે દુઃખ તેવાં. ૧૮
એમાં અમને નથી કાંઈ દોષ, માટે કરશો નહિ કોઇ રોષ;
અમને હુકમ પ્રભુનો એવો, પાપી જીવોને દંડજ દેવો. ૧૯
એવું જીવોને કહે જમરાય, જમે ઉધાર જોતા જાય;
જમે પુણ્ય ધરેલાં સાર, પાપ માત્ર લખેલાં ઉધાર. ૨૦
જેણે પુણ્ય કરેલાં જેવાં, સુખ આપવાં તેને તેવાં;
પાપકરમ તણું ફળ ત્યાંય, નાખે નરક તણા દુઃખમાંય. ૨૧
સૌને સંભળાવે પહેલું આપ, પહેલું પુણ્ય ભોગવશો કે પાપ;
પુણ્ય પહેલું કહે છે જેહ, તરત મોકલે સ્વર્ગમાં તેહ. ૨૨
સુખ ભોગવે દેવોના સાર, ક્ષીણે પુણ્યે પડે નિરધાર;
ધરે અવની ઉપર નર દેહ, થોડા કાળ જીવે છે તેહ. ૨૩
પછી જમતણે હાથે જાય, નાખે નરકવિષે જમરાય;
પહેલું પાપ કહે કોઇ જ્યારે, નાખે તરત નરકમાં ત્યારે. ૨૪
નામ નરક તણાં છે જેહ, થોડાં કહી સંભળાવું તેહ;
પાડે પાપ પ્રમાણે દુઃખ, તેમાં લેશ મળે નહિ સુખ. ૨૫

છપ્પા

તામીસ્ર એવું નામ, અંધતામીસ્ર પણ એવું;
રૂરૂ દુઃખનું ધામ, વળી મહારૂરૂ તેવું.
વૈતરણી અસિપત્ર, અંધ કૂવો છે એવો;
લાલા ભક્ષણ વળી, કૃમી કરડે છે તેવો.
શૂળીનું દુઃખ છે ઘણું, વળી કરડે ગ્રાગ્રા કૂતરા;
કહે છોટમ મહાપાપથી, જીવને દુઃખ દે છે ખરા. ૧
સાપ ઘણા વિકરાળ, દુષ્ટ જો ડંશ કરાવે;
નાખે વિષની ઝાળ, ઝેરની લહેરો આવે.
ચઢી પરવતની ટોચ, પછીથી નાખે પડતા;
પામે પીડ અપાર, જીવ બહુ રહે છે રડતા.
વિષ ઘોળીને પાય, થાય દુઃખ દારુણ તેથી;
જીવ કયમે ના જાય, અમર જીવ કાયા એથી.
વળી બાંધી રૂંધી જીવને, અંધ ઓરડામાં ધરે;
જોરાવર જમદૂત છે, તે પાપીને પીડા કરે. ૨
શુચીમુખ નામે નરક, સકળ તન નાખે સ્હારી;
લેઈ લેઇ છાંટે લૂણ, જીવ વેઠે જખ મારી.

કરે હાય પોકાર, કોણ છોડાવે તેને;
સહે પાપથી કષ્ટ, પછી તે કહેશે કેને.
ાંબાની ભૂમિ વળી, ઘણી તપેલી તાપથી;
ખ તરસ તો અતિ ઘણી, જીવ સહે મહાપાપથી. ૩
મોટા કાંટા માંય, જીવને ઝાલી રોળે;
ખાળ કચરામાંય, ઉંધે મુખ પકડી બોળે.
ઉકળતું પયપાન, જરૂર જમદૂત કરાવે;
તપ્તલોહની નાર, બળે કરી બાથ ભરાવે.
ળી પીલે ઘાલી ઘાણીએ, રાઢે રાઢ પાડે ઘણી;
હે છોટમ પાપી તણો, ત્રિભોવનમાં નહિ કોઇ ધણી. ૪

દોહા

પાપીને માથે પડે, એવાં દુઃખ અપાર;
શ્રીહરિને સમર્યા વિના, કોણ છોડાવણહાર. ૧
રચના જોઈ જમરાજની, ચાલ્યો રાજકુમાર;
પાતાળે છે પદ્મિની, આવ્યા તેણે દ્વાર. ૨
પ્રીતે પૂછે પ્રેમદા, વિસ્તારી કહો વાત;
કેવી છે જમયાતના, સંભળાવો સાક્ષાત. ૩
ભૂપ કહે સુણ ભામિની, પાપ પુણ્ય જે હોય;
લેખું રાખે છે લખી, ચિત્રગુપ્ત છે સોય. ૪
મનુષ્ય મરે છે જે સમે, ઝાલી લે જમદૂત;
પાપ પુણ્ય પૂછે સહુ, સૂરજ કેરો સૂત. ૫
ખાતુ ખોળીને જુવે, ચિત્રગુપ્ત નિરધાર;
સંભળાવે છે ધરમને, જેવું જમે ઉધાર. ૬
પુણ્ય જમે પાસા સહુ, ઉધાર પાસા પાપ;
ફળ આપે છે તેહનું, કોય કરે નહિ માપ. ૭
અન્ન દાન આપ્યાં હશે, તે પામે છે ત્યાંય;
જે જીવે આપ્યું નથી, તે પામે નહિ કાંય. ૮
જેણે અહીં કીધાં હશે, કૂવા વાવ તળાવ;
ટાઢાં જળ એને મળે, એવો પુણ્ય પ્રભાવ. ૯
જ્યારે નાખે જીવને, મોટા કાંટા માંય;
જોડા પહેરાવ્યા હશે, તે પામે છે ત્યાંય. ૧૦
જ્યારે નાખે જીવને, વૈતરણીની માંય;

આપ્યાં હોય ગૌદાન તો, તરત ઉતારે ત્યાંય. ૧૧
સારી શય્યાઓ કરી, જેણે આપી હોય;
તાતી ભૂમિને વિષે, દુઃખ પામે નહિ સોય. ૧૨
વસ્ત્ર છત્ર વાહન ભવન, અન્નાદિકનાં દાન;
તેને આપે તે સમે, ભાવે શ્રીભગવાન. ૧૩
જેણે કાંઈ કર્યું નથી, સુકૃત એક લગાર;
તેવા પાપી જીવને, મારે છે બહુ માર. ૧૪
ચોર જાર ને ચાડીઆ, કપટી નિંદક હોય;
તેને દુઃખ દે છે ઘણું, કહ્યું ન જાયે સોય. ૧૫
અપરાધી ઈશ્વર તણા, ગૌ બ્રાહ્મણ હણનાર;
જે મારે છે જીવને, તેને દુઃખ અપાર. ૧૬
એવાં એવાં અતિ ઘણાં, દુઃખ છે જમપુર માંય;
ઈશ્વરની ભક્તિ વિના, સુખ પામે નહિ કોય. ૧૭
કાયા કે વાચા વડે, મને કરેલાં પાપ;
તેવા પાપી જીવને, દે છે દુઃખ અણમાપ. ૧૮
કહી સંભળાવું કેટલાં, કહેતાં નાવે પાર;
ત્રાસ પડે છે દેખતાં, એવાં દુઃખ અપાર. ૧૯
જોઇ જોઈ હું કંપી ગયો, તેનાં દુઃખ તમામ;
જે વાંચો જે સાંભળો, તે સમરો શ્રીરામ. ૨૦
દેહ ધરી માનવતણો, પાપ ન કરશો કોય;
સત્ય ધરમથી ચાલશો, સુખીઆ થાશો સોય. ૨૧
પદ્મિનીને પ્રીતે કરી, કહે છે રાજકુમાર;
સુખ છોડી સંસારનાં, ભજીએ સરજનહાર. ૨૨
શ્યામા કહે છે સરગનાં, જો જોઇ આવો સુખ;
વળતી સુકૃત સાધીએ, જેથી ના હોય દુઃખ. ૨૩

### ચોપાઇ ત્રિતાલ

આપું ઉત્તમ વિદ્યા એક, તેથી દેખાશે ખેલ અનેક;
મેરુ પર્વત છે અતિસાર, ઉંચો કોશ ચોરાશી હજાર. ૧
વળી બત્રીસ જોજન માંય, એનો વિસ્તાર કહે છે ત્યાંય;
દેવનગર અનોપમ જેહ, દશે દિશાએ રહ્યાં છે તેહ. ૨
પૂર્વ દિશાએ અમરાવતી, તેની શોભા ઘણી છે અતી;
એક નંદનવન છે ત્યાંય, મહાસિદ્ધ રહે તે માંય. ૩

તરુ દેવ તણાં છે તેમાં, ફળ ફૂલ ઘણાં છે એમાં;
તેમાં બારે માસ વસંત, તેની શોભા ઘણી છે અનંત. ૪
તેજોવતી કહે છે જેહ, રહે અગ્નિ દિશાએ તેહ;
વળી મેરુની દક્ષિણ પાસ, પિત્રિ દેવ તણો છે વાસ. ૫
વન એક ભલું છે ત્યાંય, ધર્મરાય વસે તે માંય;
મહાદેવની નગરી એહ, વસે ઈશાન પાસાએ તેહ. ૬
અલકાનગરી છે ઉત્તર પાસ, કરે યક્ષ આનંદવિલાસ;
નવે નિધિઓ જે કહેવાય, તેનો ભંડારી કુબેરરાય. ૭
વન નંદન તનના જેવું, વળી કુબેર તણું છે તેવું;
વાયુ કોણાએ ગંધાવર્તી, વાયુદેવ રહે મહામતી. ૮
વળી પશ્ચિમ પાસાએ જેહ, પુરી ભોગવતી છે તેહ;
દેવ વરુણ વસે છે તેમાં, શોભા ઘણી દીસે છે એમાં. ૯
મધ્યે શિખર મેરુનું જ્યાંય, બ્રહ્મદેવ રહ્યા છે ત્યાંય;
તેની શોભા કહી નવ જાય, જોજો જુગતે કરીને રાય. ૧૦
વડ મેરુ ઉપર છે વિશાળ, તેનાં ચારે દિશાએ છે ડાળ;
પંચ ધારાઓ છે જળ તણી, સુખદાયક છે અતિઘણી. ૧૧
તેનું પાન કરે જન જેહ, થાય દેવોના સરખો દેહ;
જન જો કોઈ એમાં ન્હાય, તેની અજર અમર હોય કાય. ૧૨
જોઇએ વસ્ત્ર ઘરેણાં જેવાં, તત્કાળ બને છે તેવાં;
સુખસજ્યા કે ભોજન જેવું, બને તરત જોઇએ છે તેવું. ૧૩
ચંપા કેરી છે વાસના જેવી, થાય દેહે સુગંધી તેવી;
એક સરોવર છે તાંહાં એવું, જળ શીતળ અમૃત જેવું. ૧૪
મણિ રત્ન તણા છે આરા, વળી સોને જડેલા સારા;
તેમાં કમળ ખીલ્યાં બહુ રંગ, કરે ગુંજાર અગણિત ભ્રંગ. ૧૫
ચક્રવાક ચકોર ને મોર, કરે પંખી ઘણાં ત્યાંહ સોર;
પરિજાતક જેવાં વૃક્ષ, વળી આંબા તણાં છે લક્ષ. ૧૬
જાય સુગંધી ચારે પાસ, એવાં પુષ્પ તરુ ચોપાસ;
કરે અપ્સરા નૃત્ય ને ગાન, સુણતાં છૂટે મુનિનું ધ્યાન. ૧૭
કલ્પવૃક્ષ છે ઠામો ઠામ, તેમાં મુનિજન કેરા મુકામ;
મુનિ માર્કંડ કહે છે જેહ, ચૌદ કલ્પ જીવે છે તેહ. ૧૮
કહુ કલ્પ તણું પરમાણ, તમે જાણજો સરવે સુજાણ;
એક માસ મનુષ્યનો જાય, દિન પિત્રી તણો કહેવાય. ૧૯

જાય વરસ મનુષ્યનું જ્યારે, દિન દેવોતણો હોય ત્યારે;
વરસ તેંતાળી લાખથી શેષ, વીસ હજાર જાય વિશેષ. ૨૦
જુગ ચાર તેમાં વહી જાય, તેને ચોકડી એક કહેવાય;
જાય બોહોતેર ચોકડી જ્યારે, એક ઇંદ્ર મરે છે ત્યારે. ૨૧
એવા ઇંદ્ર ચતુર્દશ હોય, દિન થાય છે બ્રહ્માનો સોય;
જ્યારે રાત્રિ બ્રહ્માની થાય, ત્રણે ભુવન જળે ભરાય. ૨૨
પ્રાગવડ તણા પત્રની માંય, વિષ્ણુદેવ પોઢે છે ત્યાંય;
ધારે અંગુઠા જેવડું રૂપ, પછી પોઢે ત્રિભુવન ભૂપ. ૨૩
તેનું નામ છે બાળમુકુંદ, સ્તુતિ કરે છે વેદોના છંદ;
મુનિ માર્કંડેય રહે પાસ, થાય સૃષ્ટિ સકળનો નાશ. ૨૪
દિન રાત્ય બ્રહ્માની જાય, કલ્પ આવાં તરત કહેવાય;
દિન ત્રણસો સાઠ જો જાય, ત્યારે વરસ બ્રહ્માનું થાય. ૨૫
શત વરસ જાય છે એવાં, પછી દેહ તજે બ્રહ્મ દેવા;
એવા બ્રહ્માજી જાય હજાર, પળ વિષ્ણુની થાય લગાર. ૨૬
પળ સાઠ તણી ઘડી એક, ઘડી સાઠનો દિવસ છે એક;
દિન ત્રણસે સાઠનું વરસ, એવાં વિષ્ણુ રહે સો વરસ. ૨૭
જાય વિષ્ણુ સહસ્રદશ જ્યારે, થાય શિવજી તણી પળ ત્યારે;
પળ સાઠે ઘડી હોય એક, ગણો વરસનો એજ વિવેક. ૨૮
દશ સહસ્ર સદાશિવ જાય, શ્વાસ શક્તિ તણો એક થાય;
ખટ શ્વાસ તણી પળ જાણો, એણે લેખે વરસ પરમાણો. ૨૯
જ્યારે શક્તિ પુરુષમાં સમાય, મહાકલ્પ તે તેને કહેવાય;
એવા ચૌદ કલ્પ વહી જાય, મુનિ માર્કંડનો દેહ જાય. ૩૦
જાય માર્કંડનો દેહ જ્યારે, લોમહર્ષણ રોમ ઉતારે;
સો કલ્પે તે રોમ સરે, બગદાલવનું પીછું તે ફરે. ૩૧
બગદાલવ કલ્પ હજાર, જાય દેહ તજી નિરધાર;
બગદાલવ જાય છે જ્યારે, વટ હંસ તે પીછું ઉતારે. ૩૨
દશ હજાર કલ્પ જો જાય, તજે વટ હંસ દેહ સમાય;
વટહંસ મરે જે વારે, થાય શ્વાસ ભુશંડીનો ત્યારે. ૩૩
કોટી કલ્પે ભુશંડી ના મરે, પણ ઇચ્છે તેવો દેહ ધરે;
એવા આયુષ્યવાળા સર્વ, નથી ધરતા તે દેહનો ગર્વ. ૩૪
જાણે કાલે જવું છે ચાલી, માટે ગર્વ ન કરશો ખાલી;
અલ્પ આયુષ્ય માનવી તણું, તોય ગર્વ કરે છે ઘણું. ૩૫

ધરી દેહ કરે છે કુકર્મ, નથી જાણતા ધર્મ અધર્મ;
પછી જમ તણે હાથે જાય, બહુ માર તે દૂતોનો ખાય. ૩૬
પ્રભુ રૂપ શકે નહિ જાણી, ફરે લાખ ચોરાશી ખાણી;
નવ લાખ તે જળના થાય, દશ લાખ તે પંખીની કાય. ૩૭
ત્રીસ લાખ પશુના દેહ, વીસ લાખ છે તરુવર તેહ;
કીટ જાતિ લાખ અગિયાર, દેહ મનુષ્ય તણા લખચાર. ૩૮
એમ લાખ ચોરાશીના દેહ, ધરે કર્મ કરી કરી તેહ;
દયા આવે પ્રભુને જ્યારે, દેહ આપે મનુષ્યનો તે વારે. ૩૯
એળે ખુવે છે એમ અભાગી, પણ જોતા નથી કોઈ જાગી;
ધનકાજે નિરંતર ધાય, પણ ભક્તિ પ્રભુની ન થાય. ૪૦
હોય સંસાર માંહે જ્યારે, ધરે કુળનું અભિમાન ત્યારે;
ઘર છાંડીને થાય વૈરાગી, તોય મોહ શકે નહિ ત્યાગી. ૪૧
બહુ પંથ તણો મત તાણે, પણ બંધન છોડી ન જાણે;
હોય ગૃહસ્થને છોકરાં જેમ, ચેલા ચેલીઓ સાધુને તેમ. ૪૨
ઘર બાંધી રહે ઘરબારી, એમ સાધુ છે મંદિરધારી;
ઘરબારી જમાડે નાત, એમ સાધુ ને સાધુની જાત. ૪૩
ધન કાજે કરે પરપંચ, પણ મોહ મટે નહિ રંચ;
મહાપુરુષ કહેવાય છે જેહ, મદ મોહ તજે છે તેહ. ૪૪
મોહ બંધન મનથી ન છૂટે, તે ન કાળ કરાળે કૂટે;
આત્મતત્ત્વનો થાય અભ્યાસ, થાય મોહ મદાદિક નાશ. ૪૫
શેષ દેવ છે મ્હારા તાત, તેણે એવી કહી છે વાત;
જોગ શાસ્ત્રનો કરતા જેહ, મારો તાત કહાવે તેહ. ૪૬
કરે જોગ તણો જે અભ્યાસ, સાધી રાખે પોતાનો શ્વાસ;
શ્વાસ થંભે તો મન સ્થિર રહે,નહિ તો ચારે દિશાએ વહે. ૪૭
મૂઢ માળા જપે કર માંય, પણ મન ભટકે જઈ ક્યાંય;
તેની ભક્તિ ના લેખે ચઢે, વારે વારે ચોરાશીમાં પડે. ૪૮
હોય પુણ્ય તણું ફળ ઘણું, સુખ પામે તે દેવો તણું;
કોઈ કહે અમે રાખીશું પ્રેમ, ત્યારે મન ભમી જાશે કેમ. ૪૯
વિના દેખે તો પ્રેમ ન થાય, દેખે રૂપ તેમાં મન જાય;
માટે રૂપ પ્રભુનું જેહ, વિના જોગ ન દરસે તેહ. ૫૦
સુણી પદ્મિની કેરી વાણી, રાજકુંવરે સત પ્રમાણી;
આપી નારીએ વિદ્યા જ્યારે, ગયો મેરુ ઉપર તે વારે. ૫૧

હતુ ઇંદ્ર તણું વન જ્યાંય, આવ્યો એક પલકમાં ત્યાંય;
અમરાવતી નગરી જેહ, દીઠી સુંદર સૌથી તેહ. ૫
સો યજ્ઞ તણું ફળ હોય, પામે તે નગરીને સોય;
નરનારી રહે જે તેમાં, તેજ સૂરજ સરખું તેમાં. ૫
રતિ કંદર્પ સરખાં રૂપ, દિવ્ય દેહ સર્વના અનૂપ;
નવજોબન સૌની કાય, કોઈ કાળે તે વૃદ્ધ ન થાય. ૫
નિત્ય નૌતમ ભોગવિલાસ, દુઃખ રોગ ન આવે પાસ;
એવાં દેવનાં ધામ તમામ, રાજકુંવરે જોયાં સૌ ઠામ. ૫
હોય પુણ્ય અતિશે જ્યારે, પામે દેવ તણું સુખ ત્યારે.

દોહા

ફરતો ફરતો આવીઓ, સુંદર સરોવરતીર;
સ્નાન કરી શીતળ જળે, બેઠો આણી ધીર. ૧
શતવટિ નામે વટ હતો, શીતળ તેની છાંય;
ધારા પંચ વહે ભલી, ગુણ ઝાઝા તેમાંય. ૨
ધારા એક મધુ તણી, બીજી ઘૃતની સીર;
ત્રીજી ધારા દૂધની, ઈક્ષુ રસ ને નીર. ૩
તે ધારાના નીરનું, પોતે કીધું પાન;
દેહ થયો ત્યાં દેવનો, શોભા શક્ર સમાન. ૪
ઈચ્છા ઉપજી મનવિષે, તે પામ્યો તતખેવ;
સુખ પામ્યો તે અતિ ઘણું, જે પામે છે દેવ. ૫
કોઈ પુરાતન કાળનો, હંસ મળ્યો તે એક;
રૂપ જોઇને ભૂપનું, બોલ્યો કરી વિવેક. ૬
કહે રે ભાઈ તું કોણ છે, કયમ આવ્યો આ ઠામ;
મર્ત્ય લોકનો માનવી, શું છે તારૂં નામ. ૭
ચંદ્રસેનનો દીકરો, ધર્મશીલ મુજ નામ;
જોવા વૈભવ દેવનો, આવ્યો છું આ ઠામ. ૮
હંસ કહે સુખ દેવનાં, પુણ્યે પામે લોક;
પુણ્યવગરનો પ્રાણીઓ, સદાય પામે શોક. ૯
પાપવડે પૈસો રળે, પુણ્ય કશું ના થાય;
તે જઈને જમલોકમાં, દુઃખ પામે છે રાય. ૧૦
ભૂપ કહે સૃષ્ટિ સહુ, કરી ઈશ્વરે જેહ;
પ્રથમ કોના પુણ્યથી, થયા દેવના દેહ. ૧૧

હંસ કહે સુણ નરપતિ, પ્રથમ પ્રાણી માત્ર;
સર્વ દેહ સુખીયા હુતા, પુણ્ય તણાં એ પાત્ર. ૧૨
પાપ કર્મ જેણે કર્યાં, પડયા પૃથ્વી પર તેહ;
તેને આપ્યા ઈશ્વરે, દુર્ગંધીના દેહ. ૧૩
જેમ જેમ પાપ થતાં ગયાં, તેમ તેમ સરજ્યા રોગ;
અધિક પાપ જ્યારે કરે, પામે દુઃખના ઓઘ. ૧૪
રણ વેર ને પ્રીતની, ગાંઠ પડે છે ત્યાંય;
તે કારણથી જીવડો, ભમે ચોરાશી માંય. ૧૫
અનેકના ઋણીઆ બને, અનેક સાથે પ્રીત;
વેરી હોય અનેકના, દેહ ધરે એ રીત. ૧૬
જો પ્રભુની ભક્તિ કરે, કાંય કરે નહિ પાપ;
કરતાને નિત્ય કરગરે, હોય ગુન્હા સહુ માફ. ૧૭
અરે પ્રભુ હું તાહરો, સેવક છું નિરધાર;
બુદ્ધિ સુધારો માહરી, પાપ ન હોય લગાર. ૧૮
એમ પ્રભુને કરગરે, પ્રેમે કરે પોકાર;
ગદ્ગદ કંઠ સ્તુતિ કરે, તો માને કીરતાર. ૧૯
આંસુ આવે આંખમાં, એવો હોય જો દીન;
સન્મુખ દેખે શ્રીહરિ, મન તેમાં હોય લીન. ૨૦
એવી ભક્તિ કર્યા વિના, રીઝે નહિ જગરાય;
કપટ તણી ભક્તિ કરે, તે સૌ ફોગટ જાય. ૨૧
માળા તો કરમાં ફરે, મનમાં દારા દામ;
એવી ભક્તિ કર્યા થકી, સરે ન કોઇનું કામ. ૨૨
સ્વર્ગ તણાં સુખ જાણવાં, સઘળાં સ્વપ્ન સમાન;
તે કારણ જપ તપ કરે, તે પ્રાણી નાદાન. ૨૩
કાળે સૂરજ જાય છે, કાળે જાશે ચંદ્ર;
કાળે સઘળા જાય છે, બ્રહ્મા વિષ્ણુ ઇંદ્ર. ૨૪
કાળે પૃથ્વી જાય છે, જળ ને અગ્નિ જેહ;
× × × × ૨૫
કાળ તણે મુખ જાય છે, વાયુ ને આકાશ.
કાળે કરીને થાય છે, નામ રૂપનો નાશ; ૨૬
કાળ તણો ભય જ્યાં નહિ, પરમાત્મા પદ જેહ.
તે પદને જે પામશે, વળતી ન ધરે દેહ; ૨૭

વાતો ઘણી વૈરાગની, હંસે કહી જે વાર;
નિદ્રા આવી ભૂપને, તરતજ તેણે ઠાર. ૨૮
હંસ પછી ઉડી ગયો, બેઠો બીજે ઠામ;
એક જક્ષ ત્યાં આવીયો, કીધું કુડું કામ. ૨૯
ઉડણ બુટ્ટી જે હતી, તે લીધી નિરધાર;
હરણ કરીને રાયનું, ચાલ્યો તેણી વાર. ૩૦
સો જોજન સુધી પછી, લઇને ઉડયો ત્યાંય;
જક્ષે જુલમ કર્યો ઘણો, મૂક્યો મહાવનમાંય. ૩૧
રાખ્યો વનમાં રાયને, આપે થયો અલોપ;
દયા ન આવી દુષ્ટને, કીધો એવો કોપ. ૩૨
જાગી ઉઠયો ઝડપથી, વન દીઠું વિકરાળ;
ઉડણબુટ્ટી ના લહી, પડી પેટમાં ફાળ. ૩૩
હવે મ્હારી શી ગતિ, આ વન ઘણું અઘોર;
કોણ મુને અહીં લાવીયું, કોણ હશે એ ચોર. ૩૪
આ વનમાં આણ્યો મુને, જીવાશે શી પેર;
બુટ્ટી તો પાસે નથી, કેમ જવાશે ઘેર. ૩૫
વાઘ રીંછ ને વાંદરા, બોલે ચારે પાસ;
મહાભયંકર જોઈને, મનમાં ઉપજ્યો ત્રાસ. ૩૬
કોઈક ઠામે દવ બળે, કોઈ ઠામે છે ચોર;
કંઇ હાથી કંઇ સિંહ છે, એવું વન અઘોર. ૩૭

છપ્પા

મોટા પરવત પહાડ, ઝાડ દીસે બહુ જાતિ;
ઝરણાં ઝરતાં જાય, નદી વળી નાના ભાતિ.
પંખી દીસે પ્રૌઢ, વાઘ ખગ આમીષ આહારી;
રાક્ષસ પ્રેત પિશાચ, ભયાનક બોલે ભારી.
સાગ સાદડ ને સીધણી, વળી ખેર ખીજડા તાડ છે;
દેખી ડર લાગે ઘણો, એવાં કંટક ઝાડ છે. ૧
કોતર ઘણાં કરાળ, ન્યાલ ને વિંછી તેમાં;
કટ લેઈ કરડી ખાય, જાનવર ઝાઝાં જેમાં.
ફાલુસિંધ શિયાળ, હરાયા પાડા હરણાં;
સઘળે કરતાં શોર, ઝરે પરવતનાં ઝરણાં.
વળી કંઈ કંઇ સારા સિદ્ધ છે, કંઇ કંઈ ભીલ પિશાચ છે;

સો જોજન વિસ્તારમાં, એવું વન ચોપાસ છે. ૨
હોય પુણ્યનું જોર, ઉગારે એવે ઠામે;
હોય પુણ્યનું જોર, સર્વ ઠામે સુખ પામે.
હોય પુણ્યનું જોર, મહાભય માંહી ઉગારે;
હોય પુણ્યનું જોર, વિકટ ઠામે હોય વ્હારે.
વળી શત્રુ તણા સમુદ્રમાં, પુણ્યે જીતે પ્રાણીઓ;
એમ વિચારી આપમાં, ભૂપે ભય ના આણીઓ. ૩

દોહા

નિદ્રારૂપી નાગણી, ઘણું હરે છે જ્ઞાન;
ડંશ કરે છે જીવને, ભૂલે સઘળું ભાન. ૧
નિદ્રારૂપી નાગણી, સૂનું કરે શરીર;
પેસે જેના પિંડમાં, ધારણ ન રહે ધીર. ૨
પ્રાણીને પરવશ કરે, એવી ઉંઘ અઘોર;
મડદા જેવો માનવી, જાણી પેસે ચોર. ૩
ઉંઘેલાનાં અંગને, જડવત્ જાણે જંન;
દુરીજન જાય દગો કરી, તૃણવત્ જાણો તંન. ૪
જાણી ઉંઘ્યો જનને, ચોરી લે છે ચોર;
શૂરાને શબવત્ કરે, એવી ઉંઘ અઘોર. ૫
જીવ શિવની મધ્યમાં, આડી માયા એહ;
ના મળવા દે નાથને, જૂદો પાડે જેહ. ૬
નાશ કરે નિદ્રા તણો, તે નર સાચો સિદ્ધ;
નિદ્રા જીતી ના શકે, દેહ ધરે બહુવિધ. ૭
નિદ્રા નાનું મોત છે, નિદ્રાવશ છે જીવ;
નિદ્રાથી આઘો વટે, તેજ સનાતન શિવ. ૮
નિદ્રાએ આણ્યો અહીં, ભૂલ્યો મ્હારૂં ભાન;
વળી મારી વિદ્યા ગઈ, ઝાઝું કીધું જાન. ૯
હાવે તો હિંમત ધરૂં, શોધું સરસ ઉપાય;
કાયર થઈ બેસી રહું, તો બળ ને બુદ્ધિ જાય. ૧૦
કાયર થઇ બેસી રહે, કહાવે તેહ કપૂત;
શૂરો થઈ સાધન કરે, તે નરસિંહ સપૂત. ૧૧
કાયરથી કાંઇ ના સરે, આ દુનિયામાં અર્થ;
જેમ જાયો તેવો મરે, આયુષ ખુવે વ્યર્થ. ૧૨

કાયર થઈ કલ્પી મરે, અર્થ સરે નહિ એક;
સાધન ખોળે સર્વનાં, ઉત્તમ એજ વિવેક. ૧૩
તન દાઝે જો તાપથી, તરુતલ કરીએ વાસ;
જો તન ધ્રૂજે ટાઢથી, કરીએ અગ્નિપ્રકાશ. ૧૪
તરસ મટે જળપાનથી, મટે ભક્ષથી ભૂખ;
એમ અનેક ઉપાયથી, નાસે સઘળાં દુઃખ. ૧૫
લખ્યું હશે તેવું થશે, એવું કહે છે જેહ;
કરે ભરૂસો કરમનો, પશુથી મૂરખ તેહ. ૧૬
કરતારે કરુણા કરી, આપ્યાં છે હથિયાર;
હાથ ચરણ ને નેત્ર છે, બુદ્ધિ ને બળ સાર. ૧૭
સૌ સાધન જેથી બને, એવા ઉત્તમ એહ;
આળસથી એળે ખુવે, મૂરખ માનવ તેહ. ૧૮
સાધનથી સઘળું બને, હૈયે હિંમત હોય;
ડાહ્યાને સહુ દેશમાં, ગાંજી શકે ન કોય. ૧૯
સાચા ને જૂઠા તણો, શોધ કરે નહિ જેહ;
ઠગને હાથ ઠગાય છે, ભોળા કહીએ તેહ. ૨૦
એમ વિચારી ઉઠીયો, ભય છોડી ભૂપાળ;
ફરવા લાગ્યો વન વિષે, દીઠું ઘણું વિશાળ. ૨૧
આગળ જાતાં આવીઓ, ઉંચો પર્વત એક;
તે ઉપર રાજા ચઢયો, ધારી ધીરજ ટેક. ૨૨
સુંદર સરોવર આવીયું, તેમાં કીધું સ્નાન;
ધ્યાન ધરી ભગવાનનું, પછી કર્યું જળપાન. ૨૩

ચોપાઇ ત્રિતાલ

ત્યાંથી આગળ ચાલ્યો રાય, જોતો જોતો તે વનમાંય;
એક આશ્રમ દીઠો ત્યાંય, કો એક સિદ્ધ રહે તે માંય. ૧
ફળે વૃક્ષ લચેલાં સાર, આંબા કેળ અંજીર અનાર;
જોઇ પામ્યો આનંદ નરેશ, કીધો આશ્રમ માંહે પ્રવેશ. ૨
બેઠો સિદ્ધ હુતો તે ઠામ, તેને પ્રીત્યે કર્યા પ્રણામ;
કહે સિદ્ધ તું કયાંથી આવ્યો, તુને આ વનમાં કોણ લાવ્યો. ૩
રાજચિહ્‌ન છે તારે અંગ, પણ કોય નથી તુજ સંગ;
કોણ દેશ ને કોણ છે ઠામ, આવ્યો આ વનમાં શું કામ. ૪
સુણી સિદ્ધનાં એવાં વચન, કર જોડી કહે રાજન;

ચંદ્રનગર તણો જે ભૂપ, ચંદ્રસેન છે નામ અનૂપ. ૫
મુને જાણજો તેનો તન, થયું દેશ જોવાનું મન;
માનસરોવર ઉપર ગયો, શિવસેવાથી સુખીયો થયો. ૬
આવી નાગની કન્યા ત્યાંય, લેઇ ચાલી પાતાળની માંય;
વરી પદ્મિની મુજને તેહ, બહુ વિગત જાણે છે એહ. ૭
આપી ઉડણબુટ્ટી એક, જઈ જોયા મેં લોક અનેક;
મેરુ ઉપર આવ્યો જ્યારે, મળ્યો હંસ મુને એક ત્યારે. ૮
કહી વાત વૈરાગની જ્યારે, મુને નિદ્રા આવી ગઇ ત્યારે;
ઘેને ઘેરાયું મ્હારૂં શરીર, લાવ્યો હરણ કરી કોય વીર. ૯
હુતી ઉડણબુટ્ટિ જેહ, મુજ પાસેથી લેઇ ગયો તેહ;
મૂક્યો આ વનમાંહે જ્યારે, હવે આવ્યો છું શરણ તમારે. ૧૦
કહે સિદ્ધ હવે ન ડરેશ, ક્ષણમાં પહોંચાડું તારે દેશ;
એમ કહી ફળ આપ્યાં સાર, હૃદયે રીઝયો રાજકુમાર. ૧૧
ભક્ષ કરી કીધું જળપાન, જાણ્યો સિદ્ધ ઘણો ગુણવાન;
કર જોડી કહે છે ભૂપાળ, અહીં થઇ ગયા કેટલા કાળ. ૧૨
સિદ્ધ કહે સહુ સૃષ્ટિ જેહ, તે પહેલો છે મ્હારો દેહ;
ન્હોતી ધરતી ન્હોતું નીર, ન્હોતું તેજ ને નહિ સમીર. ૧૩
જ્યારે ન્હોતું થયું આકાશ, ત્યારે મ્હારો હુતો પ્રકાશ;
ન્હોતા સૂરજ ન્હોતા ચંદ્ર, ન્હોતા બ્રહ્મા વિષ્ણુ ને ઇંદ્ર. ૧૪
સતરૂપી ભૂમિ છે જ્યાંય, હંસરૂપ હુતો હું ત્યાંય;
સત્‌થી ચિત્‌ થયું જે વાર, તેથી આનંદ થયો અપાર. ૧૫
આનંદમાંથી ઇચ્છા થઈ, ત્રિગુણ ઉપજ્યા તેથી સહી;
ચોવીસ તત્ત્વ થયાં છે ત્યાંય, હું આવી રહું છું તે માંય. ૧૬
હું મ્હારૂં નથી ભૂલ્યો રૂપ, તેથી સિદ્ધ રહ્યો છું ભૂપ;
જે પોતાનું ભૂલે આપ, તેને લાગે સઘળાં પાપ. ૧૭
પાપે સૌ જન્મે ને મરે, રોગ જરા આદે દુઃખ કરે;
જેને પાપ લગાર ન થાય, તે નરની રહે અમર કાય. ૧૮
નવનિધ ને અષ્ટમા સિદ્ધિ જેહ, સહાય હાજર રહે છે તેહ;
જે નર ભૂલે સત્ય સ્વરૂપ, તેહ ડૂબે છે માયા કૂપ. ૧૯
જેમ જેમ પાપ કરે છે રાય, તેમ તેમ અધમ દેહમાં જાય;
હું છું હંસ સનાતન સોય, મુજથી પહેલું ન મળે કોય. ૨૦
રાજા કહે છે સઘળા દેહ, પરથમ કોણે કીધા તેહ;

સિદ્ધ કહે કરતારે કર્યા, તેમાં હંસ પોતાના ધર્યા. ૨૧
જેવાં જેણે કીધાં પાપ, તેવાં તે પામે પરિતાપ;
રાજા કહે દેહ છે જેહ, કરમ વિના કેમ જીવે તેહ. ૨૨
સિદ્ધ કહે કરમ જે કરે, ઈશ્વર આજ્ઞાએ અનુસરે;
ભૂલે નહિ હંસનો જાપ, તેને કાંઈ ન પરસે પાપ. ૨૩

ચોપાઈ ત્રિતાલ

વળી સિદ્ધને પૂછે રાય, સહુ સિદ્ધિ તે શાથી થાય;
જેને સાધે છે સઘળા સિદ્ધ, મુને તેની બતાવોને વિધ. ૧
કહે સિદ્ધ છે સાધન જેહ, જોગસાધને પામે તેહ;
જેની ધારણા ધારે જેવી, તેને થાય છે સિદ્ધિ તેવી. ૨
આઠ સિદ્ધિઓ મોટી જેહ, અષ્ટ સાધને પામે તેહ;
પંચતત્ત્વોની ધારણા કરે, દેહ ધારે તેવો તે કરે. ૩
પૃથ્વીમાં હોય પૃથ્વી રૂપ, થાય જળમાં તે જળ સરૂપ;
વળી અગ્નિમાં અગ્નિ જેવો, હોય વાયુમાં વાયુ તેવો. ૪
હોય શબ્દમાં શબ્દસરૂપ, એવી સિદ્ધિઓ પામે અનૂપ;
કરે બ્રહ્માંડ જેવી કાય, વળી અણુ સરખો થઈ જાય. ૫
એવાં સિદ્ધિનાં અદ્દ્ભુત કામ, ધરે સૃષ્ટિનાં રૂપ તમામ;
જાણે સર્વેના મનની વાત, એવો સિદ્ધ બને સાક્ષાત. ૬
ધરે આકાશ કેરૂં ધ્યાન, થાય તે નર બ્રહ્મ સમાન;
એથી અધિક કહેવાનું નથી, સાચેસાચું કહ્યું મેં કથી. ૭
જ્યારે તત્ત્વ સમસ્ત સધાય, તે તો ઈશ્વર આપે થાય;
વણ સાધે રહે જડ જીવ, પર આધીન દીન સદૈવ. ૮
માટે માનવનો ધરી દેહ, સાધે જોગ તો સમરથ તેહ;
વણ સાધે મરે અવતરે, દેહ લાખ ચોરાશીના ધરે. ૯
એળે ખુવે મનુષ્યનો દેહ, જાણો પશુ બરાબર તેહ;
ધન કોટીક ખર્ચે કોય, એક શ્વાસ મળે નહિ તોય. ૧૦
એને એળે ખુવે છે પ્રાણી, નથી જાણતો મોટી હાણી;
કર સાધન જો તુંને ગમે, શીદ લોક જોવાને ભમે. ૧૧
આખું બ્રહ્માંડ આપની માંય, પણ તું નથી લહેતો કાંય;
એમ કહી સિદ્ધે તેણી વાર, કીધું મોટું રૂપ નિરધાર. ૧૨
ચૌદ લોક એના દેહ માંય, દીઠા ભૂપે તતક્ષણ ત્યાંય;
વળી નાનું દેખાડ્યું રૂપ, જોઈ વિસ્મય થયો મન ભૂપ. ૧૩

બીજાં રૂપ દેખાડયાં અનંત, એવો સિદ્ધ ઘણો ગુણવંત;
જાણ્યું મનમાં જથારથ રાય, સહુ સાધનનો મહિમાય. ૧૪
ચૌદ લોક તણું સુખ જેહ, આની આગળ તૃણવત્ તેહ;
હવે જાઉં જો મારે ધામ, કરૂં સાધન બેસીને ઠામ. ૧૫
જીવ કાચા સરવ મરી જાય, નથી જાણતા સરસ ઉપાય;
અવતારી તણા ગુણ ગાય, આખો જન્મ વૃથા વહી જાય. ૧૬
પ્રભુ રૂપ શકે નહિ જાણી, ગાય રસની ભરેલી વાણી;
તજી ચૈતન જડને ધાય, તેથી કારજ કાંય ન થાય. ૧૭

દોહા

સાચો જાણી સિદ્ધને, વળતી લાગ્યો પાય;
શીખ્યો સાધનની કળા, ઉલટ અંગ ન માય. ૧
આંખ મીંચાવી એ સમે, સિદ્ધે જેણી વાર;
એક પલકમાં આવીઓ, જ્યાં છે નાગકુમાર. ૨
પદ્મિની છે પાતાળમાં, ત્યાં આવ્યો તતખેવ;
સમરથ જાણ્યો સિદ્ધને, દેવ તણો છે દેવ. ૩
પ્રીતે પૂછે પદ્મિની, દીઠા કેવા દેશ;
કેવા આનંદ પામીયા, કેવા દીઠા ક્લેશ. ૪
વળતી વિસ્તારી કહી, વનિતા આગળ વાત;
જેવું જોયું જગતમાં, તેજ કહ્યું સાક્ષાત. ૫
સારી વાતો સિદ્ધની, તે કહી સઘળી ત્યાંય;
પ્રીતે હરખી પદ્મિની, પોતાના મનમાંય. ૬
પુણ્ય તણા પરતાપથી, સંકટ સઘળાં જાય;
વન પરવત સાગરવિષે, પુણ્ય કરે છે સ્હાય. ૭
પાપી પ્રાણી હોય તે, નિશ્ચે માર્યો જાય;
માટે માનવ માત્રને, કરવું પુણ્ય સદાય. ૮
અગ્નિમાંથી ઉગરે, વાઘ સિંહ ના ખાય;
મહાવિકટ ઠામે વળી, પુણ્ય કરે છે સ્હાય. ૯
કાયા વાચા મન વડે, પુણ્યવંત જે હોય;
તેને આ સંસારમાં, કષ્ટ પડે નહિ કોય. ૧૦
પાપીને પીડા કરે, ભૂત પ્રેત વૈતાલ;
નવ ગ્રહ પણ તેને નડે, કરે પનોતી કાળ. ૧૧
પુણ્ય તણા પરતાપથી, સારો મળે સુસંગ;

ગુણ બુદ્ધિ વિદ્યા વધે, સમજે સર્વ પ્રસંગ. ૧૨
નારીને કહે નરપતિ, સાંભળ મારી વાત;
જઇએ મ્હારા દેશમાં, જ્યાં છે મારો તાત. ૧૩
દિવસ ઝાઝા વહી ગયા, જોયા સઘળા દેશ;
ચાલો જઇએ આપણે, જ્યાં છે ચંદ્રનરેશ. ૧૪
શ્યામા કહે સારૂં કહ્યું, ચાલો જઇએ ત્યાંય;
જોવા નગરી તમ તણી, છે ઈચ્છા મનમાંય. ૧૫
આજ્ઞા માગી તાતની, કરી એજ વિચાર;
નગરી જ્યાં ચંદ્રાવતી, ત્યાં જઈએ નિરધાર. ૧૬
શેષે સઘળી સંપતિ, આપી ત્યાં નિરધાર;
નિજ નગરીમાં આવીયો, વળતી રાજકુમાર. ૧૭
રાજા પાસે મોકલ્યો, આગળથી દૂત એક;
આપી તરત વધામણી, રાયે કરી વિવેક. ૧૮
વાજીંત્ર વગડાવીયાં, રાયે તેણી વાર;
પદ્મિની સહિત પધારીયો, વળતી રાજકુમાર. ૧૯

ચોપાઈ ત્રિતાલ

ભેટયો ભૂપને રાજકુમાર, વાધ્યા આનંદ અંગ અપાર;
જોઇ પદ્મિની હરખ્યો ભૂપ, જેનું રંભાના સરખું રૂપ. ૧
કહે કુંવર પ્રત્યે નરેશ, કહો દીઠા છે કેવા દેશ;
કહી કુંવરે સઘળી વાત, આદ્ય અંત લગી સાક્ષાત. ૨
શેષ નાગની કુંવરી એહ, નામે ચંપકમાળા તેહ;
એની પાસે છે વિદ્યા બહુ, તેથી લોક જોયા મેં સહુ. ૩
જમરાયનાં જોયાં ધામ, દીઠાં તે તણાં સઘળાં કામ;
ચિત્રવિચિત્ર દફતરદાર, પાપપુણ્ય તણા લખનાર. ૪
ચૌદ કોટી છે જમના દૂત, તેનાં કામ ઘણાં અદ્ભૂત;
પાપી જીવોને દે છે દંડ, એવા દૂત છે મોટા પ્રચંડ. ૫
જેણે પાપ કર્યાં હોય જેવાં, તેને દુઃખ પડે છે તેવાં;
પુણ્યવંતા છે પ્રાણી જેહ, જાય સ્વર્ગ ભોવનમાં તેહ. ૬
તેના વૈભવનો નથી પાર, મેં તો જોયાં સર્વ નિરધાર;
હરિભક્તિ તણા કરનાર, વસે વૈકુંઠમાં નિર્ધાર. ૭
શિવભક્તિ કરે છે જેહ, વસે કૈલાસમાં જઇ તેહ;
અન્ય દેવ તણા ભજનાર, દેવલોકે વસે નિરધાર. ૮

મહાપ્રલય આવે છે જ્યારે, જાય પ્રલય સઘળા ત્યારે;
જઇ માયામાં સઘળા સમાય, સૃષ્ટિકાળે તે પાછા થાય. ૯
મુનિ માર્કંડ જેવા જેહ, ઘણા કલ્પ જીવે છે તેહ;
જોગ સિદ્ધિનાં સાધન કરે, તે તો કોય કાળે ના મરે. ૧૦
પરબ્રહ્મનું ધારે ધ્યાન, તે તો થાય છે બ્રહ્મ સમાન;
મને સિદ્ધ મળ્યો હતો એક, તેણે સઘળો કહ્યો છે વિવેક. ૧૧
જોગ સાધન સૌથી સારૂં, મન માન્યું છે તે થકી મ્હારૂં;
નથી સાધન કરતા જેહ, મરે કાચા બિચારા તેહ. ૧૨
ભક્તિયોગ સરવથી ભલો, કરવો એજ ઘટે એકલો;
જીવ રાખે પ્રભુપદ પ્રીતિ, રહે સંસારમાં દૃઢ નીતિ. ૧૩
કરે સરવે તણો ઉપકાર, રીઝે તેથી જગત કરતાર;
કહી કુંવરે સઘળી વાત, ઘણું હૃદયમાં રીઝયો તાત. ૧૪
સોંપ્યુ સુતને તે સઘળું રાજ, કીધાં પોતે ધરમનાં કાજ;
જનકાદિક થઇ ગયા જેવા, ચંદ્રસેન થયા છે તેવા. ૧૫
કથા સાંભળે તેમની જેહ, થાય નિર્મળ તેનો દેહ;
બહુ તીરથનું ફળ હોય, સુણે પ્રેમસહિત જે કોય. ૧૬
લેઇ સર્વ પુરાણનો સાર, કહ્યું ચંદ્ર ચરિત્ર ઉદાર;
શીખે સાંભળે જે નરનારી, થાય નિર્મળ બુદ્ધિ સારી. ૧૭
નથી શાસ્ત્રમાં જેનાં પ્રમાણ, એવી વાતો સુણે છે અજાણ;
પાપ પુણ્ય ગણે નહિ મૂઢ, તેને અંતે પડે દુઃખ પ્રૂઢ. ૧૮
નીતિ ધર્મ તજે છે જેહ, નર નાસ્તિક કહીએ તેહ;
તેનો જનમ વૃથા જાય, શુભ સાધન કાંય ન થાય. ૧૯
લુખું જ્ઞાન કથે છે કોય, શૂન્યવાદી સરીખા સોય;
કરે ધર્મ ઉપર જે તર્ક, તેને અંતે મળે છે નર્ક. ૨૦

દોહા

ધર્મશીલ કહે તાતને, મેં જોયા સૌ દેશ;
પાપ કરમ કરનારને, અંતે સુખ નહિં લેશ. ૧
પુણ્યવંતને દેખીએ, જો કાંઇ પહેલું દુઃખ;
પણ આગળ તેને મળે, સારૂં અઢળક સુખ. ૨
પાપતણી સૌ સંપતિ, એળે વેળે જાય;
પુણ્યવંતને શ્રીહરિ, સદા કરે છે સ્હાય. ૩
પુણ્યવંત પ્રાણી તણી, કીરતિ સારી હોય;

પાપી જનને લોકમાં, ધિક્કારે સઉ કોય. ૪
ચોરી જારી લાંચિયા, ચાડીના કરનાર;
એવા પાપી જીવને, સરવ કરે ધિક્કાર. ૫
વિક્રમ સંવત ઓગણી, તે ઉપર છવીસ;
કથા કરી છે છોટમે, પ્રેરક શ્રી જગદીશ. ૬

**ઇતિ શ્રીચંદ્રચરિત્ર આખ્યાન સંપૂર્ણ.**



# ૭-ધુંધુમારનું આખ્યાન

## પ્રકરણ ૧ લું

દોહા

નગર એક ભદ્રાવતી, ભદ્રસિંહ રાજંન;
પટરાણી મેધાવતી, ધુંધુમાર એક તંન. ૧
નગરતણી શોભા ઘણી, ધર્મશીલ સહુ લોક;
ભદ્રસિંહના રાજ્યમાં, કોયને નહિ ભય શોક. ૨

છપ્પા

ચારે ચરણે ધર્મ, વર્ણ ચારેમાં વસીયો;
સકલ કલાગુણ જાણ, રાય વિદ્યાનો રસીયો.
દયાવંત દાતાર, પ્રજાને પાળે પ્રીત્યે;
વેદધર્મ પરમાણ, રાજ ચાલે શુભ રીત્યે.
પુણ્યશીલ પરધાન છે, તે નીતિવંત નિર્મલ ઘણો;
કહે છોટમ ભૂપતિ ભલો, ત્રિલોકમાં જશ તે તણો. ૧
વીસ હજાર વેદિયા, નિત્ય જહાં વેદ ભણે છે;
ગણક તણા જે જાણ, ગ્રહોનાં ગણિત ગણે છે.
વિપ્ર સકળ વિદ્વાન, હોમ અગ્નિમાં હોમે;
ધૂમ્ર ધજાની પેર, ફરફરે જઇને વ્યોમે.
પરદુઃખભંજન ભૂપતિ, ધર્મધુરંધર છે ઘણો;
સુરધીર સતવાદીયો, મહિમા મોટો તે તણો. ૨

ચોપાઈ ત્રિતાલ

વરણ અઢાર વસે તાંહાં વાસ, વેદધર્મ ઉપર વિશ્વાસ-
વૈશ્ય સઘળા કરે વ્યાપાર, જૂઠ કપટ નહિ એક લગાર. ૧
ક્ષત્રિ ક્ષાત્રધર્મ આચરે, અસત્ય ભાષણ કોય ન કરે;
વિપ્ર સકળ તે વિદ્યાવંત, સત્ય ધર્મ પાળક સહુ સંત. ૨
શીલવતી નારી સહુ કોય, પતિ આજ્ઞા વશ વરતે સોય;
સત્યવાદી એ સઘળા લોક, કોયને નહિ વ્યાધિ ને શોક. ૩
કરે કુકર્મ કોય જન જેહ, તેને દંડે રાજા તેહ;

ચોરી જારી હિંસા કરે, તેનું સર્વસ રાજા હરે. ૪
વેદધર્મથી ઉલટો જાય, તે પતિત પાપી કહેવાય;
હોય ચોર જૂઠો કે જાર, તેને કરે દેશથી બહાર. ૫
એવું રાજ્ય તે રાજાતણું, સજ્જનને સુખદાયક ઘણું;
દુરીજન દુષ્ટ તણો તે કાળ, એવો ભદ્રસિંહ ભૂપાલ. ૬
કોઈક કર્મસંજોગે કરી, થનાર વાત જાય ક્યમ ફરી;
ધુંધુમાર કુંવર છે જેહ, થયો અનીતિવાળો તેહ. ૭
ભણ્યો નાહ તે ભૂપકુમાર, મૂરખ શીખ્યો જાર જુગાર;
વિદ્યા વિના થયો જેમ પશુ,ધર્મ અધર્મ સમજે ન કશું. ૮

દોહા

લોભી લંપટ લાલચુ, લુચ્ચો ઘણો લબાડ;
લાગ્યો ખોટો લોકને, કંઈ કંઇ કરે અનાડ. ૧
વ્યભિચારી વિષયી ઘણો,વ્યસની ને વંઠેલ;
દાનવ સરખો દુર્ગુણી, ખોટો કરતો ખેલ. ૨
વેદધર્મ મૂકી વધ્યો, પતિત નાસ્તિક ગૂઢ;
રૈયતને રંજાડતો, મહાપાપી તે મૂઢ. ૩
ગણે નહિ ગુરુદેવને, દ્વિજશું રાખે દ્વેશ;
પંડિતને પૂજે નહિ, કરતો સહુને કલેશ. ૪
પૈસા નાખે પાપમાં, દાન દયા નહિ ધર્મ;
પ્રજા સરવને પીડતો, કરતો નિંદિત કર્મ. ૫
ઉત્તમ કુળમાં ઉપજ્યો, જારવિષે અંગાર;
વેણુ જેવો વનવિષે, કરે સરવની છાર. ૬
પ્રજા સરવ ટોળે મળી, વળતી કર્યો વિચાર;
રાજ જશે રાજાતણું, ઉપજ્યો કપુત કુમાર. ૭
સારા સારા શેઠીયા, આવ્યા ભૂપતિ પાસ;
કૃત્ય કહ્યાં સહુ કુંવરનાં, નાખીને નિશ્વાસ. ૮
ભદ્રસિંહ જે ભૂપતિ, નીતિનિપુણ નરેશ;
વચન સરવનાં સાંભળી,પામ્યો મનમાં કલેશ. ૯
પાપ સાંભળી પુત્રનાં, અતિશે થયો ઉદાસ;
મારૂં એને જીવતો, કે આપું વનવાસ. ૧૦

છપ્પા

કુળમાં હોય કપુત, તાતને નરકે નાખે;

કરે અધર્મ અનેક, જીભથી જૂઠું ભાખે.
દુર્મતિ હોયે દુષ્ટ, ધર્મ મારગને ખંડે;
લુચ્ચાની લે લાંચ, પછી સાચાને દંડે.
એવા અધર્મ રાજથી, દુનિયાને દુઃખ થાય છે;
કાળાં મોઢાં લેઇને, તે જમને હાથે જાય છે. ૧

ચોપાઈ ત્રિતાલ

મલમતિ નામે પરધાન, મહિપતિયે તેડયો દેઇ માન;
'વર કુલક્ષણ શીખ્યો જેહ, કહ્યું પ્રધાનને સઘળું તેહ. ૧
ાવે એનો કહો ઉપાય, જેથી અવગુણ એના જાય;
હે પ્રધાન જોડીને હાથ, ઉપાય એક એનો છે નાથ. ૨
ત્રાભાવિક ગુણ સુતમાં હશે, કોટી ઉપાયે તે ક્યમ જશે;
સંગનો લાગ્યો હોય રંગ, તે પલટે કરતાં સતસંગ. ૩
ે ઘટ માંહે મદિરા ભરે, તે અશુદ્ધ સરવે ઉચરે;
માં જળ ગંગાનું ભરાય, પવિત્ર થઇ સઘળે પૂજાય. ૪
મ કુસંગે બગડે જંત, સુધરે કોય મલે જો સંત;
ા સુતને આપો વનવાસ, જઇ રહેશે કોઇ ઋષિની પાસ. ૫
ાર વરસ કરશે સતસંગ, તેથી રૂડો ચઢશે રંગ;
ધાન કેરાં સુણી વચન, મહિપતિ કેરૂં માન્યું મન. ૬
ાજ્ઞા આપી સુતને ત્યાંય, બાર વરસ રહેજે વનમાંય;
ાઇક ઋષિની પાસે રહી, સારા ગુણ સહુ લેજે ગ્રહી. ૭

દોહા

વચન સાંભળી તાતનું, વનમાં ચાલ્યો વીર;
સરવ તજીને સંચર્યો, ધારી મનમાં ધીર. ૧
આપે ચાલ્યો એકલો, ધરી મુનિનો વેશ;
મહાવન માંહે સંચર્યો, તજી પોતાનો દેશ. ૨
સરિતાનાં પાણી પીયે, કંદમૂળ ફળ ખાય;
અઘોર વનમાં આથડે, દુઃખે દિવસો જાય. ૩
કષ્ટ પડયું કાયા વિષે, થયો દુર્બળ દેહ;
ફરતો ફરતો આવીઓ, ગંગાતીરે તેહ. ૪
સ્નાન કરી શીતળ થયો, પીધું નિર્મળ નીર;
જ્ઞાન ઉદે ઘટમાં થયું, પછી વિમાસ્યો વીર. ૫
અરે અધર્મી હું થયો, દૈવે દીધું દુઃખ;

કોણ ધર્મ મુજને કહે, તેથી પામું સુખ. ૬
તે ગંગાના તીરમાં, આશ્રમ મુનિનો એક;
વિદ્યા વિવિધ પ્રકારની, ભણતા શિષ્ય અનેક. ૭
ગાન વેદનું સાંભળી, ઉપજ્યો મન ઉલ્લાસ;
ધુંધુમાર તાંહાં આવીયો,પુણ્યધામા મુનિપાસ. ૮
ઉત્તમ આશ્રમ જોઇને, ઉપજ્યો હરખ અપાર;
પૂજીને પાયે નમ્યો, વિનય કરી બહુ વાર. ૯
પૂછી મુનિએ કુશળતા, બેસાડયો તે ઠામ;
કહે ભાઈ ક્યમ આવીયો, કોણ દેશ ને ગામ. ૧૦
વચનસાંભળી મુનિતણાં, કહી સંભળાવી વાત;
નામ ઠામ પોતે કહ્યું, કહ્યાં માત ને તાત. ૧૧
બાળપણેથી બગડીઓ, અક્ષર ન ભણ્યો એક;
તેથી હું નથી જાણતો, ધર્માધર્મ-વિવેક. ૧૨
તાતે અવગુણ માહ્યરા, જોઇ દીધો વનવાસ;
પૂર્વપુણ્યના જોગથી, આવી ચઢયો તમ પાસ. ૧૩
સત્ય ધર્મ મુજને કહો, ટાળો સઘળો શોક;
આનંદ હોય આ લોકમાં, પામું સુખ પરલોક. ૧૪
વળતા મુનિવર બોલીયા, સાંભળ રાજકુમાર;
ઉભય લોકમાં એક છે, ધર્મતણો આધાર. ૧૫
તેહ બતાવું તુજને, સાંભળજે ધરી ભાવ;
ભવસાગર તરવાતણું, નિરભે છે એ નાવ. ૧૬
સૃષ્ટિ સરજી ઈશ્વરે, સ્થાવર જંગમ ભાત;
જગદીશે વળતી કરી, માનવ કેરી જાત. ૧૭
અંતરિક્ષ રહી ઈશ્વરે, ધર્મ બતાવ્યો જેહ;
તે ઋષિઓએ સાંભળ્યો, શ્રુતિ નામ છે તેહ. ૧૮
વાત વદી જે ઈશ્વરે, નામ તેહનું વેદ;
ભગવાને દેખાડીયા, પાપ પુણ્યના ભેદ. ૧૯
જે જે ઋષિએ સાંભળી, તેણે બાંધ્યા ગ્રંથ;
શાખાઓ જૂદી કરી, એક વેદનો પંથ. ૨૦
કોઇ કોઈ શાખાઓ થઇ, કાળે કરી ઉચ્છિન્ન;
સંભારી ઋષિએ રચ્યા, ગ્રંથ સ્મૃતિના ભિન્ન. ૨૧
શ્રુતિ સ્મૃતિના વચનમાં, વરતે માનવ જેહ;

આર્ય નામ તેનું પડયું, સાચા સજ્જન તેહ. ૨૨
શ્રુતિ સ્મૃતિના વચનથી, ચાલ્યા નહિ જે જન;
અનાર્ય નામ છે તેહનું, દાનવ જે દુરીજન. ૨૩
વેદવિષે દેખાડીઆ, પાપ પુણ્યના પંથ;
ઋષિઓએ વળતી રચ્યા, ઘણાક તેના ગ્રંથ. ૨૪
પાપતણું ફળ દુઃખ છે, નર્ક તેહનું નામ;
સુખરૂપી ફળ પુણ્યનું, તેજ સ્વર્ગનું ધામ. ૨૫
આજ્ઞા પાળે પ્રભુ તણી, તેજ ધર્મ કહેવાય;
ભક્તિ કરે ભગવંતની, તેજ મુક્ત થઈ જાય. ૨૬
પ્રથમ ધર્મ વેદે કહ્યો, સહુને સુખ દાતાર;
વળતી ઈશ્વર વરણવ્યો, નહિ જેને આકાર. ૨૭

ચોપાઇ ત્રિતાલ

નરકે પડતો રાખે જેહ, ધર્મ નામ કહેવાયે તેહ;
વેદ વચન તજી ઉલટો જાય, પતિત નર તેને કહેવાય;
જે કોઈ કરે વચનનો લોપ, તેના ઉપર પ્રભુનો કોપ. ૧
વેદે વચન કહ્યાં છે જેહ, સજ્જન સહુ સાંભળજો તેહ;
**धर्मं चर** જે શ્રુતિએ કહ્યું, તે સાચું કરી સંતે ગ્રહ્યું. ૨
પરદારા આલિંગન જેહ, કોઇએ પણ ના કરવું તેહ;
કોઇનું ધન ના લેવું હરી, અસત્ય ના ઉચરવું જરી. ૩
જીવ તણી નવ કરવી ઘાત, સત્યવ્રત ધરવું સાક્ષાત;
એવાં હિતનાં વચન અનેક, પાળે આણી પરમ વિવેક. ૪
પાળે તે નર સ્વર્ગે જાય, ના પાળે તે નર્ક પળાય;
ધર્મ પાળશે પ્રીત્યે કરી, કૃપા કરે તેને શ્રીહરી. ૫
ધર્મતણો મોટો મહિમાય, જે આચરતાં સુખીયો થાય;
ઉત્તમ કુળ પામે અવતાર, ઘણું રૂપ ગુણનો ભંડાર. ૬
અખંડ સૌભાગ્યને આયુષ્ય વધે, નિરમળ જશ તે પામે બધે;
પામે બહુ વિદ્યા બલ ધન, સઘળે જય પામે તે જન. ૭
મહાસંકટમાં થાય સહાય, અંતે તેની મુક્તિ થાય;
ધર્મ સમો કોય ત્રાતા નથી, સાચો સગો એજ સર્વથી. ૮
અબંધુનો બંધુ છે એહ, સાચો સખા જાણજો તેહ;
અનાથ કેરો છે એ નાથ, અંતસમે જે આવે સાથ. ૯
ધર્મ વહાલો જેને હોય, તેને વિઘ્ન કરે નહિ કોય;

અધર્મ અભાગી જડમતિ જેહ, એવો ધર્મ તજે છે તેહ. ૧૦
અઘોર નરકે પાપી પડે, કોટીક કલ્પ લગી આથડે;
પ્રભુઆજ્ઞાવશ વરતે જેહ, સદાય સુખ પામે નર તેહ. ૧૧
આજ્ઞાભંગ કરે પ્રભુતણી, તે પીડા પામે છે ઘણી;
તે ઉપર એક સાંભળ વાત, તેથી સમજાશે સાક્ષાત. ૧૨

## પ્રકરણ ૨ જું

### દોહા

જતા હુતા જણ બે મળી, પ્રીત્ય કરી પરદેશ;
વાડી દીઠી વાટમાં, તેમાં કર્યો પ્રવેશ. ૧
એક સજ્જન છે સદ્ગુણી, દુર્ગુણી દુર્જન એક;
વિચિત્ર વાડીમાં ગયા, તેમાં વૃક્ષ અનેક. ૨
પ્રીતે પહેલા આવીઆ, રક્ષપાલની પાસ;
આજ્ઞા હોય જો આપની, છે જોવાની આશ. ૩
રક્ષપાલ કહે સાંભળો, આજ્ઞા મારી એક;
વાડી માંહે વરતજો, વિધિએ કરી વિવેક. ૪
લેશો નહિ આપ્યા વિના, કોયનું ફળ કે ફૂલ;
ડાળ પાન ના છેદશો, કોઈ વૃક્ષનું મૂલ. ૫
આજ્ઞાથી ઉલટા તમે, જો કાંઇ કરશો કામ;
તમે તમારા પાપથી, જશો નરકને ઠામ. ૬
આજ્ઞા શિર ઉપર ધરી, પેઠા વાડીમાંય;
બે મારગમાં બે જણા, તેવા ચાલ્યા ત્યાંય. ૭
ઉત્તરભાગે આવીયો, સાચો સજ્જન જેહ;
રક્ષણ કરવા વૃક્ષનાં, તરતજ લાગ્યો તેહ. ૮

### ચોપાઈ ત્રિતાલ

પાણી વિના સૂકાતાં જેહ, સિંચી સારાં કીધાં તેહ;
નમી ગયેલાં નીચાં હતાં, ટેકા દેઈને કીધાં છતાં. ૧
કોયને નીંદી ચોખ્ખાં કર્યાં, કોયનાં કષ્ટ હુતાં તે હર્યાં;
પોષણ આપી પાળ્યાં સહુ, તેથી સારાં સુધર્યાં બહુ. ૨
ઘણાં ફૂલ ફળ લાગ્યાં ત્યાંય, મેવા વિધવિધના તે માંહ્ય;
જે જોઇને મુનિનું મન ચળે, પેસે તે પાછો ના વળે. ૩
સજ્જનનું મન તેમાં વસ્યું, ફળ કે ફૂલ ન લીધું કશું;

કીધાં સઘળાં સારાં કામ, રક્ષપાલ રીઝયો તે ઠામ. ૪
પ્રીત્ય કરી બોલાવ્યો પાસ,એના મનની પૂરી આશ;
અમૃત જેવાં ફળ ને ફૂલ, આપ્યાં તેને પરમ અમૂલ. ૫
સાચો જાણી વાધ્યો સ્નેહ,સહાય સુખીયો કીધો તેહ;

દોહા

દક્ષિણભાગે જે ગયો, દુરમતિ દુરીજન જેહ;
રક્ષપાલના વચનથી, અવળો ચાલ્યો એહ. ૧
રૂડાં ફળ જોઈ રીઝીયો, સુંદર પુષ્પ સુવાસ;
રતિ માત્ર રાખ્યો નહિ, રક્ષપાલનો ત્રાસ. ૨
જાણે કોઈ નથી દેખતું, ઘણો ઉપજ્યો ગર્વ;
સારાં સારાં ફૂલ ફળ, લેવા લાગ્યો સર્વ. ૩
કોઈ કોઈની જડ કાઢતો, કોઈનાં છેદે ડાળ;
બહુ બગાડ કરતો ફરે, એવો ક્રૂર કરાળ. ૪
જેનાં ફળ મીઠાં ઘણાં, શીતળ જેની છાંય;
શત્રુ થઇને છેદીયાં, તે પાપીએ ત્યાંય. ૫
કંટકથી અળગો રહે. કોમળ કાપે મૂઢ;
નિરદે સારાંને નડે, એવો પાપી ગૂઢ. ૬
અર્થ સરે નહિ આપનો,તોય કરે બહુ ઘાત;
અધમ અનીતિ આચરી, કરે ઘણો ઉત્પાત. ૭
ખાધું લીધું તે ખરૂં, એવો કરે વિચાર;
મૂરખ મનમાં ના ગણે, મરણસમાનો માર. ૮
નિશ્ચે નાસી છૂટવા, વળતી ભાંગી વાડ;
ચોરી લીધાં ફૂલફળ, ઝાઝાં ભાગ્યાં ઝાડ. ૯
રક્ષપાલના કિંકરે, દીઠું એનું કામ;
કોપ કરીને ઝાલીયો, તરતજ તેણે ઠામ. ૧૦
બંધનમાં બાંધી કરી, માર્યો મોટો માર;
દુરાચરણ દેખી કરી, દીધો દંડ અપાર. ૧૧
રક્ષપાલ પાસે જઈ, ઉભો રાખ્યો એહ;
કોપ કરીને કેદમાં, તરતજ નાખ્યો તેહ. ૧૨
દુરાચરણથી દુર્મતિ, પામ્યો દુઃખ અપાર;
આવે કોણ એવે સમે, કરવા એની વહાર. ૧૩
વાડીરૂપી વિશ્વ છે, રક્ષક ઈશ્વર એક;

તેની આજ્ઞા જે તજે, પામે દુઃખ અનેક. ૧૪
ધર્મહીન જે માનવી, અશુદ્ધ તેહ અપાર;
પશુ પંખી પણ તેહનો, કરે ઘણો ધિક્કાર. ૧૫
પાપી જનના પિંડમાં, પાપ પુરુષનો વાસ;
નાખે લેઇને નર્કમાં, તે પામે બહુ ત્રાસ. ૧૬
વળી કહું એક વારતા, તું સાંભળજે તેહ;
સરવે નિંદે તેહને, દુષ્ટતણો જે દેહ. ૧૭

ચોપાઇ ત્રિતાલ

નગર એક ચંપાવતી નામ, વૈશ્ય ઘણા રહેતા તે ઠામ;
મંદકીર્તિ નામે વાણીયો, ધર્મહીન જગતે જાણીયો. ૧
લંપટ લોભી લુચ્ચો ઘણો, જુઠો સહુ ધંધો તે તણો;
કુડ કપટ ને દંભે કરી, લોકોનું ધન લેતો હરી. ૨
જુઠી બોલી જુઠી ચાલ, જુઠા સઘળા કરતો ખ્યાલ;
પરસંપત્તિ દેખી બળે, પાપ કરીને પૈસો રળે. ૩
કોઈની સાથે ન મળે સંપ,રાત્યદિવસ તેને નહિ જંપ;
પરમારથમાં કોડી એક, કોઇને ના આપે એવી ટેક. ૪
નાસ્તિક નિર્લજ નિંદાખોર,ઘણો ચાડીયો ને વળી ચોર;
ખર્ચે નહિ આપે ના ખાય, ધનનો સંચય કરતો જાય. ૫
પુત્રી પુત્ર ને પત્ની જેહ, દુઃખે દિવસ કાઢે તેહ;
ઉદર ભરી નવ પામે અન્ન, જુઠે ધંધે મેલ્યું ધંન. ૬
દીકરી વેચી લીધા દામ, કરતો સઘળાં કામ હરામ;
વિશ્વાસીને કરતો ઘાત, દયા ધર્મની ન લહે વાત. ૭
કેટલાક અવગુણ એના કહુ, પાપે પૈસો મેલ્યો બહુ;
લખેસરી કે'વાયો ત્યાંય, દુકાન કાઢી ચૌટામાંય. ૮
જૂઠું નામું જૂઠા લેખ,જૂઠા સમ બહુ ખાય અલેખ;
અભ્યાગતને ન આપે અન્ન,એવો જડબુદ્ધિનો જંન. ૯

દોહા

એટલે તાંહાં આવી ચઢયો, ભિક્ષુ બ્રાહ્મણ એક;
લખેસરી જોઇ જાચતો, તેને એવી ટેક. ૧
બાર માસ બેઠો રહે, કરે દેવપૂજન;
જાચે જઇને એકને, જોઇ ધનવંતો જન. ૨
એકજ પાસે રોકડા, લેતો એકસો આઠ;

બીજાને જાચે નહિ, કરે પૂજા ને પાઠ. ૩
તેહજ ત્યાં આવી અડચો, મંદકીર્તિને ઘેર;
પોતાની રીતિ તણી, કહી સંભળાવી પેર. ૪
મંદકીર્તિ કહે માગજે, કોઇ બીજાની પાસ;
હું કોઈને નથી આપતો, ન કરેશ માહારી આશ. ૫
મારા ગુરુએ મુજને, આપ્યો એ ઉપદેશ;
કોઇ પ્રકારે કોઇને, દાન ન કરવું લેશ. ૬
બ્રાહ્મણને નવ આપવું, અન્ન વસ્ત્ર ઉપાન;
હિંસા હોય છે જીવની, એવું મારૂં જ્ઞાન. ૭

ચોપાઈ ત્રિતાલ

હઠ લેઇ બ્રાહ્મણ જ્યારે અડયો, વણિક ગાળો દેઈને વઢયો;
તિરસ્કાર બહુ કીધો ત્યાંય, હું તુંજને નહિ આપું કાંય. ૧
બ્રાહ્મણ લાંઘ્યો દિવસ સાત, પુર બાધામાં ચાલી વાત;
વિપ્રે મનમાં કર્યો વિચાર, જૈન જાત્ય છે નીચ ગમાર.× ૨
વેદધર્મ વિમુખ છે જેહ, અઘોર પાપી કહીએ તેહ;
એનું દાન જ્યારે લેવાય, સઘળું મારૂં સુકૃત જાય. ૩
મહાપાપીનું ધન છે જેહ, સારે ઠામે ભરે નહિ તેહ;
પાપીનું ધન એળે જશે, એના કુળ કેરો ક્ષય થશે. ૪
પાપીનું ધન પાપી ખાય, ચોર હરે કે દંડે રાય;
એમ વિચારી બ્રાહ્મણ રહ્યો, પછી ઘેર પોતાને ગયો. ૫
દૈવજોગે દળ આવ્યું બહુ, તેણે નગર લૂંટાયું સહુ;
વણીકતણું ધન હુતુ જેહ, સઘળું લૂંટી લીધું તેહ. ૬
વણીકતણાં સુત ને સુંદરી, લશ્કરવાળે લીધાં હરી;
નાસી ગયા નગરના લોક, સઘળા પુરમાં પ્રગટયો શોક. ૭
મંદકીર્તિ પણ નાસી ગયો, અરણ્યમાં જઇ એકલો રહ્યો;
ઘણા દુઃખને ત્રાસે કરી, ફટકી તરત ગયો તે મરી. ૮
એક ખેત્રના જાળામાંય, તેનું શબ તે પડી ગયું ત્યાંય.

દોહા

પશુ પંખી જે વન તણાં, આવ્યાં તેણે ઠાર;
શબ દેખી સુખીયાં થયાં, કરવા આમીશ આહાર. ૧
સમડી ગીધ શિયાળવાં, શ્વાન શૂકર ને કાગ;

× કોઈપણ જાતિમાટે આમ કહેવું ઘટિત નથી. અધમ ભિક્ષુ

કરવા ઈચ્છે એહના, જૂદા જૂદા ભાગ. ૨
કાગ કહે સહુ સાંભળો, અઘોર પાપી એહ;
કોઈ ન અડશો ભૂલ્યથી, દુષ્ટ તણો છે દેહ. ૩
પાપીને અંગે અડે, તેને લાગે પાપ;
ભક્ષ કરે જે એહનું, તે પામે પરિતાપ. ૪
જમડા પણ અડતા નથી, જોઈ અધર્મી જીવ;
ભૂત થઈ ભમતો રહે, ભૂતળમાંહે સદૈવ. ૫
અંગ અશુચી અધમનું, ધર્મરહિત ચંડાલ;
તેને અંગે જે અડે, વાધે દોષ વિશાલ. ૬
ગીધ કહે વાયસ સુણો, એ પાપીનો દેહ;
હાથ ચરણ મુખ ઉદરમાં, હશે કાંઈ શુભ તેહ. ૭
વાયસ કહે સહુ સાંભળો, કહુ એનાં સહુ કર્મ;
એકે અંગે એ શઠે, કાંઈ ન કીધું ધર્મ. ૮
જીભે જુઠું બોલતો, પરનિંદા પરદ્રોહ;
જુઠી સાક્ષી પૂરતો, મનમાં ઝાઝો મોહ. ૯
જીભવડે લીધું નથી, જગદીશ્વરનું નામ;
અધમ અવિદ્યા લોકને, શીખવતો સહુ ઠામ. ૧૦
કીધા છે વાણીવડે, વાચિક દોષ અપાર;
વચનવડે કીધો નથી, કોઇને પર ઉપકાર. ૧૧
હાથવડે કીધાં ઘણાં, કંઈ કંઈ કામ હરામ;
ભેગ કરીને વેચતો, વસ્તુ ઠામો ઠામ. ૧૨
કર્યું નથી કાંઇ કરવડે, એ દુર્મતિએ દાન;
કપટ થકી એણે કર્યાં, ઝાઝા જીવનાં જાન. ૧૩
ધર્મમારગે ના ધર્યાં, એ ચંડાલે ચર્ણ;
પરને પીડા ઉપજે, એવાં સહુ આચર્ણ. ૧૪
પાપી કેરા પેટમાં, પાર વિના પરપંચ;
નિર્દય નડતો સર્વને, સાચ ન પાળ્યું રંચ. ૧૫

ચોપાઇ ત્રિતાલ

કોજ અનીતિ કેરી બહુ, એને હૃદયે રહેતી સહુ;
એવો એ પાપીનો દેહ, કોયે ભક્ષ ન કરવો તેહ. ૧
અજાણે કોય એને અડે, નિશ્ચે તેને પાતક નડે;
એવાં વચન વાયસે કહ્યાં, સાચાં માની સરવે ગ્રહ્યાં. ૨

ધિક ધિક એ નરનો અવતાર, જે અવગુણ કેરાં આગાર;
પશુ પંખી સહુ અળગાં થયાં, પાપી પાસે કોઇ ના રહ્યાં. ૩

છપ્પા

ધર્મરહિત નર હોય, પશુ તેને ધિક્કારે;
દૂર રહી જમદૂત, માર બહુ તેને મારે.
જીવ નર્કના જેહ, તેહ પણ તેથી નાસે;
રઝળે રણમાં દેહ, કોય ના આવે પાસે.
એવી ગતિ અધર્મથી, જુઓ જીવની થાય છે;
દુર્મતિ દેખે સાંભળે, તોય આચરતા જાય છે. ૧
કરી કરી કોઇ અધર્મ, ઠરી ઠરી ન રહ્યાં ઠામે;
મરી મરી વારંવાર, કષ્ટ કોટી વિધિ પામે.
ફરીફરી પડતા ફંદ, મદ મમતા નવ મૂકે;
દમડી ચમડી કાજ, ધર્મ પોતાનો ચૂકે.
એવા જીવ અભાગીઆ, હરિહરિ મુખે ન ઉચરે;
ભરી ભરી પોઠી પાપના, જમને દ્વારે સંચરે. ૨

ચોપાઈ ત્રિતાલ

વપુ વણીકનું હતું જેહ, માટી માંહે મળીયું તેહ;
એક ઝાડના જાળામાંય, પડી તુમડી જઇને ત્યાંય. ૧
ચોમાસુ આવ્યું જેટલે, સઘળે વૃષ્ટિ થઇ તેટલે;
હળ જોડીને ખેડું બહુ, ખેતી કરવા લાગ્યા સહુ. ૨
પેલી તુમડી હતી જ્યાંય, એક ખેડવા આવ્યો ત્યાંય;
નમસ્કાર ધરતીને કરી, તેણે હળ જોતરીયું ફરી. ૩

દોહા

ખડખડ હસતી તુમડી, જે છે જાળામાંય;
ખેડુ મન વિસ્મે થયો, જોવા લાગ્યો ત્યાંય. ૧
કેમ હસે છે આવડું, કહે રે તું છે કોણ;
શું અચરત તુજને હવું, વિના પિંડ ને પ્રાણ. ૨
તેવે બોલી તુમડી, હું છું મુડી માત;
જાણું છું જુગતે કરી, વર્ષ બધાની વાત. ૩
ખેડુ કહે મુજને કહે, કેવું છે આ વર્ષ;
સાચું કહી સંભળાવજે, સરસ હશે કે નરસ. ૪
તુમડી કહે તું માહરો, જો રાખીશ વિશ્વાસ;

મોજ કરીશ મહેનતવિના, બેઠો બારે માસ. ૫
એકજ આખા વરસમાં, વરસે એ વરસાદ;
હાવે નહિ વરસે ફરી, થાશે બહુ ઉતપાત. ૬
વસ્તુ સઘળી વેચજે, લેજે દાણા ઘાસ;
દામ ઉપજશે દશગણો, માને મન વિશ્વાસ. ૭
ખેડુતે માન્યું ખરૂં, ભલી ભવાની એહ;
મહેર કરી મુજ ઉપરે, એમાં નહિ સંદેહ. ૮
પ્રીત્ય થકી પાયે નમ્યો, ગયો પોતાને ઘેર;
વિક્રય કીધો બળદનો, કોયને ના કહી પેર. ૯
'તુમડી મા'ના વચનનો, મન આણ્યો વિશ્વાસ;
વસ્તુ સહુ વેચી કરી, લીધાં અન્ન ને ઘાસ. ૧૦
ઘણાક ખેડુ ગામના, ઉગ્યાં તેનાં અન્ન;
પંદર દિવસ ગયા પછી,વરસ્યો વળી પ્રજન્ય. ૧૧
ખેડુ સર્વ ખુશી થયા, પડ્યો પેલાને ત્રાસ;
તુમડી પાસે આવીયો, નાખીને નિશ્વાસ. ૧૨
તુચ્છ માત તુ તુમડી, વચન તાહરૂં ફોક;
છળ કરી મુજને છેતર્યો, મૂરખ કહેશે લોક. ૧૩
તુમડી કહે તું રાખજે, ધારણ મનમાં ધીર;
સૂકાશે ખેતી સહુ, નહિ વરસે કાંય નીર. ૧૪
વાતોથી વાહાયો ગયો, જડબુદ્ધિનો જંન;
વરસ ભલી પેર નીપજ્યું,પાક્યાં સઘળાં અન્ન. ૧૫
ખોટી વાણી ખળતણી, જે રાખે વિશ્વાસ;
દુઃખ પામે તે દોહ્યલાં, નિશ્ચે થાય નિરાશ. ૧૬
ખેડુ લાગ્યો ખીજવા, કરી અતીશે ક્રોધ;
ધિક્ ધિક્ તુજને તુમડી, બળ્યો તાહરો બોધ. ૧૭
ખેતર સહુ પડતર રહ્યાં, ઝાઝું કીધું જાન;
તારે વિશ્વાસે રહ્યો, હું એવો હેવાન. ૧૮
માતા માની તુજને, મેં રાખ્યો ઇતબાર;
હાકેમ પૈસો માગશે, તેનો મોટો માર. ૧૯
તુમડી કહે તું સાંભળે, ભોળા ભાભારામ;
આખી ઉમ્મર મેં કર્યાં, સઘળાં એવાં કામ. ૨૦
જ્યાં પડે તાંહાં તાંહાં નડે, પાપી કેરાં હાડ;

ખલજન ખોટા સર્વથી, સહુને કરે અનાડ. ૨૧

છપ્પા

મૂઢ ન જાણે મર્મ, ધર્મની ન લહે રીતિ;
મૃતક માને દેવ, સેવ કરી ધરે પ્રતીતિ.
ભૂત પ્રેત વૈતાલ, ભવાની કહીને ભજતા;
ઈશ્વર અખિલ પ્રકાશ, અધમ તેને નથી યજતા.
કોઇ ડીંગલીયા દેવને, કોય ચીંથરીયાને પૂજતા;
અચેત જીવ અજાણને, સાચા પ્રભુ નથી સૂઝતા. ૧
ઉત્તમ કુળ અવતાર, ધરીને ધર્મ ન સાધે;
ઘોર પાળીયા પીર, ઇષ્ટ જાણી આરાધે.
એથી ન સરે અર્થ, વ્યર્થ વીતે જન્મારો;
પૂજે બહુ પાખંડ, પંથ ના સૂઝે સારો.
એવા જીવ અભાગીયા, ઘણાક ગોથાં ખાય છે;
કુકરમ કોટીક આચરી, અંતે નરકે જાય છે. ૨
માની વેદવચન, ચાર પુરુષારથ પામે;
ધર્મ અર્થ ને કામ, મોક્ષમાં મન વિરામે.
એ ઉત્તમ અવતાર, એજ માનવમાં મોટો;
જે પુરુષાર્થ હીન, એજ જલચરથી ખોટો.
અધર્મ અનીતિ આચરે, જેણે ધર્મ ન જાણીયો;
ઘોર નર્કમાં તે પડે, ધર્મહીન જે પ્રાણીયો. ૩

દોહા

જયહાં ધર્મ ત્યાં ત્યાં દયા, દયા જયહાં ત્યાં ધર્મ;
દયા નહિ જેને વિષે, જાણો એજ અધર્મ. ૧
જયહાં ધર્મ ત્યહાં દ્વેષ નહિ, દ્વેષ ત્યહાં નહિ ધર્મ;
દ્વેષ રહે જેને રુદે, તે નર કરે કુકર્મ. ૨
પાપ પુણ્યને કારણે, રચ્યાં સ્વર્ગ ને નર્ક;
જીવ ધર્મ જાણ્યા વિના, હોય પાપમાં ગર્ક. ૩
રહે અધર્મ અસત્યમાં, સત્ય વિષે સહુ ધર્મ;
સત્ય દયા જેમાં નહિ, ફળે ન કોઇ સુકર્મ. ૪

ચોપાઇ ત્રિતાલ

રૂડું જાણી રાજકુમાર, ધરજે રુદયે ધર્મ વિચાર;
પુણ્યધામાનાં સુણી વચન, ધુંધુમારનું માન્યું મન. ૧

બોધ ઘણો મુનિવરનો ગમ્યો, કર જોડીને ચરણે નમ્યો;
વળી પ્રશ્ન ઉપજીયું એક, પૂછ્યું મુનિને કરી વિવેક. ૨

## પ્રકરણ ૩ જું

### દોહા

ધુંધુમાર વળી બોલીયો, વિનય કરી બહુ વાર;
મોટા મુનિવર છો તમો, જ્ઞાની ગુણ ભંડાર. ૧
મધુર વચન છે તમતણાં, સુંદર સુધાસમાન;
તે સહુ શ્રવણે સાંભળી, ગયું ઘણું અજ્ઞાન. ૨
કહો રૂપ કીરતારનું, જે છે ઈશ્વર એક;
શ્રુતિ તણી સાખ્યે કરી, ભાગે ભ્રાંતિ અનેક. ૩
વળતા મુનિવર બોલીયા, વિમળ મનોહર વાણ્ય;
સાંભળ હું તુજને કહું, જગદીશ્વરની જાણ્ય. ૪
ઈશ્વરના ઓળખાણથી, જીવની જડતા જાય;
ભાવ ભરોસો ઉપજે, ભક્તિ તેની થાય. ૫
વર્ણન કીધું વેદમાં, એક બ્રહ્મ અદ્વૈત;
તે આપે છે એકલો, તેમાં ન મળે દ્વૈત. ૬
નિર્વિકાર નિર્મળ ઘણો, જન્મરહિત છે જેહ;
નિરાકાર નિર્ગુણ સદા, ઈશ્વર કહીયે એહ. ૭
અનેક મત આ લોકમાં, ઈશ્વરવિષે અપાર;
વેદે જેવો વર્ણવ્યો, તેને નહિ આકાર. ૮
સાંભળજે ઈશ્વરતણાં, નામ રૂપ ગુણ કર્મ;
અજ અવ્યય અક્ષર તણો, સમજી લેવો મર્મ. ૯
સરવેથી મોટો ઘણો, એ સરખો નહિ કોય;
બ્રહ્મ નામ તેમાં પડ્યું, સમજી લેજો સોય. ૧૦
અસુ નામ છે પ્રાણનું, તેનો છે જે દેવ;
વા એટલે વિકલ્પથી, કહે છે વાસુદેવ. ૧૧
વ્યાપક સઘળે જે રહ્યો, વિભુ પડ્યું છે નામ;
જોગીજન જેમાં રમે, માટે કહે છે રામ. ૧૨
અક્ષરથી લેવાય છે, એવાં નામ અનેક;
અક્ષર પહેલો આપ છે, અનામ ઈશ્વર એક. ૧૩
રૂપ સરવ જેણે રચ્યાં, પ્રગટયાં પંચે ભૂત;

તત્ત્વ રહિત તન તેહનું, એ ઈશ્વર અદ્‌ભુત. ૧૪
જનમમરણ જેને નહિ, વધે ઘટે નહિ તેહ;
નિર્વિકાર નિર્ગુણ સદા, ચૈતનરૂપી દેહ. ૧૫
અંતસ્કરણ ઇંદ્રી વિના, કશું ન અટકે કામ;
ઇંડ ઘણાં ઉત્પન્ન કરે, પોતે પૂરણ ધામ. ૧૬
નેત્રવિના નિરખે ઘણું, શબ્દ સુણે વિણ કર્ણ;
હાથ વિના સહુને ગ્રહે, ચાલે પણ નહિ ચર્ણ. ૧૭
ગંધ ગ્રહે નાસાવિના, મુખવિન બોલે વાણ્ય;
સ્વાદ લહે રસનાવિના, ત્વચા વિના સહુ જાણ્ય. ૧૮
મન વિના કલ્પી કરે, કોટી કોટી બ્રહ્માંડ;
ઉપજાવે પાળે હરે, આપે સદા અખંડ. ૧૯
સ્થાવર ને જંગમ તણા, રચ્યા ઈશ્વરે દેહ;
તેમાં વાસ્યા જીવને, પરવશ સઘળા તેહ. ૨૦
સરવેથી મૂકયું ઘણું, મનુષદેહમાં જ્ઞાન;
માટે મોટા માનવી, નહિ કોઈ તેહ સમાન. ૨૧
મનુષ્ય જ્ઞાનશક્તિ વડે, કરી જુએ અનુમાન;
તેથી તેને થાય છે, ઈશ્વરકેરૂં જ્ઞાન. ૨૨
ઈશ્વર સહુ જાણી શકે, ભૂત ભવિષ્ય વર્તમાન;
અદ્‌ભુત એમાં ચાતુરી, અદ્‌ભુત એમાં જ્ઞાન. ૨૩
સરજેલાં ઈશ્વર તણાં, તેનો થાયે નાશ;
નાશ નહિ ઈશ્વર તણો, છે આકાશે વાસ. ૨૪
પરવશ સઘળા જીવ છે, નિજ વશ ઈશ્વર આપ;
પાળે ને પ્રલ્લે કરે, પુણ્ય ન લાગે પાપ. ૨૫
અનુપ રૂપ ઈશ્વરતણું, નહિ ઇંદ્રીને ગ્રાહ્ય;
સરવેમાં વ્યાપી રહ્યો, છે અંતર ને બહાર. ૨૬
નિમ બાંધ્યા છે ઈશ્વરે, તે મિથ્યા ના થાય;
પ્રવાહ સહુ સૃષ્ટિતણો, તેથી ચાલ્યો જાય. ૨૭
જીવ ભોક્તા છે કર્મનો, ઈશ્વર ફળ દાતાર;
જાણે સહુના મનતણી, એનું જ્ઞાન અપાર. ૨૮
કર્મ શુભાશુભ જીવનાં, ઈશ્વર કરે તપાસ;
વળતી આપે જીવને, સ્વર્ગ નર્કનો વાસ. ૨૯
અલ્પશક્તિ છે જીવની, ઈશ્વર શક્તિ અપાર;

તેને કોઇ નથી લાગતો, માયાતણો વિકાર. ૩૦
હરખ શોક હોય જીવને,સુખદુઃખ પુણ્ય ને પાપ;
ઈશ્વર ચિદ્દઆનંદઘન, તેને નહિ ત્રણ તાપ. ૩૧
જીવ સદા છે કર્મવશ, ઈશ્વર છે નિષ્કર્મ;
કામ ક્રોધ ને લોભ મદ, એવો જીવનો ધર્મ. ૩૨
બંધ મોક્ષ છે જીવને, ઈશ્વર છે નિર્બંધ;
ઈશ્વર જ્ઞાન સ્વરૂપ છે, જીવ અજ્ઞાની અંધ. ૩૩
અંધ જાણીને ઈશ્વરે, આપ્યો ધર્મ સહાય;
જીવ ધર્મ પાળે નહિ, તે પતિત થઇ જાય. ૩૪
જાતો રાખે નર્કથી, તેનો કરે ઉપાય;
તે ઉપાય તો ધર્મ છે, જેથી સ્વર્ગે જાય. ૩૫
જે જે સંકટ જીવને, આવે કોઇક વાર;
ઉપાય જો તેનો કરે, તો પામે સુખ સાર. ૩૬

છપ્પા

દીપક જો હોય મ્લાન, તેલ પૂરે તાંહાં સારૂં;
જ્યોતિ હોય ઝીતકાર, તરત ટાળે અંધારૂં.
સૂકાતો હોય બાગ, પ્રીતયથી પાવું પાણી;
તે આપે ફળફૂલ, જરૂર એ લેજો જાણી.
જો વાતી હોય ટાઢ, વસ્ત્રથી વિંટે કાયા;
લાગે ઝાઝો તાપ, શોધીયે શીતળ છાયા.
છૂટે બાણ સંગ્રામમાં, તો બખ્તર અંગે ધારીયે;
ઉપાયવડે છોટમ કહે, સઘળાં કારજ સારીયે. ૧
હોય અંગમાં રોગ, તરત ઔષધથી નાંસે;
મથે બરાબર કાષ્ઠ, પ્રગટ અગ્નિ હોય પાસે.
વરસે જો વરસાત, ગુફા કે ઘરમાં પેસે;
પડવા સાગર પાર, નાવમાં તે નર બેસે.
શેરડીમાંથી સરકરા, વળી દૂધ થકી ઘૃત થાય છે;
કહે છોટમ જીવ સ્વર્ગે જવા, ધર્મ એજ ઉપાય છે. ૨

દોહા

કલ્પવૃક્ષ તે ધર્મ છે, કરે સર્વ કલ્યાણ;
સિદ્ધ થાય એથી સહુ, પુરુષારથ પરમાણ. ૧
ધર્મ અર્થ ને કામનો, મોક્ષતણો દાતાર;

થાય સિદ્ધ સહુ ધર્મથી, એ પુરુષારથ ચાર. ૨
આપ્યો છે જો ઈશ્વરે, ઉત્તમ નરનો દેહ;
ચારે પુરુષારથ વિના, પશુ બરાબર તેહ. ૩
જે સુખ ધર્મ દઇ શકે, એવું ન આપે કોય;
જનની જનક સુત બંધુથી, એવું સુખ ના હોય. ૪
વર્ણન કીધું વેદમાં, જે પુરુષારથ ચાર;
એકે એક તેહનો, સાંભળજે કહું પ્રકાર. ૫
સદાચરણ જે પાળવું, ધર્મ તેહનું નામ;
સત્ય દયા રુદયે ધરિ, કરવાં ઉત્તમ કામ. ૬
દયા ઘણી રુદયે ધરિ, દેવું વિધિયે દાન;
ગર્વ ન કરવો તેહનો, તો રીઝે ભગવાન. ૭
અભયદાન ઉત્તમ ઘણું, વળી સુપાત્રે દાન;
અનુકંપા વળી દાન છે, ઉચિત દાન ગુણવાન. ૮
કીર્તિદાન છે પાંચમું, એવા પંચ પ્રકાર;
અર્થ બતાવું તેહનો, સમજી લેજે સાર. ૯
શરણે આવે કોઈ જો, થઇને તે ભયભીત;
રક્ષણ કરવું તેહનું, અભયદાનની રીત. ૧૦
સારા સજ્જનને પડે, દૈવજોગથી દુઃખ;
ધન આપીને એહને, જો ઉપજાવે સુખ. ૧૧
વાહાલા હોય વિશ્વેશના, તે નરનું દુઃખ જાય;
એવા નરને આપીયે, સુપાત્ર દાન કહેવાય. ૧૨
ભૂખે કે દુઃખે કરી, પીડાતા હોય જન;
કૃપા કરીને આપવું, અન્ન વસ્ત્ર કે ધન. ૧૩
જેથી સુખ હોય જીવને, ભલું કરે ભગવાન;
દયાવડે જે આપવું, એ અનુકંપા દાન. ૧૪
વિદ્યાની કે ધર્મની, વૃદ્ધિ જેથી થાય;
એવા પંડિત પુરુષને, જે જે દાન અપાય. ૧૫
જેથી આખા જગતમાં, ઘણું વધે છે જ્ઞાન;
એવાને ધન આપવું, ઉચિત નામ એ દાન. ૧૬
આપે ચારણ ભાટને, જશ તેના બહુ ગાય;
કીર્તિ સઘળે જે કરે, તે કીર્તિદાન કહેવાય. ૧૭

## ચોપાઇ ત્રિતાલ

જે જે કરવાં સારાં કર્મ, તે પુરુષારથ કહીયે ધર્મ;
હવે અર્થ પુરુષારથ જેહ, નીતિથી ધન રળવું તેહ. ૧
ધન રળતાં ના ચૂકે ધર્મ, તેમાં કાંય ન હોય કુકર્મ;
અન્યાયે ધન જે નર રળે, તે પાપી તો નર્કે પળે. ૨
ન્યાયવડે જે દ્રવ્ય કમાય, પુરુષારથ તો તે કહેવાય;
ધનથી સહુ ચાલે વ્યવહાર, ધનથી સુખ પામે સંસાર. ૩
ધનથીસહુ પરમારથ થાય, ધનથી દુઃખ ને દળદર જાય;
રૂડી નીતિથી ધન રળે, પુણ્ય કરી પરલોકે પળે. ૪
યજ્ઞયાગ તીરથ વ્રત દાન, ધનથી સર્વ કરે સનમાન;
ધનથી ધર્મ સંપાદન કરે, તે સુખે સ્વર્ગે સંચરે. ૫
અર્થ પુરુષારથ એનું નામ, ત્રીજો છે પુરુષારથ કામ;
વિવાહ વેદ વિધિયે કરિ, સારી જે પરણે સુંદરી. ૬
તેથી પ્રજા હોય ઉત્પન્ન, વળતી મોક્ષ મળે તે જંન;
પ્રજા તંતુનો ન કરો છેદ, એવું વચન વદે છે વેદ. ૭
સિદ્ધ પુરુષારથ ત્રીજો થાય, પછી મોક્ષનો કરે ઉપાય;
અખિલ જક્તનું કારણ હરી, તે ઉપાસવો ભક્તિ કરી. ૮
પરથમ ઓળખવો કીરતાર, જે સૃષ્ટિનો સરજનહાર;
ગુરુમુખથી સમજીને જ્ઞાન, ભાવ કરી ભજીયે ભગવાન. ૯
પૂરણ બ્રહ્મ છે સ્વયંપ્રકાશ, વસી રહ્યો આકાશે વાસ;
જે જે મુખથી બોલે વાણ, તેની પૂરણમાં છે ખાણ. ૧૦
અનંત શબ્દ ઉચ્ચારણ થાય, ખાણ્ય થકી ખૂટી નવ જાય;
પૂરણ બ્રહ્મ તણું છે સત્વ, તેથી પૂરણ સઘળાં તત્ત્વ. ૧૧
અનંત શક્તિનો છે એ નાથ, કાળ કર્મ ગુણ જેને હાથ;
ઇચ્છા ક્રિયા જ્ઞાન છે જેહ, ઈશ્વરની શક્તિ છે એહ. ૧૨
ઉપજાવે પાળે ને હરે, કામ સરવ તે શક્તિ કરે;
તેને ન લહે જીવ અજાણ, જડ પૂજે પાણી ને પહાણ. ૧૩
અપાર ડાહાપણ ઈશ્વરતણું, જેથી જક્ત રચે છે ઘણું;
તેના ગુણ સંભારી કરી, રહેવું ધ્યાન હ્રદેમાં ધરી. ૧૪
સમરણ વંદન વારંવાર, ભજવા આણી પ્રેમ અપાર;
એવી ભક્તિ જે જન કરે, તે સુખે ભવસાગર તરે. ૧૫
મોક્ષ પુરુષારથ એનું નામ, જે જન પામ્યો પૂરણ ધામ;

ન્ય તે નરનો અવતાર, જે સાધે પુરુષારથ ચાર. ૧૬
ધર્મ વેદમાં કહ્યો, સજ્જન પુરુષે તેને ગ્રહ્યો;
ણ્યના મારગ જેહ, વેદે કહી દેખાડયા તેહ. ૧૭
રગે જે જન જશે, તે પ્રાણી તો દુઃખીયો થશે;
ારગે જાશે જેહ, સારાં સુખ ભોગવશે તેહ. ૧૮
કહે જીવ સાંભળો, ફાવે તેવે પંથે પળો;
ર્મ આચરશો તમો, તેવાં ફળ આપીશું અમો. ૧૯
ણ્ય દેખાડી વાટય, સ્વર્ગ નર્ક સરજ્યાં તે માટય;
રમથી સ્વર્ગે જશો, પાપે નર્ક ભોગવતા થશો. ૨૦
મ કે સુખ દેતો નથી, બે મારગ દેખાડયા કથી;
મારે કરમે કરી, સુખ દુઃખ ભોગવશો ફરી ફરી. ૨૧
ણું નિર્દયતા જેહ, મારેવિષે નથી કાંય તેહ;
આજ્ઞા જો માનશો, તેથી સઘળા સુખીયા થશો. ૨૨
ાનો તો નરકે જશો, એમાં દોષ મારો નહિ કશો;
ભક્તિ કરશે જેહ, તે નર ફરી ધરે નહિ દેહ. ૨૩
હિતનાં વચન અપાર, કહ્યાં વેદમાં તે નિરધાર.
માંહ્ય ચલાવવા ધર્મ, તે સોંપ્યું બ્રાહ્મણને કર્મ;
ર્મ બતાવ્યો જેહ, બ્રાહ્મણ સહુને કહે છે તેહ. ૨૪
ણો સઘળો અધિકાર, આપ્યો બ્રાહ્મણને નિરધાર;
વેદમાં જે સંસ્કાર, કરે કરાવે બ્રાહ્મણ સાર. ૨૫
ગુરુ સરવેના દ્વિજ, જેને હાથ વેદનાં બીજ;
ને આપે ઉપદેશ, મારગ ચાલ્યો જાય હમેશ. ૨૬
નથી અવળા વહ્યા, તે નર સઘળા નાસ્તિક થયા;
જૂદા કાઢયા પંથ, કલ્પી જૂઠા બાંધ્યા ગ્રંથ. ૨૭
કહે છે એવું કથી, ફરી જનમ માણસનો નથી;
ાય તો શાનો ન્યાય, ઈશ્વર પણ નિર્દય કહેવાય. ૨૮
વાણી તેણે કથી, એવો દોષ ઈશ્વરમાં નથી;
ન્મ માનતા જેહ, એક અંશે નાસ્તિક છે તેહ. ૨૯
ાય એમ કહે છે કથી, જક્ત ઈશ્વર કીધું નથી;
ંશે એ નાસ્તિક ખરા, જે ચાલે ઈશ્વર ઉપરા. ૩૦
પ્રભુ કરતા નવ ગાય, પોતે ઈશ્વર થઈ પૂજાય;
ણું ભજાવે નામ, એ સઘળું નાસ્તિકનું કામ. ૩૧

કેટલાક મુખથી એવું ભણે, ક્ષણિક જીવ દીપકવત્ ગણે;
ક્ષણિક આત્માને માને જેહ, એક અંશે નાસ્તિક છે એહ. ૩૨
કેટલાક વેદવિધિ સંસ્કાર, નથી માનતા એક લગાર;
વણસંસ્કારે પરણે તેહ, એક અંશે નાસ્તિક છે એહ. ૩૩
કાઢે વેદથી ઉલટા પંથ, ગપો જોડીને બાંધે ગ્રંથ;
એ સઘળી નાસ્તિકની વાત, જેનો ધર્મ નહિ સાક્ષાત. ૩૪
નાસ્તિક જીવને ભ્રાંતિ ભરે, પોષી મત પાખંડી કરે;
પંથ મનાવવા પોતા તણો, વાદ કરે સહુ સાથે ઘણો. ૩૫
પોતા માંહ્ય કપટના કોષ, સામાના કહે જૂઠા દોષ;
એક એકની નિંદા કરે, પરથી કહે પોતાનો સરે. ૩૬
વાદ કરતાં વાધે વેર, સામાસામી ઉપજે ઝેર;
એક એકનું નિકંદન કરે, એક એકને મારે ને મરે. ૩૭
અન્યોઅન્યમાં કરતાં ક્લેશ, તેમાં ધર્મ રહે નહિ લેશ;
એવા અવગુણ પંથો તણા, કલિયુગ માંહે સહુથી ઘણા. ૩૮

દોહા

જૂદા જૂદા પંથથી, સંપ રહે નહિ કોય;
એક એકની ઈર્ષા થકી, નાશ સરવનો હોય. ૧
આગળ એવા દાખલા, જોતાં મળે અપાર;
કાંઇક કહું છું તુજને, સુણજે રાજકુમાર. ૨

---

## પ્રકરણ ૪ થું

### ચોપાઈ ત્રિતાલ

રવિવંશના રાજા રામ, તેના સુતકેરૂં લવ નામ;
લવનો પ્રગટ્યો પદ્મકુમાર, ઋતુપર્ણ તેનો સુત સાર. ૧
વજ્રપાણિ એક તેનો તંન, તેનો શુદ્ધોધન રાજંન;
શુદ્ધોધન કેરો બુદ્ધ હવો, તેણે ધર્મ ચલાવ્યો નવો. ૨
વેદધર્મની નિંદા કરી, કલ્પિત ગ્રંથ રચ્યા છે ફરી;
નાસ્તિક પંથ થયો તે તણો, ભરતખંડમાં પ્રસર્યો ઘણો. ૩
ચંપાનગર તણો જે રાય, નામ સુધન્વા તે કહેવાય;
તેણે ધર્મ વેદનો તજ્યો, ભાવ કરી બુદ્ધોને ભજ્યો. ૪
રૂપસુંદરી રાણી જેહ, વેદ ધર્મ ના મૂકે તેહ;
રાજા બોધ રાણીને કરે, રાણી તે મનમાં ના ધરે. ૫

જૂદી જૂદી બેની રીત્ય, એક એકને અંતર નહિ પ્રીત્ય;
જૂદા જૂદા બેના દેવ, જૂદી કથાને જૂદી સેવ. ૬
જૂદી જૂદી બેની કૃતિ, એકને વૈષ્ણવ એકને જતિ;
રાણીને મન ચિંતા થાય, હાવે કરશું શો ઉપાય. ૭
કુમારીલ ભટ્ટાચાર્યજ જેહ, ગંગાતીરે હુતા તેહ;
તેણે એમ સાંભળી વાત, વેદધર્મ બૂડયો સાક્ષાત. ૮
તેણે મનમાં કર્યો વિચાર, કરવો વેદધર્મ ઉદ્ધાર;
પહેલો બૌદ્ધો ભેળો ભળું, કુતર્ક સહુ તેના સાંભળું. ૯
પછી કરૂં ખંડનના ગ્રંથ, હણવો પાખંડીનો પંથ;
એમ વિચારી આવ્યા ત્યાંય, પોતે ચંપાનગરીમાંય. ૧૦

દોહા

વાડીમાં જઇ ઉતર્યા, ધરી જતિનો વેશ;
કથા થતી બુદ્ધો તણી, ત્યાંહાં કીધો પરવેશ. ૧
વેદ વિપ્ર વિષ્ણુ તણી, નિંદા સુણી અપાર;
રુદે ભરાયું ભટ્ટ તણું, આવી આંસુધાર. ૨
બુદ્ધાચાર્યે જોઈને, કહી શિષ્યોને વાત;
જવા ન દેશો જીવતો, એ છે બ્રાહ્મણ જાત. ૩
કરી વેશ એ કારમો, પંડિત આવ્યો જેહ;
ગ્રંથ ગયો સહુ સાંભળી, ખંડન કરશે તેહ. ૪
ઉંચી મેડી ઉપરે, સહુ બેઠેલો સાથ;
નીચે ભટ્ટને નાખીયા, ઝાલી પગને હાથ. ૫
પડતાં પડતાં આવીયું, એ ભટ્ટના મનમાંય;
વેદધર્મ જો સત્ય છે, તો નહિ વાગે ત્યાંય. ૬
ભોમી ઉપર ભટ્ટ પડયો, હેઠા હાથ હજાર;
ઈશકૃપાએ ઉગર્યા, વાગ્યું નહિ લગાર. ૭
વાડીમાં જઇને વસ્યા, વળતી કર્યો વિચાર;
નાસ્તિક મતને ખંડવા, સર્જ્યા ગ્રંથ હજાર. ૮
એવે એક આવી ચઢયો, માળી વાડી માંય;
તેને તુળસી ચુંટતાં, પોતે દીઠો ત્યાંય. ૯
પૂછયું તેને પ્રીતથી, કોને આપીશ એહ;
આ બુદ્ધોનું ગામ છે, એ મુજને સંદેહ. ૧૦
માળી કહે મુજ નગરમાં, છે રાણી મહારાજ;

તે પૂજે છે વિષ્ણુને, આપીશ તુળસી આજ. ૧૧

ચોપાઈ ત્રિતાલ

ભટ્ટે પત્ર લખી આપ્યો ત્યાંય, મૂકયો રાણીના કરમાંય;
તે રાણીએ વાંચ્યો સહુ, મનમાં આનંદ પામી બહુ.
માળી સાથે કહાવ્યું એહ, મળો મને મટશે સંદેહ;
અર્ધો શ્લોક ગોખે રહી કહુ, તે પૂરો કરી દેજો સહુ.
તેથી હું તમને જાણીશ, બોલાવી પાસે આણીશ;
પછી કરીશું એ ઉપાય, જેથી સઘળા બુદ્ધ જીતાય.

**किं करोमि क्क गच्छामि, को वेदानुधरिष्यति ।**
**मा विशद वरारोहे, भट्टाचार्योऽस्मि भूतले ॥**

દોહા

અર્ધશ્લોક પૂરો કર્યો, આવ્યો મન વિશ્વાસ;
દાસી મોકલી રાણીએ, તેડયો પોતા પાસ. ૧
ભણી ગણી રાણી હુતી, સકળ કળા ગુણ જાણ;
ભટ્ટાચાર્યને ભાળીયા, પૂજ્યા કરી પ્રમાણ. ૨
ખંડન સઘળાં બૌદ્ધનાં, તે સંભળાવ્યાં ત્યાંય;
તેવાં સરવે ઉતર્યાં, રાણીના મનમાંય. ૩
રાણી કહે રહેજો તમે, ટાળો દારુણ દુઃખ;
નાશ થાય નાસ્તિકતણો, તો સહુને હોય સુખ. ૪
રાજા વળતો આવીયો, રાણી તણે અવાસ;
બુદ્ધ ધરમમાં નાખવા, કરતો હુતો પ્રયાસ. ૫
રાણીએ સંભળાવીયાં, ખંડન બુદ્ધનાં ત્યાંય;
ચતુર રાજા ચેતીયો, તે ઉતર્યાં મનમાંય. ૬
જીતે સઘળા બૌદ્ધને, જો એવો કોઈ હોય;
વેદધર્મ સ્થાપન કરૂં, ટાળું સઘળા સોય. ૭
સારી ત્યાંહાં સભા રચી, બેઠા સઘળા બુદ્ધ;
ભટ્ટાચાર્યજ આવીઆ, થયું વાદનું જુદ્ધ. ૮
જુદ્ધે બ્રાહ્મણ જીતીયા, વળતી થાપ્યો વેદ;
બૌદ્ધ સરવ હારી રહ્યા, તેનો થયો ઉચ્છેદ. ૯
મિશ્ર ધર્મ સ્થાપન કર્યો, તે દિવસથી ત્યાંય;
વિધિઓ ચાલી વેદની, ભરતખંડની માંય. ૧૦
બે પંથોથી થાય છે, એવો ઘણો બગાડ;

વેર વધે છે લોકમાં, થાય ઝેરનાં ઝાડ. ૧૧
વળી અણહિલપાટણ વિષે,એવી બીજી વાત;
જૈન દટાયા જીવતા, છે સઘળે વિખ્યાત. ૧૨
કુમારપાળ કુસંગથી, પડિયો પાખંડ માંય;
દેવબોધિ આચાર્યને, જૈન જીતિયા ત્યાંય. ૧૩
જૂદા જૂદા પંથથી, કંઇ કંઈ થાયે કલેશ;
પડે લોક પ્રપંચમાં, ધર્મ રહે નહિ લેશ. ૧૪

છપ્પા

જેના જેવા ગુરુ, શિષ્ય હોય તેના તેવા;
કરતા ફરે કુતર્ક, જીત ઈચ્છે જશ લેવા.
જોડે જૂઠા ગ્રંથ, પંથ પોતાનો થાપે;
ધર્મ સનાતન જેહ, તેહનાં મૂળાં કાપે.
ધૂતી ધન ભેળું કરે, વળી મંદિર બહુ મોટાં રચે;
અંતર કપટ અતિ ઘણું, તે પાપ કરી નર્કે પચે. ૧
કામ ક્રોધ મદ લોભ, દંભ ઇર્ષા રહે જેમાં;
કરે કપટનાં કામ, ધર્મ તો ન રહે તેમાં.
જ્ઞાન ભક્તિ વૈરાગ, ત્યાગ દેખાડે સહુને;
ધન હરવાને કાજ, કપટથી બોધે બહુને.
એમ પાખંડી પંથથી, સત્ય ધર્મ સઘળો ગયો;
વેદતણી વિદ્યા જતાં, કપટ ધર્મ કળિમાં થયો. ૨

ચોપાઈ ત્રિતાલ

એવા અવગુણ પંથો તણા, જોતાં સઘળે દીસે ઘણા;
શ્રુતિ તણી આજ્ઞા છે એમ, સહુની ઉપર કરવો પ્રેમ. ૧
જીવ સરવ જે છે પ્રભુતણા, જાણો સર્વ બંધુ આપણા;
કોઇ ઉપર ના કરવો દ્વેષ, ધર્મતણો કરવો ઉપદેશ. ૨
કરે ધર્મ મનાવવા યુદ્ધ, એ તો સઘળું વેદ વિરુદ્ધ;
યુદ્ધ કરે તો હિંસા થાય, એ મોટો અધર્મ કહેવાય. ૩
જ્યાંહાં હિંસા ત્યાં ધર્મજ નથી, વેદે એમ કહ્યું છે કથી;
ઝેર થકી અમૃત ના થાય, ત્યમ હિંસાથી ધર્મજ જાય. ૪
ઉપનિષદ્નો એવો અર્થ, હિંસા કરે તે ધર્મજ વ્યર્થ;
કોઈક કહેશે એવું સહી, યજ્ઞવિષે હિંસા ક્યમ કહી. ૫
તેહતણું કારણ છે એક, સમજી લેજો કરી વિવેક;

દાનવ હિંસા કરતા બહુ, સેહેજે પાપી હુતા સહુ. ૬
તેને વેદ મનાવવા માટય, યજ્ઞવિધિયે ઘાલ્યું ઘાટય;
ઉપનિષદ્‌માં કર્યો નિષેધ, એવો વેદ તણો છે ભેદ. ૭
હિંસા કરવી નહિ કોઇ ઠામ, રાજધર્મ તો તેનું નામ;
જીવ સર્વ જાણવા મિત્ર, શૌચાદિ કરી રહે પવિત્ર. ૮
હિંસા ચોરીનો કરી ત્યાગ, એક પ્રભુ સાથે અનુરાગ;
નિંદક કોઇ ન કરવાં કર્મ, એ સહુનો સાધારણ ધર્મ. ૯

દોહા

ઈશ્વર આપે જીવને, જાતિ આયુષ ભોગ;
સુખદુઃખ પામે પ્રાણીયો, પૂર્વકર્મને જોગ. ૧
જીવ કર્મ આધીન છે, ઈશ્વર છે નિષ્કર્મ;
વેદ કરીને ઈશ્વરે, સાંપ્યો જીવને ધર્મ. ૨
ઈશ્વર તો ભજનીય છે, જીવ જાણવો ભક્ત;
જીવ દેહ પ્રતિ જૂજવા, ઈશ્વર એક અવ્યક્ત. ૩
તત્ત્વ રચ્યાં છે ઈશ્વરે, તે સઘળાં જડરૂપ;
જીવ રચી ચેતન કર્યાં, એવી કલા અનૂપ. ૪
તે તત્ત્વોથી ઈશ્વરે, રચ્યાં ઘણાં બ્રહ્માંડ;
ઉપજાવે પાળે હરે, ચૈતન એક અખંડ. ૫
જડ અભિમાની જીવને, બંધન મોટું એહ;
ભક્તિ કરતાં બ્રહ્મની, મુક્ત થાય છે તેહ. ૬
એવું જાણી જીવને, ભજવો પૂરણ બ્રહ્મ;
ધર્મમારગે વર્તવું, તજવાં ખોટાં કર્મ. ૭
પ્રાણીને સંકટસમે, ધર્મ કરે છે સહાય;
ધર્મહીન જે માનવી, તે સઘળે કૂટાય. ૮

ચોપાઈ ત્રિતાલ

મુનિવર કેરાં સુણી વચન, ધુંધુમારનું માન્યું મન;
ધર્મતણો જે મહિમા કહ્યો, તેહ સર્વ મેં સાચો લહ્યો. ૧
ઉરમાં ઉપજે શંકા એક, તે સમજાવો કરી વિવેક;
રૂપ ધર્મનું કહો છો જેહ, તેનો કાંઈ ન દીસે દેહ. ૨
રૂપ રંગ ના દીસે કાંય, સહાય કરે ક્યમ સંકટ માંય;
પરલોકે જે રહે છે પાસ, તે ટાળે છે જીવના ત્રાસ. ૩
અરૂપમાં એવડું બલ કશ્યું, રૂપ વિના તે શામાં વસ્યું;

માટે રૂપ ધર્મનું જેહ, કૃપા કરી સમજાવો તેહ. ૪

દોહા

વળતા મુનિવર બોલિયા, સાંભળ રાજકુમાર;
સત્ય રૂપ છે ધર્મનું, તેને નહિ આકાર. ૧
સત્તા જે ઈશ્વરતણી, સત્ય તેહનું નામ;
સરવેને ધારી રહે, એનું અદ્ભુત કામ. ૨
સત્યતણા આધારથી, અદ્ધર રહ્યાં છે ઇંડ;
પૃથ્વી આદિ પોલમાં, છે ભારે બ્રહ્માંડ. ૩
ચમક તણી સત્તા થકી, લોહ ચળે છે તેમ;
દીસે નહિ પણ છે ખરૂં, અરૂપમાં બળ એમ. ૪
હોકાયંત્ર નૌકાતણો, તેમાં ચમક પ્રવેશ;
ઉત્તરદિશ સન્મુખ રહે, એમ સમજ ઉપદેશ. ૫
ચમકતણી સત્તા થકી, નૌકા સીધી જાય;
હોકાયંત્ર ન હોય તો, ઉમારગ અથડાય. ૬
તે ઉપર કહું વારતા, સાંભળ રાજકુમાર;
સમજાશે સાચું સહુ, જોજે કરી વિચાર. ૭
ભાવનગરના વાણિયા, સુમન–કુમનશા નામ;
વેપારી તે વહાણના, ફરતા સઘળે ઠામ. ૮

ચોપાઈ ત્રિતાલ

સુમન શેઠ તે હુતો સુજાણ, જેનાં જન સહુ કરે વખાણ;
વહાણ તણી વિદ્યા જેટલી, સુમન શેઠ શીખ્યો તેટલી. ૧
વિવેક માલમ તેનો હતો, હાંકી વહાણ સાગરમાં જતો;
કુમનશાને હતું વહાણ, એ તો વિદ્યાહીન અજાણ. ૨
મૂરખ માલમ તેની સાથ, વહાણ હાંકવું તેને હાથ;
કુમનચંદે કર્યો વિચાર, વિદેશ જવાનો નિરધાર. ૩
સુમનચંદના મંદિરમાંય, તેવો ઉઠીને આવ્યો ત્યાંય;
સુમને ઘણું કર્યું સનમાન, પાસ બેસાડી આપ્યાં પાન. ૪
આવો આપ પધાર્યા આજ, કહો ભાઇ અમસરખું કાજ;
કુમન કહે મેં ધાર્યું જેહ, તમને ગમે તો કરીયે તેહ. ૫
જઈએ જાવે વહાણજ ભરી, ઘણુંક ધન લાવીશું ફરી;
પરિયાના પરિયા જે ખાય, લાવે ધન જો જાવે જાય. ૬
કોણ કરે બીજો વેપાર, ચાલો તાંહાં જઈએ નિરધાર;

સુમન કહે સાંભળજે વીર, જાવે કોઈક જઈ શકે ધીર. ૭
મહાસાગર મોટો વિકરાલ, તેમાં કોણ કરે સંભાળ;
પુણ્યતણું બળ જેને હોય, સાજો તાજો આવે સોય. ૮
મગરમચ્છ મહા મોટા ફરે, ભાગી વહાણના ભૂકા કરે;
અતિ ઘણું ઉઠે તોફાન, જવાપંથે જીવનું જાન. ૯
પહેલું ધર્મ કરો બહુ આંય, વળતી જઇયે સાગરમાંય;
ધર્મવિના રક્ષણ કોણ કરે, પાપી જન તો બૂડી મરે. ૧૦
વિકટ પંથ છે વસમો ઘણો, જઇને આવે કોઈક જણો;
ધર્મ વહાલો જેને હોય, સુખે જઈને આવે સોય. ૧૧

દોહા

વચન સુમનનાં સાંભળી, કુમનચંદ કહે વાણ્ય;
સહેજે સઘળું થાય છે, વૃદ્ધિ હો કે હાણ્ય. ૧
ભાવિક જો મટતું નથી, તો ધર્મ થકી શું થાય;
સારૂં નરસું સ્વભાવથી, સદાય ચાલ્યું જાય. ૨
વૃક્ષ ઘણાં વનને વિષે, કાળે ફળવંત હોય;
સુખદુઃખ એવું મનુષ્યને, સેહેજે આવે સોય. ૩
તત્ત્વ અનાદિ સર્વ છે, સેહેજે હોય સંજોગ;
જીવ અણછતો ઉપજે, તેને સુખદુઃખ ભોગ. ૪
વિયોગ હોય જો તત્ત્વનો, તેને કહે છે મર્ણ;
રૂપ નથી કોઇ જીવનું, નહિ કાંઇ તેને વર્ણ. ૫
ઈશ્વર કોઇ કરતા નથી, સર્વ સ્વભાવે થાય;
સેહેજ ખેલ સૃષ્ટિ તણો, સદાય ચાલ્યો જાય. ૬
કરવું ધર્મ તમે કહ્યું, તે તે શાનું નામ;
વાવરીએ જે વિત્તને, તેહ બતાવો ઠામ. ૭
કુતર્ક એના સાંભળી, બોલ્યો સુમન સુજાણ;
પુણ્યઠામ બતાવું તુજને, પુણ્યતણો પરમાણ. ૮
મનુષ દેહ પામી કરી, કરવો પર ઉપકાર;
સુખ હોય સઘળા જીવને, એમાં પુણ્ય અપાર. ૯

છપ્પો

સરોવર સારાં કોઈ, કરાવે ઉલટ આણી;
જેમાં બારે માસ, ભર્યાં રહે નિર્મળ પાણી.
જીવ તૃષાતુર પશુ, પંખીડાં બહુ ત્યાં આવે;

કરે ઘણા કલ્લોલ, સરવને સુખ ઉપજાવે.
એ ઉપકાર અતિ ઘણો જે પ્રાણી બહુ પોષાય છે;
કહે છોટમ સ્વર્ગે રહી, તે નર સુખીઓ થાય છે. ૧
વળી ભલેરાં વૃક્ષ, વિધિયે જે કોઇ વાવે;
પંખી કરે નિવાસ, ભલાં સહુને મન ભાવે.
મધુર હોય ફળફૂલ, જીવ ઝાઝાં સુખ પામે;
શીતળ જેની છાંય, તાપ ને ભૂખ વિરામે.
એમાં પુણ્ય અતિ ઘણું, જે પૂરો પરઉપકાર છે;
કહે છોટમ એવું કરે, તે નરનો ધન્ય અવતાર છે. ૨
વૈદક શાળા કરી, રોગ રોગીના ટાળે;
લૂલા અંધ અપંગ, પ્રીત્યથી તેને પાળે.
એમ કરે ઉપકાર, સુકૃળ ધન તેજ કમાયો;
નાસ્તિક ન કરે કાંઇ, વૃથા તે જન્મ ગમાયો.
વિવિધ વાપિ કૂપમાં, ખર્ચે ધન જે આપણું;
એવા પરઉપકારથી, પ્રાણી પુણ્ય લહે ઘણું. ૩
વિદ્યાશાળા કરી, ભણાવે વિદ્યા સહુને;
એથી પણ ઉપકાર, થાય છે પ્રાણી બહુને.
નિર્ધન કેરાં બાળ, હોય સુધરીને સારાં;
દે છે બહુ આશીશ, ભલાં સરવે ભણનારાં.
એવા પરઉપકારમાં, જે વિત્ત પોતાનું વાપરે;
કહે છોટમ સંસારમાં, જય તેનો સહુ ઉચ્ચરે. ૪
દે પંડિતને દાન, વધે છે વિદ્યા તેથી;
ગુરુજનને દે દાન, ધર્મવૃદ્ધિ હોય એથી.
ભક્તજનોને દાન, કર્યે હોય ભગવંત રાજી;
કવિજનને દે દાન, કરે તે કીર્તિ ઝાઝી.
રંક અપંગ કે રોગીયા, તેને અન્ન ધન આપશે;
છોટમ તે ધનવંત નર, સ્વરગે જઈ સુખીયા થશે. ૫
ધનથી ધર્મ કમાય, કમાયો કહિયે તેને;
ના ખરચે ના ખાય, અધમ તો કહિયે એને.
મૂકીને મરી જાય, માત્ર એક પળમાં ઉઠી;
દાટ્યું રહે છે દામ, જાય લેઈ ઠાલી મૂઠી.
લોભે પાપ કરે ઘણાં, પછી કોપ થાય કિરતારનો;

કહે છોટમ દંડ તેને પડે, ઝાઝો જમના મારનો. ૬

દોહા

સુમને બહુ સારૂં કહ્યું, કુમને ન ધર્યું કાન;
અવળો અર્થ અડાવતો, ના સમજ્યો નાદાન. ૧
કામી આગળ શુભ કથા, લોભી આગળ ધર્મ;
પાપી નરને ના ગમે, પુણ્યતણાં જે કર્મ. ૨
કુમન કહે છે સુમનને, તમે કહ્યો જે ધર્મ;
જેમાં જીવ ઝાઝા મરે, એ તો સર્વ અધર્મ. ૩
સુમન કહે જીવને હણી, ધનને સંચે જેહ;
પરઉપકાર કરે નહિ, જાય નર્કમાં તેહ. ૪

છપ્પા

ખેતી કરતાં જીવ, મરે છે અગણિત એથી;
જો ન કરે ખળ યજ્ઞ, જાય છે નર્કે તેથી.
વળી કરે વ્યાપાર, જુઠચ પ્રપંચે પ્રાણી;
ન કરે પરઉપકાર, હોય છે અંતે હાણી.
કોઈક ધનને કારણે, વળી સેવે રાજદ્વારને;
કહે છોટમ બહુ અન્યાયથી, તે પામે જમના મારને. ૧

ચોપાઈ ત્રિતાલ

સુમને સઘળી વાતો કહી, કુમને તો એક ના ગ્રહી;
વળતી ગયો પોતાને ઘેર, પંથે જાવા કીધી પેર. ૧
સુમને સારાં કીધાં દાન, મળી સરવને દીધાં માન;
વળતી પંથે કર્યું પ્રયાણ, સારૂં જોઇને સજીયું વહાણ. ૨
સારા સારા સેવક જેહ, સાથે સઘળા લીધા તેહ;
કુમનચંદ પણ આણી ભાવ, સજ કીધું પોતાનું નાવ. ૩
સેવક સાથે લીધા વળી, ચાલ્યા સહુ સજ્જનને મળી;
વિચિત્ર વહાણમાં ગમ્મત ઘણી, પછી હંકાર્યાં જાવા ભણી. ૪

દોહા

નૌતમ શોભા નાવમાં, વિધ વિધ વાગે નાદ;
ગાનતાન થાયે ઘણાં, કંઇ કંઇ કથાનુવાદ. ૧
જોતા જોતા જઇ ચઢ્યા, જાવા બંદરમાંય;
વ્હાણ છીપાવીને વસ્યા, વરસ બે ચારેક ત્યાંય. ૨
વિધવિધ વસ્તુથી ભર્યાં, સોના કેરાં વહાણ;

દેશ પોતાને આવવા, પાછું કર્યું પ્રયાણ. ૩
મહાસાગરની મધ્યમાં, આવ્યા જેણી વાર;
વધી ગતિ વાયુતણી, તરતજ તેણે ઠાર. ૪
ચટપટ સુમન ચેતીયો, જે વાયુનો જાણ;
એક બેટ આગળ જઇ,તરત છીપાવ્યું વહાણ. ૫
કુમન કાંઇ સમજ્યો નહિ, જે થાશે તોફાન;
અચેત ઉંઘ્યો ઉંઘમાં, ન રહ્યું તેને ભાન. ૬
એટલે સાગર ઉછળ્યો, ઘણું પવનનું જોર;
ઘટા ચઢી બહુ ઘનતણી, થયું અંધારૂં ઘોર. ૭
એટલે સાગર ઉછળ્યો, મોજાં મોટાં થાય;
નાવ હિંડોળે નાખીયું, ઉંચું નીચું જાય. ૮
કુમન લાગ્યો કંપવા, કરે ઘણો પોકાર;
પુણ્ય વિના તેવે સમે, કોણ ઉતારે પાર. ૯
વળી વિશેષ હોય વિજળી,વરસે બહુ વરસાત;
ધીરજ ન રહી કુમનને, એવો જોઈ ઉત્પાત. ૧૦
લોભે ધન લેવા ગયો, દારુણ ઉપજ્યું દુઃખ;
ધર્મ વિના સંસારમાં, શાનું પામે સુખ. ૧૧
માને દેવી દેવને, ભજે ભવાની પીર;
ત્રાસે તન દાઝી ગયું, શીતળ થયું શરીર. ૧૨
પડી વિજળી વેગથી, વળતી પાણીમાંય;
હોકાયંત્ર ફરી ગયો, સત્ત્વ હરી ગઇ ત્યાંય. ૧૩
એટલે ગયું ઉમારગે, વાયુવેગે વહાણ;
ખબર પડી નહિ કોઇને,માલમ મૂઢ અજાણ. ૧૪
વહાણ વિદેશે જઇ ચઢયું, કોસ પાંચસેં પાર;
લોક લૂટારા જ્યાં હતા, આવ્યું તેણે ઠાર. ૧૫
લૂંટારા લૂંટી ગયા, સઘળા માલ સમેત;
પકડી લીધો કુમનને, કીધો કેદ અચેત. ૧૬
પાપી સંકટમાં પડે, જયારે ઘડો ભરાય;
કાપ હોય કિરતારનો, જરૂર સમૂળો જાય. ૧૭

છપ્પા

રાવણ ગયો સકુલ, કંસ ને કૌરવ ટાળ્યા;
કૈયા-કચક જુવો, સર્વને સાથે બાળ્યા.

થયા અધર્મી જેહ, ગયા સરવે ઘર છોડી;
ભર્યા રહ્યા ભંડાર, ગયા લઈને રાખોડી.
આજલગી અવજશ ઘણા, જન ધિક્કારે છે જેહને;
કહે છોટમ દુઃખ છે ઘણું, અંત્ય અધમીના દેહને. ૧

ચોપાઇ ત્રિતાલ

શાંત થયો સાગર જેટલે, સુમને નાવ હાંક્યું તેટલે;
પછી ગયો પોતાને દેશ, તેને વિઘ્ન થયું નહિ લેશ. ૧
સંકટમાં સૂઝે ઉપાય, એવો ધર્મતણો મહિમાય;
એ દષ્ટાંત સમજજે વીર, ધર્મ આચરજે રાખી ધીર. ૨
ધર્મે ધન સંપાદન થાય, આવે તે પાછું ના જાય;
પત્ની પ્રેમવતી પણ મળે, સર્વ મનોરથ સેહેજે ફળે. ૩
પુત્ર હોય ઉત્તમ ગુણવાન, હોય સુખી તે શક્ર સમાન;
કહ્યું દષ્ટાંત ઉપરનું જેહ, અર્થ તેહનો સમજો એહ. ૪
સાગર તે જાણો સંસાર, નાવ ઠામ નરનો અવતાર;
જીવ તેજ વેપારી જન, બુદ્ધિભેદ તે સુમન કુમન. ૫
વિદ્યા તે જાવાનો બેટ, સુકૃત તે સોનું છે નેટ;
ચિત્તવૃત્તિ તે હોકાયંત્ર, તૃષ્ણા વિજળીથી પરતંત્ર. ૬
અધર્મ ઉમારગે જે ચઢે, તે નર નિશ્ચે નર્કે પડે;
ધર્મવંત તે સુખીયો હોય, તેને વિઘ્ન ન વ્યાપે કોય. ૭
વિચિત્ર વાતો મુનિએ કહી, રાજકુંવરને રુદયે રહી;
ઉરમાં ઉપજ્યો એજ વિચાર, ધર્મવિના મિથ્યા અવતાર. ૮
ધર્મવિના માનવ તે પશુ, સાર અસાર ન સમજે કશું;
સુરજતણું સુખ ન લહે ઘુડ, પાપનિશા પ્રિય માને મૂઢ. ૯
એવા અંધ અધર્મી જેહ, અફળ ગમાવે ઉત્તમ દેહ;
આજલગી મુજમાં અજ્ઞાન, હાવે ગુરુએ આપ્યું જ્ઞાન. ૧૦
અજ્ઞાનરૂપી અઘરો રોગ, જેથી ન લહે સુખ સંજોગ;
ગુરુ–વૈદ્ય જો સાચા મળે, તો એ રોગ સમૂળો ટળે. ૧૧
એમ કહીને નામ્યું શીશ, મુનિએ બહુ દીધી આશીષ;
વિધવિધ વિદ્યા શીખ્યો વળી, મલિન વાસના મનથી ટળી. ૧૨

દોહા

વરસ બાર વીતી ગયાં, લહી પિતાએ પેર;
પ્રધાન આવ્યો તેડવા, ગયો પોતાને ઘેર. ૧

ધર્મધુરંધર સુત થયો, ચૌદ વિદ્યાનો જાણ;
બુદ્ધિવંત બળીયો થયો, પંડિત કરે પ્રમાણ. ૨
ભદ્રસિંહને ભાવિયો, સોંપ્યું સુતને રાજ;
ધ્વજા બંધાવી ધર્મની, કીધાં સારાં કાજ. ૩

છપ્પો

સઘળા પુરના લોક, એકઠા થઇને આવ્યા;
પુરપતિ બેઠો પાય, ભેઠય ભાવેથી લાવ્યા.
પ્રીતે કર્યો પ્રણામ, માન મહિપતિએ દીધું;
કહી ધર્મની રીત્ય, સર્વનું કારજ સીધ્યું.
ધર્મ સનાતન વેદનો, પુરજનને કહે પાળજો;
જુઠ પ્રપંચ અવગુણ ઘણા, તનમનથી સહુ ટાળજો. ૧

ચોપાઈ ત્રિતાલ

જે જે જક્તવિષે વ્યવહાર, આચરવો શુભ ધર્માચાર;
તત્ત્વજ્ઞાનપરાયણ થજો, બ્રહ્મનિષ્ઠ સઘળા નર હજો. ૧
ઉત્તમ કર્મ જે જે આચરો, તે ઈશ્વરને અર્પણ કરો;
માતપિતાને જાણો દેવ, સારી રીત્યે કરજો સેવ. ૨
માતતાત તે મોટા ગુરુ, તેનું વચન પાળવું ખરૂં;
જ્યેષ્ઠ ભ્રાત તે પિતા સમાન, શરીરતુલ્ય નારીસંતાન. ૩
સેવક તે છાયાસમ જોય, કૃપાપાત્ર તે પુત્રી સોય;
સહુને જાણી આપ સમાન, કોઈનું ના કરવું અપમાન. ૪
સારૂં નરતું રે'વું સહી, ચૂકી વેર ન સજવુ કહી;
પત્ની પરણી પ્રસવે પુત્ર, શોભાવે સઘળું ઘરસુત્ર. ૫
ઘરની લક્ષ્મી તેહજ નાર, નારીવિના મિથ્યા અવતાર;
પત્ની પરણી ધર્મ પાળશે, તે નરનારી સ્વર્ગે જશે. ૬
સ્ત્રીનું રક્ષણ કરે તે પતિ, પતિવશ વરતે તેહજ સતી;
પુત્રી–પુત્ર ભણાવે જેહ, માતતાત સુખ પામે તેહ. ૭
જે વિદ્યા ન ભણાવે તાત, તે સુતનો શત્રુ સાક્ષાત;
જે વિદ્યા સંપાદન કરે, તે સઘળે સુખ પામે સરે. ૮
ધર્મ અર્થ મોક્ષ ને કામ, સિદ્ધ હોય વિદ્યાથી તમામ;
ધર્મરહિત માનવ તે પશુ, તેથી સાધન ન બને કશું. ૯
ધર્મવંતની સઘળે જીત, સેવો ધર્મ કરીને પ્રીત્ય;
જેને ધર્મ ઉપર નહિ હેત, તેનું જીવતર જેવું પ્રેત. ૧૦

છપ્પા

ધર્મવિના નર જેહ, પતિત તે પૂરો પાપી;
ધર્મવિના નર જેહ, હોય સહુને પરિતાપી.
ધર્મવિના નર હોય, નીચથી નીચ નકારો;
ધર્મવિના કુલમાંય, અધમ જેવો અંગારો.
ધર્મવિના જે માનવી, પ્રેત થકી તે પ્રેત છે;
કહે છોટમ ધર્મ જેમાં નહિ, તેના મુખમાં રેત છે. ૧

દોહા

શ્રુતિ સ્મૃતિ પુરાણમાં, કહ્યો સનાતન ધર્મ;
પ્રીત્ય કરીને પાળવો, જે જે વર્ણાશ્રમ. ૧
સાહાવો શુદ્ધ ચિત્તે કરી, સત્પુરુષનો પંથ;
વિચાર કરી વિલોકવા, જ્ઞાનનીતિના ગ્રંથ. ૨
ગાય દેવ ગુરુ વિપ્રની, સદાય કરવી સેવ;
અખિલ જક્ત જેણે કર્યું, એ ઉપાસવો દેવ. ૩
અતિથિ આવે આંગણે, દ્વિજ અથવા ચાંડાલ;
ભાવે ભોજન આપીએ, વદિયે વાણી રસાલ. ૪
સત્ય ન તજવું સર્વદા, સંકટ આવે તોય;
અસત્ય કિંચિત્ ભાખિયે,જીવ ઉગરતો હોય. ૫
વસ્તુ બ્રાહ્મણ દેવની, પરધન કે પરનાર્ય;
ત્યજ તૃષ્ણા સહુ તેહની, મનને જાતું વાર્ય. ૬
સદાચાર ને શુભકથા, સત્ય ધર્મ સદ્‌ગ્રંથ;
તૃષ્ણા કરવી તેહની, એ નીતિનો પંથ. ૭
સ્નાન દાન જપ હોમ વળી,જાણવાં સારાં શાસ્ત્ર;
પૂજ્યતણી પૂજાવિષે, તજવું આળસ માત્ર. ૮
ક્રોધ દ્વેષ ભય શઠપણું, ચાડી ચોરી જેહ;
દંભ કુટિલ ઉદ્વેગતા, તજવાં સઘળાં તેહ. ૯
દુઃખીઆ જીવ ઉપર દયા,પ્રીતિ સજ્જન સંગ;
સર્વેનું સુખ જોઇને, આનંદ ધરવો અંગ. ૧૦

છપ્પા

અતિ આહાર અતિ ક્રોધ, અતિ નિદ્રા નવ કરિયે;
અતિ મહેનત અતિ હાસ્ય, બોલ બહુ ના ઉચરિયે.
અતિ ચિંતા અતિ શોક, અતિ નવ કરવી ક્રીડા;

અતિ મોહ અતિ માન, પ્રગટ હોય તેથી પીડા.
અતિ વ્યસન અતિ વિષયમાં, લુબ્ધ હોય મન જે તણું;
અતિ લોભ અતિ મોહથી, એ પ્રાણી દુઃખ પામે ઘણું. ૧
અતિ વિદ્યા અતિ પુણ્ય, અતિ શ્રદ્ધા સ્મૃતિ જેને;
અતિ ઉત્સાહ અતિ ધીરજ, અતિ ઉત્તમ ગુણ એને.
અતિ ભક્તિ અતિ જ્ઞાન, ધર્મ અદકો ઉર ધારે;
અતિ વિવેક વિચાર, આપ આત્માને તારે;
અતિ ખ્યાતિ આ લોકમાં, નીતિ રીતિ અતિ નિર્મળી;
અતિ ડાહાપણ ભલપણ અતિ, દયા અતિ ઉરમાં વળી. ૨

દોહા

સકામ નિજ દારાવિષે, શત્રુવિષે સક્રોધ;
સલોભ પુણ્ય કરમવિષે, બુદ્ધિવંતને બોધ. ૧
દ્વેષ કરો પાખંડ પર, સજ્જન સાથે રાગ;
જુઠો ધુત્તો ચાડીઓ, તેનો કરવો ત્યાગ. ૨
ખલ મૂરખ ચંડાળ નર, પતિત નાસ્તિક જેહ;
પાપી નિર્દય નીચ શઠ, તુચ્છ જાણવો તેહ. ૩
પોતે જશ પોતાતણા, કરવા નહિ પ્રકાશ;
પરના જશને સાંભળી, મન ધરવો ઉલ્લાસ. ૪
ધનદારા કુટુંબમાં, થવું નહિ આસક્ત;
પર ઉપગારે વરતવું, જશ બોલે સહુ જક્ત. ૫
શ્વાન સમા હોય મિત્ર તો, તજવો તેનો સંગ;
રક્ષણ કરવું દેહનું, મનમાં ધરી ઉમંગ. ૬
અનાથ જન કે વૃદ્ધજન, અબળા ને વળી બાળ;
તનમન ધનથી તેહની, કરવી નિત્ય પ્રતિપાળ. ૭
શત્રુ પણ હણવો નહિ, જો તે આવે શર્ણ;
કપટ કરીને કોઇનું, ધન ના કરવું હર્ણ. ૮
જો કોઇ આવે જાચવા, ઉંચ નીચ જન માત્ર;
માગે શિશ તો આપિયે, ન જોવું પાત્ર કુપાત્ર. ૯
રાજાને પંડિતને, કીર્તિભૂષણ સાર;
શુભ કીર્તિ જેની નહિ, તે નરને ધિક્કાર. ૧૦
શોભે સતકીર્તિ થકી, માણસ કેરી જાત્ય;
ઉજ્જ્વલ દીસે અતિઘણી, ચંદ્રવડે જયમ રાત્ય. ૧૧

ગજ ઘોડા કંચનમણિ, રત્નતણા ભંડાર;
હોય અકીર્તિ લોકમાં, શોભે નહિ લગાર. ૧૨
ધન આયુષ બળ સુખ ઘણું, પૂર્વપુણ્યથી હોય;
તે માટે કરવું સદા, પુણ્ય કર્મ સહુ કોય. ૧૩
કાર્યાકાર્ય વિચાર કરી, જોવો સઘળે ઠામ;
દેશ–કાળ–બળ જોઇને, વરતે સઘળે ઠામ. ૧૪

ચોપાઇ ત્રિતાલ

કપટ કરીને બંધન મહીં, કોઈ જીવને નાખવા નહીં;
ચોર દુષ્ટ હોય શત્રુ જેહ, બંધન માંહ્ય નાખવા તેહ. ૧
સ્નાન દાન જપ આદ્ય કર્મ, જે જે સજવો સારો ધર્મ;
તેમાં આળસ કરવું નહીં, મન ભમવા દેવું નહિ કહીં. ૨
વચન બોલવું કરી વિવેક, અક્ષર થોડા અર્થ અનેક;
ડાહાપણ ગ્રહવું શઠતા તજી, સઘળાં સુકૃત લેવાં સજી. ૩
કોઈનો ભય ના ધરવો કાંય, પાપથકી ડરવું મનમાંય;
બ્રાહ્મણનો કે ગુરુનો દ્રોહ, ના કરવો મન આણી મોહ. ૪
જ્ઞાતિ બાંધવ કે વળી મિત્ર, સુતદારા જે હોય પવિત્ર;
સરવે પર સમબુદ્ધિ ધરો, અહંકાર મનમાં નવ કરો. ૫
પંક્તિભેદ વળી ભોજનસમે, તેવું પણ ના કરશો તમે;
જાંહાં વિદ્યાની ગોષ્ઠિ હોય, ધર્મકથા કોઈ કરતો હોય.
કરે કોઈ સાચો ઉપદેશ, તે ઠામે કરવો પ્રવેશ. ૬
પુણ્યપવિત્ર ને યશ પ્રખ્યાત, નીતિ ધર્મતણી હોય વાત;
એવે ઠામે વસીએ વાસ, પણ ના રહીએ પાપી પાસ. ૭
કુલટા ગુણકા કામી જ્યાંય, વાસ ન કરવો જઈને ત્યાંય;
નીચ લોક દુષ્ટનો દેશ, કરવો નહિ તે ઠામ પ્રવેશ. ૮
એક દેવ પરમાત્મા જેહ, ભક્તિવડે ઉપાસવો તેહ;
બહુધા દેવ ઉપાસન કરે, તેનું કારજ કાંઇ ન સરે. ૯
સદા પવિત્ર સદા જે દક્ષ, સદા શાંત સ્થિરાત્મા લક્ષ;
ષડવર્ગ જીતી રહે જે સદા, મનમાં ક્લેશ કરે નહિ કદા. ૧૦

દોહા

શિક્ષા એવી સર્વને, રાયે કહી જે રીત્ય;
હેત કરિ હૈયે ધરી, વધી પ્રજાની પ્રીત્ય. ૧
પુરજન સહુ પાયે નમ્યા, ગયા રજા લેઈ ઘેર;

વેદધર્મ વિધિયે કરી, પાળ્યો રૂડી પેર. ૨
ધર્મભૂલ એવું ધર્યું, ગ્રંથતણું શુભ નામ;
વિચાર વાંચીને કરે, સરે તેહનું કામ. ૩
ધુંધુમારે ધર્મની, કહી વિધિયે વાત;
છોટાલાલે તે રચી, કરવાને વિખ્યાત. ૪
ગામ મલાતજમાં રહી, ગુણમય કીધો ગ્રંથ;
જે વાંચે જે સાંભળે, સમજે સાચો પંથ. ૫
ઓગણીસે ત્રેવીસમાં, માગશર રૂડો માસ;
પૂનમે પૂરણ થયો, શશિસમ ધર્મ પ્રકાશ. ૬

**ધુંધુમારનું આખ્યાન સંપૂર્ણ.**



# ૮—વંશપાળ આખ્યાન

દોહા

મહામંગળ ગુણનો નિધિ, એવો ઈશ્વર એક;
તેના નિર્મળ નામથી, નાસે વિઘ્ન અનેક. ૧
ત્રણ શક્તિ ઈશ્વરતણી, દ્રવ્ય ક્રિયા ને જ્ઞાન;
ત્રણ ગુણો છે તેહના, બહુ મોટા બળવાન. ૨
દ્રવ્ય પદારથ જાણીએ, પ્રકટ પંચમહાભૂત;
પંચ વિષય છે તેહના, એકએકમાં અનુસ્યૂત. ૩
તામસ ગુણ છે દ્રવ્યનો, મહારુદ્ર છે નામ;
સૃષ્ટિના સંહારનું, તેજ કરે છે કામ. ૪
ક્રિયાશક્તિ રાજસતણી, ક્રિયા કરે છે તેહ;
બ્રહ્મા તેના દેવતા, રચે સરવના દેહ. ૫
હાથ ચરણ મુખ ગુદ વળી, ઉપસ્થ ઇંદ્રી નામ;
દશ વાયુ છે દેહમાં, કરે ક્રિયા સહુ ઠામ. ૬
જ્ઞાનશક્તિ છે સાત્વિકી, વિષ્ણુ દેવ કહેવાય;
અંતર ને બાહિર સહુ, જ્ઞાન તે થકી થાય. ૭
નેત્ર નિહાળે રૂપને, શબ્દ સાંભળે કાન;
ગંધ ગ્રહે નાસાવડે, જીભ સ્વાદનું ભાન. ૮
સંશય ઉપજે મનવિષે, નિશ્ચય બુદ્ધિથી થાય;
ગર્વ કરે અહંકારથી, સ્મરણ ચિત્તથી સદાય. ૯
ક્રિયાશક્તિએ ઉપજે, જ્ઞાનશક્તિએ જાણ;
દ્રવ્યશક્તિએ સર્વના, દેહ થાય નિર્વાણ. ૧૦
જ્યાંસુધી આકાશમાં, ચાર તત્ત્વ વિસ્તાર;
ત્યાંસુધી ઉપજે શમે, અગણિત જીવ અપાર. ૧૧
ઉપજે તે પાછું શમે, એ ઈશ્વરનો નેમ;
જો સઘળું રહે જીવતું, માય સૃષ્ટિમાં કેમ. ૧૨
સ્થાવર જંગમ જીવમાં, ક્રિયાશક્તિ ભરપૂર;
પોષણ આપી પિંડને, વળી વધારે નૂર. ૧૩
ઉદ્ભિજ્જોના બીજમાં, જમનો હોય સંચાર;
ક્રિયાશક્તિથી થાય છે, પત્ર–પુષ્પ–વિસ્તાર. ૧૪

ઈશ્વરની શક્તિવડે, ઉપજે ખપે અનંત;
માટે કોય મુવા પછી, શોક કરે નહિ સંત. ૧૫
જ્યાંસુધી છે જીવમાં, અતિ ઘણું અજ્ઞાન;
શોક મોહ મમતા કરી, આપ મરે હેવાન. ૧૬
વંશપાળ એક વાણિયો, ભોળી નામે નાર;
શોક મોહથી તેહને, ઉપજ્યું દુઃખ અપાર. ૧૭
તેહતણી કહું વારતા, સાંભળજ્યો સહુ કોય;
સમજે દુઃખ સંસારનાં, તેને દુઃખ ના હોય. ૧૮

ચોપાઈ ત્રિતાલ

નગર એક ચંપાપુર નામ, સરિતાત્રટ ગુણવંતુ ગામ;
વરણ અઢાર વસે છે ત્યાંય, મોટા વણિક ઘણા તે માંય. ૧
સૂરચંદ નામે એક શેઠ, વંશપાળ સુત તેનો નેટ;
ભણી ગણીને ડાહ્યો થયો, વેચે માલ દુકાને રહ્યો. ૨
ઉત્તમ કુળની કન્યા જેહ, પાટલીપુરમાં પરણ્યો તેહ;
વગર કપટની તે હતી વહુ, ભોળી ભોળી કહેતા સહુ. ૩
પતિવ્રતા ધર્મ પાળે નાર,રહે સુખમાં ભામની ભરથાર;
એક એકમાં અદકી પ્રીત, ધરમ આચરે રૂડી રીત. ૪
ભોળી વહુએ પ્રસવ્યો પુત્ર, તેથી શોભ્યું છે ઘરસૂત્ર;
રમે જમે ને કરે કલ્લોલ, કાલા કાલા બોલે બોલ. ૫
સગાં સહોદર આવે સહુ, પ્યારો પુત્ર રમાડે બહુ;
માત તાતને ઝાઝો સ્નેહ, જોઇ જોઇ હૈયે હરખે તેહ. ૬
નવરાવે ધોવરાવે નાર, સારો પહેરાવે શણગાર;
ભાવે ભોજન આપે ભલાં, પહેરાવે ટોપી આંગલાં. ૭
સાત વર્ષનો બાળક થયો, માંદો થઇ વળતી મરી ગયો;
વંશપાળ ને ભોળી નાર, રોવા લાગ્યાં પછીથી અપાર. ૮
નદીકિનારે બાળ્યો જઇ, ભોળી ભારે દુઃખણી થઈ;
દિવસે રુદન કરે ઘણાંય, લોક વારવા આવે ત્યાંય. ૯
નરનારીએ કર્યો વિચાર, જઇએ નિશાએ નગરી બહાર;
નદીકિનારે મૂકે પોક, જેથી કોય ન જાણે લોક. ૧૦
એના કુળમાં માણસ જેહ, આગળ હશે મરેલાં તેહ;
તે સઘળાનાં લેતી નામ, વિલાપ કરતી ભોળી ભામ. ૧૧
ખાય પછાડા કૂટે ઊર, રુદન કરે વળતી ભરપૂર;

ઘણા દિવસ એમ કરતાં ગયા, સમાચાર વળતી શા થયા. ૧૨
વરુણ દેવતા જળના જેહ, ક્લેશ સાંભળી કોપ્યા તેહ;
પોતે રૂપ કરી પરકાશ, આવ્યા પેલાં બે જણ પાસ. ૧૩
અરે તમે અભાગી કોણ, માનવજાતિ મૂઢ અજાણ;
રુદન કરે આવી અમ પાસ, તેથી સહુ પામે છે ત્રાસ. ૧૪
આખું નગર વસે છે અહીં, તમ સરખું કોઇ મૂરખ નહીં;
ઘણા મરે નગરમાં લોક, કો નથી કરતું આવો શોક. ૧૫
રાતે રોજ કરી વિલાપ, અમને શીદ કરો પરિતાપ;
ઉંઘ અમારી ઉડી જાય, તેથી અમને મહાદુઃખ થાય. ૧૬
રોજ રડો છો થઇને રાંક, એવો શો છે અમારો વાંક;
શું લીધું ખાધું તમ તણું, અમને કષ્ટ કરો છો ઘણું. ૧૭
ઘણાં મનુષ્ય છે શહેર મોઝાર, નિત્ય મરે છે એક હજાર;
કોઇ ના રૂવે તમારી પેઠ, તમો ખરાબ દીસો છો એંઠ. ૧૮
વંશપાળ કહે બીજા લોક, રુદન કરે છે સઘળા ફોક;
એમ અમારે કરવું નહીં, સાચેસાચું રડવું અહીં. ૧૯
પુત્ર અમારો હતો જેહ, દૂત તમારા લાવ્યા તેહ;
પાછો નહિ આપો જ્યાંલગી, તમને દુઃખ કરશું ત્યાંલગી. ૨૦
વરુણદેવ કહે સુણજ્યો તમો, કોય એવું ના કરીએ અમો;
મોત તણા દેવતા જમરાય, સહુના જીવને તે લઇ જાય. ૨૧
વંશપાળ કહે સુખીઆ થાઓ, અમને જમ પાસે લઈ જાઓ;
ઘણું ઘણું કહીશું કરગરી, પુત્ર લેઇશું પાછો ફરી. ૨૨
વરુણદેવ રીઝયા તેણીવાર, લઇ ચાલ્યા જમપુર મોઝાર;
વંશપાળ ને ભોળી વહુ, જમ આગળ જઇ ઉભાં સહુ. ૨૩
જોઈ કચેરી જમડા તણી, બહુ ભયંકર બિહામણી;
ચૌદ કરોડ મહામોટા દૂત, ભાસે કાળા કાળા ભૂત. ૨૪
તરેહ તરેહના મોટા તાવ, કોગળીયાંના પ્રબળ પ્રભાવ;
દમ ખાંસી ક્ષય ને વળી શૂળ, સનેપાત મુઝારા ને મૂળ. ૨૫
વાત–પિત્ત–કફથી જે થાય, કંઇ કંઇ રોગ કહ્યા નવ જાય;
એવા દૂત સરવ જમ તણા, ઝાલી લાવે જીવને ઘણા. ૨૬
કોઈ કાળા કોઈ પીળા રંગ, કોઈ રાતા કોઇ ધોળા અંગ;
એવી સભા ભરેલી જ્યાંય, યમરાજા બેઠા છે ત્યાંય. ૨૭
ભોળીએ જોયું તે ઠાર, લાંબે રાગે કર્યો પોકાર;

સુણી વિલાપ એનો ગંભીર, સહુને નેત્રે ચાલ્યાં નીર. ૨૮
ધર્મરાયને ઉપજી દયા, વિલાપ સાંભળી રડી ગયા;
વણીકપ્રત્યે બોલ્યા આપ, અરે આવડો શો સંતાપ. ૨૯
જીવ જગતમાં સરજ્યા જેહ, દૂત અમારા લાવે તેહ;
એવી આજ્ઞા છે પ્રભુતણી, બાકી અમથી ન શકે બની. ૩૦
ઈશ્વર ઈચ્છા જ્યારે થઈ, પુત્ર તમારો લાવ્યા અહીં;
વંશપાળ કહે છે હે તાત, એકજ પુત્ર તણી શી વાત. ૩૧
મનુષ્ય હતાં વહાલાં જેટલાં, તમ દૂતે આણ્યાં તેટલાં;
મોટો જુલમ ગુજાર્યો તમે, તે માટે કળકળીએ અમે. ૩૨
યમરાજા કહે સાંભળ સોય, અમે જુલમ ન કરીએ કોય;
તારાં માણસ લીધાં સહી, કહે તુજને શી હરકત થઇ. ૩૩
અરે ભાઈ તું આઘો આવ, તારો જુલમ કહી સંભળાવ;
વંશપાળ કહે છોકરો ગયો, એ હરકતનો ઢગલો થયો. ૩૪
વંશ એથી જાય કે નહી, જુઓ વિચાર કરી મનમહી;
ધરમ કહે સુત તારો રહ્યો, તો શું વંશ વણીકનો ગયો ? ૩૫
સહુનો વંશ રાખવા તણી, ઈશ્વરને ચિંતા છે ઘણી;
પશુ પક્ષી તરુ આદિ અપાર, સહુનો વંશ રાખે કરતાર. ૩૬
તો કેમ જાવા દે નર તણો, સહુથી વહાલો પ્રભુને ઘણો;
ચંદ્ર સુરજ પૃથ્વી જળ જેહ, માણસમાટે રચ્યાં છે તેહ. ૩૭
શોભે સઘળું માણસવડે, નિકર સર્વ નકામાં પડે;
માણસવંશ રાખવા કાજ, ફીકર ઘણી રાખે મહારાજ. ૩૮
વંશપાળ કહે એ તો સહી, પિંડ મારાનો જાય કે નહિ;
ત્યારે મારૂં ધન કોણ ખાય, જાગીરનો ભોક્તા કોણ થાય. ૩૯
યમરાજા કહે પ્રભુનો ભાવ, સહુના પિંડનો નથી ઠરાવ;
એક ભુંડણી ઉમ્મર માંય, સોથી અધિક જણે છે ત્યાંય. ૪૦
સ્ત્રીઓની ઉમ્મરમાં ખરાં, પંદર સોળ જણે છોકરાં;
કહે જીવતાં બીજાં સહુ, માત નહિ પૃથ્વીપર બહુ. ૪૧
કયાં બેસે ને શું તે ખાય, સાથે લાગાં સહુ મરી જાય;
વંશપાળ કહે મારાં જેહ, મુજને ઘણાં સાંભરે તેહ. ૪૨
બીજાનું તો ગમે તેમ હો, મુજને મારાં પાછાં દો;
ભોળીને કહે ઓરી આવ્ય,તારો જુલમ કહી સંભળાવ્ય. ૪૩

દોહા

ભોળી કહે એ બાપજી, શું કહું તમને વાત;
તમ દૂતોએ અતિ ઘણો, ઉપજાવ્યો સંતાપ. ૧
પરણ્યા પહેલાં માહરાં, સાસુ સસરો જેહ;
દૂત તમારા લાવીયા, અધિક જુલમ છે એહ. ૨
સાસુને સસરા તણો, લેવાયો નહિ લ્હાવ;
સેવા કરવા તેમની, ભલો તે મુજને ભાવ. ૩
યમરાજા કહે સુંદરી, સારૂં સાંમુ એહ;
જો હોય સાસુ જીવતી, દે દુઃખ તુજને તેહ. ૪
વૃદ્ધ વળી માંદાં પડે, સૂતાં સૂતાં ખાય;
કરતાં તેની ચાકરી, વહુને વસમું થાય. ૫
કાંઈક જો કુડુ પડે, ગાળો દે ઘરમાંય;
વઢે વગોવે લોકમાં, વહુને સુખ નહિ કાંય. ૬
જોને કંઇ કંઇ જગ્તમાં, વહુ સાસુને વેર;
વાંધા વચકા કાઢતાં, દીસે ઘેરે ઘેર. ૭
ભોળી કહે એવું કરે, જે કોય કુવડ હોય;
બોલ ન સાંખે સાસુના, સત્ય શંખણી સોય. ૮
હું સાસુ સસરા તણા, પગ ધોઇ ધોઈને પીત;
સારી સેવા આચરી, રાખત રૂડી રીત. ૯
સાસુ ને સસરો વળી, ગુરુ માત ને તાત;
નારી જે સેવે નહિ, હોય નરકમાં પાત. ૧૦
વળી સાંભળો બાપજી, કીધો દૂતે કેર;
માણસ લીધાં માહરાં, મનમાં નાવી મેહેર. ૧૧
નણંદ તથા નણદોઇને, જેઠ જેઠાણી સાર;
દિયેર દેરાણી લાવીયા, દૂતો આણે ઠાર. ૧૨
મુજને એક ઓરીયો, વીત્યો નહિ મહારાજ;
સહુથી અધિક અભાગણી, ઠરી જગતમાં આજ. ૧૩
જમાઇને વળી દીકરી, લાવ્યા છે વળી દૂત;
છેલ્લી વારે લાવીયા, પ્યારો મારો પૂત. ૧૪
માથાં કૂટયાં મેં ઘણાં, રોતાં દિન ને રાત;
દયા ન આવી દૂતને, એવી નિર્દય જાત. ૧૫
સાચું કહું તો બાપજી, લાગે તમને દુઃખ;

ઘણાં બળે છે કાળજાં, સ્વપ્નામાં નહિ સુખ. ૧૬
ખરેખરૂં કહું છું હવે, તમને નિંદે લોક;
નિર્દય હત્યારા ઘણા, કરનારા છે શોક. ૧૭
અપકીર્તિ વળી તમ તણી, છે આખા જુગમાંય;
સહુ કહે છે યમને દ્દદે, દયા ન હોયે કાંય. ૧૮
યમરાજા કહે કામિની, જોને કરી વિચાર;
દેરાણી જેઠાણીમાં, ખટપટ હોયે ખાર. ૧૯
વળી મઝિયારાં વહેંચતાં, વઢતાં વાધે વેર;
સંપ સ્નેહ રહેતો નથી, જોઈ લે ઘેરે ઘેર. ૨૦
ભોળી કહે હું તો વળી, રાખત રૂડી રીત;
મઝિયારાં વહેંચત નહિ, રાખત રૂડી રીત. ૨૧
સંપે સહુ માણસ થકી, ભોવન ભર્યું જણાત;
ભાગ્યશાળી માનત સહુ, પૂરણ પનોતિ ગણાત. ૨૨
મનુષ્ય વિના દોલત બળી, કહો આવે શું કામ;
હેમ ક્ષેમ હોય માણસો, તો સુખ આડે જામ. ૨૩
સંપ જંપથી સરવમાં, કરીએ સદા કલોલ;
ખાનપાન કરી ખેલતાં, આનંદ હોય અતોલ. ૨૪
યમરાજાએ જુક્તિએ, સમજાવ્યા બહુ વાર;
વનિતા સુદ્ધાં વાણીએ, માન્યું નહિ લગાર. ૨૫
મરી ગયેલાં માણસો, માગે કરી વિલાપ;
રંજાડે યમરાજને, કહે છે દઇશું શાપ. ૨૬
નિસાસા નિત્ય નાખીશું, ઘણીક દઇશું ગાળ;
આપ અમારા માણસો, સહિત બાળકી બાળ. ૨૭
નિસાસા જે રાંકના, અગ્નિ થકી અધિક;
બાળી મૂકે સરવને, ઠરી ન બેસે ઠીક. ૨૮
નિસાસા લીધા થકી, જેવું ભુંડું થાય;
તેવું થાશે તાહરૂં, જાણે તું યમરાય. ૨૯
યમરાજા કહે વાણીયા, પાળે વેદમય ધરમ;
ધરે તિલક ને કંઠીઓ, તજે નહિ કુકરમ. ૩૦
દોલત દારા દારિકા, અરપે ગુરુને જેહ;
તોએ જમપુરમાં સહુ, કેમ આવે છે તેહ. ૩૧
એ સંશય મુજને હતો, તે ભાગો સહુ આજ;

જાર ગુરુથી જીવનું, કશું સરે નહિ કાજ. ૩૨
ભોળી કહે ભલું કર્યું, વાહ બાપજી વાહ;
અનંગ રંગ સાગર ગુરુ, સેવક સરીત પ્રવાહ. ૩૩
સસરો સમરપણી હતો, સાસુ મારી સમેત;
નણદોને તો અતિ ઘણું, હતું ગુરુપર હેત. ૩૪
પીચકારી મહારાજની, ગળી જતી તે ઘટ;
મહારાજના મહેલમાં, ટેલો કરતી ઝટ. ૩૫
સેવક સેજાનંદના, હતા જમાઇ ને જેઠ;
દિયર પડયા તે પંથમાં, વશ થઇ કરતા વેઠ. ૩૬
તન મન ધન સાથે સહુ, સોંપી દેતા પાપ;
તોય ગયા જમપુરમાં, પાપ થયું નહિ માફ. ૩૭
ઠગે સરવને વાણીયા, ગુરુએ ઠગીયા તેહ;
જુઠય જાર ને કપટથી, કહો કેમ ઉગરે એહ. ૩૮
ગીતાં ગાય વિહારનાં, સરવે નર ને નાર;
ભોળા ભ્રષ્ટ થઇ ભમે, રમવા શીખે જાર. ૩૯
વંશપાળ વળતો કહે, મૂકો આડી વાત;
માણસ નહિ આપો તમે, તો કરશું ઉતપાત. ૪૦
નિસાસા નાખી ઘણા, કરવા લાગ્યાં કલેશ;
ભોળી લાગી ભાંડવા, વરવો કાઢ્યો વેશ. ૪૧
અરે બાપ દેશો નહિ, યમરાજા કહે શાપ;
ગરીબના કકળાટથી, હું પામું પરિતાપ. ૪૨
હોય મરેલાં માણસો, તમે લખાવો તેહ;
જોઇએ કેટલાં થાય છે, આપીશ વળતાં એહ. ૪૩
નાનાં ને મોટાં તણાં, પછી લખાવ્યાં નામ;
ચાળીસ સુધી તે થયાં, ગણતાં તરત તમામ. ૪૪
જમને જઇ સંભળાવીયા, ચિત્ર-વિચિત્રે તેહ;
નોંધેલાં છે દફતરે, અહીં આણેલાં તેહ. ૪૫
તમે સરવ અહીં બેસજો, એવું બોલ્યા ત્યાંય;
યમરાજા તો એકલા, આવ્યા વૈકુંઠમાંય. ૪૬
પરમેશ્વર પાસે જઈ, એમ કર્યો ઉચ્ચાર;
બળી અધમ આ ચાકરી, એમાં દોષ અપાર. ૪૭
અપકીરતિ માહારી ઘણી, મૃત્યુલોકમાં થાય;

દયાહીણુ મુજને કહી, દે છે ગાળ સદાય. ૪૮
નિર્દય હત્યારો ઘણો, કહે છે મુજને લોક;
નિસાસા નરનારીઓ, નાખે છે કરી શોક. ૪૯
ઈશ્વર કહે એવા વળી, કહે છે તમને કોણ;
પાપી હત્યારા ગણે, એ તો મૂઢ અજાણ. ૫૦
યમરાજા કહે વાણીયો, વળી તેહની નાર;
વરુણદેવ સાથે વળી, બેઠાં છે મુજ દ્વાર. ૫૧
તે કલ્પાંત કરી ઘણો, નાખે છે નિશ્વાસ;
દારુણ દુઃખ જોઈ રાંકનું, હું પામું છું ત્રાસ. ૫૨
મરી ગયેલાં માણસો, માગે છે વળી તેહ;
કૂટે રૂવે કળકળે, અતિ શાપે છે એહ. ૫૩
એવાં અગણિત ભૂમિમાં, કરતાં હશે વિલાપ;
પેટ બાળવાં ગરીબનાં, અઘોર એમાં પાપ. ૫૪
ધરમહીણુ ધરણીપતિ, નિર્દય થઇને જેમ;
લૂંટે મારે લોકને, ત્રાસે રૈયત તેમ. ૫૫
ન કરાં ઉપર કરકરી, કરે અઘટતો કેર;
નિસાસા લે રાંકના, મનમાં નાણે મેહેર. ૫૬
તેવાની કરે ચાકરી, પૂરો પાપી થાય;
સરવે જનના શાપથી, સહિત મૂળ સૂકાય. ૫૭
પેટ કાજ પાપી કરે, અવળાં કરમ અઘોર;
કલ્પ લગી નરકે પડે, થાય દૈવનો ચોર. ૫૮
આવી નીચી નોકરી, કરીશ નહિ હું કોય;
કરમ કસાઈ જેવાં હશે, કરશે સઘળા સોય. ૫૯
હરિ કહે હિંમત ધરી, કરો કામ એક માસ;
વળતી આપીશ પેન્શન, રાખીશ મારી પાસ. ૬૦
એ ખાતું ઉઠાવીશું, માસ પછી નિરધાર;
કામ ચલાવો કાયદે, હમણાં થઈ હોંશિયાર. ૬૧
આપો એહ વણીકનાં, માણસ જેટલાં હોય;
લાવ્યા હો તેવાં સહુ, સોંપો એને સોય. ૬૨
પછી કોય લેશો નહિ, એના ઘરનું એક;
જાવો સુખે કારજ કરો, રાખી હૃદયે વિવેક. ૬૩
આજ્ઞા લઈને આવિયા, આપ સભામોઝાર;

બોલાવી સહુ દૂતને, તરત કહ્યું તે વાર. ૬૪
જરાક મોઢું ફેરવી, કહે દૂતોને એમ;
આપો એનાં માણસો, જેવાં લાવ્યા તેમ. ૬૫
આજ પછી ના લાવશો, એના ઘરનું એક;
પહોંચાડો પાછાં સહુ, વિધિયે કરી વિવેક. ૬૬
વંશપાળ ભોળી વહુ, સુણી હરખ્યાં અપાર;
વરુણદેવ સાથે પછી, ગયાં પોતાને દ્વાર. ૬૭
સુખે સૂતાં બે જણાં, વીતી સઘળી રાત;
દીઠાં માણસ આંગણે, જાગી જુએ પ્રભાત. ૬૮
ચાળીસસુધી ચોકમાં, જણાય જીવતાં જેહ;
કોય માંદાં કોય જરજરાં, દીઠાં સઘળાં તેહ. ૬૯
દશ બારેક બુઢ્ઢાં બહુ, બાળકડાં દશ બાર;
જણ બીજાં જવાનિયાં, રોગે કરે પોકાર. ૭૦
કળકળાટ કરતાં ઘણાં, બાળક બુઢ્ઢાં બાહાર;
તે દેખી હરખ્યાં ઘણાં, બન્ને નર ને નાર. ૭૧
ઘાંટો કાહાડી ગળાવિષે, વંશપાળનો બાપ;
રડતો બોલ્યો રીસમાં, કરતો બહુ સંતાપ. ૭૨
અરે રાંડના છોકરા, દયાવગરના દુષ્ટ;
ક્યમ નથી કરતો ચાકરી, હું પામું છું કષ્ટ. ૭૩
બાળપણે બહુ તુજને, પાળ્યો પોષ્યો મેંજ;
મહાદુઃખે ઉછેરીયો, તે ગુણ ન લહ્યો તેંજ. ૭૪
ફટફટ તુજને દીકરા, જોતો નથી જરાય;
ભોંય પડયો પાસુ ઘસું, શરીર બધું છોલાય. ૭૫
અરે પાથરી ખાટલો, આપ મુજને એહ;
તરતજ ખાવા ખીચડી, જોઇએ ઉની તેહ. ૭૬
બોલી ઉઠી બહારથી, વંશપાળની માત;
અરે ભોળી વહુ કયાં ગઈ, કેમ નથી સુણતી વાત. ૭૭
ઉની ઉની રાબડી, મારે કાજે આણ;
તું તે તારા બાપની, કરવા ગઈ શું કાણ. ૭૮
પિયેર ગઈ કે શું થયું, કેમ નથી સુણતી વાત;
તારા બાપનાં છાજીયાં, લેવા ગઇ પરભાત. ૭૯
વંશપાળ વહુને કહે, શું જુવે છે વાટ;

કહેને કેટલાં ઘોડીયાં, જોઇએ છૈયા માટ. ૮૦
ભોળી કહે જોઈશું ભલાં,જરૂર સાત કે આઠ;
એ માંદા માણસ તણાં, કંઈ ઢાળીશું ખાટ. ૮૧
શેઠ કહે સો ગજ તણું,ઘર લઇએ આ વાર;
ઘણા ઘડાવું ખાટલા, ઘરમાં તો છે ચાર. ૮૨
મોટાં વાસણ રાંધવા, જોઈશું હવે જરૂર;
તે વેચાતાં લાવીએ, વળતી થાય અસુર. ૮૩
ભોળી કહે વાસણ વળી, મોટાંનું શું કામ;
કોઈ ખીચડી કોઇ રાબડી,એ તો માગે આમ. ૮૪
કોઈ માગે છે રોટલો, કોઇ શીરો કોઈ ભાત;
જૂદીજૂદી સરવના, મનમાં રહી છે વાત. ૮૫
વંશપાળ કહે એ સહુ, રાંધી રાંધી લાવ;
અરે રડે છે છોકરાં, તે પહેલાં ધવરાવ. ૮૬
પાણી પણ જોઇશું ઘણું, તે બેડાં પચીશ;
ભોળી કહે હું એકલી, તે કેમ કરી ભરીશ. ૮૭
બે કે ત્રણ પાણીયારીઓ, જોઇશે હવે હમેશ;
હું તો થાકીશ રાંધતાં, સઘળે કેમ પોહોંચેશ. ૮૮
માંદાં સઘળાં માણસો, આપે નાહાશે કેમ;
આપણ બે નવરાવીએ, કરીએ પહેલું એમ. ૮૯
રામા કહે હું રાંધવા, પરથમ તો પેસેશ;
બહુ ભૂખ્યાં બધાંય છે, લોક જુવે છે વેશ. ૯૦
જો સહુ ભૂખ્યાં જાણશે, ચુંટી ખાશે લોક;
સાસુ ને સસરાતણો, સહુથી અદકો ઠોક. ૯૧
શેઠ કહે હું તો હવે, જઈ બેસું દુકાન;
પૈસો પેદા નહિ કરૂં, તો ક્યાંથી લાવું ધાન. ૯૨

ચોપાઈ ત્રિતાલ

ભોળી કહે છે ભારે થયું, સઘળું મારે માથે રહ્યું;
તમે જઈ બેસો દુકાન, એટલે ઘરનું ન રહે ભાન. ૧
જે નિસર્યા તે દુઃખ વિસર્યા, એ ઊખાંણાં સરખાં ઠર્યાં;
હું રસોઇ કરવા રહું, કોણ હીચોળે છૈયાં સહુ. ૨
શેઠ કહે હું તે શું કરૂં, એ તો ભવનું ભાગ્યું ખરૂં;
રળાય નહિ ત્યારે શું ખાય, શું ખાઇએ ને શું ખરચાય. ૩

એક દહાડો હોય તો રહેવાય, રોજ રહે છુટકો નવ થાય;
વંશપાળનો બંધવ જેહ, તેવો બોલી ઉઠ્યો તેહ;
વળતી તું ચોટામાં જજે, દુકાને રહી સુખીયો થજે. ૪
પહેલો વૈદ્ય તેડીને લાવ્ય, મારૂં ઓષડ કાંઇ કરાવ;
એટલે ભાભી બોલી વાણ, મારૂં ઓષડ કરશે કોણ. ૫
હું તો જણી પારકી ઠરી, તેની કોણ કરે ચાકરી;
વંશપાળ કેરી દીકરી, એવે બોલી ઉઠી ખરી. ૬
મરી ગઇ રે મરી ગઈ, એવું કહેવા લાગી ખરી;
ખેંચાઇ જાય છે પગ ને હાથ, રોવા લાગી એમ અનાથ. ૭
ખમા ખમા ભોળીએ કહ્યું, આ તે શું દુઃખ તુજને થયું;
વંશપાળ કહે માણસ એક, છોડી પાસે જોઇશું છેક. ૮
છૈયાંને શીતળા છે ઘણી, એક માણસ જોઈએ એ ભણી;
એને વીલો નહિ મૂકાય, બે જણ તો બે પાસે જાય. ૯
જમાઈ કહે મને બેઠો કરો, ઉલટી થાય છે કાંઈક ધરો;
ભોળી કહે આ કરશે એહ, વાળી કોણ નાખશે તેહ. ૧૦
વંશપાળ કહે તું કર સહુ, વાળુ નહિ તો કોને કહુ;
એના સારૂ કરતી ક્લેશ, રોતી છૂટા મેલી કેશ. ૧૧
તે સઘળું કેમ ભૂલી ગઈ, વહાલપણું ગયું કાં વહી;
વંશપાળનો ભાગીયો જેહ, આવી બોલવા લાગ્યો તેહ. ૧૨
તમે ઘરમાં રહ્યા છો ઘલાઈ, વહુનું મુખ જોતા રહો ભાઇ;
નથી કરતા દુકાને કામ, વહેંચો ભાગ ન ફાવે આમ. ૧૩
ચાલો ભાઇ ચાલો આ વાર, હું આવું છું ત્યાં નિરધાર;
એમ કહીને દુકાને ગયો, ઘણા કામમાં ગુંચાઇ રહ્યો. ૧૪
નિશા ગઇ જ્યારે એક પહોર, ઘેર આવ્યો ને દીઠો શોર;
કોયને રેચ ને ઉલકો હોય, ઘર ગંધાતું દીઠું સોય. ૧૫

**રાગ-ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો**

સુખડું જોજ્યો રે સંસારનું, મોહે લીધું છે માગી;
વાહાલાં હતાં તે વેરી થયાં, ભૂલી ભોળી અભાગી. સુ૦ ૧
વંશપાળ કહે વિનતા, કાંય રાંધી છે વાળું;
ભૂખે મરૂં છું સવારનો, શીદ પિંજર બાળુ. સુ૦ ૨
ભોળી કહે હું શું કરૂં, નથી મેં તો વેઠાતાં;
ફાયર કાયર હું થઈ, સહુને પાણી રે પાતાં. સુ૦ ૩

એક પલક નવરી નહિ, કહો કેઈ વેળે રાંધું;
ભૂખ્યાં રડે છે બાપડાં, નથી મેં પણ ખાધું. સુ૦ ૪
શેઠ કહે સાજાં આપણે, એક દિવસ રહીએ;
માંદાં સરવ ભૂખ્યાં મરે, ત્યારે ફજેત થઈએ. સુ૦ ૫
ભોળી કહે પેલા ભવતણી, મારી વેરણ સાસુ;
શોક સરીખી એ નડે, કરે ફજેતી ફાંસુ. સુ૦ ૬
લોકને કહે છે લાડી વહુ, નથી આપતી ખાવા;
રીસે બળે છે રોશમાં, કોઈ જાય મનાવા. સુ૦ ૭
વંશપાળ કહે છે રાંડની, તારૂં મુખ બાળો;
ભાગીશ તારાં હાડકાં, દે છે માડીને ગાળો. સુ૦ ૮
મારે તારે મરવુંજ છે, એક વારજ મારે;
દેરાણી તો મચળી થઈ, દુઃખે માથું લગારે. સુ૦ ૯
કામ કશું કરવું પડે, માટે પોઢયાં છે એ તો;
વિંઝાઈ હું મરૂં એકલી, થયો પૂરો ફજેતો. સુ૦ ૧૦
ભૂખે મરે છે છોકરાં, કાંય ખવરાવ્ય તેને;
ભોળી કહે મુઆં છોકરાં, હું તો શું કરૂં એને. સુ૦ ૧૧
એથી તો સારાં વાંઝીયાં, સુખે બેસીને રહીએ;
છેરી ભરે છે છોકરાં, એથી કાયર થઇએ. સુ૦ ૧૨
સાસુ ને સસરાતણા, પીવાના પગ ધોઈ;
કહેતી હતી યમરાયને, ઘણું આંખોએ રોઇ. સુ૦ ૧૩
સાસુ ને સસરો એવાં હશે, જઇ ઘેર ઘેર જુઓ;
આ તો વગોણાં કરે ઘણાં, લાજ લોકમાં ખુઓ. સુ૦ ૧૪
વંશપાળ કહે સરવનાં, હોય એવાં નકારાં;
પારકાં ના પડે વેઠવાં, તેથી લાગે છે સારાં. સુ૦ ૧૫
આ તો જમાઇ મરતા નથી, નથી મૂકતો માંચો;
આપોને એના બાપને, કરશે ચાકરી પાંચો. સુ૦ ૧૬
વંશપાળ કહે છોકરા, સારૂ સરિતાએ જાતી;
રોતી કળકળતી રાતમાં, ફૂટી ભાગતી છાતી. સુ૦ ૧૭
તેને નથી તું સંભારતી, ભૂખે તરસે પોકારે;
ભોળી કહે મુવાં છોકરાં, હવે ન જોઇએ મારે. સુ૦ ૧૮
ડેહેરે ડેહેરે દીવા કરૂં, મરે છોકરાં એવાં;
કાયર કાયર હું થઈ, દાટો જીવતાં તેવાં. સુ૦ ૧૯

વેળા કવેળા રાંડ તું, ગાળો દેતી વદે છે;
લક્ષણ તારાં જોઇને, મને દાઝ ચઢે છે. સુ૦ ૨૦
ભાઇ ભોજાઇ માબાપની, ઉપર નહિ ફાવે;
દાઝ બધાંયની કહાડજો, મુજ ઉપર હાવે. સુ૦ ૨૧
રાંડ હવે રહે દીસતી, કરીશું થશે એવું;
કળકળતી હોય કાગડી, તેં તો માંડયું છે તેવું. સુ૦ ૨૨
ક્યાં જાઉં ને હવે શું કરૂં, નથી ઠેકાણું મારે;
હૈયે હડી કરમે જડી, રહી હું તો તમારે. સુ૦ ૨૩
રાંડ તું મારા કરમમાં, મળી ક્યાં થકી આવી;
ઠારે નહિ ને ઠરે નહિ, કરે મનની ભાવી. સુ૦ ૨૪
તારાં સગાં સઘળાં ભલાં, હું એકલી ભુંડી;
જીવ લેશો તમે માહરો, એવી દાઝ છે ઉંડી. સુ૦ ૨૫
એટલે બોલ્યો છોકરો, માટી ખાવું છે મારે;
ખા તારાં બાપનાં કાળજાં, કહ્યું ભોળીએ ત્યારે. સુ૦ ૨૬
બાકી વળી ખાજે મુને, એવું આકરૂં બોલી;
વંશપાળ કોપી કહે, ઉભી રહે રાંડ ગોલી. સુ૦ ૨૭
વંશપાળે લીધી લાકડી, હવે ભાંગીશ વાંસો;
ભોળીને હોળી હૈયે થઇ, સાંખી ન ખાય સાંસો. સુ૦ ૨૮
ભડકો મેલ તારા ભવનમાં, હું તો આ હવે ચાલી;
એમ કહી ઉભી ભાગોળે, કુવા ભણી ચાલી. સુ૦ ૨૯
કોય મુને નહિ સંઘરે, સંઘરશે કુવો;
વંશપાળ મનમાં ડર્યો, ચિંતાતુર હુવો. સુ૦ ૩૦
કેડે જઇને કરગર્યો, કાંય નહિ કહું હાવે;
માનુની તોય માને નહિ, વંશપાળ મનાવે. સુ૦ ૩૧
સંપ હતો બહુ આપણે, જોને પરથમ કેવો;
પેટ ચોળીને પીડા કરી, મોહ માયાનો એવો. સુ૦ ૩૨
પછી વળી કહે છે પ્રેમદા, આપણે શું કરવું;
માગી લીધાં બહુ માણસો, હવે ના ઘટે મરવું. સુ૦ ૩૩
હતું થનારૂં તે થયું, દુઃખ કોને રે કહીએ;
જેવાં પોતાને હાથે કર્યાં, તેવાં લાગે છે હૈયે. સુ૦ ૩૪
દોષ નથી કાંય દેવનો, ભૂલ્ય આપણમાં આવી;
જેવી વેળાએ જેવું બને, તેવું લેવું નિભાવી. સુ૦ ૩૫

સુખ દુઃખ કો નથી આપતું, હોય જીવને હાથે;
કોડે કરી ચોળે કૌચને, દુઃખ સરજ્યાં તે સાથે. સુ૦ ૩૬
ભોળી કહે ઘરમાંયથી, જશે બધાંય જ્યારે;
પાછી વળીશ હું તે સમે, નીકર મરવું છે મારે. સુ૦ ૩૭
વંશપાળ કહે શું કરૂં, કદી મૂકીશું કહાડી;
જો સહુ બાળીએ જીવતાં, લોકલાજ છે ગાહાડી. સુ૦ ૩૮
ભોળી કહે જમરાયને, સંભળાવશો જ્યારે;
આપેલાં સહુ એમનાં, એ તો લઇ જશે ત્યારે. સુ૦ ૩૯
વંશપાળ કહે આપણો, નથી ચાકર એ તો;
ઈશ્વરની આજ્ઞાવડે, સહુના જીવ લેતો. સુ૦ ૪૦
ભોળી કહે ત્યારે વરુણને, ચાલો આપણ કહીએ;
જો સરવેને એ સંઘરે, સુખે આપણ રહીએ. સુ૦ ૪૧
બે જણ બાઝયાં બેલડી, નદી આગળ આવ્યાં;
વંશપાળે કરી વિનતિ, જળદેવ બોલાવ્યા. સુ૦ ૪૨
બોલો વરુણદેવ બાપજી, કર જોડીને કહે છે;
ઉત્તર કો નથી આપતું, ઘણા વિનયે વદે છે. સુ૦ ૪૩
બુમરાણ બહુ કરો હવે, દયા આવશે એને;
ઉત્તર આવીને આપશે, તેવાં સોંપીશું તેને. સુ૦ ૪૪
ભોળી કહે ભલી રીતથી, કોઈ દેવ ન બોલે;
રોદન વિવિધ વિલાપથી, દિગપાળ તો ડોલે. સુ૦ ૪૫
એમ વિચારીને બે જણાં, બહુ રોવા રે લાગ્યાં;
જાગી ઉઠયા જળદેવતા, બાણ બોલનાં વાગ્યાં. સુ૦ ૪૬
આવી વરુણદેવ ઉચર્યા, વળી કેમ કરો આવું;
બાકી રહ્યાં હોય માણસો, ચાલો તમને અપાવું. સુ૦ ૪૭
વંશપાળ કહે બાપજી, નથી એ તો ખમાતાં;
કાયર કાયર થઇ ગયાં, ઘર થયાં છે ગંધાતાં. સુ૦ ૪૮
દેવ કહે દિન એકમાં, થયાં કાયર શાણે;
લાહાવો પૂરો લીધા વિના, વળી રોશો અજાણે. સુ૦ ૪૯
ભોળી કહે રે બાપજી, ભોગ ભોગવ્યા પૂરા;
વીત્યા અઢારે ઓરીયા, નથી એકે અધૂરા. સુ૦ ૫૦
એક દિવસ અમને બાપજી, થયો સો ભવ જેવો;
સાંભરશે એ તો સર્વદા, વીત્યો ઓરીયો એવો. સુ૦ ૫૧

વરુણ કહે જમરાય તો, નહિ લેઇ જાય કોઇ;
કહેશે રડી ને કળકળી, માગી લીધાં શું જોઇ. સુ૦ ૫૨
વંશપાળ કહે બાપજી, તમે લેઇ જાવ ત્યારે;
વરુણ કહે હું શું કરૂં, ધણી પરજા છે મારે. સુ૦ ૫૩
સૂરજ ખાય છે કેટલાં, કાંય અગ્નિ હરે છે;
પાડ માનું છું તેમનો, ત્યારે નિમેથી રહે છે. સુ૦ ૫૪
જો સઘળો રહે જીવતો, પરિવાર હમારો;
સાગરમાં કેમ રહી શકે, કંઇ માય બિચારો. સુ૦ ૫૫
માગ નથી મારા વંશનો, તારો કંઈ રહે તેમાં;
એમ વિચારીને ઇશ્વરે, અગ્નિ મૂકયો છે એમાં. સુ૦ ૫૬
ભોળી કહે ઓ બાપજી, જમપુરમાં પહોંચાડો;
જે તે ઉપાય કરી સહુ, ઘરમાંથી કહાડો. સુ૦ ૫૭
ભોળી તું ભલી દેખાય છે, મુને સોંપે મજૂરી;
તારો ગુન્હો શો અમે કર્યો, થાય અમપર શૂરી. સુ૦ ૫૮
વંશપાળ કહે બાપજી, અમને લેઇ ચાલો;
કરગરીને કહીશું અમે, હાથ હેતેથી ઝાલો. સુ૦ ૫૯
વરુણ કહે વંશપાળને, આવું જો તારી સાથે;
રીસ ચઢે જમરાયને, દોષ મૂકશો માથે. સુ૦ ૬૦
કહેશે અપાવ્યાં શું જોઇને, વળી કહેવા શું આવ્યા;
મૂરખમાં મુજને ગણે, કહેશે અમને ભૂલાવ્યા. સુ૦ ૬૧
ચાલ હવે ભાઇ ચાલીએ, ભોગ લાગ્યા તે લાગ્યા;
શું કરીએ તારી સોબતે, ઘાવ વેઠીશું વાગ્યા. સુ૦ ૬૨
બે જણને બાંયે ગ્રહી, જમ આગળ આવ્યા;
વંશપાળે કરી વિનતિ, બહુ પ્રેમે બોલાવ્યા. સુ૦ ૬૩
ગરીબનિવાજ ધણી દયા, કરો દીનને જાણી;
કોમળ શબ્દે કરગરી, વધાં બે જણ વાણી. સુ૦ ૬૪
કહે ભાઇ યમરાજા કહે, વળી શું છે અધુરૂં;
બાકી રહ્યું હોય માનવી, કરી આપીએ પૂરૂં. સુ૦ ૬૫
ભોળી કહે ઓ બાપજી, નથી જોઈતું એકે;
માગી લીધાં અમે માનવી, સઘળાં અવિવેકે. સુ૦ ૬૬
કાયર કાયર થઈ ગયાં, ઘર ગંધાયું બાધું;
બહુ દુઃખીયાં અમને કર્યાં, નથી પીધું કે ખાધું. સુ૦ ૬૭

દીન જાણીને દયા કરો, તમે ધરમ દયાળુ;
શેતી વચન બોલે બહુ, કરુણારસ વહાલુ. સુ૦ ૬૮
કહેતાં હતાં તમે તે સમે, દયા જમને ના હોય;
લોક સરવ સંસારના, કહે છે એવું સહુ કોય. સુ૦ ૬૯
માટે હવે આ નોકરી, નથી કરવાનો દાહાડી;
આ ખાતુ ઈશ્વર હવે, નિશ્ચે નાખશે કાહાડી. સુ૦ ૭૦
વંશપાળ કહે બાપજી, ખાતુ ઉઠાવો જ્યારે;
લોક બધા અકળાઇને, દુઃખ પામશે ત્યારે. સુ૦ ૭૧
માય નહિ પૃથ્વીવિષે, વધી જાય વધારો;
માટે પ્રભુએ આ કાયદો, કર્યો મરવાનો સારો. સુ૦ ૭૨
જમરાજા કહે જગતમાં, મને નિર્દય કહે છે;
માટે હું છોડીશ નોકરી, ઘણી ગાળોય દે છે. સુ૦ ૭૩
વંશપાળ કહે બાપજી, એમ અજ્ઞ બકે છે;
સુજ્ઞ અનુભવી સર્વદા, તમને ધર્મજ કહે છે. સુ૦ ૭૪
ધર્મ મુને શીદને કહો, ક્રૂર કામ અમારૂં;
લોક પડે સહુ શોકમાં, પછી કેમ કહે સારૂં. સુ૦ ૭૫
વંશપાળ કહે વિવાહમાં, જમવા સહુ આવે;
સંકટમાં કે શ્મશાનમાં, સાચો સ્નેહીજ આવે. સુ૦ ૭૬
માટે તમો છો સરવના, સાચા હિતકારી;
ખાતું તમારૂં ના હોય તો, દુનિયા ડૂબે બિચારી. સુ૦ ૭૭
કોઈ દયાળુ દવા કરે, અંગ રોગીનું કાપે;
સાર ના સમજે મૂરખા, તેને નિર્દય થાપે. સુ૦ ૭૮
માટે તમારી નોકરી, નથી કાંઈ નકારી;
પૂરણ તેમાં દયા ભરી, દીસે સરવથી સારી. સુ૦ ૭૯
વિનય સુણી વંશપાળનો, દયા જમને રે આવી;
વેગે ગયા વૈકુંઠમાં, વાત હરિને સુણાવી. સુ૦ ૮૦
પાણિ જોડી પ્રભુને કહે, આવ્યો વાણીઓ પેલો;
કહે છે પાછાં લ્યો માણસો, એવું બોલે છે ઘેલો. સુ૦ ૮૧
હુકમ થયો પછી હરિતણો, લેજ્યો મનુષ્ય મંગાવી;
આજ પછી ડરશો નહિ, રડે જે કોય આવી. સુ૦ ૮૨
લોક અજ્ઞાની લબાડ છે, દેશે તમને રે ગાળો;
તોય ન કોય દિલગીર થશો, સુખે કામ સંભાળો. સુ૦ ૮૩

હુકમ હરિનો શિર ધરી, નિજ આસને આવ્યા;
વિદાય કર્યો વંશપાળને, સહુ મનુષ્ય મંગાવ્યા. સુ૦ ૮૪

દોહા

વંશપાળની વારતા, સાંભળજો સહુ લોક;
કર્તા કેરો કાયદો, સમજી તજજો શોક. ૧
ઉપજાવે પાળે હરે, એ ઈશ્વરની રીત;
છોટમ કહે સમજી કરી, પ્રભુપર કરીએ પ્રીત. ૨
વંશપાળ મન જાણીએ, ભોળી પ્રવૃત્તિ નાર;
મોહપુત્ર જ્યારે મુવો, કરતી અતિ પોકાર. ૩
ઉપાસી અન્ય દેવને, પાછો કર્યો પ્રકાશ;
દુર્ગુણ કુટુંબ સહિત વળી, ઘરમાં કીધો વાસ. ૪
દુઃખ પામ્યાં બહુ દંપતી, વસ્યો હૃદય વૈરાગ;
જૂઠું જાણી જગતસુખ, તત્ક્ષણ કીધો ત્યાગ. ૫
કર્તારે કરુણા કરી, આપ્યું સુખ અનંત;
તે સમજી સંસારનો, મોહ તજે છે સંત. ૬
વૃદ્ધિથી હરખે નહિ, હાનિથી નહિ શોક;
સમબુદ્ધિ જેની રહે, એવા વિરલા કોક. ૭
કલ્પિત વાત કવીશ્વરે, પરથમ ગદ્યમાં એહ;
દોહા ચોપાઇએ પછી, રચી છોટમે તેહ. ૮

ઇતિ શ્રીવંશપાળ આખ્યાન સંપૂર્ણ



# ૯—શ્રી શિવ–વિવાહ

અખિલ જગતનો કરતાર એકજી, એ ઈશ્વરનાં નામ અનેકજી;
તે ગણપતિને પાયે લાગુંજી, નિર્મળ વાણી શુદ્ધ બુદ્ધ માગુંજી.

ઢાળ

શુદ્ધ બુદ્ધ માગું શારદા, ભાવે ભજું ભગવંત;
ગણનાથ કેરૂં નામ લેતાં, નાસે વિઘ્ન અનંત. ૧
હરખે કરી હર—ગિરિજા તણો, કહું વિવાહ કર જોડય;
બુદ્ધિ પ્રમાણે વાણી, કથું કોઇ ન દેશો ખોડય. ૨
ૐકારરૂપ બ્રહ્મ અક્ષર, અકળ રૂપ અપાર;
તે થકી સઘળું વિશ્વ સરજ્યું, એમ વેદ કરે ઉચ્ચાર. ૩
અકારરૂપે રજોગુણનું, બ્રહ્મા એવું નામ;
ઉકાર તે ગુણ સાત્વિકી, વિષ્ણુ સકળ સુખધામ. ૪
મકાર ગુણ છે તામસી, મહાદેવ જે કહેવાય;
સૃષ્ટિ તણો સંહાર કરવો, તે જ તેથી થાય. ૫
અર્ધમાત્રા આદિશક્તિ, તે સરવની માત;
બિંદુ પુરુષ છે એક નિર્ગુણ, સર્વ કેરો તાત. ૬
ઉપાસકોના કાર્ય માટે, પંચ કલ્પ્યા ભેદ;
વસ્તુ વિચારે એક છે, એમ કહી વદે છે વેદ. ૭
પંચાયતને પૂજીએ, એમ જાણી ઈશ્વર એક;
ભેદબુદ્ધિએ જે ભજે, તે સર્વ છે અવિવેક. ૮
વ્યાસાદિક જે કવિ થયા, તેણે કર્યો વાણીવિલાસ;
જૂદે રૂપે જશ વર્ણ્યા, કરી પુરાણ ને ઇતિહાસ. ૯
તે મધ્યે શિવજી તણો, વિવાહ ગાયો જેહ;
તે શિવતણી કરુણા થકી, સંક્ષેપમાં કહું તેહ. ૧૦
શંકરના ગુણ સાંભળીને, પ્રાણી પાવન થાય;
જશ ઉચરે જીહ્વાવડે, તો પાતક દૂર પળાય. ૧૧
મનસા વાચા કર્મણાએ, સેવે જે કોઈ શિવને;
કહે છોટમ સંસાર માંહે, મળે મહાસુખ જીવને. ૧૨

## કડવું ૧ લું

પૃથ્વી ઉપર છે ગિરિ કૈલાસજી, ત્યાં છે શંકર કેરો વાસજી;
તે પરવતની શોભા સારીજી, મહાદેવ રહે છે મહા તપ ધારીજી.

ઢાળ

તપ કરે છે ત્રિશૂળપાણિ, શોભા કહી નવ જાય;
ઘણાક જનો સેવા કરે, આનંદ ઓચ્છવ થાય. ૧
દેવ દનુજ મુનિ નાગ ગાંધ્રવ, આવે દર્શન કાજ;
વૈકુંઠથી વિશેષ છે, મહાદેવ કેરૂં રાજ. ૨
પુત્રી દક્ષ પ્રજાપતિની, સતી એવું નામ;
પરણાવી શૂલપાણિને, મહારૂપ ગુણનું ધામ. ૩
તે સતીસહિત શિવજી સદા, કરે વિવિધ ભોગવિલાસ;
નારદાદિક મહામુનિજન, આવે શંકર પાસ. ૪
ત્યાં ગાનતાન કરે ઘણાં, ને થાય તાંડવ નૃત્ય;
સપ્ત સ્વર ને તાલમાં, વાજે ઘણાં વાજીંત્ર. ૫
ત્યાં શીતળ મંદ સુગંધ સુંદર, ત્રિવિધિ વાયુ વાય;
ઋતુરાજ ત્યાં રહે છે સદા, સુખ કહ્યું નવ જાય. ૬
અંતરિક્ષથી સૌ અમર આવે, નાચે અપ્સરાવૃંદ;
મેળો મળે મહાપુરૂષનો, ને થાય અતિ આનંદ. ૭
ગોષ્ટિ ચલાવે જ્ઞાનની, પુરણ અને ઇતિહાસ;
વાદ વિધવિધ વેદમાં, તે પૂછે શિવની પાસ. ૮
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય કેરી, યોગની તે જુક્ત;
તે શીખવા શિવ પાસ આવે, મુનિ જીવન્મુક્ત. ૯
કહે છોટમ કૈલાસ સરખું, નહિ ત્રિભોવન મધ્ય;
ત્યાં સદા રહે વાસો કરી, અષ્ટ સિદ્ધિ ને નવ નિધ્ય. ૧૦

## કડવું ૨ જું

એક સમે ત્રેતાજુગ મધ્યે બન્યો એવો બનાવજી,
મહામુનિકેરો સમાગમ કરવાને શિવને ઉપજ્યો ભાવજી;
અગસ્ત કેરા આશ્રમ આગળ પ્રીતે મુરારી પધાર્યાજી,
વૃષભ કેરે વાહન બેસી સતી સહિત સધાર્યાજી. ૧

ઢાળ

પ્રીતે પધાર્યા શંકરરાય, મુનિવરને મન હરખ ન માય;

અખિલેશ્વર જાણી કરી, અરચન વિધિ મુનિએ આચરી. ૧
આસન આપ્યાં આશ્રમ માંય, સતીસહિત પધરાવ્યા ત્યાંય;
ચરચા ચલાવી મુનિએ ઘણી, ગોષ્ટ વિધવિધ જ્ઞાનતણી. ૨
ભક્તિ પ્રભુની સૌથી ભલી, ઉમિયાકાન્તે કહી એકલી;
ભક્તિ સમાન નહિ તપ ત્યાગ, ભક્તિસમાન નહિ જપ જ્યાગ. ૩
મહિમા બહુ મહાદેવે કહ્યો, અગસ્તને ઉર આનંદ થયો;
દિવસ કેટલાએક વહી ગયા, સત્સંગે બહુ સુખીયા થયા. ૪
હરખ્યો સકળ ઋષિનો સાથ, જયજય કહી હર જોડયા હાથ;
વળતા શિવ કૈલાસે વળ્યા, છોટમ સકળ મનોરથ ફળ્યા. ૫

## કડવું ૩ જું

તેણે સમે મહી ભાળવી ભંજન હરિએ ધર્યો અવતારજી,
રઘુકુળદીપક પિતાને વચને વિચરે વનમોઝારજી;
મારીચ મૃગનું રૂપજ ધરીને પંચવટીમાં આવ્યોજી,
રાવણ જાનકી હરણ કર્યું ને શોક ઘણો ઉપજાવ્યોજી. ૧

ઢાળ

રુદન કરે છે રઘુકુળમણિ, ચિંતા મનમાં ઉપજી ઘણી;
નરલીલા નારાયણ કરે, સીતા શોધવા વનમાં ફરે. ૧
દાનવકુળને કરવા મોહ, ચરિત્ર કરે છે ચિદ્રૂપ દેહ;
તેણે સમે શિવ આવ્યા ત્યાંય, દર્શનની ઇચ્છા મનમાંય. ૨
કુસમય નવ પાસ જવાય, મળવા મન મહાદેવ પસ્તાય;
પરે રહી કર્યો પ્રણામ, જે જે સત્ ચિદ્ આનંદ ધામ. ૩
રૂપ રામનું હૃદયે ધરી, ચાલ્યા ત્યાંથી ચાંપે કરી;
જોઇ સતી મન વિસ્મય થઇ, શિવજીને કાંઇ ન શકી કહી. ૪

ઢાળ ફેર

સતી મન આવ્યું અચરજ ભારી, કેમ નરને નમે ભોળા ત્રિપુરારી;
અજ્ઞાની જે નારી સારૂ અથડાય, કેમ પૂરણબ્રહ્મ તેને કહેવાય. ૧
મિથ્યા નવ બોલે મહાદેવ વાણી, એનું કારણ કોણ શકે હવે જાણી;
બ્રહ્મ આપે અખંડ આનંદ કહેવાય, દેહધારી તે કોઇ કાળે નવ થાય. ૨
અજ અક્ષર એક સદા અવિનાશી, ચિદ્રૂપ ચરાચરમાં રહે વાસી;
અજ્ઞાનનું આવરણ તેને ના થાય, રવિધામમાં રજની કયમે નવ જાય. ૩
મુનિ ધ્યાન ધરે કરવા દિવ્ય દેહ, શિવસરખા છે જ્ઞાનનિધિ વળી તેહ;

આ તો કોય અજાણ છે રૂપ કુમાર,બ્રહ્મ જાણીને શિવ કરે નમસ્કાર;
એ તો માને નહિજ કહ્યું મન મારૂં, હવે ધીરજ તે કેઈ પેર ધારૂં.

વલણ

ધીરજ કેઈ પેર ધરૂં, એમ કરે કુતર્ક અપાર રે;
કહે છોટમ સતી મનતણો, શિવે જાણ્યો સર્વે વિચાર રે. ૧

## કડવું ૪ થું

### રાગ–ઓખાહરણનો

વળતી વચન બોલ્યા ત્રિપુરારીજીરે, તમે સાંભળો દક્ષકુમારીજીરે;
સતી નારીસ્વભાવ તમારોજીરે, તમે પ્રભુપર દોષ વિચારોજીરે.૧
હરિની અકળ કળા નવ જાણોજીરે,એવું અજ્ઞાન ઉરમાં આણોજીરે;
થયા રાવણ ને કુંભકર્ણજીરે, માગ્યું મનુષ્યને હાથે મર્ણજીરે.૨
વિધિવચન તે કરવા પ્રમાણજીરે, થયા માનવ પુરુષ પુરાણજીરે;
ધરી માયા ધનુષ્યનો વેશજીરે, ભૂમિ ભારનો હરશે ક્લેશજીરે.૩
જો ન માનો વચન અમારૂંજીરે, ત્યારે જાઓ પરીક્ષા સારૂજીરે;
તમે લેજો પરીક્ષા વિચારીજીરે, નહિ તો થાય ફજેતી તમારીજીરે.૪
એમ કહીને બેઠા શિવ ત્યાંયજીરે, એક તરુવર કેરી છાંયજીરે;
સતી આવશો જઇને જ્યારેજીરે,જઇશું આપણે કૈલાસ ત્યારેજીરે.૫

ચાલ ફેર

વળતી ચાલ્યાં ત્યાંથી દક્ષકુમારી,
બેઠાં પંથમાં રૂપ સીતાજીનું ધારી;
આવ્યા રામ ને લક્ષ્મણ પંથમાં જોતા,
સીતા સીતા પોકાર કરીને રોતા. ૧
તેવો લક્ષ્મણે દીઠો સતીનો રે વેશ,
પ્રભુમહિમાને સમજી બોલ્યા નહિ શેષ;
રામચંદ્રે તે દીઠું સીતાજીનું રૂપ,
સતી કપટને સમજ્યા રઘુકુળ ભૂપ. ૨
કર જોડીને રામે કર્યોજી પ્રણામ,
જય દાક્ષણી કરી લીધુંજી નામ;
મહાદેવ વિના દીસો છો તમે દેવી,
સતી ધર્મની રીતિ તમારી છે કેવી. ૩
એવું સાંભળીને સતી લજ્જા રે પામી,

જાણ્યા રામ ચરાચર અંતર્યામી;
અણબોલી રહી ગઈ આંખો રે મીચી,
જોઈ રામને દૃષ્ટિ કરી રહી નીચી. ૪
પછી રામે પોતાની તો માયાને પ્રેરી,
તેણે લીધી સતીને ચોદશ ઘેરી;
દીઠા અગણિત લક્ષ્મણ સીતા ને રામ,
એક અણુએ નહિ ઠાલો ઠામ. ૫
દીઠા અગણિત બ્રહ્મા હરિ ત્રિપુરારી,
દીઠાં લક્ષ્મી સાવિત્રી ને દક્ષકુમારી;
દિઙ્મૂઢ થઇને ગતિ મતિ ભૂલી,
મોહ અંધ થઇને દેહદશા ભૂલી. ૬

વલણ

ભાન ભૂલી ભય થકી, કંપવા લાગી કાય રે;
દયા આવી દયાળને, કરી સતીને પછી સહાય રે. ૧
ચાંપે ત્યાંથી ચાલીયાં, ને આવ્યાં શિવની પાસ રે;
કહે છોટમ જોઈ સતીને, શંકરે કીધું હાસ રે. ૨

## કડવું ૫ મું

### રાગ વેરાડી

વીતક વારતા રે, હર પૂછે છે આણી હેત;
કહોને કેમ કર્યું રે, કુશળ આવ્યાં ધર્મ સમેત. ૧
પરીક્ષા પ્રભુ તણી રે, પે'લી લીધી કોણ પ્રકાર;
જુક્તિ જે બની રે, સાચો કહી સંભળાવો સાર. ૨
બાળા બોલીયાં રે, જઇને જોયા મેં ઘનશ્યામ;
સાચું શિવે કહ્યું રે, પરબ્રહ્મ રાજીવલોચન નામ. ૩
નિરખ્યા નેત્રથી રે, તમારી પેરે કર્યો પ્રણામ;
શોભા શી કહું રે, અદ્‌ભુતતા જોઈ આવી આમ. ૪
સુણતાં શંકરે રે, મન સાથે કીધું અનુમાન;
જોઉં સાચી સતી રે, ધરથી કરીને જોયું ધ્યાન. ૫
સૂઝયું શિવને રે, દેવીએ ધરી સીતાની દેહ;
ભવે ભામા ભલી રે, મનથી તજી તત્ક્ષણ તેહ. ૬
ભક્તિભાવથી રે, મેં તો માની સીતા માત;

સતીના સંગથી રે, હાવે હોય ધર્મઘાત. ૭
પણ પોતે કર્યું રે, એટલે વાણી થઈ આકાશ;
સંકલ્પ શિવનો રે, સમજી સતી થઇ ઉદાસ. ૮
કાંઈ કહ્યું નહિ રે, એવા ગુણસાગર ગંભીર;
દઢવ્રત ધારીયું રે, એવા ધર્મધુરંધર ધીર. ૯
સતીને સુખ થવા રે,ચાલ્યા કહેતા કહી ઇતિહાસ;
વિધવિધ વારતા રે, કરતા આવ્યા શિવ કૈલાસ. ૧૦
વટછાયા તળે રે, બેઠા આસન વાળી ઈશ;
સેહેજે સ્વરૂપમાં રે, સમાધિ લેઈ બેઠા જગદીશ. ૧૧
શિવસેવા વિષે રે, સતી રહ્યાં છે તેણે ઠાર;
એમ વીતી ગયાં રે, સંવત્સર સીત્યાસી હજાર. ૧૨
જગપતિ જાગીઆ રે,સમરણ કરતા સારંગપાણ;
એટલે આવિયાં રે, ઝટપટ થયું સીતાને જાણ. ૧૩
પૂરણ પ્રેમથી રે, સેવા કીધી સર્વે પ્રકાર;
સેવક તે સમે રે, આવ્યા કરતા જેજેકાર. ૧૪
સતી બેસીયાં રે, સન્મુખ આપીને આસન;
અંતરિક્ષ એ સમે રે, જાતા દીઠા ઝાઝા જન. ૧૫
સુશીલ સુંદરી રે, ઘણી એક કરતી જાએ ગાન;
પૂછયું શિવને રે, સતીએ જોયાં બહુ વિમાન. ૧૬
શિવ કહે સાંભળો રે, પ્રજાનો પતિ થયો છે દક્ષ;
તેના યજ્ઞમાં રે, જોવા લોક મળે છે લક્ષ. ૧૭
મુનિઓ સર્વને રે, તેડી રહ્યા તમારો તાત;
મુજશું વેર છે રે, માટે તમને ના કહી વાત. ૧૮
શ્રવણે સાંભળી રે, વળતી સતીએ કર્યો વિચાર;
ભવન પિતા તણે રે, અણતેડયાં જવું નિરધાર. ૧૯
શિવ કહે સાંભળો રે, તમે ચતુરા ચતુરસુજાણ;
અણતેડયાં જવું રે, એમાં નથી કાંઈ કલ્યાણ. ૨૦
અધિપતિ પ્રજાતણો રે, વિધિએ દક્ષ કર્યો જે વાર;
પદ પામ્યા થકી રે, એને વધ્યો ઘણો હંકાર. ૨૧
હું પણ ગયો હતો રે, તે અવસરમાં તેણે ઠાર;
ગર્વી જોઇને રે, મેં તો મનથી કર્યો પ્રણામ. ૨૨
નિંદા માહરી રે, વળતી એણે કરી અપાર;

હું બોલ્યો નહિ રે, આવી બેઠો આણે ઠાર. ૨૩
માટે માનુનિ રે, તમે માનજો મારી વાત;
ત્યાં જાશો તમે રે, એથી થશે ઘણો ઉતપાત. ૨૪
વળતી સતી વદે રે, હું જઈ આવું એકજ વાર;
નહિ માને મુને રે, તો હું નહિ રહું એણે ઠાર. ૨૫
એમ કહી ચાલીયાં રે,સાથે ગણ લીધા દશ બાર;
દેવ મળ્યા હતા રે, ઋષિ મુનિ દક્ષ પિતાને દ્વાર. ૨૬
સતીને જોઇને રે, કોઇએ ન કર્યું કાંઇ સન્માન;
બાપ ન બોલીયો રે, કાંઇક માયે દીધું માન. ૨૭
શાળા યજ્ઞતણી રે, સમીપે જોયું તેણે જાગ્ય;
ત્યાં દીઠો નહિ રે, કિંચિત્ શંકરનો વિભાગ. ૨૮
ચિતવ્યું ચંડીએ રે, વળતી કોપ કર્યો પરચંડ;
અવજ્ઞા ઈશની રે, કરનારાને દેવો દંડ. ૨૯
અરરર આ સહુ રે, મારી નજરે કેમ નિરખાય;
પાપી પિતા તણું રે,મેં તો મુખ દીઠું નવ જાય. ૩૦
દુર્મતિ તાતથી રે, મારો પ્રકટ થયો છે દેહ;
ન ઘટે રાખવો રે, બાળી ભસ્મ કરૂં હું તેહ. ૩૧
સર્વ સભાસદો રે,તમે તો વિપરીત કીધી વાત;
શિવનિંદા તણું રે, લેતા જાઓ ફળ સાક્ષાત. ૩૨
એમ કહી અંબિકા રે, પ્રકટી જોગાનળની ઝાળ;
દેવમુનિ દેખતાં રે, દેહને દહન કર્યો તત્કાળ. ૩૩
જન સહુ જોઇને રે, સઘળે કીધો હાહાકાર;
હરગણ કોપીઆ રે, દેખી દેવીનો દેદાર. ૩૪
ભય ઉપજાવીઓ રે, પાડ્યું યજ્ઞવિષે ભંગાણ;
ગણના મારથી રે, નાઠા કરતા બુંબારાણ. ૩૫
ધરા ધ્રૂજી ગઈ રે, કંપી ઉઠ્યા દશ દિગપાળ;
યજ્ઞને ભાગવા રે, સૌ ગણને ચઢીયો બહુ કાળ. ૩૬
ભૃગુએ જોઈને રે, વળતી મન કીધો વિચાર;
આપી આહુતિ રે, અષ્ટભુજ દેવી થઈ તે ઠાર. ૩૭
યુદ્ધ ઝાઝું થયું રે, હરગણ હારી ગયા શિવ પાસ;
શ્રવણે સાંભળી રે, કોપી ઉઠ્યા પતિ કૈલાસ. ૩૮
જટાને ઝાટકી રે, પ્રકટ્યો વીરભદ્ર વિકરાળ;

જઇને યજ્ઞનો રે, તેણે ભંગ કર્યો તત્કાળ. ૩૯
એ સહુ વારતા રે, સંક્ષેપે કહી સઘળી પેર;
સતી તો ત્યાં થકી રે,જનમી જઇ હિમાલય ઘેર. ૪૦

વલણ

હીમવંતને ઘેર અવતરી,પડ્યું પારવતીજી નામ રે;
છોટમ કહે પછી શિવને, તે પરણી તેણે ઠામ રે. ૧

## કડવું ૬ હું

રાગ—જાનકી મંગળનો

હીમાચળને તે ઘેર જનમીઆંજ દેવી;
ત્રિભોવનમાં નહિ કોય તે નાર જેવી. ૧
જે દિવસ થકી જગદંબાજી જાયાં;
સુખ સંપત્તિ શોભાવડે ઘર છાયાં. ૨
રિદ્ધિ સિદ્ધિ નવ નિધિ પ્રકટી છે ત્યાંય;
મણિ કેરી તો ખાણ્યો થઇ ગિરિમાંય. ૩
લતા વેલી વનસ્પતિ ને દ્રુમ જાતિ;
ફળ ફૂલે શોભી રહી અગણિત જાતિ. ૪
ઋતુરાજ ખીલી રહે બારેજ માસ;
મહામુનિઓએ આવી કર્યો છે ત્યાં વાસ. ૫
મેના હીમવંતને મન હરખ અપાર;
મુનિ નારદ આવી ચઢ્યા તેણી વાર. ૬
જોઇ મુનિવરને સુખ દંપતી પામ્યાં;
કર જોડીને શિશ ચરણમાં રે નામ્યાં. ૭
ચરણોદક લઇને ભવન સિધાવ્યાં;
ઉછંગે આણીને પારવતી પધરાવ્યાં. ૮
સ્વામી કહોને સુતાતણું નામવિધાન;
ત્રણે કાળ તણું છેજી તમને જ્ઞાન. ૯
ગુણદોષ હોય તે કહેજો વખાણી;
મુનિએ જોઇ પારવતી ગુણખાણી. ૧૦
એનું નામ ઉમા અંબિકાજી ભવાની;
એની કીરતિ નહિ જુગમાં કહીં છાની. ૧૧
એ તો થાયે સદાય પતિની રે પ્યારી;

એના નામ થકી તરશે નર—નારી. ૧૨
એ જોઈ સ્ત્રીઓ ચઢે પતિવ્રત અસિધાર;
એને સેવે તે સુખીયો થાય સાર. ૧૩
એના ગુણોનો તો પાર ન પામેજ વેદ;
હવે અવગુણ સુણતાં રખે કરો ખેદ. ૧૪
એના વરનારાને નહિ માત ને તાત;
કુળ ગામ નહિ ઘર કે કોઈ જાત. ૧૫
નિર્ગુણ નિઃશંક ને ઇચ્છા રે ચારી;
હશે નગ્ન જટીલ ને જાતિ ભિખારી. ૧૬
વિષધારી વિભૂતિ વિભૂષણ વ્યાલી;
કુવેશ કુસંગી ને શૂલી કપાલી. ૧૭
એવો વર વરશે તેમાં મીન ન મેખ;
એના હસ્તમાં એવી પડી છે જી રેખ. ૧૮
એવું સાંભળી દુઃખ દંપતી પામ્યાં;
કર જોડીને નારદને શિશ રે નામ્યાં. ૧૯
હવે કાંય ઉપાય બતાવોજી રૂડો;
વિધિ એક કહોજી મટે કેમ કુડો. ૨૦
કહે નારદ સાંભળજો ગિરિરાય;
કરે પુત્રી તમારી જો એક ઉપાય. ૨૧
વરનાં લક્ષણ તમને કહ્યાં મેં જેવાં;
સઘળાં શંકરમાંહી રહ્યાં છે તેવાં. ૨૨
જુઓ અર્ક ને અગ્નિ અશુચિને ખાય;
મહાદુર્ગંધી જળ તે ગંગામાં સમાય. ૨૩
પણ તેને અશુદ્ધ કરે નહિ કોય;
એમ સમર્થને કાંઈ દોષ ન હોય. ૨૪
શિવ મંગળધામ સદા અવિકારી;
ગણીએ નહિ દોષજી એમ વિચારી. ૨૫
મળવું કઠણ ઘણું કેમ મહાદેવ રીઝે;
તપવિના ન પામીએ ઉપાય બીજે. ૨૬
જ્યારે ઈચ્છો સુતાનું તમે કાંઈ સારૂં;
ત્યારે તપ થકી કારજ થાએ તમારૂં. ૨૭
બ્રહ્મભવન ગયા એમ કહી મુનિરાય;

માત તાતને ચિંતા અતિ ઘણી થાય. ૨૮
મુનિ નારદના મુખની સુણી વાણી;
દુઃખ દંપતી પામ્યાં ઉમા હરખાણી. ૨૯
મેના મનમાંય થઇ ઘણી ઉદાસ;
એકાંતમાં તેડી બેઠી પતિ પાસ. ૩૦
કહો સ્વામી કહ્યું મુનિએ હોય જેહ;
મારી સમજણમાં નથી આવ્યુંજ તેહ. ૩૧
જેવી પુત્રી છે સુંદર ને સુકુમારી;
વર શોધજો સુંદર તેવો વિચારી. ૩૨
હોય મૂઢ મલિન કલાગુણ હીણ;
વિદ્યા વિનય વિવેક રહિત દુઃખી દીન. ૩૩
કુસંગી કુવ્યસની કઠોર ને ક્રૂર;
અપલક્ષણ આળસુ અધમ અસૂર. ૩૪
અવિચારથી એવાને કન્યા રે આપે;
કુંભીપાકે પડે તેનો તાત તે તાપે. ૩૫
ગુણ જોયા વિના કુળ એકલું જુવે;
દુઃખ દીકરીનાં પછી જોઈને રૂવે. ૩૬
ધનલોભે પતિતને પુત્રી જે આપે;
ખોયું પુણ્ય પુરાતન તેને રે બાપે. ૩૭
કરે બાળપણેથી વિવાહ જે કોઈ;
પછી પસ્તાય પુત્રીતણાં દુઃખ જોઈ. ૩૮
સ્વામી મારૂં કહ્યું નહિ માનોજી. જ્યારે;
જડ કહેશે ગિરિ લોક નિંદશે ત્યારે. ૩૯
એવું વચન સુણીને બોલ્યા ગિરિરાય;
લખ્યા લેખ વિધાતાએ મિથ્યા ન થાય. ૪૦
મુનિ નારદ વચન મટે નહિ લેશ;
તજો કામિની એમ વિચારીને ક્લેશ. ૪૧
જેણે સરજ્યો છે દેહ પારવતીનો જેવો;
તેણે સરજ્યો હશે વર સૃષ્ટિમાં તેવો. ૪૨

વલણ

નિરમ્યો હશે જે ઈશ્વરે, વર મળશે તે નિરધાર રે;
કહે છોટમ હીમભૂધરે, એમ કહી સમજાવી નાર રે. ૧

## કડવું ૭ મું

### ચોપાઈ

વળતા બોલ્યા હીમાચળ વાણી, તમે હૃદયમાં ધરજો રાણી;
મુનિ નારદે કહ્યો ઉપાય, કર્યો હોય જો દૈવ સહાય. ૧
તમને પુત્રી ઉપર છે પ્રીતિ, ત્યારે શીખવો ધર્મની રીતિ;
તપકેરો કરો ઉપદેશ, તેથી સમશેજ સઘળો ક્લેશ. ૨
તપ કેરો છે મહિમા અપાર, તેથી સુખ પામે સંસાર;
તપ કરતાં મળે ત્રિપુરારિ, તેથી ઠરશેજ પુત્રી તમારી. ૩
વરશે શંકર જો સુખધામ, તેથી પામશે પરમ વિરામ;
એ તો સઘ ઉપાય છે સારો, માટે ધીરજ મનમાં ધારો. ૪
એવું કહી અબળા સમજાવી, ભલી વાત મેનાને ભાવી;
માએ ઉમિયાને લીધી ઉછંગ, જોયું નિરખીને અંગોઅંગ. ૫
મારી પુત્રી પરમ સુકુમારી, દેહદમન અતિ દુઃખ ભારી;
કેમ જીભે કહું મેં જાય, તપ કરતાં તો કષ્ટજ થાય. ૬
મનમાં શોચવા લાગી માત, જાણી ઉમીઆએ મનની વાત;
બોલી વચન પછી મહાદેવી, એની વાણી તે અમૃત જેવી. ૭
એક સ્વમતણી કહું વાત, તમે મનમાંહે ધરજો માત;
મુને મળીઆ મહાદેવરાજ, એવું દીઠું હતું મેં આજ. ૮
વેદ મૂરતિ મહામુનિ ધીર, ઘણું તેજ ને ગૌર શરીર;
અર્ધચંદ્ર તિલક ભલું ભાલ, કંઠે મણિ ને રુદ્રાક્ષની માલ. ૯
મુને તપનો કર્યો ઉપદેશ, મળશે શંકર મટશે કલેશ;
મહામંત્ર આપ્યો કરી પ્રીત, કહી તપની યથાયોગ્ય રીત. ૧૦
કહ્યું નારદે કરજો તેહ, તેમાં કાંઇ નથી સંદેહ;
કર જોડી મેં નામ્યું શીશ, પછી દીધી મુનિને આશીષ. ૧૧
મને ઘણુંએ બતાવ્યું જ્ઞાન, એમ કહી થયા અંતર્ધાન;
ઉગે સૂરજ ને થાય સવાર, મારે તપ કરવું નિરધાર. ૧૨
સુણી પારવતીની વાણી, મનમાં રીઝી તે મેના રાણી;
એ તો કહી ગયા ઈશ્વરરાય, કરો તપ સહુ સિદ્ધિ થાય. ૧૩

### વલણ

સિદ્ધિ થાશે સર્વથા, એમાં નહિ સંશય કાંય રે;
કહે છોટમ પછી દેવીએ, તપ આરંભ કીધો ત્યાંય રે. ૧

## કડવું ૮ મું

### રાગ—અઢળક ઢળીયા રે મુષ્ટિ તાંદુલ માટે.

તપ આરંભ્યાં રે આપે ઉમિયા દેવી;
વેશે બાળી ધીરજવાળી નહિ કોય એના જેવી. તપ૦ ૧
માત તાતને સગાં સહોદર તેની પ્રીતિ ત્યાગી;
પ્રાણપતિ પદ પંકજ ઉરમાં ધરી તપ કરવા લાગી. તપ૦ ૨
સકળ ભોમના સ્વાદ તજીને બેઠાં આસન વાળી;
કપૂરગૌર કૃપાનિધિ શંકર તેશું લાગી તાળી. તપ૦ ૩
યમ નિયમાદિક આસન સઘળાં પ્રાણાયામમાં પૂરી;
પ્રત્યાહાર ધારણા ધરતી ધ્યાન ધરે થઇ શૂરી. તપ૦ ૪
કંદમૂળ ફળના આધારે સહસ્ર વર્ષ ગયાં વીતી;
શાક ખાઈ શત વર્ષ ગમાવ્યાં રૂડી રસના જીતી. તપ૦ ૫
જળને પાને વર્ષ કેટલાં કેટલાં પવન આહારે;
કેટલાંક વર્ષ કઠણ અપવાસે દઢ એવાં વ્રત ધારે. તપ૦ ૬
સૂકાં પત્ર પડયાં બીલીનાં તેવાં પ્રાશ્યાં તેને;
ત્રણ સહસ્ર વર્ષલગી એવી રહી આધારે એને. તપ૦ ૭
સૂકાં પત્ર સતીએ તજીયાં પડીયું નામ અપરણા;
ઉગ્ર તપે રીઝયા અવિનાશી ઈશ્વર અશરણશરણા. તપ૦ ૮
ગગન ગિરા થઇ અઘોર તપથી બ્રહ્મદેવની વાણી;
સફળ મનોરથ થશે તમારા લેજો નિશ્ચે જાણી. તપ૦ ૯
પિતા તમારા આવે ત્યારે તપ મૂકી ઘેર જાજો;
શંકર સુખે તમને વરશે સદાય સુખીયાં થાજો. તપ૦ ૧૦
આવે સપ્ત ઋષિ તમ પાસે સત્ય માનજો ત્યારે;
કઠણ ક્લેશ કરવો મૂકીને તરત જજો તે વારે. તપ૦ ૧૧
બ્રહ્મદેવની વાણી સુણતાં પારવતી સુખ પામી;
કહે છોટમ સહુ કારજ સરિયાં રીઝયા અંતરજામી. તપ૦ ૧૨

#### ઢાળ

હવે સાંભળો શંભુ તણી કહું વાત,
વદે વેદ પુરાણ કરીને વિખ્યાત;
જે દિવસે સતીએ કર્યો દેહત્યાગ,
તે દિવસથી શિવને થયો વૈરાગ. ૧
ફરે સકળ ભુવનમાં સદાશિવ યોગી,

ભજનાનંદ બ્રહ્માનંદ ભોગી;
કોઇ મુનિઓને જઈને કરે ઘણું જ્ઞાન,
કહી વખાણે તે બ્રહ્મનું ધ્યાન. ૨
એમ આનંદમગ્ન ફરે ત્રિપુરારી,
શિવ જેવા નહિ કોઇ દૃઢવ્રતધારી;
શિવ જેવા નહિ કોઇ જુગમાં રે યોગી,
શિવ જેવા નહિ કોઈ આનંદભોગી. ૩
રહે રાતદિવસ હરિ સાથેજ ધ્યાન,
એમ કરતાંમાં પ્રકટ થયા ભગવાન;
જેનું રૂપ અનુપમ તેજ અપાર,
નવજલધર શ્યામ શોભા અતિસાર. ૪
મણિ મુકુટ મનોહર કુંડલ કાન,
મુખ સુંદર શરદ મયંક સમાન,
કન્યા ઋણલોચન લલિત કપોલ,
શુભ નાસિકા અધર અરુણ રંગચોળ. ૫
ધીજકુંદ કલિની રે પંગતી રાજે,
ભલું ભાલ વિશાલમાં તિલક વિરાજે;
કંબુકંઠ વિશાળ હૃદય વનમાળા,
વ્રશકંધ મનોહર બાહુ વિશાળા. ૬
કરમાં શરચાપ કટીએ નીખંગ,
અંગોઅંગે તે વારીએ કોટી અનંગ;
ભ્રગુ લાંછન ઉપવીત ને મણિહાર,
જુગ ચરણકમળની છે શોભા અપાર. ૭
નખની ધુતિ ભક્ત–હૃદયતમ હારી,
કોટી સુરજપ્રકાશ અતિસુખકારી;
એવું દર્શન દીધું ત્રિભોવનરાય,
મહાદેવતણે મન હરખ ન માય. ૮
કર જોડીને પાયે નમ્યા શૂલપાણી,
પછી બોલ્યા પ્રભુ અતિ કોમળ વાણી;
ધન્ય ધન્ય મહાદેવજી વ્રતધારી,
ભલી ભક્તિ તમે તો દઢાવી છે મારી. ૯
ત્રણે લોકની માંય નહિ તમ જેવા,

તમે સરવશિરોમણિ દેવાધિદેવા;
શિવ હું તો સદાય આધીન તમારો,
વિનતિ એક મારી હૃદયમાં ધારો. ૧૦
માગ્યું વચન મુને એક આપોજી આજ,
ભજે તમને તેનાં તો કરો તમે કાજ;
તજ્યો દેહ સતીએ તે જાણો છો પેર,
તે તો જન્મી છે જઈને હીમાચળને ઘેર. ૧૧
તમ કાજે ઘણું તપ કીધું છે તેણે,
કોટી કષ્ટ શરીરે સહ્યાં છે રે એણે;
અંગીકાર કૃપા કરી કરવીજી એહ,
માગું વચન તમો મુને આપોજી તેહ. ૧૨
એવું સાંભળી શિવજી કહે શિર નામી,
કેમ વચન તમારૂં ન માનીએ સ્વામી;
નથી ઘટિત તથાપિ ઘટે હવે કરવું,
તમે જે જે કહો તે તો માથેજ ધરવું. ૧૩
માની મહાદેવજીએ પ્રભુની રે વાણી,
અંતર્ધાન થયા પછી સારંગપાણી;
એવે સપ્તઋષિ તે ઠામે રે આવ્યા,
મહાદેવતણા મનમાં ભલા ભાવ્યા. ૧૪
શિવ કહે મુનિ જાઓ પારવતીની પાસ,
તેની દઢતાનો જોજો તમે વિશ્વાસ;
એની પ્રીતિની પહેલી પરીક્ષા રે લેજો,
વળતી તેના તાતને જઈને રે કહેજો. ૧૫
મુનિ તરત ગયા પછી તેણે રે ઠામ,
મનમાં કર્યો પારવતીને પ્રણામ;
મુનિએ મહાદેવીને દીઠી રે કેવી,
મૂરતિવંત હોય તપસ્યા રે જેવી. ૧૬
મુનિ કહે તમે સાંભળો શૈલકુમારી,
શાને કાજે સહો છો આવું દુઃખ ભારી;
મનમાં ઈચ્છો તમે વર કેવો રે વરવા,
કોને બોધે બેઠાં છો આવું તપ કરવા. ૧૭
કહે ઉમિયા હું ઇચ્છું શંકર વર વરવા,

માની વચન નારદનું બેઠી તપ કરવા;
મુનિ મુજમાં ભર્યા અવિવેકજ એવા,
સૂતાં ભોમિ ઉપર ઈચ્છું શશિ ગ્રેહેવા. ૧૮
વિનાપાંખ તે ઇચ્છું જવાને આકાશ,
એમ વરવાને ઈચ્છું પતિ કૈલાસ;
મુનિ કહે ભલી ભૂલી ઠગે ભરમાવી,
તુને નારદવચનની પરતીત આવી. ૧૯
એ તો દીસે છે સંત ને કપટી રે એવા,
ઇચ્છે સર્વેને કરવા પોતાના રે જેવા;
માને વચન નારદનું જે નર ને નારી,
તે તો અંતે ભવન તજી થાય ભીખારી. ૨૦
ચિત્રકેતુ કનકકશ્યપુની જો વાત,
પામ્યા નારદવચન થકી પરિતાપ;
માન્યો નારદવચન તણો વિશ્વાસ,
જુઓ દક્ષસુતાનો થયો છે રે નાશ. ૨૧
તમે તેના વચનનો કર્યો ઇતબાર,
વર ઈચ્છો મશાણવિષે વસનાર;
ભોળો ભાંગ પીનારો ને ભૂતોનો સંગી,
જેને તું થવા ઈચ્છે તેની અર્ધાંગી. ૨૨
હજીએ તજી ટેક જો માનો અમારૂં,
વર શોધી કાઢયો છે અમે તમ સારૂ;
અતિ સુંદર અજર અમર અવિનાશી,
સુખમાં નિધિ શ્રીપતિ વૈકુંઠવાસી. ૨૩
એવો વર તમને આપીએ આણી,
હઠ મૂકી જો માનો અમારી રે વાણી;
તું હિમાચળતનયા કહે મુનિરાય,
હઠ લીધી હવે કેમ મૂકી રે જાય. ૨૪
તજું હું ક્યમ નારદનો ઉપદેશ,
મુખથી કોટિક વાર મહેશ;
ગુરુવચન તજે જે કોય સંશય આણી,
કુંભીપાક પડે તે તો અંતે રે પ્રાણી. ૨૫
પડે પિંડ કે કષ્ટ પડે જો અપાર,

તોય નારદવચન તજું નહિ લગાર;
કોટિ જનમ કરૂં તપ ના જાઉં હારી,
વરૂં શિવ વરને નહિ તો રહું કુમારી. ૨૬
મુને અવર કશો ઉપદેશ ન ભાવે,
ઘણી વાર થઇ ઘેર જાઓજી હાવે;
એવી ધીરજ જોઈને નમ્યા મુનિ જ્ઞાની,
જય જય જગદંબાજી માત ભવાની. ૨૭

**વલણ**

ચરણે લાગ્યા ચંડીને પછી આવ્યા હીમાચળ પાસ રે;
સંદેશો શિવનો કહી પછી મુનિ આવ્યા કૈલાસ રે. ૧
પરીક્ષા પાર્વતી કેરી કહી સઘળી પેર રે;
કરી પ્રણામ શૂલપાણિને પછી ગયા મુનિ નિજ ઘેર રે. ૨

## કડવું ૯ મું

### રાગ—વેરાડી

દેવ દુ:ખીયા થયા રે, તારક અસુર થયો તે કાળ;
વિધિ પાસે જઇ રે, કહેવા લાગ્યા વિપત્તિ વિશાળ. ૧
કહો કેમ થશે રે, પાપી પીડે છે પરચંડ;
એવા દુષ્ટને રે, હવે તો દેવો જોઇએ દંડ. ૨
હવે તો હારીયા રે, સરવે કરી કરી સંગ્રામ;
બળીયો છે બહુ રે, સહુનાં ખુંચી લીધાં ઠામ. ૩
અમરની આપદા રે, વિધિએ જાણી તેણી વાર;
સૂર સહુ સાંભળો રે, એનો ઉપાય છે એક સાર. ૪
શંકરસુત થકી રે, એનો નિશ્ચે થાશે નાશ;
પ્રકટી પાર્વતી રે, એને પરણે પતિ કૈલાશ. ૫
કારજ કેમ થશે રે, સમાધિ લઇ બેઠા શિવરાય;
મદનને મોકલો રે, ઉતારવાનો રચે ઉપાય. ૬
વળતી હું જઇ રે, સમજાવી પરણાવું શિવ;
જો એમ નહિ કરો રે, દાનવ દેશે દુ:ખ સદૈવ. ૭
વચન વિધિતણાં રે, માની હૈયે હરખ્યા દેવ;
વિનય કરી ઘણો રે, તેડયો રતિપતિને તતખેવ. ૮
સૂરના સાથમાં રે, પ્રકટ થયો પોતે રણનાથ;

કહો શું કામ છે રે, હેતે બોલ્યો જોડી હાથ. ૯
ત્રિદશે તે સમે રે, દાખવીયું સરવેનું દુઃખ;
છળ શિવને કરો રે, એથી થાય અમરને સુખ. ૧૦
મદને તે સમે રે, વળતી મનમાં કર્યો વિચાર;
છળતાં શિવને રે, મારૂં મરણ થશે નિરધાર. ૧૧
પરઉપકારમાં રે, પડશે જ્યારે મારો પિંડ;
સહુ સંસારમાં રે, કીર્તિ થાશે અચળ અખંડ. ૧૨
સહુને સુખ થવા રે, જે જન ખુવે પોતાનો પ્રાણ;
ધન્ય ધન્ય તેહને રે, કહીને કરશે લોક વખાણ. ૧૩
ધીરજ મન ધરી રે, વળતી ચાલ્યો ત્યાંથી માર;
શિવના દ્રોહથી રે, એનો નાશ થશે નિરધાર. ૧૪
શિવ સામા જવા રે, કામે કીધો કોપ પ્રચંડ;
સેન્યા સજ કરી રે, કરમાં ધાર્યું છે કોદંડ. ૧૫
આયુધ એહનાં રે, પુષ્પ તણાં જે પાંચે બાણ;
એની આગળે રે, ધીરજ ધરી શકે કહો કોણ. ૧૬

રાગ ઘોળ

ચાલ્યો ચાલ્યો કામ સજીને ચાપ રે,
પામ્યા પામ્યા લોક સકળ પરિતાપ રે;
મોટા મોટા જને મરજાદા મૂકી રે,
નિજ નિજ ધર્મ ગયા સહુ ચૂકી રે. ૧
સરિતાઓ સાગરમાં ધસી આવી રે,
સંગમ તો કરે તળાવ તળાવી રે;
તરુતણી શાખા લતાઓને લાગી રે,
જડને તો કામ થકી ઋતુ લાગી રે. ૨
પશુપંખી જળચર સ્થળચર જાતિ રે,
કરવા લાગ્યાં કામલીલા બહુ ભાતિ રે;
ભૂત પ્રેત યક્ષ કિન્નર નર જેહ રે;
નાચે સહુ નગ્ન થઇને તેહ રે. ૩
જતિ સતી જોગી મહાવ્રતધારી રે,
જપી તપી ભેખધારી બ્રહ્મચારી રે;
બ્રહ્માજી તો ભજે હૃદયમાં ભામા રે,
રામ રામ તજી રટે છે રામા રે. ૪

ધૂળધાણી થયા ધરમના પંથ રે,
ગુફામાંહી છુપી ગયા સદ્ગ્રંથ રે;
કામવશ થઇ ગયું સઘળું જક્ત રે,
તેણે સમે ઉગર્યા કોયક ભક્ત રે. ૫
જ્યાંસુધી મદન ગયો શિવ પાસ રે,
ત્યાંસુધી પડયો સર્વને ત્રાસ રે;
ઉભય ઘડીમાંહે થયો ઉતપાત રે,
વિશ્વમાંહે થઈ ગઇ વિપરીત વાત રે. ૬
મદનની વ્યથા સરવને લાગી રે,
તેણે સમે બચ્યા કોઈક બડભાગી રે;
મન્મથે જોયા તે શિવને જ્યારે રે,
અતિભય પામીને કંપ્યા ત્યારે રે. ૭

રાગ-ધોળ ચાલ ફેર

જોઇ સમાધિ શિવની રે, કર્યો કામે તે મનમાં વિચાર;
જો હું જગાડીશ ઈશને રે, તો એ બાળીને કરશે છાર. ૧
જો ભયથી પાછો ફરૂં રે, ત્યારે કેમ હોયે દેવનું કાજ;
મરણથકી મનમાં ડરૂં રે, ત્યારે લોકોમાં ના રહે લાજ. ૨
એમ વિચારીને ઓચિંતો રે,પોતે પ્રકટ થયો તરત વસંત;
અપ્સરા નાચે અતિઘણી રે, વાજે નૌતમ નાદ અનંત. ૩
કોકિલા કેલ્ય કરે ઘણી રે, વહે મંદ સુગંધ સમીર;
કુસુમ કમળ ખીલ્યાં ઘણાં રે, જોઇ ધારણા ન રહે ધીર. ૪
કામ કળા કરી હારીઓ રે, પછી એકે ના રહ્યો ઉપાય;
શ્રમ સઘળો મિથ્યા ગયો રે, તોય જાગ્યા નહિ શિવરાય. ૫
રીસે ઘણો રાતો થયો રે, અતિ કોપે ભરાયો રે કામ;
સૌરભ પલ્લવમાં છપી રે, પછી સંતાયો તેણે ઠામ. ૬
સુમનધનુષે શર સાધિયો રે,કાપી માર્યો તે શિવને કપાળ;
ઝટપટ જાગ્યા જગત્પતિ રે, પછી સઘળે કરી તપાસ. ૭
સન્મુખ સૌરભ પલ્લવે રે, દીઠો શંકરે રતિપતિ દેવ;
ત્રીજું લોચન ત્યાં ઉઘાડીયું રે,બાળી ભસ્મ કર્યો તતએવ. ૮
હાહાકાર હવો ઘણો રે, ત્રણે લોકમાં પડીઓ ત્રાસ;
જોગી જતિ સુખીઆ થયા રે,થયા ભોગી સમસ્ત નિરાશ. ૯
અમર ઉદાસ થયા ઘણા રે,થયો સુખીયો અસુરનો સાથ;

બ્રહ્માનું કામ ભાગી પડ્યું રે, જ્યારે મરણ પામ્યો રતિનાથ. ૧૦
રુદન કર્યું રતિએ ઘણું રે, કહે વિધવિધ કરતી વિલાપ;
શિશ નમાવ્યું શિવને રે, કરજો ગુન્હો અમારો માફ. ૧૧
કર્તા હર્તા છો તમો રે, પ્રભુ અંતર્યામી ઇશ;
અમે તમારાં સરજેલાં રે, પ્રભુ રાંક ઉપર શી રીશ. ૧૨
વિનય સુણી વનિતાતણાં રે, ઘણું રીઝ્યા તે શંકરરાય;
અનંગ રતિપતિ તાહરો રે, સહુમાં વ્યાપી રહેશે વિના કાય. ૧૩
મળશે મદન વળી તુજને રે, માટે ન કરીશ ક્લેશ લગાર;
કૃષ્ણ થશે જદુવંશમાં રે, તેનો સુત તે તારો ભરથાર. ૧૪
સંતોષ પામી સુંદરી રે, એવું આપ્યું એને વરદાન;
ભવન ગઈ પછી ભામની રે, રાખી હૃદયમાં શિવનું ધ્યાન. ૧૫

વલણ

ધ્યાન ધરી શંકરતણું, પછી આવી પોતાને અવાસ રે;
કહે છોટમ દેવ આવીઆ, પછી બ્રહ્માદિકની પાસ રે. ૧

## કડવું ૧૦ મું

### રાગ–ધોળ

વિષ્ણુ વિરંચી ઇંદ્રાદિક જે દેવ રે,
સરવ પધાર્યા શિવ પાસે તતખેવ રે;
પ્રેમ ધરી પૂજ્યા શ્રી ત્રિપુરારી રે,
કર જોડીને સ્તુતિ બહુ ઉચારી રે. ૧
નીરજર દેખી બોલ્યા ઉમીયાનાથ રે,
શાને કાજે મળી આવ્યા સૂરસાથ રે;
અરજ કરીને અજ બોલ્યા એ ઠામ રે,
કીધું સારૂં શંકર બાળ્યો કામ રે. ૨
વળી સારૂં દીધું રતિને વરદાન રે,
સહુથી સમરથ છો શંકર ભગવાન રે;
ઓચ્છવ જોવા ઇચ્છે છે સૂર આજ રે,
વિભુ તમારો વિવાહ જોવા કાજ રે. ૩
દક્ષતણે ઘેર સતીએ છોડ્યો દેહ રે,
જનમ ધર્યો છે જઈ હીમાચળ ઘેર રે;
કૃપા કરીને કરશો તેનો અંગીકાર રે,

અમો સરવને ઉપજે હરખ અપાર રે. ૪
સૂર સરવેનો જોયો પૂરણ પ્રેમ રે,
અજને કહે છે જાવ કરીશું એમ રે;
વચન સાંભળી હરખ્યો સૂરનો સાથ રે,
જે જે શંકર સકળ ભુવનના નાથ રે. ૫
તે વેળાએ દેવે દુંદુભિ દીધાં રે,
સુમન ઘણાં વરસાવ્યાં કારજ સીધાં રે;
એ વેળાએ સપ્તઋષિ ત્યાં આવ્યા રે,
બ્રહ્માદિકના મનમાં સઘળા ભાવ્યા રે. ૬
પત્ર લખી મોકલીયા હીમગિરિ પાસ રે,
ઉમિયાજીને ઉપજ્યો અતિ ઉલ્લાસ રે;
પ્રીતે બેઠા પારવતીની પાસ રે,
તમે કરો છો નારદનો વિશ્વાસ રે.
હવે તો હર બેઠા બાળી કામ રે,
તમે વરી શું કરશો તેને ધામ રે. ૭
વચન સુણીને બોલ્યાં માત ભવાની રે,
પરમ વિવેકી મુનિવર છો વિજ્ઞાની રે;
હશે તમારે મન તો શિવ વિકારી રે,
મારે મન તો શિવ ભોળા બ્રહ્મચારી રે. ૮
અજ અનવદ્ય અનાદિ દેવ મહેશ રે,
છત્રીસ તત્ત્વ થકી છે અળગા શેષ રે;
એવા જાણી મેં આરાધ્યા ઈશ રે,
દઢતા દેખી મુનિએ નામ્યું શિશ રે. ૯
અદ્રિપતિને વાત કરી સહુ આવી રે,
હીમાચલને સહુ મનમાં ભાવી રે;
ગુરુ બોલાવી લગ્ન કરૂં નિરધાર રે,
વચન સપ્તઋષિને આપ્યું તેણી વાર રે. ૧૦
વિધિએ વાંચી જોયો લગ્નવિચાર રે,
સાંભળી સહુ સૂર બોલ્યા જેજેકાર રે;
સજ કીધાં સહુ વાહન ને વિમાન રે,
સુંઢી સારી શંકર કેરી જાન રે. ૧૧

ઢાળ—જાનકી મંગળ

જાન સજ થઇ શંકરતણી, વરરાજા બેઠા છે બણી;
જટા મુકુટ શોભે છે સાર, કંઠે સરપ તણો છે હાર. ૧
પંકજ લોચન ઇંદુ ભાળ, નર—કપાળ તણી છે માળ;
રાજે ભલું ઉપવીત ભુજંગ, ઉજ્જ્વળ ભસ્મ વિરાજે અંગ. ૨
કંઠ ગરલ અહી કુંડલ કાન, મૃગપતિ ચર્મ તણું પરિધાન;
કર ખપ્પર ડમરૂ શૂલ ડાક, નંદી વાહન પાણિ પિનાક. ૩
ભૈરવ ભૂત પ્રેત ડાકણી, શિકોતર વંતર શાકણી;
સઘળા મળીયા શિવના લોક, જેને જોઇ કંપે ત્રિલોક. ૪
કોય શિર વિણ કોયને શિર, સેવક એવા શંકરતણા વીર;
નીચાં મુખને ઉંચા પાય, ચરણવિના વળી ચોદશ જાય. ૫
વંટોળીઆ થઇ ઉડે વળી, અદ્દ્ભુત સેના શિવની મળી;
ખર ઉપર બેઠા કેટલા, શ્વાન શિયાળ ઉપર તેટલા. ૬
ઉંટ મહિષનાં વાહન કરી, ત્રિશૂલ ખપ્પર કરમાં ધરી;
વાજે ઘણાં ડમરૂ ને ડાક, ઘૂણે ભૈરવ મારે હાક. ૭
શૃંગી શંખ ઘણાં રણતૂર, ભેર ભુંગળ વાગે ભરપૂર;
અતિ ઉન્મત્ત અમંગળ વેશ, નગ્ન અંગ ને છૂટા કેશ;
અગણિત ગણ આવ્યા શિવ પાસ, તે જોઇ સર્વે પામે હાસ. ૮

ઢાળ

એવી જાન મળી મહાદેવની જયાંય,
દેવ તેત્રીકોટી પધાર્યા છે ત્યાંય;
આવ્યા લક્ષ્મીસહિત વૈકુંઠના નાથ,
આવ્યા બ્રહ્મા બ્રહ્માણીસહિત સહુ સાથ. ૧
ઐરાવત બેસી ઇંદ્ર ઇંદ્રાણી,
રથ બેઠા રવિ ને રન્નાદે રાણી;
પ્રીતે રોહણી સહિત પધાર્યા રે ચંદ્ર,
વળી આવ્યા અરુંધતી સાથે દ્વિજેંદ્ર. ૨
આવ્યા દેવ ગુરુની સંગે છે તારા,
ત્યાં તો દેવી ને દેવ મળ્યા સહુ સારા;
વહ્નિ વાયુ વરુણ આવ્યા યમરાય,
ભંડારી તો શિવના કુબેર કહેવાય. ૩
ગુણી ગાંધર્વ જન નર અપ્સરા જાતિ,

પિત્રી પન્નગ ગુહ્ય નાના રે જાતિ;
દિક્‌પાળ મળ્યા સહુ વૃંદે વૃંદ,
કલ-ગાન કરે ઉર પરમ આનંદ. ૪
દેવદુંદુભી નૌતમ નાદ અપાર,
સુર સુંદરી ગાન કરે અતિસાર;
વરને જોઈ જોઈ હાસ્ય કરે સુરનારી,
વરને લાયક કન્યા હશે કેઈ સારી. ૫
તપ કીધાં હશે જેણે ઉગ્ર અપાર,
તે તો ભામિની વરશે આવો ભરથાર;
વ્રત કીધાં હશે જેણે કોટીક ભારી,
કર ગ્રહશે આ વર તો તેજ કુમારી. ૬
એમ હાસ્ય કરી કરી લેછેજી તાળી,
જુએ વારંવાર શંકરને ન્યાળી;
ચાલી જાન નિશાન અનેક બજાવી,
એ તો વાત વિષ્ણુને હૃદે નવ ભાવી. ૭
સુર માત્રને કીધી હરિએ રે સાન,
જૂથ જૂદાં પાડીને ચલાવોજી જાન;
મનમાંહે સમજી ગયા મહાદેવ,
સદા કૌતકી છેજ હરિની ટેવ.
મહાદેવે મહાગણ તેડી રે લીધા,
જૂથ જૂદાં પડી પંથે ચાલ્યા છે રે સીધા. ૮

વલણ

જૂદાં ચાલે પંથમાં, જુએ કૌતક ગામે ગામ રે;
હવે હીમાલયની કહું કથા, રચી શોભા તેને ધામ રે. ૧

## કડવું ૧૧ મું

### રાગ ધોળ

કોડે લખી કંકોતરી તેડયા છે મેનાના તાત રે,
પરવત તેડયા પૃથ્વીતણા તેડયા છે સાગર સાત રે;
સરોવર સરિતાઓ મળી વિધવિધ તેડયાં છે વન રે,
નરતનુ ધરી નરનારીઓ નોતરે આવ્યા છે જન રે. ૧
કંચન કળશ સોહાવીયા બાંધીયાં તોરણ બહાર રે,

ધામ ઉપર ધજા ફરફરે ચિત્ર તો ચીતર્યાં સાર રે;
ચોક પૂરાવ્યા રે મોતીએ માનુની મંગળ ગાય રે,
શોભા કરી બહુ શેહેરની હૈયે તો હરખ ના માય રે. ૨
બાગના ચંદન બેહેકતા લીપી છે કંચન ગાર રે,
કીચ થયો છે કસ્તૂરીનો સુગંધી સિંચી છે સાર રે;
મંગળ દ્રવ્ય મંગાવીયાં શ્રીફળ ફોફળ પાન રે,
સોળ વરસની સુંદરી કરે રવકોકીલા ગાન રે. ૩
કુમકુમ કેસર છાંટીયાં રોપ્યા છે કદળીના સ્તંભ રે,
મંડપ છાયો છે મોગરે નૌતમ નાચે છે રંભ રે;
મણિતણાં તોરણ બાંધીયાં જરકસી ચંદરવા ચીર રે,
વાજાં વાગે વિધવિધ તણાં થઇ રહી શોભાની સીર રે. ૪
નવે નિધિ ને અષ્ટ સિદ્ધિઓ આવીને ઉભી છે ત્યાંય રે;
ન્યૂન નહિ એક વાતની જગદંબા જન્મી છે જ્યાંય રે. ૫

રાગ પ્રભાતનું ધોળ

રચ્યો માંડવડો સાર રે,શોભાનો નહીં પાર રે,
કંચન કેરે તારે હીરા સાંધીયા રે;
ફાટીક મણિના થંભ રે, કંચન કદળી ખંભ રે,
હીમતણી દોરીયે બંધ બાંધીયા રે. ૧
વિધવિધ મણિ વીતાન રે,નીલમણિનાં પાન રે,
વિચિત્ર વેલીની ગુંથી ગુંથણી રે;
ફાટિકમણિનાં ફૂલ રે, કીધાં કમળ અમૂલ રે,
ભ્રમર ગુંજારવ કરતાં શોભા ઘણી રે. ૨
નીલમણિના મોર રે, સારસ હંસ ચકોર રે,
કળકેરે જોરે રે કોયલ રવ કરે રે;
વિધવિધનાં વિહંગ રે, અવનવા છે રંગ રે,
પવનનો સાંચો ચારેમેર ફરફરે રે. ૩
ફરતો ફૂલનો બાગ રે, જોઈ ઉપજે અનુરાગ રે,
કંઈ કંઈ રચના કોયે નવ જાય કળી રે;
રૂડી રચના જોઈ રે, મનડું રહે છે મોહી રે,
યુવતિયો અનેરી જુએ વળી વળી રે. ૪
માંડવડાની માંય રે,ચિત્ર ચિતરીયાં ત્યાંય રે,
અતિ અનોપમ દીસે દેવી દેવતણાં રે;

સઘળાં સુરનાં ધામ રે,કીધાં અદ્દભુત કામ રે,
વિધવિધ વાહન રચીયાં રૂડાં અતિઘણાં રે. ૫
સારંગી સતાર રે, નૌતમ નાદ અપાર રે,
ચિત્રામણમાં નાચે ત્યાં અપ્સરા રે;
નાટકશાળા સાર રે, વિધવિધ વેશ અપાર રે,
જીવતા જનના જેવા રમતા દીસે ખરા રે. ૬
મંડપ છાયો કુબેરે રે,જોઇ જોઇ બ્રહ્મા ભૂલે રે,
પાથરણાં પંચરંગી મૂક્યાં પાથરી રે;
મણિ તણી છે જોત્ય રે, અખંડ ઉદ્યોત રે,
વિશ્વકરમાએ રચના કરી ખરી રે. ૭
માનુની મંગળ ગાયરે,ફોફળપાન વહેંચાય રે,
ગોત્રજ થાપીને પૂજ્યા ગણપતિ રે;
ચંદરવા બંધાય રે, ચોરીઓ રચાય રે,
ગૃહશાંતિ કરીને દાન દીધાં અતિ રે. ૮
કુળરીતિ કરાવી રે, વરધો ભરાવી રે,
રસોઇઓ રચાવી રૂડી રીતથી રે;
પૂરજનને જમાડી રે, વાજીંત્ર વજાડી રે,
પારવતીને પીઠી ચોળી પ્રીતથી રે. ૯
એટલે આવી જાન રે,શબ્દ સાંભળ્યો કાન રે,
સામૈયે જવાને સઘળા સજ થયા રે;
વાજીંત્ર વગડાવ્યાં રે, વાહન મંગાવ્યાં રે,
જાન લેવાને માટે આગેવાન ગયા રે. ૧૦

ઢાળ

આગેવાનોએ જાનની શોભા રે જોઈ,
દીઠા વિષ્ણુ વિરંચી રહ્યા મન મોહી;
ઇંદ્રાદિક શું દિક્પાલોને દીઠા,
શોભા જોઇ જોઇ મનમાં લાગ્યા બહુ મીઠા. ૧
આગળ જોતાં તો વરરાજા આવી રે ચઢીયા,
વાહન ભડક્યાં ને મૂર્છા પામી સહુ પડીયા;
નાઠાં બાળક ત્યાં થકી લેઈને પ્રાણ,
માત તાતને ઘેર કર્યું જઈ જાણ. ૨
અતિ ત્રાસથી થર થર કંપે છે કાય,

છળ્યાં છોકરાં શ્વાસ મુખે નવ માય;
પૂછે માતાઓ બાળને લઈ ઉછંગ,
શા કારણથી સુત કંપે છે અંગ. ૩
સુણી બાળક વદે એવી રે વાત,
જાન આવે થશે પૂરમાં ઉતપાત;
એ તે જાન આવે છે કે જમની રે ધાડી,
નિશ્ચય નગરી તો બધી થશે રે ઉજાડી. ૪
વર વરૂવો ને બુઢ્ઢો બળદ અસવાર,
નગ્ન જટીલ ભયંકર અંગે રે છાર;
ડાક ડમરૂ ત્રિશૂલ ને મુંડની માળ,
જાણે કરવાને આવે છે લોકનો કાળ. ૫
હવે પુણ્ય પુરાતન કીધેલાં જેહ,
જોશે જાનને જીવતાં રહેશેજ તેહ;
એવી વાત ધરોધર બાળક કહે છે,
તેનાં માત પિતા ઘણી ધારણા દે છે. ૬
આગેવાનોએ જાન ઉતારે રે આણી,
પછી પાયાં સરવને ત્યાં ખાંડ પાણી;
વાજાં વાગ્યાં ને વળીયાં નિશાંને રે ધાય,
આવી તોરણે ઉભા સદાશિવ રાય. ૭
સાસુ પોકણાં લેઈને રે પાંકવા જાય,
તે અવસર મેનાને હરખ ન માય;
કરમાં કંચન થાળ ને જળની રે ઝારી,
વાજે વાજીંત્ર ગીત ગાયે ઘણી નારી. ૮
વેશ વરનો તો દેખી સાસુજી છળીયાં,
લાગી મૂર્ચ્છા ને તત્ક્ષણ ધરણી રે ઢળીયાં;
ભય પામીને ભામિનીઓ ગઇ ભાગી,
મેના મંદિરમાં રહી રોવા રે લાગી. ૯
વર પાછા ફરી જાનીવાસે પધાર્યા,
ઘણા લોક હસી હસી જોઇ જોઇ હાર્યા;
પસ્તાવો કરે છે પારવતીની માતા,
આવો વર કેમ કરમે લખ્યો વિધાતા. ૧૦
કંહોજી નારદિયાનું મેં શું રે બગાડયું,

મારૂં વસ્તુ ભવન એણે ઉજડ પાડ્યું;
કર્યો ઉપદેશ તપનો આવા વર સારૂ,
એવું ધૂર્ત નારદિયાનું કામ નકારૂ. ૧૧
જઈ પારવતીને ખોળે બેસારી,
મારી પુત્રી તું કષ્ટ કરી કરી હારી;
મુનિવચન પામીને મહાદુઃખ પામી,
તારે કરમે લખ્યો કેમ આવો રે સ્વામી. ૧૨
વર વરૂવો નિર્લજ નહિ મોહ ને માયા,
અતિ વેશ અમંગળ નગ્ન છે કાયા;
પડું પાવકમાં મરૂં જળનિધિ બુડી,
એવા વરને ન આપું આ કન્યા રે રૂડી. ૧૩
પડું પરવતથી વિખ ઘોળીને પીવું,
એને પરણાવું નહિ હું જ્યાંલગી જીવું;
એવું સાંભળી બોલી પારવતી રે માત,
એવું અજ્ઞાન તારે ના આણવું માત. ૧૪
લખ્યું દુઃખસુખ જેવું વિધાતાએ ભાલે,
કોથી મિથ્યા ન થાય કયમે કો કાલે;
ટાળ્યું તો નવ ટળતુંએ કોયથી ટાંક,
માટે માત ન કાઢીએ કોયનો વાંક. ૧૫
સારૂં નરતું લખ્યું હશે કરમની માંય,
જ્યાં જાય ત્યાં તેવું મળશેજી ત્યાંય;
એવું જાણીને જોવા મળ્યા બહુ લોક,
દુઃખી દેખી મેનાને કરે સૌ શોક. ૧૬
એણે અવસરે નારદજી ત્યાં આવ્યા,
વળી સપ્તઋષિને તે સાથે લાવ્યા;
દુઃખી દેખી મેનાને બોલ્યા મુનિ વાત,
સુણો પુત્રીના પૂરવજનમની રે વાત. ૧૭
એ તો પુત્રી તમારી છે આદિભવાની,
કહું પૂરવની વાત લેજો મન માની;
એ તો દક્ષસુતા જગદંબા રે દેવી,
તે જનમે તો શિવને વરી હતી તેવી. ૧૮
ભોમિ ઉપર જ્યારે થયો ઘણો ભાર,

રઘુવંશમાં રામે ધર્યો અવતાર;
પિતાવચન માટે તે વસ્યા વનમાંય,
કર્યું રાવણે હરણ સીતાનું રે ત્યાંય. ૧૯
અતિ વિકળ થઇ રઘુનાયક રોતા,
જાળે જાળે તે ફરતા સીતાને જોતા;
તેવે શિવેને સતીએ જોયા તે ઠામ,
કર જોડી કર્યો મહાદેવે પ્રણામ. ૨૦
કહ્યું પૂરણ બ્રહ્મ ચિદાનંદ જ્યારે,
નર દેખીને વિસ્મે થઈ સતી ત્યારે;
તેની લેવા પરીક્ષા પોતે મન ધરીયું,
જઇ આગળ રૂપ સીતાજીનું ધરીયું. ૨૧
તે દોષે તજી સતીને શિવે ત્યાંય,
તજ્યો દેહ પિતાતણા યજ્ઞની માંય;
ફરી જનમી છે આવી તમારે દેહ,
છે શિવની પ્રિયા તો ભવોભવ એહ. ૨૨
મુનિવચન સુણી હરખ્યા પિતુમાત,
એ તો પ્રગટ થઇ સહુ પૂરમાં રે વાત;
માતપિતાએ પૂજ્યા એ દેવીના પાય,
નરનારીને ઉલટ અંગ ન માય. ૨૩

**વલણ**

ઉલટ વાધ્યો અંગમાં, પછે પરણશે શિવરાય રે;
કહે છોટમ પ્રીતે કરી, સહુ જાન જમવા જાય રે. ૧

## કડવું ૧૨ મું

**રાગ—મારી ઓખાબાઈ સલુણા.**

આવી જમવાને શિવની રે જાન, વાજે વાજાં અનેકવિધાન;
કરે માનુની મંગળ ગાન, ગિરિએ કીધાં ઘણાં સનમાન. ૧
દૂધે ધોયા છે સરવેના પાય, સહુને ઉલટ અંગ ન માય;
અતિ ઉત્તમ આસન દીધાં, અંગે ચંદન લેપન કીધાં. ૨
ચંપા મોગરા કેરા રે હાર, સહુને કંઠે આરોપ્યા રે સાર;
મંડપ મધ્યે કુમતડાં રે લેહેકે, કસ્તૂરી અરગજા રે બેહેકે. ૩
સિંચી સરસ સુગંધી ચોપાસ, તેની આવે અનોપમ વાસ;

માંડવો છે ઝાક ઝમાળ, થઈ પંગતી પરમ વિશાળ. ૪
પાકશાસ્ત્રની રીતિ પ્રમાણે, કીધી રસોઈ ચતુર સુજાણે;
પીરસનારા પરમ ગુણવંત, જેનાં ચોફેર ફરતાં ચિત્ત. ૫
બહુ જાતિ તણાં પકવાન, એનો સ્વાદ અમૃતની સમાન;
દળ ખાજાં જલેબી શેવૈયા, મોતીચૂર લાકડસાઈ કરીયા. ૬
મગદળ ને શેવો દલ ખાસાં, બરફી ઘેબર પેંડા પતાસાં;
તળ્યાં ચૂરમાં સાકર ભેળી, કર્યાં ગોળનાં મીસરી મેળી. ૭
સાટા સૂત્રફેણી ને ગુંદરપાક, બીજા પાક બનાવ્યા અથાક;
ગળ્યો મોળો કેસરીઓ બીરંજ, શીરો સાકરનો મનોરંજ. ૮
સેવ રોટલી પૂરી કચોરી, વડાં વેઢમી ઘી માંહે બોળી;
સાકર કંસારને ઘૃત સેવ, જોઈ રોટલી રીઝયા રે દેવ. ૯
માલપુડા પુડા ને પૂરણ પોળી, તે તો ગાયના ઘીમાં ઝબોળી;
ગળપાપડી કીધી છે એવી, તલસાંકળી કીધી છે તેવી. ૧૦
દૂધપાકમાં સાકર ભેળી, માંહી દ્રાક્ષ ચારોળી રે મેલી;
શીખંડ દહીથરાં ને ધારી, ફૂલવડી કરી છે રે સારી. ૧૧
પત્તરવેલીયાં પાપડ તળીયા, સેવગાંઠીયા મશાલે મળીયા;
ચણા વાલ વટાણા વધાર્યા, સારા લીલવા તેલે સુધાર્યા. ૧૨
ભાત્ય ભાત્યનાં ભજીયાં અપાર, શાકભાજી તણો નહિ પાર;
આંબારસ ને રોટલી સારી, કેળાં રોટલી છે સુખકારી. ૧૩
આદા અળવીનાં ભજીયાં સુંવાળાં,તળ્યાં પરવળ સુરણ રતાળાં;
વંત્યાક ને વાલોળો વધાર્યાં, કંકોડાં ને કારેલાં સુધાર્યાં. ૧૪
કોળાં ગલકાં ને તુરીયાં, ચોરાફળી ગવારફળી મળીયાં;
ભલા ભીંડા વળી છે તે સાર, વિધવિધ શાકોમાં કીધા વધાર. ૧૫
મેથી તાંદળજા ભાજીયો કરીઓ, દૂધી રાયતાં મૂળા મોગરીઓ;
વળતી મૂક્યાં અથાણાં અપાર, સહુ જમતાં લાગે ઘણી વાર. ૧૬
કઠણ દાળ કઢીને રે ભાત, તેના સ્વાદની શી કહું વાત;
પંખાળીનો ભાત પીરસાય, વળી દૂધ સાકર મૂકાય. ૧૭
જમણવાર તો કીધી છે સારી, ગાળો ગાય નારી ગાનારી;
ગંગાજળ કેરાં નિર્મળ પાણી,સહુને આપ્યાં છે ઉલટ આણી. ૧૮
શુદ્ધ આચમન સરવે રે કીધાં, પછી પાનનાં બીડાં રે દીધાં;
જમીને જાન ગઈ જાનીવાસે, સહુ પામીયા પરમ ઉલ્લાસે. ૧૯

વલણ

ઉલ્લાસ મનમાં અતિઘણો, હૈયે હરખ ન માય રે;
સ્વરૂપ બદલ્યું શંકરે, જોઈ સાસુને સુખ થાય રે. ૧

## કડવું ૧૩ મું

રાગ ધોળ

મહાદેવે તો રૂપ મનોહર કીધુ રે,
હવે સરવે દેવનું કારજ સીધ્યુ રે;
શિરપર ખુંપ કુસુમનો છાજે રે,
તેની ઉપર મણિમય મુકુટ વિરાજે રે. ૧
વદન વિલોકી શરદચંદ્ર છબી હારી રે,
કરણે કુંડળ લળકે મહાદ્યુતિકારી રે;
મનોહર નાસા ને નયન વિશાલ રે,
જળહળે બાલ માય કર ભાલ રે. ૨
કુમ્ કુમ્ તિલક લલિત કપોળ રે,
ઓપે અતિ અધર અરૂણ રંગ ચોળરે;
કંઠે મણિમુક્તા કુસુમના હાર રે,
પ્રલંબ છે બાહુ ને હૃદય ઉદાર રે. ૩
ભુજે મણિ ભૂષણ ઉપવિત અંગ રે,
અંગોઅંગે વારીયે અનેક અનંગ રે;
કટી સૂત્ર તડિત પીતાંબર રાજે રે,
ચરણે તો નેપુર ઘુઘર વાજે રે. ૪
મનોહર મંગલ મૂરતિ કિશોર રે,
નખ શિખ શોભા સકળ ચિત્ત ચોર રે;
પ્રીતિ અતિ પારવતીની જાણી રે,
છોટમ સુંદર રૂપ ધર્યું શૂલપાણી રે. ૫

રાગ ધોળ—ચોપાઈ ત્રિતાલ

શંકરવર વરઘોડે રે ચઢીયા, સૂરના શત્રુને ધ્રાસકા પડીઆ;
શિવની પચરંગી છે રે ઘોડી, ઉપમા જે કહીએ તે તે થોડી. ૧
એનો અતિ ઘણો વેગ અપાર, તેણે મોહ્યો સકળ સંસાર;
એ તો દીસે અનોપમ અંગે, સહુ દેવ રહ્યા છે રે સંગે. ૨
એના ચાર ચરણ કહેવાય, એ તો અવનિ ન સ્પર્શે પાય;

ૐકારરૂપી છે પલાણ, ઉપર શંકર બેઠા સુજાણ. ૩
ચારે વેદ વદે જસ જેના, ચંદ્ર સૂર્ય મશાલચી જેના;
પંખો પવન કરે છે સાર, તેના ઇંદ્ર ધરમ છડીદાર. ૪
છત્ર તારામંડળ છે શીશ, એવા અખિલ ભુવનના ઈશ;
યશ શારદા શેષ ઉચારે, ગાયત્રીજી લૂણ ઉતારે. ૫
જેને વિજળી ચમ્મર વાહાય, મેઘ છાંટણાં કરતા જાય;
શચી સાવિત્રી લક્ષ્મીજી જેવી, ગાય ગીત મનોહર દેવી. ૬
જાનૈયા છે સૂરગણ સાથે, નાણાં કુબેર ભંડારીને હાથે;
ભૈરવ બંદુકો ભુંગળાં છોડે, વાજાં વાજે તે છત્રીસ કોડે. ૭
એમ કરતા તે તોરણે આવ્યા, ભલા ભલાના મનમાં ભાવ્યા;
સાસુ પ્રેમસુ પોંકવા આવી, વર મોતીડે લીધા વધાવી. ૮
હળ મુસળે પોકણાં કીધાં, ઇંડી પિંડી ઉછાળીને દીધાં;
શરીયો સંપુટ રવઈયા ત્રાક, પછી નિરખીને સાર્યુ રે નાક. ૯
ભવબંધન સંકટ ફેડી, પછી વરને તે લીધા તેડી;
વળી સાળે કટારી રે લીધી, તેને મોજ સદાશિવે દીધી. ૧૦
પધરાવ્યા છે માંઘરા માંય, જેજેકાર થયો છે રે ત્યાંય;
બેઠા આસને શંકરરાય, જન છોટમ તે જશ ગાય. ૧૧

રાગ ધોળ

હવે પારવતીની શોભા સુંદર શી કહું રે,
એનું વર્ણન કરતાં વેદ ન પામે પાર;
સતીશિરોમણિ બાળા સુંદરી રે,
એનું સ્વરૂપ જોઇને બ્રહ્માદિક ભૂલા પડે રે;
એ તો ઉદ્ભવ વૈભવ પરાભવની કરતાર. સતી૦ ૧
એની વેણીએ તો વાસુકી લજાવીયો રે,
એને માથે સુંદર મણિ જડેલો મોર;
એના મુખની ઉપર વારૂં કોટી ચંદ્રમા રે,
એનું દર્શન કરતાં બાળે પાપ અઘોર. સતી૦ ૨
કોકીલવેણી ને મૃગનેણી મનોહર દીસતી રે,
એની નાસિકાથી લાજે શુક સંચ;
એના દંતકેરી પંક્તિ દાડમ કેરી કળી રે,
એ તો સૃજનારી સહુ સૃષ્ટિનો પ્રપંચ. સતી૦ ૩
એના ગંડસ્થળ પર શોભે શામ બિંદલી રે,

એની ભ્રકુટી તો ધનુષ તણો આકાર;
એના અધરરંગે બિંબાફલ લજાવીઆં રે,
એના ઉર પર હીરા હાટક મણિના હાર. સતી૦ ૪
એને હાથે કંકણ ચુડી રૂડી ચળકતી રે,
નવરંગ ચોળી ચરણા પાનેતરનાં ચીર;
કટી કેસરી મનોહર કુંજરગામિની રે,
એનું ચંપકવરણું શોભે છે શરીર. સતી૦ ૫
એને અંગોઅંગે કોટીક રતિયો વારીએ રે,
એને કંઠે શોભે કુસુમકળીના હાર;
હાથે મીંઢળ ને બાજુબંધ બાંધ્યા બેરખા,
જન છોટમ કહે એની સુંદરતા અપાર. સતી૦ ૬

વલણ

સુંદર શોભા પારવતીની, કવિયે કહી નવ જાય રે;
માંહ્યરામાં પધરાવીયાં, પછી માનુની મંગળ ગાય રે. ૧

## કડવું ૧૪ મું

### રાગ સીતામંગળ

જાતી વેદશિરા મુનિ આવ્યા છે ત્યાંય,
રચી ચોરી મનોહર મંડપ માંય;
પછી કન્યાને માંયરામાં પધરાવ્યાં,
સુવર્ણ માંચીએ પાટ પાથરણાં પથરાવ્યાં. ૧
સાવધાન સમયે વરતે કહેતા રે જાય,
મળી માનુની ગીત મનોહર ગાય;
ગોત્ર શાખા ઉચ્ચાર કરે મુનિવૃંદ,
જોઈ કન્યાને પામ્યા છે દેવ આનંદ. ૨
હીમવંત ને મેનાજી પાસે રે આવ્યાં,
આદ્ય ગણપતિપૂજન પ્રેમે કરાવ્યાં;
વરકન્યાના પ્રીતે પખાળ્યાજી પાય,
વળતી વિપ્રનાં વરણુ કર્યાં ગિરિરાય. ૩
વર સામું કન્યાનું તો આસન કરીયું,
એક વસ્ત્રતણું તો અંતરપટ ધરીયું;
હીમવંતે ગ્રહ્યો કુસ કન્યાનો પાણી,

પછી શિવને સમર્યા છે ઉલટ આણી. ૪
સ્વસ્તીવાચન વિપ્ર ભણે છેજી સાર,
વેદમંત્રતણો બહુ થાય ઉચ્ચાર;
અગ્નિ સ્થાપન કીધા છે ચૉરીની માંય,
પછી જવ તલ ને ઘૃત હોમે છે ત્યાંય. ૫
વરકન્યાને વળતી બેસાર્યાં છે જોડે,
મધુપર્ક ને મંગળ વરતાયાં કોડે;
વાજે વાજીંત્ર આનંદ ઓચ્છવ થાય,
જન છોટમ તે જશ પ્રેમસુ ગાય: ૬

રાગ ધોળ

પાવક ફેડે પ્રદક્ષિણા વર કન્યાને જે થાય રે;
છેડા ગાંઠી ફરે ભામની મંગળ વરતાયાં કહેવાય રે. ૧
પહેલું તે મંગળ વરતીયું આપ્યાં છે ઉત્તમ દાન રે;
ગજ રથ ઘોડા ને પાલખી શક્રના વૈભવ સમાન રે. ૨
બીજું ને મંગળ વર્તીયું આપ્યાં છે અતિભલાં ચીર રે;
શાલો દોશાલા ને પામરી જરકશી ઉન ને હીર રે. ૩
ત્રીજું ને મંગલ વરતીયું,આપ્યાં છે ભોમિનાં દાન રે;
કુમકુમ કેસર ઘોળીયું થઇ રહી રંગની રેલ રે. ૪
જાનૈયા પૂરજન મળી કરે ઘણા કૌતકી ખેલ રે;
વાજીંત્ર વાજે અતિ ઘણાં ગુણીજન ગાય છે ગીત રે,
મંગળ ગાય છે માનુનિ કરી સહુ કુળ કેરી રીત રે. ૫

રાગ-રંગ રસનો

રંગ તુને રંગ તુને વેહેવાઇ રે, જે ઘેર પારવતીજી જાઈ રે,
જેને મળ્યા શંકર સરખા જમાઈ રે. રંગ૦ ૧
રંગ તેને રંગ તેને ભાઈ રે, સહુ કીધી સફળ કમાઇ રે,
જેની શુભ કીરતિ સઘળે છવાઇ રે, લક્ષ્મી ને શારદા આવ્યાં ધાઇ રે
જેના જશ કવિજન કહે છે ગાઇ રે. રંગ૦ ૨
રંગ તુને દે છે સૂરનો સાથ રે, જેનો જશ બોલે વૈકુંઠનાથ રે,
રંગ તેને રંગ તેને દેવા રે, જેના ગુણ ગંભીર સાગર જેવા રે,
જેણે કરી સજ્જનજનની સેવા રે. રંગ૦ ૩
રંગ જેને હ્રદયે સારો બોધ રે,કર્યો જેણે નવીન વિદ્યાનો શોધ રે,
રંગ તેને રંગ તેને કહીએ રે,

સારા ગુણ સઘળા જેને હૈયે રે. રંગ૦ ૪
રંગ તેને રંગ તેને બહુ વાર રે, જેને હૃદયે નિર્મળ તત્ત્વ વિચાર રે,
રંગ તેને રંગ તેને પૂરો રે,
પરદુઃખભંજન દાતા ને શૂરો રે. રંગ૦ ૫
રંગ તેને દે છે સઘળું જગ્ત રે, સતવ્રતધારી ને સાચા રે ભક્ત રે,
રંગ જેણે યોગકળાઓ સાધી રે,
લીધા જેણે ઈશ્વર એક આરાધી રે. રંગ૦ ૬
રંગ જેણે મન ઇંદ્રીને જીતી રે, રંગ જેને ધર્મ ઉપર દૃઢ પ્રીતિ રે,
રંગ જેને સઘળા લોક સરાયે રે,
જેના જશ સઘળા ગુણીજન ગાયે રે. રંગ૦ ૭
રંગ રંગ તે જનનીની કુખ રે, જેને પુત્રે ટાળ્યાં જેનાં દુઃખ રે,
જેથી સુખ પામે સહુ સંસાર રે,
છોટમ તેને રંગ અનંત અપાર રે. રંગ૦ ૮

વલણ

થાપા દીધા રંગના, દીધાં જાચકને બહુ દાન રે;
સજ્જન સરવેને મળી, વિદાય કીધી જાન રે. ૧

## કડવું ૧૫ મું

રાગ ધોળ

હવે માતાજી કહે છે પુત્રી માહારી રે,
મારી બેની સાંભળ શિખામણની વાત,
મારી લાડકવાઇ લાડણી રે. ટેક
પરને આધીન રેહેવું જુવતીને જીવતાં લગી રે,
એવી સરજી વિધિયે નારી કરી જાત્ય. મારી૦ ૧
મારી બેહેની સારા ગુણથી સુખમાં રહીએ સાસરે રે,
નરતા ગુણથી દુઃખ પામીને થાય નિરાશ. મારી૦ ૨
બેની સ્વામીની તો સેવામાં રહીએ સદા રે,
સરવે સાસરીયાંને દઈએ સારૂં સુખ. મારી૦ ૩
પ્રીતે પતિવ્રતનો ધર્મ નિરંતર પાળીએ રે,
કોઇને કશી વાતથી કાંય ન કરીએ દુઃખ. મારી૦ ૪
બેહેની સ્વામીના ગુણ અવગુણ સઘળા સાંખીએ રે,
પરની આગળ જઇ નવ કરીએ ઘરની વાત. મારી૦ ૫

ભુંડું સ્વામીનું કોઇ આગળ જઈ નવ ભાખીએ રે,
મેલાં ઘેલાં થઈ નવ ફરીએ દિન રાત. મારી૦ ૬
સારી રીતે ઘરનું કારજ સહુ સંભાળીએ રે,
લીંપી ગુંપી સઘળે કરીએ ઝાકઝમાળ. મારી૦ ૭
કડવું વચન જીભેથી કોઇ આગળ નવ કાઢીએ રે;
કોઈને કોઈ કાળે નવ દઇએ ગંદી ગાળ. મારી૦ ૮
બેહેની ભરત ચિત્ર ને ભણતર સઘળાં શીખીએ રે,
નવરાં બેસીને નવ રહીએ એક લગાર. મારી૦ ૯
સારા હુન્નર વિદ્યા શીખીને સુખમાં રહીએ રે,
ઈશ્વરનું આરાધન કરીએ વારંવાર. મારી૦ ૧૦
આળસ અંગવિષે તો બ્હેન રતિ ના આણીએ રે,
વિધવિધ ગ્રંથો વાંચી તજીએ સઘળા વેહેમ. મારી૦ ૧૧
જુગમાં સરવ પુરુષને પુત્ર ભ્રાત સમ જાણીએ રે,
પૂરણ રાખી રહીએ પતિપદ સાથે પ્રેમ. મારી૦ ૧૨
પૂરણ પવિત્રતાથી અંગે રહીએ ઉજળાં રે,
તજીએ પાપ કરમ ને ભજીએ નહિ પાખંડ. મારી૦ ૧૩
સારાં સુકૃત સજીએ સુધરમથી ધન મેળવી રે,
સુખ દુઃખ સમ જાણીને ભજીએ બ્રહ્મ અખંડ. મારી૦ ૧૪
કુલટા સ્ત્રીને તો અંગે પણ અડીએ નહિ રે,
જુઠી જુવતીની તો સાંભળીએ નહિ વાત. મારી૦ ૧૫
નિજ ધર્મ નિરંતર પ્રીત કરીને પાળીએ રે,
કોય સમે નવ કરીએ કોઈ જીવની ઘાત. મારી૦ ૧૬
બેહેની અજ્ઞાને મેં તુજને નવ ઓળખી રે,
તું તો આદિભવાની અખિલ જગતની માત. મારી૦ ૧૭
બેહેની મેં તો જાણ્યું પુત્રી છે તું માહરી રે,
સાચી જાણી દેવી નારદે કહી વાત. મારી૦ ૧૮
બેહેની શિખામણ તો કહી સંસારી જીવને રે,
તું તો જગતજનેતા સકળ કળા ગુણ જાણ. મારી૦ ૧૯
તું તો ચિદાનંદની શક્તિ સાચી ઈશ્વરી રે,
તારૂં જન છોટમ શું કરી શકે વખાણ. મારી૦ ૨૦

રાગ—ધોળ

વળતી પારવતી ચાલ્યાંજી સાસરે,

મળી આશિષ દે એની માત, વિવિધ કહી વાત,
કુશલ રહેજો કુંવરી. ટેક
પ્રીતે આપી ઘણી પહેરામણી,
વળી વિનય કર્યા બહુ વાર છો પ્રાણ આધાર, કુશલ૦ ૧
શિવે જાચક સકલ સંતોષીયા,
આપ્યાં વિપ્રોને અતિઘણાં દાન, કર્યા ધનવાન, કુશલ૦ ૨
અતિ સ્નેહ જાણીને સુતાતણો,
મળી ધીરજ આપે છે માત, વદે રૂડી વાત. કુશલ૦ ૩
બેહેની અખંડ હેવાતન તમતણાં,
ભલે પામ્યાં અમર ભરથાર, અખંડ વિહાર, કુશલ૦ ૪
બેની અમરાવતીથી અધિક ઘણો,
કહાવે એવો ગિરિ કૈલાસ, સદાશિવનો વાસ, કુશલ૦ ૫
બેહેની ઇંદ્ર ઉતારે છે આરતી,
ભણે બ્રહ્મા નિરંતર વેદ, કશો નથી ખેદ, કુશલ૦ ૬
બેહેની મહાગણ સેવે મહાદેવને,
આવે દર્શને દેવી ને દેવ, કરવા સહુ સેવ, કુશલ૦ ૭
અક્ષય પાત્ર છે શિવજીને આંગણે,
કામધેનુ કલ્પતરુ સાર, ચિંતામણિ ધાર, કુશલ૦ ૮
ત્યાં તો આનંદ થાય અતિઘણો,
મનવાંચ્છિત ભાવતા ભોગ, વ્યાપે નહિ રોગ, કુશલ૦ ૯
ત્યાં તો પરિમલ છે બહુ પુષ્પના,
બારે માસ ખીલે છે વસંત, એવું સુખ અનંત, કુશલ૦ ૧૦
ત્યાં તો વાયુ ત્રિવિધિનો વાય છે,
સારો શીતળ મંદ સુગંધ, હરે દુઃખ ગંધ, કુશલ૦ ૧૧
ત્યાં તો મેળો મળે મહાજન તણો,
થાય તાંડવ નૃત્યના તાન, વાજીંત્ર ને ગાન, કુશલ૦ ૧૨
અતિ ઉગ્ર તપે એ તો પામીએ,
કરે જપ તપ સાધન જોગ, ભોગ વૈભોગ, કુશલ૦ ૧૩
એવું વર્ણન કરીને પાછાં વળ્યાં,
જુગતે વિદાય કરી સહુ જાન, શંકર ભગવાન, કુશલ૦ ૧૪
શિવની આજ્ઞા માગીને સહુ દેવતા,
ગયા પોતપોતાને ધામ, સર્યાં સહુ કામ, કુશલ૦ ૧૫

રહ્યાં શિવ ને પારવતી કૈલાસમાં,
કરે નિત્ય નિત્ય નવલ વિહાર, આનંદ અપાર, કુશલ૦ ૧૬
એમ કરતાંમાં વીત્યાં વરસ ઘણાં,
પછી પુત્ર પ્રકટયો ખટમુખ,ટાળ્યાં દેવનાં દુઃખ,કુશલ૦ ૧૭
એવો વિવાહ કર્યો મહાદેવનો,
પ્રેમે શીખે સુણે ને જે ગાય, સફળ ઈચ્છા થાય, કુશલ૦ ૧૮
સંવત ઓગણીસે એકવીસમાં,
આસો સુદી દ્વિતીયા ગુરુવાર, કર્યો એ વિચાર, કુશલ૦ ૧૯

ઈતિ શ્રી શિવવિવાહ સંપૂર્ણ



# ૧૦-ચિત્રભાનુનું આખ્યાન

## સર્ગ ૧ લો

### દોહા

પ્રથમ ગુરુ ગોવિંદને, પ્રેમે લાગુ પાય;
ઉત્તમ બુદ્ધિ ઉપજે, જડતા સઘળી જાય. ૧
કરુણાસિંધુ કૃપા કરી, કરો રુદેમાં વાસ;
ગાવા ગુણ હરિભક્તના, પ્રગટે બુદ્ધિ—પ્રકાશ. ૨
વળતી કહું વિધિએ કરી; કથા પુરાતન એક;
મહિમા તારકમંત્રનો, સુણતાં વધે વિવેક. ૩
અવની ઉપર આવીઓ, કઠણ મહાકલિકાળ;
પાપપરાયણ જન થયા, નરનારી વૃદ્ધ બાળ. ૪
સ્વર્ગે કોય ન સંચરે, જમના પુરમાં જાય;
પડે નરકના દુઃખમાં, પાપે બહુ પીડાય. ૫
દૂત ઘણા જમરાયના, તેણે કર્યો વિચાર;
ઝાઝા જીવ ભેળા થયા, કરવો કોણ પ્રકાર. ૬
ચિત્રગુપ્ત નામે હતો, પાપ—પુણ્ય લખનાર;
દૂત સરવ જમરાયના, આવ્યા તેણે ઠાર. ૭
કહો હાવે શું કીજીએ, આવ્યા જીવ અપાર;
અમે સરવ થાકી ગયા, મારી સહુને માર. ૮
કુંડ ભરાયા નરકના, તેમાં જીવ ન માય;
જુક્તિ બતાવો જો તમે, કરીએ તેજ ઉપાય. ૯
ચિત્રગુપ્ત વળતો કહે, ઉપાય કહું છું એક;
જુક્તિ કોય જાણે નહિ, કરજો કરી વિવેક. ૧૦

### ચોપાઈ ત્રિતાલ

ભરતખંડની માંહ્ય વિખ્યાત, મોક્ષદાયક છે પુરી સાત;
તેમાં માયાપુરી છે નામ, ચિત્રભાનુ રાજાનો ઠામ. ૧
મહામંત્ર છે તારક જેહ, શિવ પાસેથી પામ્યો છે તેહ;
પડે જીવને કાને જ્યારે, પામે મોક્ષ તતક્ષણ ત્યારે. ૨
તેને ઝાલી લાવો અહીં જ્યારે, સરે કામ સરવનું ત્યારે;

મૂકો સંજમનીની માંય,દેખે જીવોને દુઃખીઆ ત્યાંય. ૩
દયા આવશે એને બહુ, પછી જીવ ઉદ્ધારશે સહુ;
ચિત્રગુપ્ત તણી સુણી વાત, ગયા દૂત ત્યાંહાં સાક્ષાત. ૪
માયાપુરી મનોહર ગામ, ચિત્રભાનુ રાજાનો ઠામ;
અતિ ધર્મધુરંધર ધીર, ગુણ જેના ઘણા ગંભીર. ૫
હય ગજ રથ ધન ભંડાર, એના વૈભવનો નહિ પાર;
બસે બાવન સુંદરી સાર,જાણયે રંભા તણો અવતાર. ૬
નિત્ય આનંદ લીલાલહેર, પ્રજા પાળતો પુત્રની પેર;
દાન પુણ્ય યજ્ઞ ને યાગ, નિત્ય કરતો ધરી અનુરાગ. ૭
સભા પંડિત કેરી ભરાય, બહુ ગ્રંથોની ચર્ચા થાય;
ભોગ ભોગવે થઇને વિદેહ, જાણો જનક સરીખો તેહ. ૮
એક સમે તે આણી ઉમંગ, કર્યાં ચંદન લેપન અંગ;
સારાં પુષ્પથી સજ્યા સમારી,સૂતાં નિદ્રા આવી સુખકારી.૯
જમદૂત હતા સહુ જેહ, આવ્યા ભૂપને તેડવા તેહ;
દીઠાં સ્વપ્નમાં સધળાં રૂપ, જોઈ વિસ્મે થયો મન ભૂપ. ૧૦

દોહા

ઘોર ભયંકર અતિ ઘણા, દીઠા દૂત અનેક;
નરપતિને પાયે નમ્યા, વિધિએ કરી વિવેક. ૧
કાજળથી કાળા ઘણા, વિકટ દંત વિકરાલ;
રક્ત નેત્ર બિહામણાં, જીભ્યા પાવક ઝાળ. ૨
દેખી સર્વ ડરી મરે, ફુંકે ફાટે પ્હાડ;
ઊર્ધ્વ અંગ રોમાવલિ, ઉંચા જેવા તાડ. ૩
ભૈરવ જેવા ભાળિયા, પાશ દંડ કર માંય;
વિસ્મે પામ્યો ભૂપતિ, તે દેખીને ત્યાંય. ૪
જોઇ જોઈ જમના દૂતને, ભય પામ્યો ભૂપાળ;
ઝાલી લીધો ઝડપથી, તે વેળે તત્કાળ. ૫
ચાંપે લઈને ચાલીયા, જમના પુરમોઝાર;
જોવા જમની જાતના, રાખ્યો તેણે ઠાર. ૬
દૂત સરવ મૂકી ગયા, રહ્યો એકલો રાય;
દીઠી નગરી દેવની, જોતો જોતો જાય. ૭
સુંદર સરોવર શોભીતું, કંચન ઘાટ અનૂપ;
બાગ બગીચા શોભીતા, વાવ મનોહર કૂપ. ૮

### ચોપાઇ ત્રિતાલ

જોઈ રચના તે નગરી તણી, હીરા હાટક રત્ન ને મણિ;
તેનો કોટ દીસે ચોપાસ, જેવો ચંદ્રનો હોય પ્રકાશ. ૧
મણિ કનક તણાં સહુ ધામ,અતિ અદ્‌ભુત સઘળાં કામ;
ચૌટાં ચોક શેરી ને બજાર,તેની શોભા તણો નહિ પાર. ૨
વાજે વાજીંત્ર નાદ અપાર, નાટારંગ ઘણો થેઈકાર;
નરનારીઓ પરમ અનૂપ, રતિ કંદર્પ સરખાં રૂપ. ૩
જોઈ ભૂપતિ વિસ્મય થયો, ભૂખ તરસ તે ભૂલી ગયો;
એક સુનંદ નામે દેવ, તેને આવી મળ્યો તતખેવ. ૪

### દોહા

કહે સુનંદ તું કોણ છે, શું છે તારૂં નામ;
મૃત લોકનો માનવી, કયમ આવ્યો આ ઠામ. ૧
હું રાજા ભૂતલ તણો, ચિત્રભાનુ મુજ નામ;
કોય દૂતે આણ્યો મુને, મૂક્યો આણે ઠામ. ૨
હાવે મારી શી ગતિ, કહીં રહેવાનો ઠામ;
ખાનપાન કોણ આપશે,જો નથી પાસે દામ. ૩
સુનંદ કહે આ નગરમાં,દામ તણું નહિ કામ;
જે જે પુણ્ય કર્યાં હશે, તે મળશે આ ઠામ. ૪
એ નગરી છે ધર્મની, સંજમનીપુર નામ;
પાપ પુણ્ય કીધાં હશે, ભોગવશો આ ઠામ. ૫
નીતિથી ધન મેળવે, કરે સુપાત્રે દાન;
લક્ષગણું આ લોકમાં, આપે શ્રી ભગવાન. ૬
પાપે પૈસો મેળવે, મૂકીને મરી જાય;
પાપ ભોગવે લક્ષગણું, તે પ્રાણી પસ્તાય. ૭
ધર્મવડે જે ધન રળે, ધનથી ધર્મ કમાય;
પામે સુખ આ લોકમાં, નિશ્ચે જાણો રાય. ૮

### ચોપાઈ ત્રિતાલ

કરે ધર્મની શાળાઓ કોય, વળી દેવનાં મંદિર હોય;
શ્રમ ખુલો કરીને આપે, કોય દીન તણાં દુઃખ કાપે. ૧
દેવલોકમાં આવે જ્યારે, પામે ધામ કનકનાં ત્યારે;
અન્નદાન કર્યાં હોય જેવાં, અહીં ભોજન પામે તેવાં;
દ્વિજ તૃપ્ત કર્યા હોય જ્યારે, મળે અમૃતભોજન ત્યારે. ૨

અભ્યાગતને આપ્યાં હોય અન્ન, પામે કોટીગણું તે જંન;
સુખસજ્યાઓ આપી હોય, અહીં પામે અતિ સુખ સોય. ૩
આપે વસ્ત્ર ઉપાન ને છત્ર, પરલોકે મળે તે તત્ર;
રૂડાં વાહન આપ્યાં હોય, અહીં બેસે વિમાને સોય. ૪
દીધાં હોય જો કન્યાનાં દાન, અહીં ભોગવે ભોગ નિદાન;
ભૂમિદાન કરેલાં હોય, પામે રાજાનો વૈભવ સોય. ૫
જે જે દાન કર્યું હોય રાય, તેથી લક્ષગણું ફળ થાય;
યજ્ઞ યાગ કે હોમ હવંન, કરે વેદવિધિએ જે જંન. ૬
પામે સ્વર્ગ તણું સુખ તેહ, એમાં રાખવો નહિ સંદેહ;
જેણે સેવ્યા હશે હરિદાસ, તેનો થાય છે વૈકુંઠવાસ. ૭
ભરતખંડની ભૂમિ છે સાર, તેમાં ઉત્તમ નર અવતાર;
કરી પાપ ખુએ જે મૂઢ, પામે નર્ક તણાં દુઃખ પ્રૌઢ. ૮

દોહા

પાપ કરમ જે જે કરે, પામે નર્કનિવાસ;
તે દેખાડું તુજને, જોતાં ઉપજે ત્રાસ. ૧
એમ કહી દેખાડીઆ, કુંડ નરકના ત્યાંય;
કોટી દૂત જમરાયના, તે ઉભા છે ત્યાંય. ૨
ઝાલે પાપી જીવને, હરિવિમુખ જે હોય;
મારે માર અતિ ઘણો, સહાય કરે નહિ કોય. ૩
પરધન પરદારા તણા, કપટ કરી હરનાર;
ગુરુપત્ની કે ગુરુસુતા, તેશું રમતા જાર. ૪
સાસુ ભગિની સુતવધુ, લઘુ બાંધવની નાર;
રાજપત્ની સાથે વળી, જે રમનારા જાર. ૫
મહારુરુમાં તે પડે, પામે દારુણ દુઃખ;
પાપકર્મ કરનારને, સ્વપ્ને ન મળે સુખ. ૬
ગૌ બ્રાહ્મણ કે બાળની, હિંસાના કરનાર;
નારીહત્યા જે કરે, પામે દુઃખ અપાર. ૭
કુંભિપાકમાં તે પડે, કલ્પ એક પર્યંત;
મહાપાપીના દુઃખનો, કોય ન આવે અંત. ૮
લૂંટે મારે નગરને, બાળે અન્ન ને ઘાસ;
એવા પાપી જીવનો, અસીપત્રમાં વાસ. ૯
પરદારા સંગે રમે, પરધન લૂંટી જાય;

રાજમદે થઈ આંધળા, કરે ઘણો અન્યાય. ૧૦
ખંડે મારગ ધર્મના, કરે જીવને ત્રાસ;
એવા પાપી નર તણો, વૈતરણીમાં વાસ. ૧૧
જૂઠી પૂરે સાહ્યદી, જૂઠા સોગન ખાય;
તપ્તભૂમિના દુઃખમાં, તે નર રહે સદાય. ૧૨
હણે જીવતા જીવને, કરે કપટનાં કામ;
એવા પાપી જીવનો, તામીસ્ર નરકે ઠામ. ૧૩
વેદ વિપ્ર સજ્જન તણી, નિંદાના કરનાર;
એવા પામર પામશે, મહારુરુનો માર. ૧૪
પાપભેદ આ જગતમાં, ગણતાં નાવે છેક;
નર્કતણાં દુઃખ ભોગવે, એવા કલ્પ અનેક. ૧૫
પાપીને પીડા પડે, પ્રૌઢ કરે પોકાર;
સુનંદે દેખાડીઆ, સઘળા તેણે ઠાર. ૧૬
કોય પરોવ્યા શૂળીએ, કોય વૈતરણી માંય;
કોય કુંભીપાકે પડયા, દુઃખ પામે બહુ ત્યાંય. ૧૭
ચોર જાર કપટી ઘણા, હિંસાના કરનાર;
જે દ્રોહી હરિભક્તના, તેને ઝાઝો માર. ૧૮
માનવદેહ પામી કરી, પ્રભુને ન ભજે જેહ;
નિર્દય થઈ સહુને નડે, પામે પીડા તેહ. ૧૯
ઉત્તમ કુળમાં અવતરી, જે ન ભજે કરતાર;
પાપ કરી નરકે પડે, તે નરને ધિક્કાર. ૨૦
દીઠાં દુઃખ બહુ નર્કનાં, ચિત્રભાનુએ ત્યાંય;
હરબડીને હારી ગયો, ત્રાસ થયો મનમાંય. ૨૧

ચોપાઈ ત્રિતાલ

ચિત્રભાનુ છે પરમ દયાળ, ઘણો જીવ-દયા-પ્રતિપાળ;
તેણે મનમાં કર્યો વિચાર, સહુ જીવોનો કરવો ઉદ્ધાર. ૧
મને ગુરુએ આપ્યો છે મંત્ર, તેથી થાય છે જીવ સ્વતંત્ર;
કોટી બ્રહ્મહત્યાદિક જાય, એવો તારકનો મહિમાય. ૨
બહુ ઘાસનો હોય અંબાર, મૂકે અગ્નિનો અંશ લગાર;
બાળી ભસ્મ કરે છે જેમ, બાળે પાપને તારક તેમ. ૩
જેનો મહિમા લહે શિવરાય, જપે સતીસમેત સદાય;
કરે લોક સર્વનો નાશ, તોય પાતક નાવે પાસ. ૪

જપે તારકમંત્રને શેશ, ધરાભાર ન લાગે લેશ;
જેનો મહિમા જાણે ગણરાય,તેથી સર્વે પહેલા પૂજાય. ૫
જપે મંત્ર વિધાતા જ્યારે, સહુ સૃષ્ટિ રચે છે ત્યારે;
જપે શારદ ઉલટ આણી, તેથી નિર્મળ રહે છે વાણી. ૬
વિષ્ણુ જાણે છે મહિમા જેહ, તેથી પાળે પ્રજાને તેહ;
જાણે મહિમા નિરંજન રાય, તેથી માયામાં ના લેપાય. ૭
સનકાદિક નારદ સંત, જેનો મહિમા વદે છે અનંત;
દત્ત કપિલ ને નિગમ ચાર, જશ જેના કરે છે ઉચ્ચાર. ૮
દેવ ઋષિ મુનિ ને સંત, જેનો ગાય છે મહિમા અનંત;
પ્રતિમા પાષાણ ધાતુની જેહ, મંત્રમહિમાએ પૂજીયે તેહ. ૯
એવી ગુરુમુખની છે વાણી, માટે આજ જેવી સહુ નાણી;
ચિત્રભાનુ વિચારી એમ, જીવ ઉદ્ધારવા કર્યો પ્રેમ.૧૦
તારકમંત્ર ધારી મન માંય, ઉંચે સ્વરે ઉચ્ચાર્યો ત્યાંય;
સુણ્યો જીવોએ જેણીવાર, તેનો તરત થયો ઉદ્ધાર.૧૧

દોહા

તારકમંત્ર પ્રતાપથી, ઉદ્ધર્યા જીવ અપાર;
ચિત્રભાનુ ચરણે નમ્યા, કીધો જય જયકાર. ૧
ધન ધન સાચા સદ્‌ગુરુ, સકળ શિરોમણિ સંત;
દયા કરીને દીનનાં, ટાળ્યાં દુઃખ અનંત. ૨
પર ઉપકાર થયો ઘણો, સંભળાવ્યો મહામંત્ર;
તાર્યા દુઃખ દરિયા થકી, સઘળા થયા સ્વતંત્ર. ૩
બાંધેલા ઈશ્વર તણા, છોડે સંત સુજાણ;
સમરથ આ સંસારમાં, સંત સમો છે કોણ. ૪
ધન ધન એવા સંતને, જેને પર ઉપગાર;
બોધ કરી બહુ જીવને, ઉતારે ભવપાર. ૫
જે ઉદ્ધારે જીવને, આપી મંત્ર અમુલ્ય;
સંપત ચૌદે લોકની, નાવે તેની તુલ્ય. ૬
સૂરજ રથ સુધી ભરી, આપે ધન જો કોય;
ગુરુ-ઉપદેશ બરાબરી, ના'વે સઘળું સોય. ૭
રણીયા ન મટે ગુરુતણા, તન-મન-ધન અર્પાય;
કોટી કલ્પ સેવા કરે, તોય પૂરૂં ના થાય. ૮
એવો મોંઘો અતિ ઘણો, તારકનો ઉપદેશ;

ગુરુકૃપાથી પામીએ, ટળે જન્મના ક્લેશ. ૯
એમ અરજ કરી રાયને, જીવ ગયા નિજ ધામ;
વાસં વસ્યા વૈકુંઠમાં, પામ્યા પરમ વિરામ. ૧૦
જમકિંકર વિસ્મે થયા, અચરત દીઠું એહ;
ધર્મરાય પાસે જઈ, કહી સંભળાવ્યું તેહ. ૧૧
માનવ મૃત્યુલોકનો, છે કોય મહા મહંત;
એક શબ્દ ઉચ્ચારતાં, ઉદ્ધર્યા જીવ અનંત. ૧૨
અપરાધી ઈશ્વર તણા, સહેતા દુઃખ અનંત;
ચતુર્ભુજ થઇ ચાલીયા, જ્યાં છે શ્રી ભગવંત. ૧૩
જોર ના રહ્યું આપણું, છૂટ્યાં બંધન સર્વ;
તેથી સહુ જમદૂતનો, ગયો ઉતરી ગર્વ. ૧૪
દૂત તણી વાણી સુણી, ધર્મરાય કહે ધન્ય;
જોર ન ચાલે આપણું, જો હોય હરિના જંન. ૧૫

**ઈતિ ચિત્રભાનુ આખ્યાને પ્રથમ સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨ જો

### ચોપાઈ ત્રિતાલ

દૂતપ્રત્યે કહે ધર્મરાય, એવો ભક્તિતણો મહિમાય;
ધરી ભૂતલ માનવદેહ, કરે ભક્તિ પ્રભુની જેહ;
તે તો ત્રણે લોકને તારે, દુઃખ જન્મ—મરણનાં નિવારે. ૧
જણે જનની હરિના જંન, તેની માતાપિતાને ધંન્ય,
જેના કુળમાં હરિજંન હોય, ધન્ય તેને કહે સહુ કોય. ૨
ધન્ય ધન્ય કહીએ તે ગામ, જેમાં હરિજન કેરો ઠામ;
ધન્ય ધન્ય કહીએ તે દેશ, જેમાં હરિજન રહે છે હમેશ. ૩
જ્યાંહાં વિચરે હરિના જંન, તે ભૂમિને કહીએ ધન્ય;
સુણે જે હરિજનની વાણી, તે તો થાય કૃતારથ પ્રાણી. ૪
નામે હરિજનને જે શીશ, તેની સહાય કરે જગદીશ;
ભેટે ભક્તને ઉલટ આણી, હોય કોટિક પાપની હાણી. ૫
હરિભક્તના પૂજે પાય, તેથી લોક સમસ્ત પૂજાય;
હરિજનને જમાડે કોય, કોટિ યજ્ઞ તણું ફળ હોય. ૬
હરિજન તે હરિનો દેહ, તેમાં જાણવો નહિ સંદેહ;
આપે વાહન વસ્ત્ર કે ધામ, આપે કોટિગણું ઘનશ્યામ. ૭

કરે ભક્ત તણી જે સેવ, તેથી રીઝે દેવાધિદેવ;
જેને હૃદય હરિનો વાસ, એવા દુર્લભ હરિના દાસ. ૮
જનને દેખી નમે નહિ પાય, તેનાં સુકૃત સઘળાં જાય;
કરે નિંદા તે નરકે પડે, કોટિ કલ્પ સુધી રડવડે. ૯
રાખે હરિજન સાથે હેત, તેને તારે કુટુંબસમેત;
કરે પ્રેમે સદા સતસંગ, તેને પાપ ન પરસે અંગ. ૧૦
જેણે સંતોષ્યા હરિદાસ, તેનો હોય વૈકુંઠમાં વાસ;
હરિભક્તશું રાખે દ્વેષ, તે તો પામે નરકના ક્લેશ. ૧૧

દોહા

ક્યાંસુધી મહિમા કહું, કહેતાં ના’વે પાર;
જે સેવે હરિભક્તને, તેનો ધન્ય અવતાર. ૧
દેવતણી સેવા થકી, પામે સુખસંસાર;
ભક્ત તણી સેવા થકી, પામે ભવનો પાર. ૨
હરિજન મોક્ષ આપી શકે, દેવે તે ન અપાય;
માટે હરિજન સેવીએ, મનસા વાચા કાય. ૩
હરિજન એક હરિવિના, અવર ન ઇચ્છે કાંય;
રિદ્ધિ સિદ્ધિ સેવા કરે, મુક્તિ કરતલ માંય. ૪
હરિજન રહે સંસારમાં, ભૂલે નહિ હરિભાવ;
જેમ ફરે દરીઆવમાં, ધ્રુવતારાવશ નાવ. ૫
હરિજન દેખે સરવમાં, વ્યાપક હરિનું રૂપ;
સૂરજ સહુના નેત્રમાં, અળગું એક સરૂપ. ૬
હરિજન હરિસમરણ કરે, સઘળે રોમે રોમ;
અસંખ્ય દ્રુમ હાલે સહુ, વાયુ એકજ વ્યોમ. ૭
એમ હરિના ભક્તનાં, ધર્મે કર્યાં વખાણ;
તેહ સાંભળી બોલીઆ, વળતો દૂત સુજાણ. ૮
ભૂતલના અમે ભોમીઆ, ભમતા ઘેરેઘેર;
સાચા ને જૂઠા તણી, અમે જાણીએ પેર. ૯

ચોપાઈ ત્રિતાલ

આહારદર્શી છે કેટલાક ભક્ત, વેશ દેખીને પૂજે જક્ત;
રાખે કંઠીઓ કોટમાં ઘણી, બેસે ઉત્તમ વૈષ્ણવ બણી. ૧
સાખી શબ્દ બોલે બહુ સારા, સુણી લાગે સર્વને પ્યારા;
કરે ઉચ્ચ સ્વરે બહુ ગાન, આંખો મીંચી કરી રહે ધ્યાન. ૨

આપે મિષ્ટાન્ન ભોજન કોય, ઘણું તેને વખાણે સોય;
કહે છલબલ ચોરી કરો, પણ સંત તણે મુખ ધરો. ૩
સંતમુખે જમે ભગવાન, એવું સેવકને દે જ્ઞાન;
સહુને એવો કરે ઉપદેશ, નીતિ ધર્મ ન શીખવે લેશ. ૪
જૂઠ નિંદા કપટ ને ચાડી, નથી છોડતા જીવ અનાડી;
કહે સંત જમાડે જેહ, સાચો ભક્ત સર્વથી તેહ. ૫
ધર્મ કર્મ વિધિ સહુ ફોક, એમ સમજાવે સઘળા લોક;
દૂધ સાકર ને ઘૃત ખાય, તેથી તગતગતી રહે કાય. ૬
જાણે તેજવાળા છે સંત, ઘણું ભજતા હશે ભગવંત;
દેખી મોહ પામે નરનારી, તેમ સેવા કરે બહુ સારી. ૭
આહારદર્શીની એવી રીત, ભલી ભોજન ઉપર પ્રીત;
દેહદર્શી હરિજન કોય, ગણે આપને ઉત્તમ સોય. ૮
પાળે ઉપરનો આચાર, નહિ અંતર જ્ઞાન લગાર;
હાડ માંસ રુધિર કફ લાળ, તેને આપ માને ચંડાળ. ૯
શુદ્ધ ચૈતન્યને નવ લહે, દેહદર્શી તો તેને કહે;
મોહ મમતા કરી મત તાણે, અન્ય નિંદે ને આપ વખાણે. ૧૦
માલા તિલક વેશ સમારી, જાણે આપ મહાવ્રતધારી;
દેખી લોક ઘણેરા આવે, મહાસિદ્ધ પોતાને મનાવે. ૧૧
કોય કહે અમે ઈશ્વર આપ, જપે સેવક તેમનો જાપ;
સૃષ્ટિકર્તાને તે નવ લહે, સ્વામી સ્વામી પ્રભુ સહુ કહે. ૧૨
એથી લોપાય ઈશ્વરજ્ઞાન, ધરે માનવદેહનું ધ્યાન;
એવા દેહદર્શીના ઠાઠ, કરે જીવ તે નામનો પાઠ. ૧૩
એક રોમ કરી નવ શંકે, તેને પ્રભુ પ્રભુ કહી બકે;
ગીત વિષય-વિહારનાં ગાય, કુડી કરણીઓ કરતા જાય.. ૧૪
ધર્મરાયને કહે જમદૂત, એવાં ચાલે જગતમાં તૂત;
દેહદર્શીનો દેહ વેરાય, શામાં જઇને પછી તે સમાય. ૧૫
જેની વાસના રહી હોય જેમાં, પછી અવતરે જઈને તેમાં;
તત્ત્વદર્શી કોટિકમાં કોય, સાચા ભક્ત કહાવે સોય. ૧૬
પિંડ બ્રહ્માંડ મિથ્યા દેખે, એક તત્ત્વ અખંડ પેખે;
પૃથ્વી પાણી અગ્નિ ને સમીર, નભ પાંચમું છે ગંભીર. ૧૭
જગકર્તા તણો જે પ્રકાશ, રહ્યો વ્યાપક સર્વાવાસં;
તેનું નામ છે તારક તત્ત્વ, તેમાં કોટિ બ્રહ્માંડનું સત્વ. ૧૮

જડ ચૈતન્ય ભેળાં ભળી, જીવરૂપ થયાં છે વળી;
તેને આવર્યું છે અજ્ઞાન, જડ ચૈતનનું નથી ભાન. ૧૯
તત્ત્વદર્શી મળે ગુરુ જ્યારે, ત્રણે ભાગ બતાવે ત્યારે;
જીવ ચૈતનનું ધરે ધ્યાન, તેથી જડનું ટળે અભિમાન. ૨૦
હોય કર્તા વિષે એકતાર, તેથી જીવનો થાય ઉદ્ધાર;
ભજે જ્યાંસુધી આળપંપાળ, નડે ત્યાંસુધી કર્મ ને કાળ. ૨૧

દોહા

કર જોડી દૂતે કહ્યું, ધર્મરાયને એમ;
મહિમા જાણી ભક્તનો, મળવા ઉપજ્યો પ્રેમ. ૧
ચિત્રભાનુ પાસે જઈ, ભેટ્યા ઉલટભેર;
હાથ ગ્રહીને લાવીયા, પછી પોતાને ઘેર. ૨
ઉત્તમ આસન આપીયાં, ભલો દેખાડ્યો ભાવ;
કહો કૃપાળુ ક્યાંથકી, પુરમાં ધાર્યો પાવ. ૩
અધમ જીવ ઉદ્ધારીયા, કીધું સારૂં કામ;
મહાભાગ્યે મુજને મળ્યા, પાવન કીધું ધામ. ૪
તત્ત્વદર્શીને દર્શને, પાતક સઘળાં જાય;
ઉગ્ર પુણ્યના ઉદયથી, દર્શન તેનાં થાય. ૫
એક શબ્દ ઉચ્ચારતાં, ઉધર્યા જીવ અનેક;
એ વિદ્યા ક્યાંથી મળી, કહોને કરી વિવેક. ૬
વચન સુણીને ધર્મનાં, વળતો બોલ્યો રાય;
મેં જાણ્યો નિશ્ચે હવે, તારકનો મહિમાય. ૭
આજ લગી કીધો નથી, મેં એનો અભ્યાસ;
મંત્ર મળ્યો શિવજી થકી, તે હુતો મુજ પાસ. ૮
દુઃખીયા દેખી જીવને, દયા ઉપજી મંન;
સત શબ્દ સંભળાવીઓ, ઉદ્ધર્યા પાપી જંન. ૯
મહાદેવે મુજને કહ્યો, એનો પ્રબળ પ્રતાપ;
સંચિત કોટી કલ્પનાં, પ્રલે થાય છે પાપ. ૧૦
કાશીપુરીમાં જે મરે, સ્થાવર જંગમ જીવ;
એજ મંત્રથી સર્વને, મુક્ત કરે છે શિવ. ૧૧
જેવા તારા ગગનમાં, એવા મંત્ર અનેક;
સૂરજ સરખો જાણવો, તારક અક્ષર એક. ૧૨
નાંમ ધરાવ્યાં માણસે, ઈશ્વર તણાં અનંત;

સત નામ તારક સદા, જાણે કોય મહંત. ૧૩
તારકમાં બ્રહ્મા વસે, તારકમાં શિવરાય;
તારકમાં વિષ્ણુ વસે, તારકમાં મહામાય. ૧૪
તારક અક્ષરમાં વસે, ઈશ્વર આપોઆપ;
જીવ ચરાચર એ વડે, એનો સઘળે વ્યાપ. ૧૫
અગ્નિ અર્ક ને ચંદ્રમાં, છે તારકનું તેજ;
અખિલ જક્તનો આતમા, તારક કહીએ એજ. ૧૬
પૃથ્વી પાણી ને પવન, અગ્નિ ને આકાશ;
તારકમાંથી ઉપજે, સઘળો વિશ્વવિલાસ. ૧૭
તત્ત્વદર્શી એ તત્ત્વમાં, મનનો કરે સમાસ;
તે દેખે બ્રહ્માંડમાં, અગણિત અર્ક પ્રકાશ. ૧૮
તત્ત્વમસિ વેદે કહ્યું, પરા પાર પદ જેહ;
અક્ષર જ્યાંથી ઉપજે, તારક કહીએ તેહ. ૧૯
સિદ્ધ સકળ એને ભજે, પામે સિદ્ધિ અપાર;
દત્ત ઋષભ ને કપિલનો, એજ ખરો નિરધાર. ૨૦
કહ્યો વસિષ્ઠે રામને, એ સાચો ઉપદેશ;
રામ અખંડિત એજ છે, એક કહીએ હૃષીકેશ. ૨૧
કૃષ્ણે અર્જુનને કહ્યું, ઉદ્ધવ પ્રત્યે એમ;
રૂપ અખંડિત માહ્યરૂં, તેશું કરજો પ્રેમ. ૨૨
દેહ સરવ લીલાવપુ, આવે રહે ને જાય;
માયાના ગુણ ઉપજે, માયામાંહી સમાય. ૨૩
મ્હારૂં રૂપ અવ્યક્ત છે, તે તો વ્યક્ત ન થાય;
દેહધારી માને મુને, તે મૂરખ કહેવાય. ૨૪
સ્વામી ગાયત્રી તણો, બ્રહ્માદિકનો નાથ;
બ્રાહ્મણ જાણે તેહને, નહિ શૂદ્રને હાથ. ૨૫
શૂદ્રથકો તેને લહે, બ્રાહ્મણ કહીએ એહ;
બ્રાહ્મણ થઇ બીજું ભજે, શૂદ્ર બરાબર તેહ. ૨૬
મરણસમે કોય જીવને, કહે કાનમાં મંત્ર;
જનમ–મરણ તેનું મટે, નિશ્ચે થાય સ્વતંત્ર. ૨૭
વચન સાંભળી ભૂપનાં, રીઝયો જમનો રાય;
ગદ્ગદ્ કંઠે થઇ ગયો, પ્રેમે લાગ્યો પાય. ૨૮
ધન ધન દિવસ આજનો, ધન મ્હારો અવતાર;

સાચા સંત મુને મળ્યા, પુણ્ય તણો નહિ પાર. ૨૯
આખા દિનમાં એક પળ, મળે સંતનો સંગ;
દુષ્કૃત ટાળે દેહનાં, કરે ભ્રાંતિનો ભંગ. ૩૦
કોટી વર્ષ સુખ સ્વર્ગનાં, મુક્તિ ચતુર્ધા જેહ;
લવ સતસંગ બરાબરી, ના'વે સઘળું તેહ. ૩૧

છપ્પા

પૂરવજનમનાં પુણ્ય હોય બહુ સંચિત જેને,
સદ્‌ગુણના આગાર મળે છે સજ્જન તેને.
કરે પડળ તે દૂર જ્ઞાનનું અંજન આંજે,
ભાસે પૂરણ બ્રહ્મ શત્રુ કોયે ના ગાંજે.
વળી વિવેક બુદ્ધિ વધે ઘણી તાપ હરે સહુ અંગનો,
કહે છોટમ આ સંસારમાં મહિમા બહુ સતસંગનો. ૧
મેઘરૂપ સતસંગ મહી મેધા જન કેરી,
વરસે વારિ વિચાર હોય રસરૂપ ઘણેરી.
ઉગે સદ્‌ગુણ સર્વ જાય છે ગર્વ જવાસો,
હરિ હરિ સઘળે થાય ઉપજે આનંદ ખાસો.
મન મોર મહા મલકાય છે વળી ગુણદા દૂર ગરજે ઘણા,
પરઉપકારી પરજન્ય છે કહે છોટમ જન એમ હરિ તણા. ૨
સજ્જન સૂરજ સમાન આંખ ઉઘાડે સહુની,
વચનકિરણ વારિજ બુદ્ધિ ખીલે છે બહુની.
મોહ નિશા મટી જાય જીવ જિજ્ઞાસુ જાગે,
અવગુણ ઉલક છુપાય ચોર ચિત્તમાંથી ભાગે.
કુમતિ કુમુદ મીંચાય છે અજ્ઞાન તિમિર અળગું પળે,
કહે છોટમ આ સંસારમાં મહાભાગ્યે સજ્જન મળે. ૩
મહી મંડળ ને મેઘ સર્વને છે સુખકારી,
પોયણીને જ્યમ ચંદ્ર કમલને કિરણધારી;
વનને જેમ વસંત શરદ્‌ઋતુ જળને જેવી,
રોગીને જ્યમ વૈદ્ય આપદા ટાળે એવી;
પાપી જનને રામનું નામ પાપ હરનાર છે,
કહે છોટમ સતસંગનો મહિમા એમ અપાર છે. ૪

ચોપાઈ ત્રિતાલ

ચિત્રભાનુને કહે યમરાય, ઘણો જ્ઞાની તણો મહિમાય;

મળે હીરા અસંખ્ય કરોડ, ના'વે પારસ કેરી જોડ. ૧
મળે બગલા તે ઠામોઠામ, કરી ના શકે હંસનું કામ;
ખરા તત્ત્વના દર્શી જેહ, મહાદુર્લભ મળવા તેહ. ૨
નિત્ય કોટિક તીરથ ન્હાય, તોય મનતણો મેલ ન જાય;
કરે વ્રત વિધિયે અપાર, તોય ના મટે મનના વિકાર. ૩
તજી લૂણ અલૂણું ખાય, તોય દુષ્ટ સ્વભાવ ન જાય;
પંચ અગ્નિને તાપે ઉનાળે, ધરે ધ્યાન ને આસન વાળે. ૪
કરે કોટિક એવા ઉપાય, તોય જીવની ભ્રાંતિ ન જાય;
ક્ષણુમાત્ર મળે સતસંગ, કરે કોટિ ભરમણા ભંગ. ૫
મહાભાગ મળ્યા મુને આજ, તવ દર્શને સીધે કાજ;
કહો કોણ પ્રકારે સ્વામી, શિવ રીઝ્યા અંતરજામી. ૬
આપ્યો તારકમંત્ર અનૂપ, કૃપા કીધી ત્રિભુવન ભૂપ;
મુને જાણો એનો અધિકારી, તો એ વાત કહો વિસ્તારી. ૭
ધર્મરાયનાં સુણી વચંન, બોલ્યો ચિત્રભાનુ રાજંન;
ભરતખંડની ભૂમિ માંય, એક કાશીપુરી છે ત્યાંય. ૮
ત્યાંહાં રહે છે સદાશિવ દેવ, કરે સિદ્ધ મુનિજન સેવ;
મરે પંચકોશી માંહે જીવ, તેને મુક્ત કરે છે શીવ.
કંઠે પ્રાણ આવ્યા હોય જ્યારે, મહામંત્ર સુણાવે ત્યારે. ૯
સહુ પાતક પ્રલે થાય, એવો મંત્ર તણો મહિમાય;
પડે તારક કર્ણે જેને, ફરી જન્મ ન હોયે તેને. ૧૦
સહુ પૃથ્વીનાં તીરથ ફરે, કોટી દેવનાં પૂજન કરે;
બહુ યજ્ઞ વિધ વ્રત દાન, નહિ તારકમંત્ર સમાન. ૧૧
સુણી પદ્મપુરાણે એમ, ઉપજ્યો મંત્ર લેવાનો પ્રેમ;
અન્ય મંત્ર જપે સો કરોડ, નહિ તારકમંત્રની જોડ. ૧૨
સુણતાં બાળે સો જન્મનાં પાપ, એવો પ્રબળ ઘણો પરતાપ;
રાજ્યપાટ સમૃદ્ધિ સારી, નાખું તારક ઉપર વારી. ૧૩
જે જે કહે તે કરૂં તતખેવ, જઈ રીઝવું શ્રી મહાદેવ;
એવો નિશ્ચે કરી નિરધાર, ગયો કાશીપુરી મોઝાર. ૧૪
શિવમંદિર હતું જ્યાંય, બેઠો આસન વાળીને ત્યાંય;
અન્ન ઉદકનો કરી ત્યાગ, બાંધ્યો શિવગુરુશું અનુરાગ. ૧૫
સાત દિવસ વીત્યા જ્યારે, થઇ આકાશવાણી ત્યારે;
પિંડ બ્રહ્માંડ વચ્ચે લહ્યું, સોહં સોહં સદાશિવે કહ્યું. ૧૬

દીઠું નેત્ર વિના નિજ રૂપ, અતિ અદ્દભુત તેજ અનૂપ;
સહુ શૂન્યમાં શબ્દ તે થાય, મુને કાન વિના સંભળાય. ૧૭
પરા પારની સઘળી રીત્ય, શિવે સમઝાવ્યું કરી પ્રીત્ય;
દેહ ઇંદ્રિ બુદ્ધિ ને પ્રાણ, તેથી અળગું સદા નિરવાણ. ૧૮
નવ આવે ને ના તે જાય, સહુ ઉપજે ને ત્યાંહાં લય થાય;
એવું તારક બ્રહ્મનું રૂપ, જોયું જળહળ જ્યોતિસ્વરૂપ. ૧૯
આપ્યો શંકરે એ ઉપદેશ, શમ્યા સઘળાય મનના ક્લેશ;
પછી બોલ્યા સદાશિવ રાય, કહ્યો તારકનો મહિમાય. ૨૦

દોહા

તીરથ સહુ અવનીતણાં, નિત્ય નેમ ધરી ન્હાય;
કંચનની અવની કરી, તેનું દાન અપાય. ૧
સહસ્ત્ર યજ્ઞ નિત્યે કરે, વિધિએ પૂજે દેવ;
એથી પુણ્ય અતિ ઘણું, નર પામે તતખેવ. ૨
કાયિક વાચિક મનવડે, કરવો મંત્ર ઉચ્ચાર;
કોટી કોટી જનમાત્રનાં, બાળે પાપ અપાર. ૩
ખલ પાખંડી ધૂર્તને, મંત્ર ન કહેવો એહ;
ભક્તિહીનને જો કહે, નિષ્ફળ થાયે તેહ. ૪
શંકરની વાણી સુણી, ઉપજ્યો મન ઉલ્લાસ;
પ્રેમે શિવપૂજા કરી, આવ્યો નિજ આવાસ. ૫
ભવસુખ માંહે હું ભમ્યો, ભાળી ભોગવિલાસ;
હું જાણું છું શંકરે, આણ્યો છે તમ પાસ. ૬
પાપી જીવ ઉદ્ધારીયા, એ પણ શિવનું કામ;
ચેતાવા પ્રભુએ મુને, દેખાડયો આ ઠામ. ૭
ધર્મરાય વળતા કહે, ભલે પધાર્યા આપ;
એથી જાણ્યો આપણે, તારકમંત્ર પ્રતાપ. ૮
જાવ હવે જપજો તમે, ધરજો એનું ધ્યાન;
પરમેશ્વર પરતાપથી, ઘટમાં થાશે જ્ઞાન. ૯
પ્રજા સર્વ પૃથ્વી તણી, કરજો તેને બોધ;
ધર્મ તણી વૃદ્ધિ કરો, કરજો સાચો શોધ. ૧૦
શિખામણ દીધી સહુ, વળતો કર્યો વિદાય;
જાગી ઉઠયો ઝડપથી, જ્યાં પોઢયો'તો રાય. ૧૧

**ઇતિ શ્રીચિત્રભાનુ આખ્યાનનો બીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૩ જો

### ચોપાઇ ત્રિતાલ

જાગ્યો ભૂપતિ જાણી વાર, દીઠો પોતાનો દરબાર;
થયો વિસ્મે ઘણો મનમાંય, એવો અનુભવ ઉપજ્યો ત્યાંય. ૧
આ લોક અને પરલોક, દીસે કલ્પિત માયા ફોક;
સ્થૂલદેહ સૂતો છે અહીં, ગઈ વાસના પરલોક મહીં. ૨
જીવરૂપ છે વાસનાદેહ, હવે એમાં નહિ સંદેહ;
સ્થૂલદેહ તો છે ક્ષણભંગ, પણ અમર વાસનાલિંગ. ૩
એનો કલ્પ સુધી નહિ નાશ, જીવરૂપ સદા અવિનાશ;
જે જે કર્મ શુભાશુભ થાય, તે તે જીવ ભોગવતો જાય;
એને લાગે છે પુણ્ય ને પાપ, ગ્રહદેવ પિત્રીનો તાપ. ૪
મળે સદ્ગુરુ સાચા જેને, આપે ચૈતનનો લક્ષ તેને;
ધ્યાનયોગનો હોય અભ્યાસ, હોય વાસનાબીજનો નાશ. ૫
જીવ અન્ય ઉપાસના કરે, ત્યાંહાંસુધી મરે અવતરે;
હવે મ્હારે તો કરવું એમ, પ્રભુ ઉપાસવો કરી પ્રેમ. ૬
આપે આહુતિ અગ્નિની માંય, અગ્નિરૂપ બને છે ત્યાંય;
એમ વૃત્તિ પ્રભુમાં વાળું, બીજ વાસના કેરૂં બાળું. ૭
પ્રજામાત્રને શીખવું એહ, ફરી કોઈ ધરે નહિ દેહ;
જમપુરીમાં કોઈ ન જાય, જઇ અંતે હરિમાં સમાય. ૮
આપું તારકનો ઉપદેશ, તેથી પાપ રહે નહિ લેશ;
શુભ નીતિની રીતિએ ચાલે, તોય સ્વર્ગવિષે જઈ મહાલે. ૯

### દોહા

એમ વિચારી ઉઠીયો, કર્યું શૌચ ને સ્નાન;
એટલે ત્યાંહાં આવી ચઢ્યો, સુદર્શન પ્રધાન. ૧
પુરોહિત પોતા તણો, સોમદત્ત છે જેહ;
રાજા પાસે આવીયો, તે વેળા તતખેવ. ૨
વૃદ્ધમુનિ નામે હુતા, મહા મોટા વિદ્વાન;
ભૂપે ભેટ્યા ભાવથી, દીધાં આદરમાન. ૩
સભા મળી સજ્જન તણી, તે ઠામે સાક્ષાત;
રાજાએ વળતી કહી, સ્વપ્ના કેરી વાત. ૪

### ચોપાઇ ત્રિતાલ

મુનિ પ્રત્યે કહે રાજંન, મુને આવ્યુંજ એક સ્વપંન;

દીઠા દૂત ભયંકર ત્યાંય, લેઈ ચાલ્યા સંજમની માંય. ૧
આવી ધર્મની નગરી જ્યારે, મૂકી દૂત ગયા સહુ ત્યારે;
જોયું નગર અનુપમ ત્યાંય, પછી પેઠો તે પુરની માંય. ૨
એક સુનંદ નામે દેવ, એક ઠામે મળ્યો તતખેવ;
ઘણો ક્ષુધાયે પીડિત થયો, તેનો ભેદ સુનંદને કહ્યો. ૩
મુજ પાસે નથી કાંય ધંન, કોણ આપે અહીં ભોજંન;
બોલ્યો સુનંદ તેણે ઠામ, અહીં દ્રવ્ય તણું નહિ કામ. ૪
જે જે પુણ્ય કર્યાં હશે હાથે, અહીં ભોગવશો સહુ સાથે;
એકગણું જો આપ્યું હોય, મળે લક્ષગણું અહીં સોય. ૫
જેણે પાપ કર્યાં હોય જેવાં, અહીં ભોગવશે દુ:ખ તેવાં;
જ્ઞાનસહિત સમસ્ત સુધર્મ, હરિ અર્થે કર્યાં હોય કર્મ. ૬
તે તો રવિને મારગે જાય, પ્રભુરૂપમાં જઈને સમાય;
અભિમાને કરેલાં કર્મ, જીવ હિંસા સમેત સુધર્મ. ૭
ધૂમ્ર મારગમાં પડે પ્રાણી, અહીં ભોગવે દુ:ખની ખાણી;
મહાપાપ તણા કરનાર, અહીં પામે છે દુ:ખ અપાર. ૮
કહી વાત સુનંદે આમ, પછી દેખાડયો તેનો ઠામ;
જૂદી જૂદી છે જાતના જેહ, અળગે રહીને દેખાડયા એહ. ૯
કોઇને મારે છે દંડના માર, પડયા જીવ કરે પોકાર;
રુરુ નામે છે સાબર જંત, મારી સિંધ ને કાઢે અંત. ૧૦
કોયને કોલુમાં ઘાલી કચરડે, કોયને શ્વાન સર્પ બહુ કરડે;
માંસાહારી છે પક્ષી જેહ, ચાંચો મારીને ચૂંટે તેહ. ૧૧
કોટી વિંછી ને ભમરા વળગે, કોય અગ્નિમાં ઉભા સળગે;
અસીપત્ર ખડ્ગની ધાર, વન એવું છે ઘોર અપાર. ૧૨
દૂત ફેરવે ઝાલીને પાય, તન ચૂરેચૂરા થઇ જાય;
દુ:ખ વૈતરણીનું જેહ, કહ્યું જાય નહિ કાંઇ તેહ. ૧૩
લાળાભક્ષણ ને કૃમિડંખ, એવાં દુ:ખ દેખાડયાં અશંક;
ભૂખ તરસ ને ઉપર તાપ, સહે જીવ જેવાં હોય પાપ. ૧૪
જોઈ ત્રાસ થયો મુને ત્યાંય, દયા આવી ઘણી મનમાંય;
મહામંત્ર છે તારક જેહ, કહ્યો પ્રકટ પોકારીને તેહ. ૧૫
સહુ જીવોએ સાંભળ્યો જ્યારે, થયા મુક્ત સર્વે તે વારે;
જેનાં પાતક હતાં જેહ, બળી ભસ્મ થયાં સહુ તેહ. ૧૬
થયા મોક્ષતણા અધિકારી, જમદૂત રહ્યા ઝખ મારી;

ધર્મરાયની આગળ જઈ, વાત દૂતોએ સઘળી કહી. ૧૭
સુણી વિસ્મય થયો યમરાય, ઘણી પ્રીતેથી લાગ્યો પાય;
લહ્યો તારકમંત્ર પ્રતાપ, જેણે પ્રલે કર્યાં સહુ પાપ. ૧૮
પછી ગદ્દગદ્દ કંઠે થયો, સતસંગનો મહિમા કહ્યો;
ધન્યભાગ્ય પધાર્યા આજ, સહુ જીવોનાં સરીયાં કાજ. ૧૯
મૃત્યુલોક તણા જીવ જેહ, બહુ પાપ કરે છે તેહ;
તેને આપો જઇ ઉપદેશ, પામે નહિ કોય નર્કનો ક્લેશ. ૨૦
પાપી જીવને મારી મારી, મારા દૂતો ગયા સૌ હારી;
તમે ભૂમિ તણા છો ભૂપ, મળ્યો તારક મંત્ર અનૂપ. ૨૧
આપો સર્વે પ્રજાને એહ, કોઇ નરકે પડે નહિ તેહ;
પુણ્યવંત પ્રજા હોય જ્યારે, મળે ભૂપતિને સુખ ત્યારે. ૨૨

દોહા

જે રાજાના રાજ્યમાં, પ્રજા કરે છે પાપ;
દશમો હિસ્સો તેહનો, પામે રાજા આપ. ૧
તે માટે ભૂપાળને, કરવી સહુ સંભાળ;
કરવું રક્ષણ ધર્મનું, પાપી નરનો કાળ. ૨
સંજમનીપતિએ મુને, કહ્યું ધર્મનું જ્ઞાન;
વળતી હું જાગ્રત થયો, આવ્યું સ્થૂલનું ભાન. ૩
ચિત્રભાનુએ સ્વપ્નની, કહી વિસ્તારી વાત;
ધન્ય ધન્ય મુનિએ કહ્યું, સાચું સહુ સાક્ષાત. ૪
અખિલ લોકમાં અતિ ઘણો, તારકમંત્રપ્રતાપ;
જીવ શિવ થઇ જાય છે, જપતાં એનો જાપ. ૫

રાગ-ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો.

મર્મ મોટો મહામંત્રનો, સમજે કોય સુજાણ;
જીવન સઘળા જગતનું, જેના હાથમાં પ્રાણ. મર્મ૦ ૧
અક્ષર બાવન ઉપજે, બહુ શબ્દ બોલાય;
ત્યાં થકી ઉપજે ને ત્યાં શમે, કોયે જાણ્યું ન જાય. મર્મ૦ ૨
કોટી અનંત બ્રહ્માંડનો, જાણો એમાં નિવાસ;
વૃક્ષ વસે જેમ બીજમાં, પછી થાય પ્રકાશ. મર્મ૦ ૩
અક્ષરબિંદુ જેમાં નહિ, નહિ સૂક્ષ્મ ને સ્થૂલ;
આનંદસિંધુ આકાશમાં, સહુ સૃષ્ટિનું મૂલ. મર્મ૦ ૪
નામ અનંત ઇશ્વર તણાં, જપે જન સહુ જાપ;

તારક નામથી તે પ્રભુ, દે છે હુકારો આપ. મર્મ૦ ૫
તારક અક્ષર ત્રૈણથી, થયાં ચોવીસ તત્ત્વ;
રેફ ને બિંદુરૂપે રહ્યું, માયા બ્રહ્મનું સત્વ. મર્મ૦ ૬
અક્ષર પહેલો અકાર છે, ગુણ રાજસ માંય;
એથી થઈ દશ ઇંદ્રિયો, દેવ બ્રહ્મા તે માંય. મર્મ૦ ૭
કર્ણ ત્વચા નેત્ર નાસિકા, જીભ પાંચમી જેહ;
જાણ કરે છે જીવને, જ્ઞાન ઈંદ્રિયો એહ. મર્મ૦ ૮
હાથ ચરણ મુખ દેહમાં, મળ મૂત્રનાં દ્વાર;
કર્મ કરાવે જીવને, ઇંદ્રી પાંચ પ્રકાર. મર્મ૦ ૯
અક્ષર બીજો ઉકાર છે, ગુણ સાત્વિક સંગ;
ચાર અંતઃકરણ તેહનાં, દેવ વિષ્ણુ પ્રસંગ. મર્મ૦ ૧૦
મન બુદ્ધિ અહંકારથી, ચોથું જાણીએ ચિત્ત;
ચૌદે ઇંદ્રીના દેવતા, વાસુદેવ સહિત. મર્મ૦ ૧૧
અક્ષર ત્રીજો મકાર છે, ગુણ તામસ જ્યાંય;
રુદ્ર રહ્યા છે દેવતા, પંચમાત્રાઓ માંય. મર્મ૦ ૧૨
પંચ મહાભૂત પ્રગટીયાં, બન્યું તેથી વૈરાટ;
પૃથ્વી પાણી ને પાવકવડે, સ્થાવર જંગમ ઘાટ. મર્મ૦ ૧૩
વાયુ આકાશ એમાં મળી, થયા દેહ અનેક;
ચૈતન્ય થઇને ચલે વળે, એમાં તારક એક. મર્મ૦ ૧૪
જીવ ઈશ્વર આપે થયો, કરતા હરતા છે આપ;
આપ લહે જ્યારે આપને, તેને ના અડે પાપ. મર્મ૦ ૧૫
સદ્ગુરુ સાચા જેને મળે, આપે અનુભવ એહ;
છોટમ મુક્ત તે માનવી, તેમાં નહિ સંદેહ. મર્મ૦ ૧૬

## ચોપાઈ ત્રિતાલ

વૃદ્ધમુનિ કહે સાંભળ રાય, કહું તારકનો મહિમાય;
બહુ પૂરણતા છે એમાં, જગત ઉપજે ખપે છે જેમાં. ૧
વૃક્ષ બીજ ઉગે જેણી વાર, પેસે તારક ત્યાંહાં નિરધાર;
એંચે અવની માંહ્યથી જળ, રચે પત્ર પુષ્પ ને ફળ. ૨
ખરે જૂનાં નવાં નવાં થાય, રહે પૂરણ એમ સદાય;
એવું તારકમાં છે સત્વ, તેથી પૂરણ સઘળાં તત્ત્વ. ૩
વદે જીભવડે જે વાણી, તેની તારકમાં છે ખાણી;
આવે અક્ષર લાહારે લાહાર, બોલે શબ્દ અનેક પ્રકાર. ૪

અહોનિશ કરે ઉચ્ચાર, તોય લેશ ન તૂટે તાર;
પરા પાંચથી પેચ બંધાય, વેદ પુરાણ એથી વદાય. ૫
નખ રોમ કે બાલ કપાય, વળી તેવાં ને તેવાં થાય;
એની પૂરણતા અદ્ભુત, સહુ તત્ત્વ વિષે અનુસ્યૂત. ૬
મહાતીક્ષણ બુદ્ધિ હોય, એને સમજી શકે છે સોય;
મંદ બુદ્ધિ લહે નહિ મર્મ, પાળે કલ્પિત બીજા ધર્મ. ૭
જેણે અનુભવીઓ ૐકાર, તેને લેપે નહિ સંસાર;
સહુ દેવોમાં દૈવત એનું, ત્રણે લોકમાં સામ્રથ તેનું. ૮
એનું શંકર ધારે ધ્યાન, ભજે બ્રહ્મા હરિ ભગવાન;
રામ કૃષ્ણ આદે અવતાર, તેનો એજ ખરો નિરધાર. ૯
સનકાદિક નારદ સંત, થયા ભક્ત જે કોટિ અનંત;
જાણ્યું તારક તત્ત્વને જેણે, માણ્યું મોક્ષ તણું સુખ તેણે. ૧૦
જાણે તારકનો મહિમાય, તેની વંદવા જેવી કાય;
એનો મહિમા અનંત અપાર, કલિકાળમાં એજ આધાર. ૧૧
મહામંગળનું એ રૂપ, અતિ પાવન પરમ અનૂપ;
સહુ તીર્થોનું તીરથ એહ, જેની સત્તાએ સઘળા દેહ. ૧૨
એની સત્તા છે વાયુ માંહ્ય, તેને દોષ ન લાગે કાંય;
એની સત્તાવડે જળ સહુ, થયું પાવનકારી બહુ. ૧૩
શશિ સૂરજ અગ્નિમાં એહ, તમ માત્ર હરે છે તેહ;
જ્યોતિ માંહે એ જ્યોતિસ્વરૂપ, એવું તારક તત્ત્વ અનૂપ. ૧૪
શેષ કૂર્મ ને ઇંડ અપાર, રહ્યાં અધર એને આધાર;
ઉગ્ર પુણ્ય ઉદય હોય જ્યારે, મળે તત્ત્વનું દર્શન ત્યારે. ૧૫

દોહા

અતુલિત મહિમા એહનો, સાંભળ તું રાજન;
પરમતત્ત્વ તુજને મળ્યું, માટે તુજને ધન્ય. ૧
તારક અક્ષર એકના, દાતા જો કોઇ હોય;
તે તુલનાએ આપવા, નહિ પદારથ કોય. ૨
પારસ કે ચિંતામણિ, એ સર્વે જડરૂપ;
જડનું જે ચૈતન કરે, એ તો વસ્તુ અનૂપ. ૩
અલ્પમતિના જીવથી, એ સમજ્યું ના જાય;
અરૂપને ના ઓળખે, રૂપે રાજી થાય. ૪
અવનિ ઉપર જીવના, જન્મ થાય બહુ વાર;

પરમ તત્ત્વને ઓળખે, તે પામે નિસ્તાર. ૫
સંચિત કોટિક જન્મનાં, પાપ પુરાતન હોય;
તારક શ્રવણે સાંભળે, સઘળા નાસે સોય. ૬
પાપ થકી કે શાપથી, પ્રેત થયો હોય કોય;
તારક શ્રવણે સાંભળે, મોક્ષ તતક્ષણ હોય. ૭
મહા મલિન પિશાચનો, મોક્ષ થયો છે રાય;
તે સંભળાવું તુજને, જેથી સંશય જાય. ૮

**ઇતિ શ્રીચિત્રભાનુ આખ્યાનનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૪ થો

### ચોપાઈ ત્રિતાલ

માળવ દેશ મનોહર ગામ, પુરી અવંતિ તેનું નામ;
તેમાં પંડિત એક પ્રસિદ્ધ, શિવઉપાસકને મહાસિદ્ધ. ૧
તેનું દેવ પ્રભાકર નામ, બહુ વિદ્યા વિનય ગુણ ધામ;
એક પુત્ર થયો છે એને, મૂક્યો કાશીમાં ભણવા તેને. ૨
એનું નામ છે રત્નપ્રસાદ, શીખ્યો વિદ્યા તણા બહુ વાદ;
ઘણો વાધ્યો વિદ્યાનો ગર્વ, એણે પંડિત જીત્યા સર્વ. ૩
જોયા નાસ્તિક કેરા ગ્રંથ, એણે જૂદો ચલાવ્યો પંથ;
કીધું ગુરુતણું અપમાન, કરવા લાગ્યો તે કલ્પિત જ્ઞાન. ૪
એક દિવસ સભા મોઝાર, એના ગુરુ આવ્યા તે ઠાર;
વાદ ગુરુની સાથે કીધો, મત વેદનો ખંડી દીધો. ૫
ગુરુવચન તણો કર્યો લોપ, તેથી કીધો ગુરુએ કોપ;
અરે મૂઢ થયો અહંકારી, મરજાદા ન માની મારી. ૬
નથી જાણતો જૂઠ કે સાચ, દુષ્ટ દેહ થજે તું પિશાચ;
એવો કીધો ગુરુએ ઉચ્ચાર, થયો સભામાં હાહાકાર. ૭

### દોહા

ગર્વે ગુરુને ના ગણ્યા, લાગ્યું મોટું પાપ;
પામ્યો દેહ પિશાચનો, એ વેળાયે આપ. ૧
સભા સર્વના દેખતાં, પામ્યો પાપી દેહ;
ઘોર ભયંકર અતિ ઘણો, તરત થઈ ગયો તેહ. ૨
માર પડયો માનવ તણો, વસ્યો જઇ વનમાંય;
ભૂખ તરસ આદે ઘણી, પીડા પામ્યો ત્યાંય. ૩

તાપ સહે વૃષ્ટિ સહે, સહે શીત ને વાત;
જંપ મળે નહિ જીવને, હોય ઘણો ઉતપાત. ૪
દોદશ હીંડે દોડતો, કરતો ફરે પોકાર;
ભૂખ તરસ આદે ઘણાં, વેઠે દુઃખ અપાર. ૫
અશુદ્ધ જળ હોય અતિઘણું, પીવા પામે તેહ;
તે પણ પૂરૂં ના મળે, ક્ષણ ક્ષણ દાઝે દેહ. ૬
અન્ન હોય ઉતારનું, પામે કોઈક વાર;
ભૂખે હીંડે ભટકતો, નહિ ઠરવાનો ઠાર. ૭
મહાપાપે પ્રાણી મળે, પિશાચ કેરો દેહ;
ગુરુતણા અપરાધથી, પામ્યો પંડિત તેહ. ૮
દિવસ કેટલા વહી ગયા, તાતે જાણી વાત;
ગુરુદ્રોહી સુત માહરો, એ મોટો ઉતપાત. ૯
ગુરુ અપરાધ નિવારવા, સમર્થ નહિ કોય દેવ;
તે માટે મમતા તજી, કરવી ગુરુની સેવ. ૧૦
ગુરુથી મોટા હરિ નહિ, નહિ બ્રહ્મા નહિ ઇશ;
તે માટે ગુરુ સેવીએ, ચરણે નામી શીશ. ૧૧
કોપ હોય મહાદેવનો, તો રાખે ગુરુરાય;
કોપ હોય જો ગુરુતણો, શિવજી ન કરે સહાય. ૧૨
ગુરુના મુખથી પામીએ, ગુરુની વિદ્યા માત્ર;
ગુરુકૃપાથી તે ફળે, હોય પુણ્યનું પાત્ર. ૧૩
એક અક્ષર ગુરુમુખ થકી, જો પામેલો હોય;
વળતી ગુરુને ના ગણે, શ્વાન અવતરે સોય. ૧૪
માતા ગુરુ પિતા ગુરુ, જે આપે અવતાર;
તેથી સમરથ સોગણા, વિદ્યાના દાતાર. ૧૫
દીક્ષા આપે ધર્મની, શીખવે સદ્ આચાર;
વિદ્યાગુરુથી તે વડા, જો હોય શુદ્ધ વિચાર. ૧૬
ધર્મગુરુથી સોગણા, સદ્‌ગુરુ છે નિદાન;
આપી તારકમંત્રને, દર્શાવે ભગવાન. ૧૭
માટે સૌને માનવા, મનસા વાચા કાય;
કરે અવજ્ઞા તેહની, તે નર નરકે જાય. ૧૮
ગુરુ અપરાધ બરાબરી, નહિ કોય બીજા દોષ;
કૃપા હોય જો ગુરુતણી, ટળે દોષના કોશ. ૧૯

ઝટપટ જઇ મનાવીએ, જો ગુરુ રૂઠયા હોય;
મારે શાપે ગાળ દે, ગુરુ ન તજીએ તોય. ૨૦
ગુરુદ્રોહી તે પ્રાણીઓ, અંતે થાય પિશાચ;
તે માટે ના દુભીએ, ગ્રહીએ ગુરુપદ સાચ. ૨૧
કરગરીએ ગુરુને જઇ, જો કોય હોય અપરાધ;
વિનયવડે રીઝે સહી, ટાળે સઘળો બાધ. ૨૨
મોહવડે દ્રોહી થયો, મૂર્ખ મારો બાળ;
એના ગુરુને રીઝવું, હું જઈને તત્કાળ. ૨૩

ચોપાઈ ત્રિતાલ

એવો તાતે કર્યો વિચાર, ગયો કાશીપુરી મોઝાર;
પૂછી પંડિત કેરૂં નામ, જઇ ઉભો છે તેને ધામ. ૧
વિદ્યાનિધિ છે પંડિત જેહ, દીઠો દેવ પ્રભાકરે તેહ;
મળી દીધાં છે આદરમાન, કહો કયાંથી આવ્યા ગુણવાન. ૨
પછી બોલ્યા પ્રભાકર વાણી, નથી વાત તમારી અજાણી;
રહું નગર ઉજ્જેણી માંહ્ય, શિવસેવા કરૂં છું ત્યાંય. ૩
શિવે આપ્યો હતો સુત એક, મૂકયો ભણવાને વિદ્યા વિવેક;
તેથી આવ્યો તમારી પાસ, થયો પંડિત બુદ્ધિપ્રકાશ. ૪
સહુ પંડિત કાશી તણા, ભંગી ગંજી ખોરા છે ઘણા;
તેને સંગે રહ્યો એ જયારે, એની બુદ્ધિ ભમી ગઈ ત્યારે. ૫
થયો આપમતે અહંકારી, મૂઢે કીધી અવજ્ઞા તમારી;
ગુરુનિંદાનું લાગ્યું પાપ, સારૂં થયું જે દીધો શાપ. ૬
અતિ ગર્વ થાય છે જેને, દંડ ઈશ્વર દે છે તેને;
બહુ કષ્ટ પડે છે જયારે, મટે મત્સર સઘળો ત્યારે. ૭
સોનું અગ્નિમાં જયારે તવાય, બળે મેલ ને કંચન થાય;
મહાગર્વરૂપી જે રોગ, કષ્ટ ઔષધ છે ઉપયોગ. ૮

છપ્પા

કષ્ટસમે પરખાય ધર્મ ધીરજ ને નારી,
કષ્ટસમે પરખાય મિત્ર બાંધવ સુખકારી;
કષ્ટસમે પરખાય હોય વહાલાં કે વેરી,
સજ્જન કે દુરિજન પરીક્ષા પડે ઘણેરી;
શૂરો કે સતવાદીઓ સહુ કષ્ટસમે પરખાય છે,
કહે છોટમ દુઃખથી ના ડગે તેના જશ સહુ ગાય છે. ૧

ડગે ન દેખી કષ્ટ તેજ સર્વેથી શૂરો,
ડગે ન દેખી કષ્ટ તેજ પંડિતમાં પૂરો;
ડગે ન દેખી કષ્ટ વીર કહી સર્વ વખાણે,
ડગે ન દેખી કષ્ટ જક્ત સહુ તેને જાણે;
ધર્મધુરંધર તે ખરો જે હિંમત હારી ન હરબડે,
કહે છોટમ દુઃખ સામો લડે ઈશ્વર રીઝે તે વડે. ૨
કષ્ટ સહ્યું નળરાય કળિ સરખો પણ હાર્યો,
રામે વેઠયાં કષ્ટ મહાબલી રાવણ માર્યો;
સહ્યું પાંડવે કષ્ટ રાજ પામ્યા જગતીનું,
કષ્ટ સહ્યાં હરિશ્ચંદ્ર માન રાખ્યું ભક્તિનું;
ધ્રુવ પ્રહ્લાદ આદે ઘણા કષ્ટ સહી મોટા થયા,
કહે છોટમ દુઃખથી ના ડગ્યા તેના જશ જુગમાં રહ્યા. ૩

દોહા

ધન જોબન ને રાજથી, વિદ્યાથી મદ થાય;
દારુણ દુઃખ આવી પડે, તો મદ ઉતરી જાય. ૧
દુઃખ ઔષધ છે ગર્વનું, સરજ્યું છે કરતાર;
કારજ સુધરે જીવનું, જો માની લે સાર. ૨
કડકા હોય જો લોહના, તેને લાગે તાપ;
સંપી સહુ એક થાય છે, એવો દુઃખ પ્રતાપ. ૩
જીવ છકે સુખ જોઈને, કુકર્મ કરે અપાર;
તેને દુઃખ આવી પડે, તો સમરે કરતાર. ૪
તે માટે સારૂં થયું, સુતને દીધો શાપ;
દુઃખ દેખી ગુણ આવશે, તોજ સુધરશે આપ. ૫
તે માટે કરુણા કરી, શાપ કરો ઉદ્ધાર;
પાપ કર્યું તે ભોગવ્યું, વેઠયું દુઃખ અપાર. ૬
કર જોડીને કરગર્યો, વિનય કરી બહુ વાર;
જોઇ પંડિત રીઝી ગયો, શાપ કર્યો ઉદ્ધાર. ૭
જો એને લાવો અહીં, આપું તારકમંત્ર;
દેહ મટે પિશાચનો, સારો થાય સ્વતંત્ર. ૮

ચોપાઈ ત્રિતાલ

કર્યો દેવ પ્રભાકરે તંત્ર, ભણ્યો પ્રેમ આકર્ષણ મંત્ર;
એનો પુત્ર પિશાચ છે જેહ, આવી ઉભો તતક્ષણ તેહ. ૧

કહ્યો તારક કાનમાં જ્યારે, તુચ્છ દેહ મટી ગયો ત્યારે;
પાયું ગંગાનું નિર્મળ નીર, પામ્યો પોતાનું દિવ્ય શરીર. ૨
સહ્યાં દુઃખ અતીશે જ્યારે, થઇ નિર્મળ બુદ્ધિ ત્યારે;
મટયો મત્સર ને અભિમાન, થયો અનુભવ આવ્યું જ્ઞાન. ૩
જેવું નવનીત તાપે તવાય, પછી નિર્મળ તે ઘૃત થાય;
પડે માનવીને દુઃખ જ્યારે, અભિમાન મટે છે ત્યારે. ૪

દોહા

દુઃખમાં સુખ, સુખ માંહી દુઃખ, એમ વિચારે જેહ;
સમબુદ્ધિ જેની રહે, પંડિત પૂરો તેહ. ૧
પોતાના ગુરુને પછી, પ્રીતે લાગ્યો પાય;
કર જોડીને કરગર્યો, વળતી થયો વિદાય. ૨
હું તું કહી ગુરુદેવને, નર બોલાવે જેહ;
આપ બરાબર ગુરુ ગણે, અધમ જાણવા તેહ. ૩
મહિમા મોટો ગુરુ તણો, સમજ્યો રત્નપ્રસાદ;
કીધી ગુરુ ઉપાસના, મૂક્યો વાદવિવાદ. ૪
તારકના દાતા ગુરુ, તારક બ્રહ્મ સમાન;
મનુષ્ય બરાબર માનશે, તે પ્રાણી અજ્ઞાન. ૫

**ઇતિ શ્રીચિત્રભાનુ આખ્યાનનો ચોથો સર્ગ સંપૂર્ણ.**

## સર્ગ ૫ મો

દોહા

વૃદ્ધમુનિ વળતા કહે, સાંભળ તું ભૂપાલ,
મોક્ષ થાય સહુ જીવનો, તારકથી તત્કાલ. ૧
જે પ્રાણીના હૃદયમાં, હોય જ્ઞાનપ્રકાશ;
શાંત દાંત ને શીલતા, તેમાં કરે નિવાસ. ૨
એકાગ્રચિત્તે આપમાં, દેખે પ્રભુને સોય;
પાપ ઉલ્લંઘન તે કરે, ક્લેશ ન પામે કોય. ૩

ચોપાઇ ત્રિતાલ

હોય જ્ઞાન જથારથ જ્યારે, છૂટે સંશયગ્રંથિઓ ત્યારે;
પરબ્રહ્મને લાભે કરી, શોકસરિતા જાયે તરી. ૧
સત્ય ધર્મ સુકર્મ છે જેહ, તેથી અળગો પડે નહિ તેહ;
જે સત્ય તજે છે રાય, મૂળ સુદ્ધાં તે સૂકાઇ જાય. ૨

સત્ય ધર્મ તજે નહિ જેહ, હોય અમૃતરૂપી તેહ;
માત તાત તથા ગુરુદેવ, ધરી શ્રદ્ધા કરે નિત્ય સેવ. ૩
તજે નિંદક કર્મ તમામ, સારાં કર્મ કરે વસી ધામ;
જે આત્મા છે આપણ માંહ્ય, વસે પરમાત્મા પણ ત્યાંય. ૪
એને જાણે જથારથ જ્યારે, હોય જીવ કૃતારથ ત્યારે;
જાણ્યા જોગ નથી બીજું કોય, સૌથી શ્રેષ્ઠ પદારથ સોય. ૫
મહા મોટા પુરુષ જે થયા, એણે મારગે સઘળા ગયા;
સહુ પ્રાણીનો જેમાં વાસ, એવો ઓળખવો પ્રભુ પાસ. ૬
એથી જે કરે બીજો ઉપાય, તે જીવ પ્રલેમાં જાય;
છે જ્ઞાન અમૃતમય જેહ, વસે આકાશ મધ્યે તેહ. ૭
તેને જાણી શકે જન જ્યારે, છૂટે કર્મનાં બંધન ત્યારે;
એવું નિશ્ચે જાણીને રાય, કરો મોક્ષ થવાનો ઉપાય. ૮
એજ આદેશ એ ઉપદેશ, એમાં સંશે ન કરવો લેશ;
ધરી ઉત્તમ માનવદેહ, જેણે સાર ન જાણ્યો એહ. ૯
તેનો અફળ ગયો અવતાર, મરે અવતરે વારંવાર;
ઘણું શું કહું તુજને ભૂપ, ભજો તારક તત્ત્વ અનૂપ. ૧૦
માટે ધારો હૈયામાં હામ, કરો સહુ પ્રજાનાં કામ;
સૌને શીખવો નીતિ સારી, કરો તારકના અધિકારી. ૧૧
આપો સર્વેને એ ઉપદેશ, ટાળો કોટિ જન્મના ક્લેશ;
કરે જીવોનો ઉદ્ધાર, તેના પુણ્ય તણો નહિ પાર. ૧૨
અભેદાનના એહજ દાતા, રાખે જમતણે હાથે જાતા;
એવા કોઇ નહિ ઉપકારી, મહાઘાતથી લેજો ઉગારી. ૧૩
દાતા મોક્ષ તણા જે હોય, એથી પૂજ્ય અવર નહિ કોય;
છેદે કર્મનાં બંધન જેહ, ગુરુ ઇશ્વર કહીએ તેહ. ૧૪
સુણી વૃદ્ધમુનિનાં વચંન, રીઝયો મનમાં ઘણો રાજંન;
હુતા લોક પ્રજાના જેહ, રાયે તેડયા સભામાં તેહ. ૧૫

દોહા

કર જોડી રાજા કહે, સાંભળજો જન માત્ર;
રૂડી રીતે ચાલજો, થજો પુણ્યના પાત્ર. ૧

**રાગ ગરબી**

સુખનો આરો છે અતિ સારો, તે પંથે પગ ધારો જી;
**જેમાં દુઃખ દેખાય નિરંતર, તેવાં કર્મ નિવારો, હરિ હરિ ભજીયે જી. ૧**

જેમાં મંગલ હોય પોતાનું, તે ઠામે મન વાળો જી;
પાપી જનનો સંગ તજીને, તુચ્છ અનીતિ ટાળો. હરિ૦ ૨
સુખદુઃખમાં મન નિશ્ચલ રાખી, સાધુજનને સેવો જી;
વિવેકબુદ્ધિ જેથી વાધે, સંગ શોધીએ તેવો. હરિ૦ ૩
મૂઢ જનોનો સંગ થવાથી, વધશે મોહનાં જાળાં જી;
સજ્જન કેરો સંગ મળે, તો ત્રોડે સંશે તાળાં. હરિ૦ ૪
મોહ તણે વશ થઇને માનવ, હિતનાં વચન ન માને જી;
તે પુરષારથ ભ્રષ્ટ થાય ને, રઝળે રાનો રાને. હરિ૦ ૫
સાધુતણો મત છોડી દઇને, અસાધુનો ગ્રહેશે જી;
સરવ દેખતાં પડે શોકમાં, કષ્ટ ઘણેરાં સહેશે. હરિ૦ ૬
અનરથ સઘળા છોડી દેઈને, અર્થ ભલેરો ગ્રહેવો જી;
શુભ કીરતિનો લાભ પામવા, શુભકર્મો સૌ સેવો સેવો. હરિ૦ ૭
ઉપકારીને ઘાત કરે છે, જીવ કૃતઘ્ની એવા જી;
તેના જશનો નાશ થાય છે, તુચ્છ સરવથી તેવા. હરિ૦ ૮
દાન સુપાત્રે કરવા સારૂ, નીતિથકી ધન રળશે જી;
કલ્પવૃક્ષની પેરે તેને, પુણ્ય કરેલાં ફળશે. હરિ૦ ૯
અન્યાયે ધન કરે એકઠું, દે અહંકારે દાન જી;
તે પુણ્યે મહાભયથી તેને, રાખે નહિ ભગવાન. હરિ૦ ૧૦
અતિ લોભે ને અતિ અંન્યાયે, જે ધન સાંચે જાય જી;
સરવ ધરમથી થાય બહિર્મુખ, અંતે નરકે જાય. હરિ૦ ૧૧
ધર્મ તણા રક્ષણને માટે, નીતિથકી ધન રળીયે જી;
ગુપ્ત દાન અભિમાન તજીને, કરતાં બહુ ફળ મળીયે. હરિ૦ ૧૨
અન્નદાનનો દાતા હોય તે, વિધવિધ વૈભવ પામે જી;
ભૂમિદાન તણો હોય દાતા, વસે સ્વર્ગસુખ ધામે. હરિ૦ ૧૩
વિદ્યાદાન સરવથી સારૂં, જેથી સુધરે જીવ જી;
કન્યાદાન કરે વિધિ સાથે, પામે ભોગ સદૈવ. હરિ૦ ૧૪
વાહન વસ્ત્ર ઉપાન છત્ર ધર, હય ગજ રથ ગૌદાન જી;
નિરઅભિમાને હરિને અરપે, રીઝે શ્રી ભગવાન. હરિ૦ ૧૫
દુર્બળ દીન અપંગ અંધની, દયા ઘણી મન ધરવી જી;
જીવ સરવ શ્રી પ્રભુના જાણી, સહુની સેવા કરવી. હરિ૦ ૧૬
ભૂખ્યા જનને ભોજન દેવું, તૃશાવંતને પાણી જી;
રોગીને વળી ઔષધ દેવું, અનુકંપા ઉર આણી. હરિ૦ ૧૭

સહુ સરજેલું છે ઈશ્વરનું, માટે ગર્વ ન કરવો જી;
પ્રભુને પ્રિય કરવાને માટે, એજ ધરમ અનુસરવો. હરિ૦ ૧૮
માત પિતા સુત દારા સધળાં,દુઃખીયાં હોય ઘરમાંહ્ય જી;
પોતે દાન કરે બીજાને, ફળ ના પામે કોય. હરિ૦ ૧૯
માતા છે પૃથ્વીથી મોટી, આકાશથી વળી તાત જી;
તેની સેવા જે નર ન કરે, તે પામે દુઃખની ધાત. હરિ૦ ૨૦
સરવ જનનું સારૂં ઇચ્છે, તેને કહીએ સાધુ જી;
સરવ જીવનું માઠું તાકે, એ નર પરમ અસાધુ. હરિ૦ ૨૧
પરનું સુખ દેખીને સારૂં, ઈર્ષા જેને આવે જી;
અધમ થકી તે અધમ જાણવા, અઘોર પાપી કહાવે. હરિ૦ ૨૨
ધીરજ ક્ષમા તન મનની શુદ્ધિ, ઇંદ્રિનિગ્રહ કરવો જી;
બ્રહ્મવિદ્યા ને સત્ય બોલવું, એજ ધરમ અનુસરવો. હરિ૦ ૨૩
પાપરહિત લજ્જાવંત જનની,લક્ષ્મી વૃદ્ધિ પામે જી;
નિર્લજ પાપી જનની લક્ષ્મી, નાશ હોય તે ઠામે. હરિ૦ ૨૪
અન્યાયે કોયને દંડે તો, જશ ને કીર્તિ નાસે જી;
સ્વર્ગસુખની હાનિ થાય ને, વસે નરકમાં વાસે. હરિ૦ ૨૫
ક્ષમા સરવનું છે આભૂષણ, ક્ષમા સરવનું ધંન જી;
નિર્બળ કે બળવંતા નરને, ક્ષમા રાખવી મંન. હરિ૦ ૨૬
પોતા સરખું સહુને દેખી, જે ઈચ્છે કલ્યાણ જી;
પરને પીડા જે કરનારા, તે પામે દુઃખ–ખાણ્ય. હરિ૦ ૨૭
સાધુજન પર દુઃખ દેખીને, પામે મનમાં તાપ જી;
દુષ્ટ પુરુષ પરનું દુઃખ દેખી, રાજી રહે છે આપ. હરિ૦ ૨૮
જે મન વચને કર્મે કરીને, કોય કરે નહિ પાપ જી;
તેના ઉપર સદાય ઇશ્વર, રાજી રહે છે આપ. હરિ૦ ૨૯
દેહને આપ ગણે જે મૂરખ, તેને સઘળા દોષ જી;
અળગું આપ લહે ગુરુગમથી, ટળે દોષના કોશ. હરિ૦ ૩૦
એ શિખામણ સરવે જનને, ભાવે કહી છે ભૂપે જી;
જન છોટમ જે ઉરમાં ધારે, તે ન પડે ભવકૂપે. હરિ૦ ૩૧

દોહા

પ્રજા માત્રને પ્રીત્યથી, આપ્યો એ ઉપદેશ;
તારક તત્ત્વ બતાવીયું, ટાળ્યા સહુના કલેશ. ૧

## ચોપાઈ ત્રિતાલ

હવે સાંભળજો જન સર્વ, ગુરુજ્ઞાનથી ગાળો ગર્વ;
પરબ્રહ્મ છે અકળ અરૂપ, તેથી પ્રકટ થયાં સહુ રૂપ. ૧
રચી સ્થાવર જંગમ જાતિ, તેમાં ભેદ રચ્યા બહુ ભાતિ;
નરદેવ તણો જે દેહ, બોલે બાવન અક્ષર તેહ. ૨
દેહ લક્ષ ચોરાશી કહેવાય, નરદેહ સરવનો રાય;
અન્ય દેહ તણા જે પ્રાણી, કોય ના શકે કર્તાને જાણી. ૩
શિલ્પચાતુરી કર્તાની જેહ, કોય જાણી શકે નહિ તેહ;
ઉંઘ આહાર વિહાર અનંગ, વળી સાચવે પોતાનું અંગ. ૪
એથી નહિ કાંય અધિક વિચાર, એમ જીવની જાતિ અપાર;
પછી ધારી પ્રભુએ એહ, રચ્યો માનવી કેરો દેહ. ૫
આપી બુદ્ધિ કૃપા કરી જ્યારે, થયો માનવ મોટો ત્યારે;
વળી આપી છે મન ને વાણી, તેથી શકે પ્રભુને જાણી;
આવે જ્યાં થકી વાણીની ધાર, તેજ ઠામે વસે કીરતાર. ૬
પ્રેરે આત્મા પ્રકૃતિને જ્યારે, ઉઠે શ્વાસ તણી કળ ત્યારે;
મન કાયાના અગ્નિને હણે, તેથી મંદ મંદ સ્વર બને. ૭
મળે આવીને બુદ્ધિની માંહ્ય, બહુ ઘાટ ઘડે છે ત્યાંય;
જેવો આશય બુદ્ધિનો હોય, મુખદ્વારાયે બોલે સોય. ૮
જ્યાંથી ઉઠે અક્ષરનો તાર, તેનું નામ કહે છે ૐકાર;
મૂળ સર્વે અક્ષરનું જેહ, નામ તારક કહીએ તેહ. ૯
એમ અનુભવ જો ઉઘડે, નિજ ધામ તે તેને જડે;
સહુ ગ્રંથ છે વાણીવિલાસ, માટે મૂળનો કરવો તપાસ. ૧૦
મૂળ જ્યાંલગી ના લહે જીવ, કોટી કલ્પે મળે નહિ શિવ;
જ્યારે મૂળ સર્વનું જડે, ત્યારે ભવમાં ભટકવું ના પડે. ૧૧
સ્થૂલ સૂક્ષ્મ પ્રકૃતિ જેહ, વિશ્વવૃક્ષ બન્યું છે એહ;
મૂળ જોતાં છે તારક એક, એમ જોજો કરીને વિવેક. ૧૨
સિંચે મૂળમાં જ્યારે તોય, સહુ વૃક્ષ પ્રફુલ્લિત હોય;
દિન રાત્રિએ વધતું જાય, પત્ર પુષ્પ ઘણાં ફળ થાય. ૧૩
વૃક્ષ ઠામે છે ઈંડિ અનેક, મૂળ તારક તત્ત્વ છે એક;
એને સુરત ધરી સિંચાય, વિશ્વ પૂજ્યા તણું ફળ થાય. ૧૪
જેણે ઓળખ્યું તારક તંત, તેણે પૂજ્યા દેવ અનંત;
સહુ દેવમાં દૈવત એનું, વળી જગ્ત રચેલું જેનું. ૧૫

દોહા

જૂઠું સઘળું જગ્ત છે, સાચું એ નિરધાર;
કહે છોટમ નિશ્ચે કરી, કરવો એજ વિચાર. ૧
ખાતાં પીતાં બોલતાં, કરતાં સઘળાં કામ;
નિશદિન તત્ત્વ વિચારવું, મન રાખી એક ઠામ. ૨
શૌચ સ્નાન કીધા પછી, ભજવા શ્રી ભગવાન;
એકાંતે આસન કરી, ધરવું તેનું ધ્યાન. ૩
જૂઠ કપટ નિંદા તજી, ધરવો દૃઢ વિશ્વાસ;
તારક તત્ત્વ વિચારીએ, સમરણ શ્વાસોશ્વાસ. ૪
કલ્મશ કોટીક કલ્પનાં, નિશ્ચે થાયે નાશ;
અખિલ લોકનો આત્મા, પ્રગટે પોતા પાસ. ૫
એ શિખામણ સર્વને, ભૂપે દીધી સાર;
પ્રજા સર્વ પાયે નમી, કીધી અંગીકાર. ૬
સર્વે જનને શીખવી, નીતિ કેરી રીત્ય;
તારક બ્રહ્મ ઉપાસના, કરે ધરીને પ્રીત્ય. ૭
ગાય શીખે ને સાંભળે, તારકનો મહિમાય;
ઉત્તમ રીતે આદરે, જરૂર મોક્ષમાં જાય. ૮
અખિલ લોકમાં એક છે, તારક મોટું તત્ત્વ;
જે જાણે તે જાણજો, સકળ દેવનું સત્વ. ૯

ચોપાઈ ત્રિતાલ

વામ નાડી ઇડા શશિ વાસ, રવિ દક્ષિણ પિંગલા પાસ;
રહે પાવક સૂક્ષ્મણા માંહ્ય, હંસરૂપ રહ્યું છે ત્યાંય;
જીવ હંસને ભેટે જ્યારે, મળે મોક્ષ પરમપદ ત્યારે. ૧
ગંગા યમુના ને સરસ્વતી સોય, નિત્ય ત્રિવેણી સંગમ હોય;
તેમાં જે જન મજ્જન કરે, તેનાં પાતક સઘળાં હરે. ૨
હંસ જે પદ માંહે સમાય, તેને અક્ષરાતીત કહેવાય;
એનું નામ છે તારક બ્રહ્મ, તેનો કોયક જાણે મર્મ. ૩
એનો મહિમા અનંત અપાર, જેનો વેદ ન પામે પાર;
કોય અનુભવી એને લહે, જન છોટમ શું શું કહે. ૪

ઇતિ શ્રીચિત્રભાનુ આખ્યાનનો પાંચમો સર્ગ સંપૂર્ણ

**ચિત્રભાનુનું આખ્યાન સંપૂર્ણ.**



# ૧૧—મનજીભાઇનું આખ્યાન
## અથવા બોધબાવની

છપ્પા

વંદું ગુરુપદ કમલ વિમલ મન બુદ્ધિકરતા,
ભાસે બ્રહ્મપ્રકાશ અવિદ્યા તિમિર હરતા;
સૂઝે સાર અસાર સકળ સુખ ઉપજે એથી,
તન—મન હોય પવિત્ર તત્ત્વ નિજ દરશે તેથી;
વળી મહિમા સદ્‌ગુરુ તણો શિવ સનકાદિ ગાય છે,
જેની કૃપા—કટાક્ષથી જીવ બ્રહ્મમય થાય છે. ૧

માયાનાં બે રૂપ અવિદ્યા વિદ્યા કહીએ,
વિદ્યા ઉજ્જ્વલ રૂપ અવિદ્યા કાળી લહીએ;
કાળી રૂપ કરાળ પ્રવૃત્તિ કેરી માતા,
વિદ્યા સુખમય સાર નિવૃત્તિ કેરી જાતા;
એ નીવૃત્તિ—પ્રવૃત્તિ બે મન રાજાને જઇ વરી,
પરિવાર થયો બહુ તેહનો તે કથા કહું જુગતે કરી. ૨

કાયા નગર અનૂપ દ્વાર નવ કહીએ તેને,
ફરતા ત્રણે કોટ કાંગરા ઓપે એને;
વન ઉપવન ને બાગ પૂરા છે પાછળ ફરતા,
રાણી સહિત મનરાય ભોગ ભાવેથી કરતા;
તે પ્રવૃત્તિ તથા નિવૃત્તિનો વિસ્તાર પછી વધ્યો બહુ,
એ મન વશ વરતે જેહને તેવું ફળ આપે સહુ. ૩

પુત્ર પ્રવૃત્તિ તણો પ્રથમ તો મોહ પ્રમાણો,
બીજો કહીએ કામ ક્રોધ તે ત્રીજો જાણો;
ચોથો સુત છે લોભ દંભ તે પંચમ કહીએ,
છઠ્ઠો કહીએ ગર્વ સાતમો મદને લહીએ;
વળી અધર્મ સુત છે આઠમો પુત્ર પ્રવૃત્તિના કહ્યા,
એ પ્રજાસહિત બળીઆ બહુ ત્રિભોવનમાં વ્યાપી રહ્યા. ૪

મિથ્યા દૃષ્ટિ નામ મોહની કહીએ નારી,
સુત તેનો અહંકાર વરી છે મમતા પ્યારી;
કામ તણી જે નાર રતિ રૂપાળી કહીએ,

લાલચ તેનો પુત્ર પત્ની લોલુપતા લહીએ;
વળી હિંસાને ક્રોધે વરી અસત્ય સુત તેનો થયો,
અવિચાર નારી વરી વિસ્મૃતિ સુત તેનો કહ્યો. ૫
તૃષ્ણા વરીઓ લોભ પુત્ર ત્રય તાપ થયા છે,
ચિંતા વરીઓ તેહ પુત્ર શોકાદિ થયા છે;
આશાવરીયો દંભ પુત્ર પાખંડ વખાણું,
વરી અવિદ્યા નાર પુત્ર પ્રપંચ વખાણું;
વળી ગર્વ અવિદ્યાને વર્યો સુત અપજશ છે તેહનો,
તે પરણ્યો પાપ કૃતિ બહુ ધિક્કાર કરે જગ જેહનો. ૬
મદની ઈર્ષ્યા નાર પુત્ર તો વિરોધ કહીએ,
સ્પર્ધા વરીઓ તેહ જક્ત શત્રુ સુત લહીએ;
અશુચિ વર્યો અધર્મ પુત્ર છે અસત્ય તેનો,
વિષયાસક્તિ નાર વામ પંથ છે સુત જેનો;
એ કુટુંબ પ્રવૃત્તિ નારનું વેદ પુરાણ સ્મૃતિઓ વદે,
એ કૃપા ન હોય કર્તાતણી વાસ કરે તેને હ્રદે. ૭
અદયા ઈશ્વર તણી થાય છે જન પર જ્યારે,
મોહ તથા અજ્ઞાન તરત ઉપજે છે ત્યારે;
દુષ્ટ વાસના નામ પ્રગટ હોય પુત્રી એથી,
પાપરૂપ પરિવાર ઉપજે અગણિત તેથી;
તે ભૂલાવે નિજ આપને જક્ત ભાન ઊંધું કરે,
તે મોહ તથા અજ્ઞાનથી જીવ જન્મ નાના ધરે. ૮
મોહથી સંશય થાય ભમે મન ચોમેર તેથી,
કપટ કુકર્મ અસત્ય અસંયમ ઇંદ્રિયેથી;
તેથી ઉપજે તાપ રોગ નાના ઉપજાવે,
મંત્ર જંત્ર ને તંત્ર ભૈરવી સેવા ભાવે;
એમ અવિદ્યા મૂળથી પુત્ર ઘણા પાપી થયા,
તે નાખે જીવને નર્કમાં એવા સહુ ગ્રંથે કહ્યા. ૯
ભ્રષ્ટ નષ્ટ ને કષ્ટ દુષ્ટ તો વ્યાકુળતાઈ,
અતિ ચાહ અતિ કામ કુમતિ નિંદા કૃપણાઈ;
તન મતિ અંતર દાહ સહજ શોષના ઉપાવે,
ક્રિયા કુટિલતા દંભ દુષ્ટતા રહે સ્વભાવે;
એમ કલહકારક સહુ મોહ તણો પરવાર છે,

જે જનના ઉરમાં વસ્યો તેને દુઃખ અપાર છે. ૧૦

## નિવૃત્તિ-કુટુંબવર્ણન

પ્રથમ નિવૃત્તિતણો પુત્ર તો વિવેક કહીએ,
બીજો વસ્તુ વિચાર ધૈર્યતા ત્રીજો લહીએ;
છે ચોથો સંતોષ પંચમો સત્ય પ્રમાણું,
છઠ્ઠો કહીએ શીલ સાતમો ધર્મ વખાણું;
વૈરાગ્ય પુત્ર છે આઠમો વિષ્ણુભક્તિ કન્યા કહી,
નારી પુત્ર તેનાં કહું તે સજ્જન સુણજો સહી. ૧૧
પહેલો વસ્તુ વિચાર વરી છે નિશ્ચે નારી,
નેમ તેહનો પુત્ર વરી છે દૃઢતા સારી;
બીજો રાય વિવેક બ્રહ્મવિદ્યા છે રાણી,
સુત છે જ્ઞાનાનંદ અસંગતા વધૂ વખાણી;
વળી ધીરજની કીર્તિ વધૂ ક્ષમા પુત્ર છે તેહનો,
તે આર્જવ તેની સુંદરી મુદિતા સુત છે એહનો. ૧૨
ત્રીજો છે સંતોષ તૃપ્તિ છે નારી તેની,
ઉપજ્યો સુત આનંદ વધૂ કરુણા છે એની;
ચોથો કહીએ સત્ય સાધુતા નામે નારી,
પુત્ર નિષ્કપટ નામ આત્મજિજ્ઞાસા પ્યારી;
વળી લજ્જા નારી શીળની પુત્ર સુયશ પરમાણીએ,
છે શુભ કીર્તિ સુંદરી પુત્ર પ્રતાપ વખાણીએ. ૧૩
ધર્મ પંચમો નામ સુંદરી શ્રદ્ધા કહીએ,
સુત છે બુદ્ધિપ્રકાશ સુવાસના વનિતા લહીએ;
પુત્ર શુદ્ધતા નામ વર્યો છે નિર્મળ નારી,
સુત તેનો સમદષ્ટ પરણીઓ નીતિ પ્યારી;
વળી છઠ્ઠો વર વૈરાગ્ય છે જગ ઉદાસતા સુંદરી,
સુત તેનો અભ્યાસ છે વધૂ નિરાલસ્યાને વરી. ૧૪
અષ્ટ પુત્ર અભ્યાસ તણા સાંભળજો હાવે,
પરથમ યમ ને નેમ પછી તો આસન કહાવે;
પૂરક રેચક સાસ કરીને કુંભક કરવા,
સાધે પ્રાણાયામ પાપના પુંજો હરવા;
પ્રત્યાહાર ને ધારણા ધ્યાન સમાધિ સાધીએ,
એવા આઠે અંગથી અક્ષર બ્રહ્મ આરાધીએ. ૧૫

ભગવત્–કૃપા–કટાક્ષ પ્રેમ સુત પ્રગટે તેનો,
મોહ કરે નિર્મૂળ અધિક છે પ્રતાપ એનો;
વિષ્ણુભક્તિ નામ પ્રેમની કહીએ નારી,
નવધા તેના પુત્ર થયા છે આનંદકારી;
શ્રવણ કીર્તન સ્મરણ છે પાદસેવના જાણીએ,
અર્ચન વંદન દાસ્ય સખ્ય અર્પણ આત્મ પ્રમાણીએ. ૧૬
નિવૃત્તિ તણો સુસંગ પ્રથમ પરધાન વખાણું,
કુસંગ પ્રવૃત્તિ પ્રધાન જડ મતિ કરતા જાણું;
એ બેનો વિસ્તાર અતીશે વાધ્યો એવો,
એક એકને ખાય ત્રિલોકી જીતે તેવો;
એ મન રાજાને વશ કરી પછી જન સ્વાધીન થાય છે,
તેવો તેવો જક્તમાં મહિમા તેનો ગાય છે. ૧૭
એક સમે એકાંત શાંત મન બેઠો થઈને,
મળી નિવૃત્તિ નાર પ્રીતથી પાસે જઈને;
કહે સાંભળો કંથ પ્રવૃત્તિ નારી છોડો,
વિવેક કૂલની સંગ પ્રેમથી પ્રીતિ જોડો;
એ રંડા દુખનું રૂપ છે કરશે કલેશ અતિ ઘણો,
માટે મારા નાથજી પ્રસંગ પરહરો તે તણો. ૧૮
જુઓ પ્રવૃત્તિ કામ કરે છે જગમાં કેવાં,
જીવને નાખે જાળ કામ આરંભે એવાં;
હિંસા ચોરી જૂઠ અનીતિ ઉરમાં પેસે,
નહિ સંપ કે જંપ ઠરીને ઠામ ન બેસે;
વળી પાપ કરી બહુ પેરનાં નર તે નરકે સંચરે. ૧૯

× × × ×

જુઓ પ્રવૃત્તિવાન મદ્યનું પાન કરે છે,
નીચ સંગ નાદાન અભક્ષ્યાભક્ષ્ય ચરે છે;
દેવી ભૈરવ ભૂત ઉપાસે અધમ અભાગી,
શુદ્ધ સનાતન ધર્મ તેહને દે છે ત્યાગી;
વળી સુખ આશાએ માનવી અપાર નીચે જાય છે,
વામ કૌલ પંથે પડી ઘોર પાતકી થાય છે. ૨૦
રળી અધર્મે ધન હેમના કરે અછોડા,
માંડી વડો વિવાહ વડા કાઢે વરઘોડા;

દારૂખાનાં માંહ્ય દામ ઉડાડી દે છે,
જાણે આ જગ માંહ્ય અમોને મોટા કહે છે;
પણ પામર પરઉપકારમાં કોડી એક ન વાવરે,
પછી પાપે હોય દુર્બળ દશા તે હાય હાય કરતા મરે. ૨૧
મમતે માંડી વાદ નાતમાં વરા કરે છે,
કાઢી કોઈનું કર્જ પછી દુઃખ સહી મરે છે;
પુત્રી નાની હોય વૃદ્ધ નરને તે આપે,
લે મન માન્યું દામ પડે નરકે તે પાપે;
તે પુત્રી વિધવા થાય છે પછી દારુણ દુઃખ તેને પડે,
એમ વિવેક વિના જુઓ જીવ જીવે ત્યાંસુધી રડે. ૨૨
વિના વિવેક વિચાર સાર સૌનો નવ શોધે,
વિના વિવેક વિચાર પડે ઠગ ગુરુને બોધે;
વિના વિવેક વિચાર થાય વ્યસની વ્યભિચારી,
વિના વિવેક વિચાર કરે ગુરુજનની યારી;
માટે મારા કંથજી વિવેકને વશ થઈ ફરો,
કપુત પુત્ર પ્રવૃત્તિના એ મોહ-મદાદિક પરહરો. ૨૩
મોહે માનવ બુદ્ધ જાય નીચાથી નીચી,
દીપક માંહી પતંગ પડે જયમ આંખો મીંચી;
દામ-ચામને કાજ કરે છે કરણી કેવી,
મહા નીચ ચંડાળ પૂજે છે મેલી દેવી;
વળી સિદ્ધ થવા સંસારમાં મોહિ કુકર્મ કરે બહુ,
માટે મારા નાથજી મોહ કુટેવ તજજો સહુ. ૨૪
કામ ક્રોધ ને લોભ દંભ ગર્વાદિક કહીએ,
મદ અધર્મની આદ્ય પ્રવૃત્તિ પુત્રો લહીએ;
એની પ્રજા અપાર ધર્મ ધન બાધું હરશે,
પાપરૂપિણી છાર ઘણી ભંડારે ભરશે;
પછી માનવદેહ મટી જશે વળી પશુ આદિ તનુમાં જશો,
જો ખોશો ધન-ધર્મને તો સદાકાળ દુઃખીઆ થશો. ૨૫
વચન નિવૃત્તિ તણાં ઘણાં પ્રિય લાગ્યાં મનને,
કરી પ્રવૃત્તિ ત્યાગ ત્યજ્યા વળી એના જનને;
કર્યો વિવેક પ્રધાન અવર સેનાપતિ એવા,
કરે મોહ જો બંડ દંડ તેને દે તેવા;

શીલ સત્ય સંતોષનું બહુ થાણું નવદ્વારે રહ્યું,
વળી રાજ્ય કાજ શુભ રીતથી કરે જેમ મનુએ કહ્યું. ૨૬
પતિતણું અપમાન સહી નવ શકી પ્રવર્તી,
કરવા લાગી ક્લેશ આંખમાં આંસુ ભરતી;
પાસે તેડયા પુત્ર પછીથી કહેવા લાગી,
મળ્યું નિવૃત્તિને માન તમસહિત મુજને ત્યાગી;
વળી વાધ્યું જોર વિવેકનું તુચ્છ થયા સઘળા તમે,
હવે કાયાગઢથી કાઢશે પછી ઠોર નહિ પામો ક્યમે. ૨૭
સુણી માતનાં વેણ મોહ કહે મૂછ મરોડી,
મુજને ના દે માન સઘ ચોળે રાખોડી;
ગમશે નહિ ઘરકાજ લાજ તજી ફરશે નાગા,
વનમાં કરશે વાસ નારીથી નાસે ભાગા;
સિદ્ધિની લાલચ ઘણી તેને પણ દેખાડીએ,
મહિમા માન વધારતાં પદ પહોંચ્યા પહેલો પાડીએ. ૨૮
ઇંદ્ર ચંદ્ર અજ ઈશ મહામુનિ નારદ જેવા,
સૃષ્ટિના સરદાર ભમાવ્યા એવા એવા;
વસમા વિશ્વામિત્ર ક્રોધ ને ન શક્યા ટાળી,
વસિષ્ઠ સાથે વેર કરી તપ દીધાં બાળી;
માટે કોઈ ત્રિલોકમાં અમને જીતી ના શકે,
જો સેના મારી ચઢે વિવેક ક્યાં સુધી ટકે. ૨૯
એમ મનાવી માત વીરરસ અંગે વ્યાપ્યો,
કરી આગુવો કામ સબળ સેનાપતિ થાપ્યો;
ક્રોધ લોભ મદ ગર્વ સર્વ સંગ્રામે ચઢીઆ,
પુરના પશ્ચમ દ્વાર વિષે સહુ આવી અડીઆ;
વિવેક ચટ ચેતી ગયો યમ ને આસન સાધીઆ,
પ્રીત્યે પ્રાણાયામમાં અખંડ બ્રહ્મ આરાધીઆ. ૩૦
પરઠયો પ્રત્યાહાર ધારણા ધ્યાન સમાધિ,
એવાં આઠે અંગ સહજથી લીધાં સાધી;
કાયારૂપ નિખંગ શ્વાસ શરથી છે ભરીઆ,
એકવીસ હજાર વળી ખટસેં વિસ્તરીઆ;
વળી મૂલ ચતુર્દશ લોકનું એક શ્વાસનું થાય છે,
તે અચેત જીવ અજાણનું એળે વેળે જાય છે. ૩૧

ધરી ધનુષ્ય ૐકાર બાણ નિજ આત્મા ધરીઓ,
તત્પદ કેરો લક્ષ વેધ તે મધ્યે કરીઓ;
તન્મયતા ત્યાં થાય એક અદ્વૈતજ ભાસે,
મોહ તિમિર ટળી ગયું પરમ જ્યાં બ્રહ્મ પ્રકાશે;
વળી અનહદ ડંકા વાગીઆ આપે હવી અગોચરી,
રૂડી હવી ઋતંભરા પ્રજ્ઞા પ્રેમરસે ભરી. ૩૨
સરોવર મધ્યે હંસ આપ જ્યાં રહ્યો નિરાળો,
શુદ્ધ સત્વગુણ રૂપ ભૂમિકા માંહી રસાળો;
એજ અંસપ્રજ્ઞાત સમાધિ સુખમય પામી,
હવો ત્રિગુણાતીત વાસના સર્વ વિરામી;
પામી ભૂમિ મધુમતી સ્વયંરૂપ સહેજે રહ્યો,
પામ્યો પાર પ્રકૃતિનો પછી શરીરનો સંભવ ગયો. ૩૩
હણ્યો વિવેક મોહ–કામને વસ્તુવિચારે,
ગયો ધીરજે ક્રોધ લોભને તોષ વિડારે;
સત્યે હણીયો દંભ શીલથી ગર્વ નિવાર્યો,
ધર્મે મદનો નાશ વિરાગે અધર્મ વૈરાગ્ય માર્યો;
વળી મિથ્યા દષ્ટિને હણી શ્રદ્ધારૂપી નારીએ,
કહે છોટમ એ રીતથી મોહતણું કુલ મારીએ. ૩૪
હણ્યો દેહ હંકાર ક્ષણિક જે પદાર્થ–જ્ઞાને,
મમતા પામી મર્ણ નેમથી દૃઢતા દયા ને;
થયો રતિનો અસ્ત બ્રહ્મવિદ્યાને ભાળી,
પ્રગટ્યો જ્ઞાનાનંદ તે થકી લાલચ ટાળી;
વળી લોલુપતા આ લોકમાં કરી અસંગે વેગળી,
જીવહિંસા ગઇ દયાવડે ત્યમ અસત્યા સત્યે ટળી. ૩૫
અશુદ્ધતા છે જેહ સત્ય શુચિતાએ મારી,
હુતી અધીરજ જેહ ગઇ ધીરજથી હારી;
કઠોરતા જે ક્રૂર આર્જવે અસ્ત કરી છે,
પ્રગટી મુદિતા પૂર શોકતા સર્વ હરી છે;
વળી તૃષ્ણા ગઇ તૃપ્તિવડે ત્રય તાપ આનંદે ટાળીઆ,
ગઈ ચિંતા પૂરણતા વડે એમ પુણ્યે પાપ પ્રજાળીઆ. ૩૬
આશા પામી અસ્ત નિરાશા પ્રકટી જ્યારે,
નિષ્કપટે પાખંડ તર્ત નિવાર્યું ત્યારે;

આત્મજિજ્ઞાસા લઢી અવિદ્યા અળગી કીધી,
લોકલાજને તર્ત હરિને ધ્યાને લીધી;
વળી અપજશ સુજશવડે હણ્યો અપકીર્તિ સુકીર્તિએ હણી,
એમ વિડારી વેગથી, મોહ તણી સૈન્યા ઘણી. ૩૭
ઈર્ષ્યા ના રહી લેશ સબળ જો શ્રદ્ધા જાગી,
સમતાવડે વિરોધ ગયો નિજ ઘરને ત્યાગી;
સ્પર્ધા પામી નાશ સર્વ ઘટ આત્મા ભાસે,
ભ્રાન્તિ પામી ભંગ પૂર્ણ જ્યાં હંસ પ્રકાશે;
વળી ટળી ગઇ દુર્વાસના જ્યાં સદ્દવાસના ઉદે થઇ,
ગઈ ઉદાસી આનંદથી એમ અભ્યાસે આલસા ગઇ. ૩૮
ઉપજે મિથ્યા જ્ઞાન અવિદ્યા કહીએ તેને,
જેમ રજ્જુને ઠામ સર્પ ભાસે છે એને;
શુદ્ધ અનંત અપાર સદા ચૈતન છે દેહી,
મહામલિન અશુદ્ધ દેહ હું કહે છે તેહી;
એવું મિથ્યા જ્ઞાન છે તેજ અવિદ્યા જાણીએ,
પહેલી પંચક્લેશની માતા એજ પ્રમાણીએ. ૩૯
વળી અસ્મિતા વડે સર્વ માને છે મ્હારૂં,
સુત દારા ને દેહ સર્વથી મ્હારે સારૂં;
અનુકૂળ વસ્તુ હોય રાગ તે ઉપર રહે છે,
પ્રતિકૂળ વસ્તુ હોય દ્વેષથી તેહ જુએ છે;
વળી મરણ તણો ભય થાય છે અભિનિવેશ એને કહે,
એવા પંચે ક્લેશ છે તે સૂક્ષ્મ દેહ વિષે રહે. ૪૦
પંચ કલેશનાં બીજ બુદ્ધિ ભૂમિમાં રહે છે,
વૃક્ષ બીજમાં જેમ એમ પંડિત જન કહે છે;
જુવાની વયની માંય થાય ઉગીને મોટા,
વિવિધ વાસના તણા વળે છે વળતી ગોટા;
જોગ તણા અભ્યાસથી તે બીજ સકળ બળી જાય છે,
ભાસે નિર્મળ આત્મા તેજ મુક્ત કહેવાય છે. ૪૧
દર્પણમાં પ્રતિબિંબ પડે છે મુખનું જેવું,
આપ વિકારે કરી વિલક્ષણ ભાસે તેવું;
બ્રહ્મ તણો આભાસ બુદ્ધિ દર્પણવત્ ગ્રહે છે,
બુદ્ધિવિકારે કરી જીવ અજ્ઞાની કહે છે;

તે જોગ જુગત અભ્યાસથી કારણમાં લય થાય છે,
પ્રતિબિંબ મળી રહે બિંબમાં અહં બ્રહ્મ કહેવાય છે. ૪૨
પ્રણવઉપાસન વડે કરે લય ચિંતન કોઈ,
કારજ કારણમાંય કરી લય દેખે સોઇ;
કારજ વિશ્વ સમસ્ત બ્રહ્મ તે કારણ કહીએ,
એક એકમાં લય કરી એક અદ્વૈત થઈ રહીએ;
હવે લય ચિંતન તણો પ્રકાર કહું જુગતે કરી,
પ્રણવ ઉપાસન જે કરે તે નર સ્વે થાયે હરિ. ૪૩
અકાર નામે પુરુષ વિશ્વ તો તેને કહીએ,
તૈજસ રૂપ ઉકાર સૂક્ષ્મ જે શ્રેષ્ઠ લહીએ;
પ્રાજ્ઞ રૂપ મકાર સર્વનું કારણ જાણો,
સાક્ષી બ્રહ્મ કૂટસ્થ અર્ધમાત્રા પ્રમાણો;
એ લય કરતાં એક એકમાં શુદ્ધ સમાધિ થાય છે,
એ જીવ બ્રહ્મની એકતા કરવા તણો ઉપાય છે. ૪૪
સ્થૂળ પ્રપંચ સમસ્ત મેળવે અકાર અંગે,
સઘળો સૂક્ષ્મ પ્રપંચ મેળવે ઉકાર સંગે;
કારણ સર્વ પ્રપંચ મેળવે મકાર ભેળો,
મકાર આત્મા માંય જોગ જુગતીથી મેલો;
એ આત્મા પરમાત્મા વિષે એકરૂપ થઇને રહે,
એ લય ચિંતન કરવા થકી મળવિકાર સઘળા દહે. ૪૫
વ્યષ્ટિ સમષ્ટિ સ્થૂળ વિશ્વ વિશ્વાનર નામે,
અકારનું એ વાચ્ય લક્ષ છે ચૈતન ઠામે;
તૈજસ હિરણ્યગર્ભ સૂક્ષ્મ જે પ્રપંચ સારો,
ઉકારનું એ વાચ્ય લક્ષ તે ચૈતન ધારો;
પ્રાજ્ઞ ઈશ્વર બે મળી ઉપાધિ કારણ તણી,
મકારનું એ વાચ્ય લક્ષ તેજ ચૈતન ભણી. ૪૬
એવો થયો વિવેક સકળ સેન્યાનો સ્વામી,
ચાલ્યું રૂડું રાજ નિવૃત્તિ આનંદ પામી;
શીલ સત્ય સંતોષ વડા ધર્માદિક વંકા,
વસ્યા મહેલની મધ્ય વાગીઆ અનહદ ડંકા;
વળી ચંદ્ર સુરજની મધ્યમાં લક્ષ નિશાન લગાવીઆં,
પટ ફર્કે પંચે રંગનાં તે દ્વાદશ અંતે આવીઆં. ૪૭

બોધ ભાનુ ઉદ્યોત થયો તન તિમિર ટળીઆં,
જડમતિ રૂપી બર્ફ તણાં સહુ દગડાં ગળીઆં;
સત્ય તણો આધાર સર્વ વર્તે સુખરાશી,
પાપ પ્રવૃત્તિ માત્ર ગઇ નગરીથી નાશી;
વળી ઈશ્વરકૃપાકટાક્ષથી પ્રેમભાવ ઉદે થયો,
થઇ નવધા ભકિત નાથની શોક મોહ સંશે ગયો. ૪૮
શ્રવણ થાય સદ્ ગ્રંથ બ્રહ્મનું કીર્તન કરવું,
સમરણ સાસ ઉસાસ ચરણ સેવન અનુસરવું;
અર્ચન આઠે પહોર વંદના વિશ્વપતિની,
દેહભાવથી દાસ્ય સખ્યતા ગૂઢ ગતિની;
વળી આત્મા પરમાત્મા વિષે, એકમેક થઇ જાય છે,
એ આત્મનિવેદન નામની, ભક્તિ મહામુનિ ગાય છે. ૪૯
ઉપજે પ્રેમ અપાર તાર ક્ષણુએ નવ તૂટે,
અહંબુદ્ધિ જડ સાથ પડેલી ગ્રંથિ છૂટે;
ઉજ્જવળ હૃદયાકાશ વિષે ભાસે બ્રહ્મભાનુ,
સૂઝે સાર અસાર રહે નહિ કિંચિત્ છાનું;
એવું રાજ્ય વિવેકનું પંચકોશ પુરમાં થયું,
પછી પાપી યૂથ પ્રવૃત્તિનું, અંધકાર અળગું રહ્યું. ૫૦
કોટિ જન્મનાં પુણ્ય પ્રગટ હોય એકે વારે,
ભગવત્કૃપાકટાક્ષ થાય તે જન પર ત્યારે;
આતુર હોય અપાર પામવા એક પ્રભુને,
લહી તત્પદનો લક્ષ્ય વિવેક મળે વિભુને;
એ બોધ બાવની ગ્રંથમાં, ઉત્તમ સરળ ઉપાય છે,
એ વિવેક—ખ્યાતિવડે કરી, દયાસિંધુ દર્શાય છે. ૫૧
બોધ બાવની ગ્રંથ પંથ પરમારથ કેરો,
સાંભળતામાં બોધ એ થકી થાય ઘણેરો;
ઓગણીસેં બત્રીસ માસ મૃગશિર ગુરુવારે,
પંચમી ઉજ્જવલ પક્ષ થયો છે પૂરણ ત્યારે;
એ ગ્રંથ અનોપમ છે ઘણો સકળ વેદનો સાર છે,
કહે છોટમ સંસારથી, તારે એ નિર્ધાર છે. ૫૨

**ઇતિ મનજીભાઇનું આખ્યાન અથવા બોધબાવની ગ્રંથ સમાસ.**

# ग्रंथोना सेवननो महिमा

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं,**
**किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્—જેને સારા સારા ગ્રંથો વાંચવાવિચારવાના હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." "સ્વામી વિવેકાનંદ"

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો."

મ૦ ગાંધીજી

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણીભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે." સ્વ૦ પઢિયાર

# उत्तम अने सस्तुं साहित्य

## અતિ ઉત્તમ ધાર્મિક ગ્રંથો

| ગ્રંથનું નામ | પૃષ્ઠ | કદઈંચ | મૂલ્ય |
|---|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**—શુદ્ધ ગુજરાતી ભાષાંતર | ૫૨૦૦ | ૬।।×૧૦ | ૩૬) |
| **શ્રીવાલ્મીકિ રામાયણ**—૩૨ ચિત્રોસાથે...... | ૧૩૨૦ | ૬।।×૧૦ | ૬) |
| **તુલસીકૃત રામાયણ**—૪૦ ચિત્રોસાથે ...... | ૧૩૫૦ | ,, | ૬) |
| **મહાભારતનું શાંતિપર્વ**—નવી આવૃત્તિ...... | ૯૦૦ | ,, | ૫) |
| **ગિરધરકૃત શુદ્ધ રામાયણ** ... ... ... | ૭૮૪ | ૫।।।×૯ | ૨। |
| **અખાની વાણી**—મનહરપદ સાથે ... ... | ૫૦૦ | ૫×૮ | ૧।। |
| **પ્રીતમની વાણી**—સર્વથી મોટો સંગ્રહ...... | ૪૨૦ | ૫×૯ | ૧।। |
| **છોટમની વાણી**—ગ્રંથ ૧ લો..... ... ... | ૨૬૪ | ,, | ૧) |
| **છોટમની વાણી**—ગ્રંથ ૨ જો ૧।।, ત્રીજો છપાય છે. | | | |
| **ધર્મતત્ત્વ**—બંકિમચરિત્રસાથે ... ... ... | ૨૪૮ | ૫।।×૮ | ૦।।। |
| **યોગતત્ત્વ** ... ... ... ... ... ... | ૩૮૪ | ,, | ૧। |
| **શ્રીયોગવાસિષ્ઠ—મહારામાયણ** બે ભાગમાં. ... | ૧૯૦૦ | ૬।।×૧૦ | ૧૦) |
| **મહાભારતનાં આદિ અને સભાપર્વ**(૧લી આવૃત્તિ) | ૬૦૦ | ૬।।×૧૦ | ૨) |
| **શ્રીદાસબોધ**—નવી આવૃત્તિ ... ... ... | ૬૨૦ | ૫।।×૮ | ૨।। |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—નવી આવૃત્તિ છપાય છે. ... | | | ૨।। |
| **શ્રીભગવતી ભાગવત**—ઉત્તમ ભાષાંતર ... | ૮૬૪ | ૬।।×૧૦ | ૪।। |
| **શ્રીમદ્ભાગવત**—ઉત્તમ ભાષાંતર... ... ... | ૭૦૦ | ૮×૧૧ | ૫) |
| **શ્રીરામકૃષ્ણકથામૃત**—બંને ભાગ ભેગા... ... | ૬૫૦ | ૫।×૮ | ૨।। |
| **સ્વામી રામતીર્થ**—ગ્રંથ ૧ લો—ભાગ ૧ થી ૫ | ૫૮૦ | ,, | ૨) |
| ,, ,, ગ્રંથ ૨ જો—ભાગ ૬ થી ૯ | ૬૮૦ | ૫।।।×૮। | ૨। |
| ,, ,, ગ્રંથ ૩ જો—ભાગ ૧૦–૧૧ | ૫૨૮ | ૫।×૮ | ૨) |
| ,, ,, ગ્રંથ ૪ થો—ભાગ ૧૨–૧૩ | ૬૪૦ | ૫।।।×૮। | ૨) |
| **સ્વામી વિવેકાનંદ** ગ્રંથ ૧ લો—ભા. ૧–૨–૩ | ૫૭૫ | ૫।।×૮ | ૨। |
| ,, ,, ગ્રંથ ૨ જો—ભા. ૪–૫... | ૬૦૦ | ,, | ૨। |
| ,, ,, ભાગ ૬ થી ૮ નોખા... | ૧૦૦૦ | ૫×૬।।। | ૩। |
| ,, ,, ભાગ ૯ મો—સંપૂર્ણ ચરિત્ર | ૭૪૦ | ૫×૬।।। | ૨।। |
| ,, ,, ભાગ ૧૦ મો—રાજયોગ... | ૩૦૦ | ,, | ૧। |
| **શ્રીભક્તચરિત્ર** અથવા **ભક્તિરસામૃત** ... | ૪૦૮ | ૫×૯ | ૧।। |
| **શ્રીભજનસાગર**—નવી આવૃત્તિ... ... ... | ૨૦૦ | ૫×૮ | ૦।।– |
| **સ્વર્ગનું વિમાન** ... ... ... ... ... | ૩૮૪ | ૫×૯ | ૧।≈ |
| **સ્વર્ગની કુંચી** ... ... ... ... ... | ૩૭૮ | ૫×૯ | ૧।≈ |

સ્વર્ગનો ખજાનો... ... ... ... ... ૩૨૪ ,, ૧।=

સ્વર્ગનો પ્રકાશ ... ... ... ... ... ૩૩૬ ,, ૧।=

ભગવદ્ગીતા–ગુજરાતી સરલાર્થસહિત ૨૫૬ ૩॥×૫॥ ૦)=, ૦)≡, ૦।

ભગવદ્ગીતા–મરાઠી કે હિંદી ટીકાસહિત... ૨૩૦ ૩॥×૫॥ ૦।

ભગવદ્ગીતા–મૂલમાત્ર–મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦। અને ૦॥

પંચરત્નગીતા-મૂલમાત્ર-નાના, મધ્યમ તથા મોટા અક્ષરમાં ૦।, ૦।=, ૦॥

મહાભારત અને રામાયણ–વિષે વિચારો ... ૨૦૦ ૬॥×૧૦ ૦॥=

શ્રીમહાભારત વિષે–જાણવા જોગ વિચારો ... ૩૨૮ " ૧॥

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

શુભસંગ્રહ–ભાગ ૧ લો... ... ... ... ૧૯૨ ૫×૬॥ ૦।

શુભસંગ્રહ–ભાગ ૨ જો... ... ... ... ૭૦૦ ૬॥×૧૦ ૨॥

શુભસંગ્રહ–ભાગ ૩ જો ... ... ... ૪૩૨ ,, ૧॥

આગળ ધસો–નવી આવૃત્તિ ... ... ૪૬૮ ૫×૯ ,, ૧॥

આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ લો ... ... ૩૩૬ ૫॥×૮ ૧)=

,, ,, ભાગ ૨ જો ... ... ૩૯૨ ,, ૧।

બંકિમનિબંધમાળા–ધર્મતત્ત્વસાથે ... ... ૫૯૦ ૫॥×૮ ૧॥

ભાગ્યના સૃષ્ટાઓ (સાદું પૂંઠું) ... ... ૭૨૦ ૫×૬॥ ૧।

સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ.... ... ... ૫૫૨ ,, ૧।

## ઈતિહાસ અને વૈદકસંબંધી ઉપયોગી પુસ્તકો

રાજસ્થાનનો ઇતિહાસ–બે મોટા ગ્રંથોમાં ... ૧૫૩૦ ૬॥×૧૦ ૧૦)

આર્યભિષક્ અથવા હિંદનો વૈદ્યરાજ ... ૭૦૦ ૬॥×૧૦ ૪)

આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન–ગાંધીજીકૃત ... ૧૪૦ ૫×૬। ૦।-

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

દાનવીર કાર્નેગી ... ... ... ... ... ૪૦૦ ૫॥×૮ ૧॥

શ્રીભક્તચરિત્ર ... ... ... ... ... ૪૦૮ ૫×૯ ૧॥

મુસ્લીમ મહાત્માઓ ... ... ... ૫૯૨ ૫॥।×૮। ૧॥

કાઉન્ટ ટૉલ્સ્ટૉયનું જીવનચરિત્ર... ... ... ૬૨૦ ૫॥×૯ ૨॥

મહાન નેપોલિયન બોનાપાર્ટ ... ... ૮૪૦ ૫॥×૮ ૩)

સ્વામી રામતીર્થની જીવનકથા ... ... ૬૪૦ ,, ૨)

સ્વામી વિવેકાનંદનું સંપૂર્ણ જીવનચરિત્ર ... ૭૪૦ ૫×૬॥ ૨॥

મહાન સમ્રાટ્ અકબર... ... ... ... ૩૫૨ ૫॥×૮। ૧।

શ્રી શિવાજી છત્રપતિ ... ... ... ... ૫૨૮ ૫॥।×૯ ૨।

વીર દુર્ગાદાસ... ... ... ... ... ... ૨૪૦ ૫×૭ ૦॥

ભારતનાં સ્ત્રીરત્નો–ગ્રંથ ૧ લો ... ૨૧૦૦ ૫॥।×૮। ૬)
,, ,, ગ્રંથ ૨ જો — છુટક દરેક ભાગના રૂ.૨॥
,, ,, ગ્રંથ ૩ જો

## સ્ત્રીઓ તથા પુરુષોમાટે બોધપ્રદ વાર્તાઓ

| | | | |
|---|---|---|---|
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૧ થી ૪ ભેગા ... ... | ૬૦૦ | ૫×૯ | ૨) |
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૫ મો. ૨૮ સાંસારિક વાતો | ૩૦૪ | ૫×૬॥ | ૦॥- |
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૬ ઠ્ઠો-બોધપ્રદ ૨૭ વાતો ... | ૩૬૦ | ,, | ૧) |
| **ટુંકીવાર્તાઓ**-ભાગ ૭ મો-અનેક વાતો ... | ૨૫૦ | ,, | ૧॥ |
| **દયાળુ માતા અને સદ્ગુણી પુત્રી** ... ... | ૧૬૦ | ,, | ૦। |

## બાળકોમાટે ખાસ ઉપયોગી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સદ્ગુણી બાળકો**-૬૯ બનાવોનો સંગ્રહ ... | ૧૨૮ | ૫×૭। | ૦। |
| **બાળસદ્બોધ**-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ... | ૧૧૨ | ૫×૬॥ | ૦। |
| **બાળકોની વાતો**-રસિક વાતચીતરૂપે ૨૧ પાઠ | ૯૬ | ,, | ૦)॥ |
| **દુઃખમાં વિદ્યાભ્યાસ**-સચોટ સાચાં દૃષ્ટાંતો... | ૯૦ | ૫॥×૮ | ૦। |
| **સુબોધક નીતિકથા** ... ... ... ... | ૧૮૪ | ૫॥×૭। | ૦।= |

## ચિત્રો અને ચિત્રાવલીઓ

| | | |
|---|---|---|
| **શ્રીમહાભારત ચિત્રાવલી** ૨૬ ચિત્રોનો સુંદર સંગ્રહ ... ... | | ૧) |
| **શ્રીરામાયણ ચિત્રાવલી** ૩૬ ,, ,, ,, ... ... | | ૧) |
| **ભગવાન શ્રીકૃષ્ણમુરારી** (ત્રિરંગી) ... ... | ૧૪×૨૨ | ૦।- |
| **દ્રૌપદીવસ્ત્રાહરણ** (ત્રિરંગી) ... ... ... | ૧૪×૨૨ | ૦।- |
| ઉપરનાં ત્રિરંગી ચિત્રો ઉપર નીચે પતરાની પટી સાથે | ,, | ૦।= |

ઉપરની ચિત્રાવલીઓનાં છૂટક ચિત્રો પણ મળશે.

## मंगावनारने खास सूचना

૧-પોસ્ટેજ ઉપરાંત રજીસ્ટર તથા વી. પી. ખર્ચ પણ રૂ. ૧૦) સુધીનું રૂ. ૦। જૂદું લાગે છે. ૨-મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩-પૂરૂં મૂલ્ય પ્રથમથીજ મોકલીને દશેક રૂ. નાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ બદલ રૂ. ૦। ચઢશે તો પણ કુલ ખર્ચ બહુ ઓછો આવશે. ૪-મહાભારત સાથે રૂ. ૧૦૦)નાં, અથવા મહાભારત સિવાયનાં રૂ. ૨૫) નાં પુસ્તકો લેનારને અમદાવાદમાં ૧૨॥ ટકા કમીશન મળશે અને મહાભારત સાથે ૩૦૦) નાં અથવા તે સિવાયનાં ૧૦૦) નાં લેવાથી ૧૫ ટકા મળશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઇ**